# સત્યના પ્રયોગો અથવા આત્મકથા

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

ગાંધીજીની આત્મકથાની આ નવી આવૃત્તિ વિષે એકએક વાતો જણાવવાની જરૂર છે. અત્યાર સુધી આત્મકથા બે ભાગમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે. અને તેનાં પુનર્મુદ્રણો પણ એ જ રીતે બે ભાગોમાં ચાલુ રાખ્યાં છે. આ પુનર્મુદ્રણ વખતે, બેઉ ભાગને એક જ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે, અને તેનું પૂરું પાકું રાખ્યું છે. ઉપરાંત, તેમાં કુલ સાત ચિત્રો મૂકવામાં આવ્યાં છે. અને તેની કિંમત મૂળની, એક રૂપિયો જ, ચાલુ રાખી છે.

એક બીજી વસ્તુ પણ આ પુનર્મુદ્રણ વખતે કરવામાં આવી છે. મૂળ ગુજરાતીમાં આત્મકથાને વાંચવા ઇચ્છનારાં પરપ્રાંતીય ભાઈબહેનોને ગુજરાતી લિપિની અડચણ ન આવે તે ખ્યાલથી, આત્મકથાની નાગરી લિપિમાં પણ આવૃત્તિ કાઢવામાં આવી છે. આ ફેરફાર એક નવું પ્રયાણ હોઈ, તે વિષે ધ્યાન ખેંચ્યું છે.

આશા છે કે આત્મકથાનું આ રૂપે ને સચિત્ર પુનર્મુદ્રણ સૌને ગમશે.

તા. ૭-૬-'૪૦

# અનુક્રમણિકા

## ભાગ બીજો

## ભાગ ત્રીજો



## ભાગ ચોથો

## ભાગ પાંચમો

# ચિત્રસૂચી

# પ્રસ્તાવના

ચાર અથવા પાંચ વર્ષ પૂર્વે નિકટના સાથીઓના આગ્રહથી મેં આત્મકથા લખવાનો સ્વીકાર કર્યો હતો; અને આરંભ પણ કરેલો. પણ એક પાનું ફૂલ્સકેપનું પૂરું ન કરી શક્યો તેટલામાં મુંબઈની જ્વાળા સળગી અને મારું આદર્યું અધૂરું રહ્યું. ત્યાર પછી તો હું એક પછી એક એવા વ્યવસાયોમાં પડ્યો કે છેવટે મને મારું યેરવડાનું સ્થાન મળ્યું. ભાઈ જેરામદાસ પણ હતા. એમણે મારી પાસે એવી માગણી કરી કે બીજાં બધાં કામ પડતાં મૂકીને મારે આત્મકથા તો પહેલી જ લખી નાંખવી. મેં એમને જવાબ મોકલ્યો કે મારો અભ્યાસક્રમ ઘડાઈ ચૂક્યો છે, અને તે પૂરો થતાં સુધી હું આત્મકથાનો આરંભ ન કરી શકું. મને જો મારો પૂરો સમય યેરવડામાં ગાળવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હોત તો હું જરૂર ત્યાં જ આત્મકથા લખી શકત. પણ તેને પહોંચવાને હજુ મને એક વર્ષ બાકી હતું. તે પહેલાં હું કોઈ પણ રીતે આત્મકથાનો આરંભ પણ કરી શકું એમ નહોતું, એટલે તે રહી ગયું. હવે સ્વામી આનંદે ફરી પાછી એ જ માગણી કરી છે. અને મેં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ પૂરો કર્યો છે, તેથી આત્મકથા લખવા લલચાયો છું. સ્વામીની માગણી તો એવી હતી કે મારે આખી કથા લખી નાંખવી અને પછી તે પુસ્તકાકારે છપાય. મારી પાસે એકસામટો એટલો સમય નથી. જો લખું તો 'નવજીવન'ને સારુ જ લખી શકાય. મારે 'નવજીવન' સારુ કંઈક તો લખવાનું હોય જ. તો આત્મકથા કાં નહિ? સ્વામીએ એ નિર્ણય કબૂલ રાખ્યો, અને આત્મકથા લખવાનો હવે મને અવસર આવ્યો.

પણ આ નિર્ણય કરું છું એટલામાં એક નિર્મળ સાથીએ, સોમવારે હું માનમાં હતો ત્યારે, મને ધીમેથી નીચેનાં વાક્યો સંભળાવ્યાં :

"તમે આત્મકથા શું કામ લખવાના છો ? એ તો પશ્ચિમની પ્રથા છે. પૂર્વમાં કોઈએ લખી જાણી નથી. અને શું લખશો ? આજે જે વસ્તુને સિદ્ધાંત તરીકે માનો છો તેને કાલે માનતા અટકી જાઓ તો ? અથવા સિદ્ધાંતને અનુસરીને જે જે કાર્યો આજે કરો છો તે તે કાર્યોમાં પાછળથી ફેરફાર કરો તો ? તમારાં લખાણને ઘણાં મનુષ્યો પ્રમાણભૂત સમજી પોતાનું વર્તન ઘડે છે તેઓ ખોટી રીતે દોરવાઈ જાય તો ? તેથી સાવધાન રહી હાલ તુરત આત્મકથા જેવું કાંઈ ન લખો તો ઠીક નહિ ?"

આ દલીલની મારા મન ઉપર થોડીઘણી અસર થઈ. પણ મારે આત્મકથા ક્યાં લખવી છે ? મારે તો આત્મકથાને બહાને સત્યના મેં જે અનેક પ્રયોગો કરેલા છે તેની કથા લખવી છે. તેમાં મારું જીવન ઓતપ્રોત હોવાથી કથા એક જીવનવૃત્તાંત જેવી થઈ જશે એ ખરું છે. પણ જો તેમાંથી પાને પાને મારા પ્રયોગો જ નીતરી આવે તો એ કથાને હું પોતે નિર્દોષ ગણું. મારા બધા પ્રયોગોનો સમુદાય પ્રજાની પાસે હોય તો તે લાભદાયી થઈ પડે એમ હું માનું છું,— અથવા કહો કે એવો મને મોહ છે. રાજ્યપ્રકરણી ક્ષેત્રમાંના મારા પ્રયોગો હવે તો હિંદુસ્તાન જાણે છે, એટલું જ નહિ પણ થોડેઘણે અંશે સુધરેલું કહેવાતું જગત પણ જાણે છે. એની કિંમત મારે મન ઓછામાં ઓછી છે. અને તેથી એ પ્રયોગોની મારફતે મને 'મહાત્મા'નું પદ મળ્યું છે એની કિંમત પણ જૂજ જ છે. કેટલીક વેળા તો એ વિશેષણે મને અતિશય દુઃખ પણ દીધું છે. એ વિશેષણથી હું ફુલાઈ ગયો હોઉં એવી એક પણ ક્ષણ મને યાદ નથી. પણ મારા આધ્યાત્મિક પ્રયોગો,

જે હું જ જાણી શકું અને જેમાંથી મારી રાજ્યપ્રકરણી ક્ષેત્ર ઉપરની શક્તિ પણ ઉદ્‌ભવી છે, તે પ્રયોગોનું વર્ણન કરી જવું મને ગમે ખરું. જો એ ખરેખર આધ્યાત્મિક હોય તો એમાં તો ફૂલણશીને સ્થાન જ નથી. એમાંથી તો કેવળ નમ્રતાની જ વૃદ્ધિ થાય. જેમ જેમ હું વિચાર કરતો જાઉં છું, મારા ભૂતકાળના જીવન ઉપર દૃષ્ટિ નાંખતો જાઉં છું, તેમ તેમ મારું અલ્પપણું હું શુદ્ધ રીતે જોઈ શકું છું. મારે જે કરવું છે, જેની હું ૩૦ વર્ષ થયાં ઝંખના કરી રહ્યો છું, તે તો આત્મદર્શન છે, તે ઈશ્વરનો સાક્ષાત્કાર છે, મોક્ષ છે. મારું ચલનવલન બધું એ જ દૃષ્ટિએ થાય છે. મારું લખાણ બધું એ જ દૃષ્ટિએ છે, અને મારું રાજ્યપ્રકરણી ક્ષેત્રની અંદર ઝંપલાવવું પણ એ જ વસ્તુને આધીન છે.

પણ મૂળથી જ મારો એવો અભિપ્રાય રહ્યો છે કે જે એકને સારુ શક્ય છે તે બધાને સારુ શક્ય છે. તેથી મારા પ્રયોગો ખાનગી નથી થયા, નથી રહ્યા. એ સહુ જોઈ શકે એમાં મને તેની આધ્યાત્મિકતા ઓછી થતી હોય એમ નથી લાગતું. એવી કેટલીક વસ્તુઓ અવશ્ય છે કે જે આત્મા જ જાણે છે, આત્મામાં જ શમી જાય છે પણ એવી વસ્તુ આપવી એ મારી શક્તિ ઉપરાંતની વાત થઈ. મારા પ્રયોગોમાં તો આધ્યાત્મિક એટલે નૈતિક; ધર્મ એટલે નીતિ; આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ તે ધર્મ. એટલે જે વસ્તુઓનો નિર્ણય બાળકો, જુવાન અને બુઢ્ઢાં કરે છે અને કરી શકે છે તે જ વસ્તુઓનો આ કથામાં સમાવેશ થશે. આવી કથા જો હું તટસ્થભાવે, નિરભિમાનપણે લખી શકું તો તેમાંથી બીજા પ્રયોગો કરનારાઓને સારુ કંઈક સામગ્રી મળે.

મારા પ્રયોગોને વિષે હું કોઈ પણ પ્રકારની સંપૂર્ણતા આરોપતો જ નથી. વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાના પ્રયોગો અતિશય નિયમસર, વિચારપૂર્વક અને ઝીણવટથી કરે છે,

છતાં તેમાંથી નિપજાવેલાં પરિણામોને તે છેવટનાં ગણાવતો નથી, અથવા તો એ એનાં સાચાં જ પરિણામ છે એ વિષે પણ સાશંક નહિ તો તટસ્થ રહે છે, તેવો જ મારા પ્રયોગોને વિષે મારો દાવો છે. મેં ખૂબ આત્મનિરીક્ષણ કર્યું છે, એકેએક ભાવને તપાસ્યો છે, તેનું પૃથક્કરણ કર્યું છે. પણ તેમાંથી નીપજેલાં પરિણામ એ સહુને સારુ છેવટનાં જ છે, એ ખરાં છે અથવા તો એ જ ખરાં છે, એવો દાવો હું કોઈ દિવસ કરવા ઇચ્છતો નથી. હા, એક દાવો હું અવશ્ય કરું છું કે મારી દૃષ્ટિએ એ ખરાં છે, અને અત્યારે તો છેવટનાં જેવાં લાગે છે. જો ન લાગે તો મારે એના ઉપર કોઈ પણ કાર્ય ન રચવું જોઈએ. પણ હું તો પગલે પગલે જે જે વસ્તુઓને જોઉં તેના ત્યાજ્ય અને ગ્રાહ્ય એવા બે ભાગ પાડી લઉં અને જેને ગ્રાહ્ય વસ્તુ સમજું તે પ્રમાણે મારા આચારોને ઘડું. અને જ્યાં લગી એ પ્રમાણે ઘડાયેલા આચાર મને, એટલે મારી બુદ્ધિને અને આત્માને, સંતોષ આપે ત્યાં લગી મારે તેનાં શુભ પરિણામો વિષે અચલિત વિશ્વાસ રાખવો જ જોઈએ.

જો મારે કેવળ સિદ્ધાંતોનું એટલે તત્ત્વોનું જ વર્ણન કરવાનું હોય તો આ આત્મકથા હું ન જ લખું. પણ મારે તો તેના ઉપર રચાયેલાં કાર્યોનો ઇતિહાસ આપવાનો છે, અને તેથી જ મેં આ પ્રયત્નને 'સત્યના પ્રયોગો' એવું પહેલું નામ આપેલું છે. આમાં સત્યથી ભિન્ન મનાતા અહિંસા, બ્રહ્મચર્ય ઇત્યાદિ નિયમોના પ્રયોગો પણ આવી જશે. પણ મારે મન સત્ય જ સર્વોપરી છે અને તેમાં અગણિત વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે. આ સત્ય તે સ્થૂલ—વાચાનું—સત્ય નહિ. આ તો જેમ વાચાનું તેમ વિચારનું પણ ખરું. આ સત્ય તે આપણે કલ્પેલું સત્ય જ નહિ. પણ સ્વતંત્ર ચિરસ્થાયી સત્ય; એટલે કે પરમેશ્વર જ.

પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમકે તેની વિભૂતિઓ પણ અગણિત છે. એ વિભૂતિઓ મને આશ્ચર્ય-ચકિત કરે છે. એ મને ક્ષણવાર મુગ્ધ પણ કરે છે. પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું. એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે. એ સત્ય મને જડયું નથી, પણ એનો હું શોધક છું. એ શોધવાને અર્થે જે વસ્તુ મને પ્રિયમાં પ્રિય હોય તેનો ત્યાગ કરવા હું તૈયાર છું, અને એ શોધરૂપી યજ્ઞમાં આ શરીરને પણ હોમવાની મારી તૈયારી છે અને શક્તિ છે એવો મને વિશ્વાસ છે. પણ એ સત્યનો હું સાક્ષાત્કાર ન કરું ત્યાં લગી મારો અંતરાત્મા જેને સત્ય ગણે છે તે કાલ્પનિક સત્યને મારો આધાર ગણી, મારી દીવાદાંડી ગણી, તેને આશ્રયે મારું જીવન હું વ્યતીત કરું છું.

આ માર્ગ જોકે ખાંડાની ધારે ચાલવા જેવો છે છતાં મને એ સહેલામાં સહેલો લાગ્યો છે. એ માર્ગે જતાં મારી ભયંકર ભૂલો પણ મને નજીવી જેવી લાગી છે. કારણ કે એ ભૂલો કરતાં છતાં હું બચી ગયો છું અને, મારી સમજણ પ્રમાણે, આગળ પણ વધ્યો છું. દૂર દૂરથી વિશુદ્ધ સત્યની — ઈશ્વરની — ઝાંખી પણ કરી રહ્યો છું. સત્ય જ છે, એ સિવાય બીજું કાંઈ જ આ જગતમાં નથી, એવો મારો વિશ્વાસ દિનપ્રતિદિન વધતો જાય છે. એ કઈ રીતે વધતો ગયો છે એ મારું જગત એટલે 'નવજીવન' ઇત્યાદિના વાંચનાર જાણી ભલે મારા પ્રયોગોના ભાગીદાર બને અને તેની ઝાંખી પણ મારી સાથે સાથે કરે. વળી, જેટલું મારે સારુ શક્ય છે તેટલું એક બાળકને સારુ પણ શક્ય છે એમ હું વધારે ને વધારે માનતો થયો છું, અને તેને સારુ મારી પાસે સબળ કારણો છે. સત્યની શોધનાં સાધનો જેટલાં કઠણ છે તેટલાં જ સહેલાં છે. એ અભિમાનીને અશક્ય લાગે અને એક નિર્દોષ બાળકને તદ્દન શક્ય લાગે. સત્યના શોધકને

રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુધ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે. આ વસ્તુ વસિષ્ઠવિશ્વામિત્રના આખ્યાનમાં સ્પષ્ટ બતાવવામાં આવી છે. ખ્રિસ્તીધર્મ અને ઇસ્લામ પણ એ જ વસ્તુ સિદ્ધ કરે છે.

જે પ્રકરણો હું લખવાનો છું તેમાં જો વાંચનારને અભિમાનનો ભાસ આવે તો તેણે અવશ્ય સમજવું કે મારી શોધમાં ખામી છે અને મારી ઝાંખીઓ તે ઝાંઝવાના નીર સમાન છે. ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો.

મારા લેખોને કોઈ પ્રમાણભૂત ન ગણે એમ હું ઇચ્છું છું, એવી મારી વિનંતિ છે. તેમાં દર્શાવેલા પ્રયોગોને દૃષ્ટાન્તરૂપે ગણીને સહુ પોતપોતાના પ્રયોગો યથાશક્તિ અને યથામતિ કરે એટલી જ મારી ઇચ્છા છે. એ સંકુચિત ક્ષેત્રમાં મારા આત્મકથાના લેખોમાંથી ઘણું મળી શકશે એવો મારો વિશ્વાસ છે. કેમકે, કહેવા યોગ્ય એક પણ વાત હું છુપાવવાનો નથી. મારા દોષોનું ભાન વાંચનારને હું પૂરેપૂરું કરાવવાની આશા રાખું છું. મારે સત્યના શાસ્ત્રીય પ્રયોગો વર્ણવવા છે, હું કેવો રૂપાળો છું એ વર્ણવવાની તલમાત્ર ઇચ્છા નથી. જે માપથી હું મારું પોતાનું માપ કરવા ઇચ્છું છું અને જે માપ આપણે બધાએ પોતપોતાને વિષે વાપરવું જોઈએ, તે પ્રમાણે તો હું અવશ્ય કહું કે,

मो सम कौन कुटिल खल कामी ?
जिन तनु दियो ताहि बिसरायो
ऐसो निमकहरामी ।

કેમકે, જેને હું સંપૂર્ણ વિશ્વાસપૂર્વક મારા શ્વાસોચ્છ્વાસનો સ્વામી ગણું છું, જેને હું મારા નિમકનો દેનાર ગણું છું તેનાથી હજીયે હું દૂર છું, એ મને પ્રતિક્ષણ સાલે છે. એનાં કારણરૂપ મારા વિકારને હું જોઈ શકું છું. પણ એને હજીયે કાઢી શકતો નથી.

પણ હવે બસ થયું. પ્રસ્તાવનામાંથી હું પ્રયોગની કથામાં ન ઊતરી શકું. એ તો કથા-પ્રકરણોમાં જ મળશે.

આશ્રમ, સાબરમતી
માગશર શુ. ૧૧, ૧૯૮૨

**મોહનદાસ કરમચંદ ગાંધી**

૧

# જન્મ

ગાંધી કુટુંબ પ્રથમ તો ગાંધિયાણાનો વેપાર કરનારું હોય એમ જણાય છે. પણ મારા દાદાથી માંડીને ત્રણ પેઢી થયાં તો એ કારભારું કરતું આવેલું છે. ઉત્તમચંદ ગાંધી અથવા ઓતા ગાંધી ટેકીલા હશે એમ લાગે છે. તેમને રાજખટપટને લીધે પોરબંદર છોડવું પડેલું ને જૂનાગઢ રાજ્યમાં આશ્રય લીધેલો. તેમણે નવાબસાહેબની સલામ ડાબે હાથે કરી. કોઈએ આ દેખાતા અવિનયનું કારણ પૂછ્યું તો જવાબ મળ્યો: 'જમણો હાથ તો પોરબંદરને દેવાઈ ચૂક્યો છે.'

ઓતા ગાંધીને એક પછી એક એમ બે ઘર થયેલાં. પહેલાથી તેમને ચાર દીકરા હતા અને બીજાથી બે. આ ભાઈઓ ઓરમાયા હતા એવો ખ્યાલ મને બચપણ યાદ કરતાં આવતો જ નથી. આમાંના પાંચમા કરમચંદ અથવા કબા ગાંધી અને છેલ્લા તુલસીદાસ ગાંધી. બંને ભાઈએ વારાફરતી પોરબંદરમાં કારભારું કર્યું. કબા ગાંધી તે મારા પિતાશ્રી. પોરબંદરનું કારભારું છોડ્યા પછી પોતે રાજસ્થાનિક કોર્ટમાં સભાસદ હતા. પછી રાજકોટમાં અને થોડો સમય વાંકાનેરમાં દીવાન હતા. મરણવેળાએ રાજકોટ દરબારના પેન્શનર હતા.

કબા ગાંધીને પણ એક પછી એક ચાર ઘર થયેલાં. પહેલાં બેથી બે દીકરીઓ હતી; છેલ્લાં પૂતળીબાઈથી એક દીકરી અને ત્રણ દીકરા. તેમાંનો છેલ્લો હું.

પિતા કુટુંબપ્રેમી, સત્યપ્રિય, શૂરા, ઉદાર પણ ક્રોધી હતા. કંઈક વિષયને વિષે આસક્ત પણ હશે. તેમનો છેલ્લો વિવાહ ચાળીસમા વર્ષ પછી થયેલો. તેઓ લાંચથી દૂર ભાગતા, તેથી શુદ્ધ ન્યાય આપતા એવી અમારા કુટુંબમાં અને બહાર વાયકા હતી. રાજ્યના બહુ વફાદાર હતા. એક વેળા કોઈ પ્રાંતના સાહેબે રાજકોટના ઠાકોર સાહેબનું અપમાન કરેલું, તેની સામે તેઓ થયેલા. સાહેબ ગુસ્સે થયા, કબા ગાંધીને માફી માગવા ફરમાવ્યું. તેમણે માફી માગવાની ના પાડી તેથી થોડા કલાકને સારુ હાજતમાં પણ રહેલા. છતાં તે ન ડગ્યા તેથી અંતે સાહેબે તેમને છોડી દેવાનો હુકમ કર્યો.

પિતાશ્રીએ દ્રવ્ય એકઠું કરવાનો લોભ કદી નહોતો રાખ્યો. તેથી અમ ભાઈઓ સારુ જૂજ મિલકત મૂકી ગયેલા.

પિતાની કેળવણી કેવળ અનુભવની હતી. જેને આજ આપણે ગુજરાતી પાંચ ચોપડીનું જ્ઞાન ગણીએ તેટલી કેળવણી તે પામેલ હશે. ઇતિહાસભૂગોળનું જ્ઞાન તો મુદ્દલ ન મળે. આમ છતાં વ્યવહારુ જ્ઞાન એવા ઊંચા પ્રકારનું હતું કે ઝીણામાં ઝીણા પ્રશ્નોના ઉકેલ કરવામાં કે હજાર માણસોની પાસે કામ લેવામાં તેમને મુશ્કેલી ન આવતી. ધાર્મિક કેળવણી નહિ જેવી હતી, પણ મંદિરોમાં જવાથી કથા વગેરે સાંભળીને જે ધર્મજ્ઞાન અસંખ્ય હિંદુઓને સહેજે મળી રહે છે તે તેમને હતું. છેવટના વર્ષમાં એક વિદ્વાન બ્રાહ્મણ જેઓ કુટુંબના મિત્ર હતા તેમની સલાહથી તેમણે ગીતાપાઠ શરૂ કર્યો હતો અને રોજ થોડાઘણા શ્લોકો પોતાના પૂજાને સમયે ઊંચે સ્વરે પાઠ કરી જતા.

માતા સાધ્વી સ્ત્રી હતી એવી મારા ઉપર છાપ રહેલી છે. તે બહુ ભાવિક હતી. પૂજાપાઠ વિના કદી ન જમે.

હવેલીએ હમેશાં જાય. હું સમજણો થયો ત્યારથી તેણે કદી ચાતુર્માસ છોડ્યા હોય એવું મને સ્મરણ નથી. કઠણમાં કઠણ વ્રતો તે આદરતી અને નિર્વિઘ્ને પૂરાં કરતી. લીધેલાં વ્રત માંદી પડે તોપણ ન જ છોડે. એવો એક સમય મને યાદ છે કે જ્યારે તેણે ચાંદ્રાયણ વ્રત લીધેલું, તેમાં માંદી પડેલી પણ વ્રતને ન છોડેલું. ચાતુર્માસમાં એકટાણાં કરવાં એ તો તેને સામાન્ય વાત હતી. એટલેથી સંતોષ ન વાળતાં એક ચાતુર્માસમાં તેણે ધારણાંપારણાં કરેલાં. બેત્રણ સામટા ઉપવાસ એ એને મન નજીવી વાત હતી. એક ચાતુર્માસમાં તેનું એવું વ્રત હતું કે સૂર્યનારાયણનાં દર્શન કર્યા પછી જ જમાય. આ ચોમાસે અમે છોકરા વાદળ સામું જોઈ રહીએ કે ક્યારે સૂર્ય દેખાય ને ક્યારે મા જમે. ચોમાસામાં ઘણી વેળા દર્શન દોહ્યલાં થાય એ તો સહુ જાણે છે. એવા દિવસો યાદ છે કે જ્યારે સૂર્યને અમે જોઈએ, 'બા, બા, સૂરજ દેખાયો' કહીએ ને બા ઉતાવળી ઉતાવળી આવે ત્યાં તો સૂરજ ભાગી જાય. 'કંઈ નહિ, આજે નસીબમાં ખાવાનું નહિ હોય' કહી પાછી જાય ને પોતાના કામમાં ગૂંથાઈ જાય.

માતા વ્યવહારકુશળ હતી. દરબારી બધી વાતો જાણે. રણવાસમાં તેની બુદ્ધિની આંકણી ઠીક મુકાતી. હું બાળક હોઈ કોઈ કોઈ વેળા મને મા દરબારગઢમાં સાથે લઈ જતી. 'બામાસાહેબ'ની સાથે થતા સંવાદો મને કેટલાક હજી યાદ છે.

આ માતાપિતાને ત્યાં હું સંવત ૧૯૨૫ના ભાદરવા વદ ૧૨ને દિવસે, એટલે સને ૧૮૬૯ના ઑક્ટોબરની ૨જી તારીખે, પોરબંદર અથવા સુદામાપુરીમાં જન્મ પામ્યો.

બચપણ પોરબંદરમાં જ ગયું. કોઈ નિશાળમાં મને મૂકવામાં આવેલો એવું યાદ છે. મુશ્કેલીથી થોડા પાડા શીખેલો. તે કાળે છોકરાઓની સાથે હું મહેતાજીને માત્ર ગાળ દેતાં શીખેલો એટલું યાદ છે, અને બીજું કાંઈ જ યાદ નથી.

તેથી હું અનુમાન કરું છું કે મારી બુદ્ધિ મંદ હશે, અને યાદશક્તિ જે કડી અમે છોકરા ગાતા તેમાંના કાચા પાપડના જેવી હશે. એ લીટીઓ મારે આપવી જ જોઈએ:

એકડે એક, પાપડ શેક;
પાપડ કચ્ચો, — મારો —

પહેલી ખાલી જગ્યાએ માસ્તરનું નામ હોય. તેને હું અમર કરવા નથી ઇચ્છતો. બીજી ખાલી જગ્યામાં છોડી દીધેલી ગાળ ભરવાની આવશ્યકતા ન હોય.

# બચપણ

પોરબંદરથી પિતાશ્રી રાજસ્થાનિક કોર્ટના સભ્ય થઈ રાજકોટ ગયા ત્યારે મારી ઉંમર સાતેક વર્ષની હશે. રાજકોટની ગામઠી શાળામાં મને મૂકવામાં આવ્યો. એ શાળાના દિવસો મને સારી પેઠે યાદ છે. મહેતાજીઓનાં નામઠામ પણ યાદ છે. જેમ પોરબંદરના તેમ ત્યાંના અભ્યાસને વિષે પણ ખાસ જાણવા જેવું નથી. હું ભાગ્યે સામાન્ય કોટિનો વિદ્યાર્થી ગણાતો હોઈશ. ગામઠી નિશાળમાંથી પરાની નિશાળમાં ને ત્યાંથી હાઈસ્કૂલમાં. આટલે સુધી પહોંચતાં મને બારમું વર્ષ વીતી ગયું. ત્યાં લગી મેં કોઈ પણ વેળા શિક્ષકોને છેતર્યાનું મને સ્મરણ નથી, નથી કોઈ મિત્રો કર્યાનું સ્મરણ. હું અતિશય શરમાળ છોકરો હતો. નિશાળમાં મારા કામ સાથે જ કામ હતું. ઘંટ વાગવાને સમયે પહોંચવું અને નિશાળ બંધ થયે ઘેર ભાગવું. 'ભાગવું' શબ્દ ઇરાદાપૂર્વક લખું છું કેમકે મને કોઈની સાથે વાતો કરવાનું ન ગમતું. 'કોઈ મારી મશ્કરી કરશે તો?' એવી બીક પણ રહેતી.

હાઈસ્કૂલના પહેલા જ વર્ષનો, પરીક્ષા વખતનો એક બનાવ નોંધવા યોગ્ય છે. કેળવણીખાતાના ઇન્સ્પેક્ટર જાઇલ્સ નિશાળ તપાસવા આવ્યા હતા. તેમણે પહેલા ધોરણના છોકરાઓને પાંચ શબ્દ લખાવ્યા. તેમાં એક શબ્દ 'કેટલ' (kettle) હતો. તેની જોડણી મેં ખોટી લખી. માસ્તરે મને પોતાના બૂટની અણી મારી ચેતવ્યો. પણ હું શાનો ચેતું? મને એમ ભાસી ન શક્યું કે માસ્તર મને સામેના છોકરાની

પાટીમાં જોઈ લઈ જોડણી સુધારવાનું કહે. માસ્તર તો અમે એકબીજામાંથી ચોરી ન કરીએ એ જોતા હતા એવું મેં માનેલું. બધા છોકરાના પાંચે શબ્દ ખરા પડ્યા ને એકલો હું ઠોઠ ઠર્યો! મારી 'મૂર્ખાઈ' મને માસ્તરે પાછળથી સમજાવી; પણ મારા મન ઉપર તે સમજૂતીની કશી અસર ન થઈ. મને બીજા છોકરાઓમાંથી ચોરી કરતાં કદી ન આવડ્યું.

આમ છતાં માસ્તર તરફ હું મારો વિનય કદી ન ચૂક્યો. વડીલોના દોષ ન જોવાનો ગુણ મારામાં સહેજે હતો. આ માસ્તરના બીજા દોષો પણ મારી જાણમાં પાછળથી આવેલા. છતાં તેમની પ્રત્યેનું મારું માન તો કાયમ જ રહેલું. વડીલોની આજ્ઞાનું પાલન કરવું એટલું હું સમજ્યો હતો. તેઓ કહે તે કરવું; કરે તેના આપણે કાજી ન બનવું.

આ જ સમયે બીજા બે બનાવો બન્યા તે મને હમેશાં યાદ રહ્યા છે. મને સામાન્ય રીતે નિશાળનાં પુસ્તકો ઉપરાંત કંઈ વાંચવાનો શોખ નહોતો. પાઠ કરવા જોઈએ, ઠપકો સહન ન થાય, માસ્તરને છેતરાય નહિ, તેથી પાઠ વાંચતો. પણ મન આળસ કરે. તેથી પાઠ ઘણી વાર કાચા રહે. ત્યાં બીજું વાંચવાનું સૂઝે શાનું? પણ પિતાશ્રીએ ખરીદેલું એક પુસ્તક મારી નજરે ચડ્યું. એ 'શ્રવણપિતૃભક્તિ નાટક'. આ વાંચવાનું મને મન થયું. તે હું અતિશય રસપૂર્વક વાંચી ગયો. એ જ દિવસોમાં કાચમાં ચિત્રો દેખાડનારા પણ ઘેર આવતા. તેમની પાસેથી શ્રવણ, પોતાનાં માતપિતાને કાવડમાં બેસાડી યાત્રા કરવા લઈ જાય છે એ દૃશ્ય પણ મેં જોયું. બન્ને વસ્તુની મારા ઉપર ઊંડી છાપ પડી. મારે પણ શ્રવણ જેવા થવું એમ મનમાં થાય. શ્રવણના મૃત્યુ સમયનો તેનાં માતપિતાનો વિલાપ હજુ યાદ છે. એ લલિત છંદ મેં તો વાજામાંયે ઉતાર્યો. વાજું શીખવાનો શોખ હતો ને એક વાજું પિતાશ્રીએ અપાવ્યું પણ હતું.

આ જ અરસામાં કોઈ નાટક કંપની આવેલ તેનું નાટક જોવાની મને રજા મળી. હરિશ્ચંદ્રનું આખ્યાન હતું. એ નાટક જોતાં હું થાકું જ નહિ. એ ફરી ફરી જોવાનું મન થાય. એમ વારંવાર જવા તો કોણ જ દે? પણ મારા મનમાં મેં એ નાટક સેંકડો વખત ભજવ્યું હશે. હરિશ્ચંદ્રનાં સ્વપ્નાં આવે. 'હરિશ્ચંદ્રના જેવા સત્યવાદી બધા કાં ન થાય?' એ ધૂન ચાલી. હરિશ્ચંદ્રની ઉપર પડેલી તેવી વિપત્તિઓ ભોગવવી ને સત્યનું પાલન કરવું એ જ ખરું સત્ય. જેવી નાટકમાં લખેલી તેવી જ વિપદો હરિશ્ચંદ્રને પડી હશે એમ મેં તો માની લીધેલું. હરિશ્ચંદ્રનાં દુઃખ જોઈ, તેનું સ્મરણ કરી હું ખૂબ રોયો છું. આજે મારી બુદ્ધિ સમજે છે કે હરિશ્ચંદ્ર કોઈ ઐતિહાસિક વ્યક્તિ નહિ હોય. છતાં મારે મન હરિશ્ચંદ્ર અને શ્રવણ આજે પણ જીવતા છે. હું આજે એ નાટકો વાંચું તો આજે પણ મને આંસુ આવે એમ માનું છું.

# ૩

# બાળવિવાહ

આ પ્રકરણ મારે ન લખવું પડે એમ હું ઇચ્છું છું. પણ આ કથામાં મારે એવા કેટલાયે કડવા ઘૂંટડા પીવા પડશે. સત્યના પૂજારી હોવાનો દાવો કરીને મારાથી બીજું થાય તેમ નથી.

૧૩ વર્ષની ઉમ્મરે મારા વિવાહ થયા એની નોંધ લેતાં અકળામણ થાય છે. આજે મારી નજર આગળ બાર તેર વર્ષનાં બાળકો પડ્યાં છે તેમને જોઉં છું ને મારા વિવાહનું સ્મરણ કરું છું ત્યારે મને મારા ઉપર દયા છૂટે છે, અને બાળકોને મારી સ્થિતિમાંથી બચ્યાને સારુ મુબારકબાદી આપવાની ઇચ્છા થાય છે. તેર વર્ષે થયેલા મારા વિવાહના સમર્થનમાં એક પણ નૈતિક દલીલ મને નથી સૂઝી શકતી.

વાંચનાર ન સમજે કે હું સગાઈની વાત લખું છું. કાઠિયાવાડમાં વિવાહ એટલે લગ્ન; સગાઈ નહિ. સગાઈ એટલે બે બાળકોને પરણાવવાનો માબાપો વચ્ચે થયેલો કરાર. સગાઈ તૂટી શકે. સગાઈ થઈ હોય છતાં વર મરે તો કન્યા રાંડતી નથી. સગાઈમાં વરકન્યાને કશો સંબંધ નથી રહેતો. બન્નેને ખબર પણ ન હોય. મારી એક પછી એક ત્રણ વાર સગાઈ થયેલી. ત્રણે સગાઈ ક્યારે થઈ એની મને કશીયે ખબર નથી. બે કન્યાઓ એક પછી એક મરી ગઈ એમ મને કહેવામાં આવેલું, તેથી જ હું જાણું છું કે મારી ત્રણ સગાઈઓ થયેલી. ત્રીજી સગાઈ સાતેક વર્ષની ઉમ્મરે થયેલી હશે એવું કંઈક સ્મરણ છે. પણ સગાઈ થઈ ત્યારે મને કશું કહેવામાં આવેલું એવું મને ભાન નથી. વિવાહમાં વરકન્યાની જરૂર

પડે છે; તેમાં વિધિ રહેલ છે, અને હું જે લખી રહ્યો છું એ તેવા વિવાહ વિષે. વિવાહનું સ્મરણ મને પૂરેપૂરું છે.

અમે ત્રણ ભાઈઓ હતા એ વાંચનારે જાણ્યું છે. તેમાં સૌથી મોટા પરણી ચૂકયા હતા. વચેટ મારાથી બે કે ત્રણ વર્ષ મોટા હતા. તેમના, મારા કાકાના નાના દીકરા જેમની ઉમ્મર મારા કરતાં કદાચ એકાદ વર્ષ વધારે હશે તેમના, અને મારા એમ ત્રણ વિવાહ એકસાથે કરવાનો વડીલોએ નિશ્ચય કર્યો. આમાં અમારા કલ્યાણની વાત નહોતી. અમારી ઇચ્છાની તો હોય જ નહિ. આમાં કેવળ વડીલોની સગવડની અને ખરચની વાત હતી.

હિંદુ સંસારમાં વિવાહ જેવી તેવી વસ્તુ નથી. વરકન્યાનાં માબાપો વિવાહની પાછળ ખુવાર થાય છે, ધન લૂંટાવે છે અને વખત લૂંટાવે છે. મહિનાઓ અગાઉથી તૈયારીઓ થાય. કપડાં બને, દાગીના બને, નાતો જમાડવાના અડસટ્ટા નીકળે, ભોજનની વાનગીઓની હરીફાઈ થાય. બૈરાંઓ, સૂર હોય કે ન હોય તોપણ, ગાણાં ગાઈ ગાઈ પોતાના સાદ બેસાડી કરી મૂકે, માંદાં પણ પડે, પડોશીની શાંતિમાં ભંગાણ પાડે. પાડોશી બીચારા પોતે પણ પોતાને ત્યાં અવસર આવે ત્યારે એવું જ કરવાના હોય એટલે ઘોંઘાટ, એઠવાડ, બીજી ગંદકીઓ, બધું ઉદાસીન ભાવે સહન કરે.

આવી ધમાલ ત્રણ વખત કરવાને બદલે એક જ વખત કરી હોય તો કેવું સારું? ખરચ ઓછો થાય છતાં વિવાહ શોભે. કેમકે ત્રણ વિવાહ સાથે થાય એટલે છૂટથી દ્રવ્ય ખરચી શકાય. પિતાશ્રી અને કાકાશ્રી વૃદ્ધ હતા. અમે તેમના છેલ્લા છોકરા, એટલે અમારા વિવાહ કરવાનો લહાવો લેવાની પણ વૃત્તિ ખરી. આ અને આવા વિચારોથી આ ત્રણે વિવાહ સાથે કરવાનો નિશ્ચય થયો, અને તેમાં, મેં જણાવ્યું તે પ્રમાણે, તૈયારીઓ અને સામગ્રીઓ તો કેટલા માસ થયાં ચાલી રહેલી.

અમે ભાઈઓએ તો કેવળ તૈયારીઓથી જ જાણ્યું કે વિવાહ થવાના છે. એ વેળાએ મને તો, સારાં સારાં કપડાં પહેરશું, વાજાં વાગશે, ફુલેકાં ચડશે, સારાં ભોજનો મળશે, એક નવી બાળા સાથે વિનોદ કરશું, વગેરે અભિલાષા ઉપરાંત બીજું વિશેષ હોય એવું સ્મરણ નથી. વિષય ભોગવવાની વૃત્તિ તો પાછળથી આવી. તે કેમ આવી તે હું વર્ણવી શકું છું, પણ એવી જિજ્ઞાસા વાંચનારે ન રાખવી. આ મારી શરમ ઉપર હું પડદો નાંખવા ધારું છું. કેટલુંક જે જણાવવા જેવું છે તે હવે પછી આવશે. પણ એ વસ્તુની વિગતોને મેં જે મધ્યબિંદુ મારી નજર આગળ રાખેલું છે તેની સાથે થોડો સંબંધ છે.

અમને બે ભાઈઓને રાજકોટથી પોરબંદર લઈ જવામાં આવ્યા. ત્યાં જે પીઠી ચોળવા ઇત્યાદિના વિધિ થયા એ બધું, જોકે રમૂજી છે છતાં, મૂકી દેવા યોગ્ય છે.

પિતાશ્રી દીવાન છતાં નોકર. વળી રાજપ્રિય, એટલે વધારે પરાધીન. ઠાકોરસાહેબ છેલ્લી ઘડી સુધી જવા ન દે. છેવટે જ્યારે જવા દીધા ત્યારે ખાસ ટપ્પા ગોઠવ્યા અને બે જ દિવસ અગાઉ મોકલ્યા. પણ — ! પણ દૈવે બીજું જ ધારેલું. રાજકોટથી પોરબંદર ૬૦ ગાઉ છે. ગાડાવાટે પાંચ દિવસનો રસ્તો હતો. પિતાજી ત્રણ દિવસમાં આવ્યા. છેલ્લી મજલમાં ટાંગો ઊંધો વળ્યો. પિતાજીને સખત વાગ્યું: હાથે પાટા, પૂંઠે પાટા. વિવાહમાંથી તેમનો અને અમારો અર્ધો રસ ગયો. પણ વિવાહ તો થયા જ. લખેલાં મુહૂર્ત કાંઈ ફરે ? હું તો વિવાહના બાળઉલ્લાસમાં પિતાજીનું દુઃખ ભૂલી ગયો !

પિતૃભક્ત તો ખરો જ, પણ વિષયભક્ત પણ એવો જ ના ? અહીં વિષયનો અર્થ એક ઇંદ્રિયનો વિષય ન કરાય પણ ભોગોમાત્ર. માતાપિતાની ભક્તિ પાછળ સર્વ સુખનો ત્યાગ કરવો જોઈએ એ ભાન હવે પછી આવવાનું હતું. આમ છતાં કેમ જાણે મારે આ ભોગેચ્છાની શિક્ષા જ ભોગવવાની હોય

નહિ, તેવી રીતે મારી જિંદગીમાં એક અવળો પ્રસંગ બન્યો, જે મને આજ લગી સાલે છે. જ્યારે જ્યારે નિષ્કુળાનંદનું

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના,
કરીએ કોટિ ઉપાય જી

ગાઉં છું અથવા સાંભળું છું ત્યારે ત્યારે એ અવળો ને કડવો પ્રસંગ મને યાદ આવે છે ને શરમાવે છે.

બાપે થપાટ મારીને મોઢું લાલ રાખ્યું. શરીરે પીડા ભોગવતાં છતાં વિવાહમાં ભાગ પૂરો લીધો. પિતાજી કયે કયે પ્રસંગે કઈ કઈ જગ્યાએ બેઠા હતા એ બધું મને જેવું ને તેવું હજી યાદ છે. બાળવિવાહનો વિચાર કરતાં પિતાના કાર્યની જે ટીકા મેં આજે કરી છે તે કંઈ મારા મને તે વેળા થોડી જ કરી હતી! તે વેળા તો બધું યોગ્ય ને મનગમતું લાગતું હતું. પરણવાનો શોખ હતો, અને પિતાજી કરે છે એ બરાબર જ છે એમ લાગતું. તેથી તે વખતનાં સ્મરણો તાજાં છે.

માયરે બેઠાં, ચોરીફેરા ફર્યાં, કંસાર ખાધો ખવડાવ્યો. અને વરવહુ ત્યારથી જ સાથે રહેતાં થયાં. એ પ્રથમ રાત્રિ! બે નિર્દોષ બાળકોએ વગરજાણ્યે સંસારમાં ઝંપલાવ્યું. ભાભીએ શિખામણ આપી કે મારે પહેલી રાતે કેમ વરતવું. ધર્મપત્નીને કોણે શિખામણ આપી હશે એ તો મેં પૂછ્યું હોય એવું યાદ નથી. હજી પુછાય એમ છે. પણ પૂછવાની ઇચ્છા સરખીયે થતી નથી. વાંચનાર એટલું જાણે કે અમે બન્ને એકબીજાથી ડરતાં હતાં એવો ભાસ આવે છે. એકબીજાથી શરમાતાં તો હતાં જ. વાતો કેમ કરવી, શી કરવી, એ હું શું જાણું! મળેલી શિખામણ પણ મદદ શું કરે? પણ કંઈ શીખવવું તે પડે? જ્યાં સંસ્કાર બળવાન છે ત્યાં શિખામણ બધી મિથ્યા વધારો થઈ પડે છે. ધીમે ધીમે એકબીજાને ઓળખતાં થયાં, બોલતાં થયાં. અમે બન્ને સરખી ઉમ્મરનાં છીએ. મેં તો ધણીપણું આદર્યું.

# ૪

# ધણીપણું

વિવાહ થયા એ દિવસોમાં નિબંધોનાં નાનાં ચોપાનિયાં —પૈસાનાં કે પાઈનાં એ તો યાદ નથી—નીકળતાં. એમાં દંપતીપ્રેમ, કરકસર, બાળલગ્ન વગેરે વિષયો ચર્ચવામાં આવતા. આમાંના કોઈ નિબંધ મારા હાથમાં આવતા ને તે હું વાંચી જતો. એ તો ટેવ હતી જ કે વાંચવું તે પસંદ ન પડે તો ભૂલી જવું, ને પસંદ પડે તો તેનો અમલ કરવો. એકપત્નીવ્રત પાળવું એ પતિનો ધર્મ છે એમ વાંચેલું, એ હૃદયમાં રમી રહ્યું. સત્યનો શોખ તો હતો જ. એટલે પત્નીને છેતરાય તો નહિ જ. એથીયે બીજી સ્ત્રી સાથે સંબંધ ન થાય એ પણ સમજાયું હતું. નાનકડી ઉમ્મરે એકપત્નીવ્રતનો ભંગ થવાનો સંભવ બહુ થોડો જ હોય.

પણ આ સદ્વિચારોનું એક માઠું પરિણામ આવ્યું. જો મારે એકપત્નીવ્રત પાળવું જોઈએ તો પત્નીએ એકપતિવ્રત પાળવું જોઈએ. આ વિચારથી હું અદેખો ધણી બન્યો. 'પાળવું જોઈએ'માંથી 'પળાવવું જોઈએ' એ વિચાર ઉપર આવ્યો. અને જો પળાવવું જોઈએ તો મારે ચોકી રાખવી જોઈએ. મને કાંઈ પત્નીની પવિત્રતા વિષે શંકા લાવવાનું કારણ નહોતું. પણ અદેખાઈ કારણ જોવા ક્યાં બેસે છે? મારી સ્ત્રી હમેશાં ક્યાં જાય છે એ મારે જાણવું જ જોઈએ, તેથી મારી રજા વિના ક્યાંયે જવાય જ નહિ. આ વસ્તુ અમારી વચ્ચે દુઃખદ ઝઘડાનું મૂળ થઈ પડી. રજા વિના ક્યાંયે ન જવાય એ તો એક જાતની કેદ જ થઈ. પણ કસ્તુરબાઈ

એવી કેદ સહન કરે એમ હતી જ નહિ. ઇચ્છામાં આવે ત્યાં જરૂર મને પૂછ્યા વિના જાય. જેમ હું દાબ મૂકું તેમ તે વધારે છૂટ લે, અને તેમ હું વધારે ચિડાઉં. આથી અમ બાળકો વચ્ચે અબોલા એ સામાન્ય વસ્તુ થઈ પડી. કસ્તુરબાઈએ જે છૂટ લીધી તેને હું નિર્દોષ માનું છું. એક બાળા જેના મનમાં પાપ નથી એ દેવદર્શને જવા ઉપર કે કોઈને મળવા જવા ઉપર દાબ કેમ સહન કરે? જો હું તેના ઉપર દાબ મૂકું તો તે મારા ઉપર કાં ન મૂકે?—આ તો હવે સમજાય છે. ત્યારે તો મારે મારું ધણીપણું સિદ્ધ કરવું હતું.

પણ વાંચનાર એમ ન માને કે અમારા આ ઘરસંસારમાં ક્યાંયે મીઠાશ નહોતી. મારી વક્રતાનું મૂળ પ્રેમમાં હતું. મારે મારી પત્નીને આદર્શ સ્ત્રી બનાવવી હતી. એ સ્વચ્છ થાય, સ્વચ્છ રહે, હું શીખું તે શીખે, હું ભણું તે ભણે, અને અમે બન્ને એકબીજામાં ઓતપ્રોત રહીએ, એ ભાવના હતી.

કસ્તુરબાઈને એ ભાવના હતી એવું મને ભાન નથી. તે નિરક્ષર હતી. સ્વભાવે સીધી, સ્વતંત્ર, મહેનતુ અને મારી સાથે તો ઓછું બોલનારી હતી. તેને પોતાના અજ્ઞાનનો અસંતાપ નહોતો. હું ભણું છું ને પોતે પણ ભણે તો સારું, એવી એની ઇચ્છા મેં કદી મારા બચપણમાં અનુભવી નથી. એથી હું માનું છું કે મારી ભાવના એકપક્ષી હતી. મારું વિષયસુખ એક સ્ત્રી ઉપર જ નિર્ભર હતું અને હું તે સુખનો પ્રતિઘોષ ઇચ્છતો હતો. જ્યાં પ્રેમ એક પક્ષ તરફથી પણ હોય ત્યાં સર્વાંશે દુઃખ તો ન જ હોય.

મારે કહેવું જોઈએ કે હું મારી સ્ત્રી પરત્વે વિષયાસક્ત હતો. નિશાળમાંયે તેના વિચાર આવે, રાત્રી ક્યારે પડે અને ક્યારે અમે મળીએ એ વિચાર રહ્યાં જ કરે. વિયોગ અસહ્ય હતો. મારી કેટલીક કાલીઘેલી વાતોથી હું કસ્તુરબાઈને જગાડ્યા જ કરું. આ આસક્તિની જ સાથે જો મારામાં કર્તવ્યપરાયણતા

ન હોત તો રોગથી પીડાઈ મૃત્યુને વશ થયો હોત, અથવા આ જગતમાં વૃથા જીવી રહ્યો હોત, એમ મને ભાસે છે. સવાર થાય એટલે નિત્યકર્મો તો કરવાં જ જોઈએ, કોઈને છેતરી ન જ શકાય, આવા મારા વિચારોથી હું ઘણા સંકટોમાંથી બચ્યો.

હું જણાવી ગયો કે કસ્તુરબાઈ નિરક્ષર હતી. તેને ભણાવવાની મને ઘણી હોંશ હતી. પણ મારી વિષયવાંછના મને ભણાવવા ક્યાંથી દે ? એક તો મારે પરાણે ભણાવવું રહ્યું. તે પણ રાત્રે એકાંતે જ થઈ શકે. વડીલોના દેખતાં તો સ્ત્રીના ભણી જોવાય જ નહિ. વાત તો થાય જ શાની ? કાઠિયાવાડમાં લાજ કાઢવાનો નકામો અને જંગલી રિવાજ ત્યારે હતો; આજે પણ ઘણે ભાગે મોજૂદ છે. એટલે ભણાવવાના સંજોગો પણ મારે સારુ પ્રતિકૂળ. તેથી જુવાનીમાં મેં ભણાવવાના જેટલા પ્રયત્નો કર્યા તે બધા લગભગ નિષ્ફળ ગયા એમ મારે કબૂલ કરવું જોઈએ. જ્યારે હું વિષયની ઊંઘમાંથી જાગ્યો ત્યારે તો હું જાહેર જીવનમાં ઝંપલાવી ચૂક્યો હતો, એટલે બહુ વખત આપી શકું એવી મારી સ્થિતિ નહોતી રહી. શિક્ષક મારફતે ભણાવવાના મારા પ્રયત્નો પણ નિષ્ફળ ગયા. પરિણામે આજે કસ્તુરબાઈની સ્થિતિ માંડ કાગળ લખી શકે ને સામાન્ય ગુજરાતી સમજી શકે એવી છે. જો મારો પ્રેમ વિષયથી દૂષિત ન હોત તો આજે તે વિદુષી સ્ત્રી હોત એવી મારી માન્યતા છે. તેના ભણવાના આળસને હું જીતી શકત. શુદ્ધ પ્રેમને કંઈ જ અશક્ય નથી એમ હું જાણું છું.

આમ સ્વસ્ત્રી સાથે વિષયી છતાં હું પ્રમાણમાં કેમ બચી શક્યો તેનું એક કારણ બતાવી ગયો. બીજું પણ એક નોંધવા જેવું છે. સેંકડો અનુભવોથી હું એ તારણ કાઢી શક્યો છું કે જેની નિષ્ઠા સાચી છે તેને પ્રભુ જ ઉગારી લે છે. હિંદુ સંસારમાં બાળલગ્નનો ઘાતકી રિવાજ છે, તેની જ સાથે

તેમાંથી થોડી મુક્તિ મળે એવો રિવાજ પણ છે. બાળક વરવધૂને માબાપ લાંબો વખત સાથે રહેવા દેતાં નથી. બાળસ્ત્રીનો અરધાથી વધારે વખત તેના પિયરમાં જાય છે. આવું જ અમારે વિષે પણ બન્યું. એટલે કે, ૧૩ થી ૧૯ વર્ષની ઉમ્મર દરમ્યાન અમે છૂટક છૂટક મળી ત્રણ વર્ષથી વધારે કાળ સાથે નહિ રહ્યાં હોઈએ. છઆઠ મહિના રહીએ એટલે માબાપનું તેડું હોય જ. એ વેળા તો એ તેડું બહુ વસમું લાગતું, પણ તેથી જ અમે બન્ને બચી ગયાં. પછી ૧૮ વર્ષની ઉમ્મરે તો હું વિલાયત ગયો. એટલે એ સુંદર ને લાંબો વિયોગ આવ્યો. વિલાયતથી આવીને પણ સાથે તો છએક માસ જ રહ્યાં હોઈશું, કેમકે મારે રાજકોટ મુંબઈ વચ્ચે આવજા થતી. તેટલામાં વળી દક્ષિણ આફ્રિકાનું તેડું આવ્યું. દરમ્યાન હું સારી પેઠે જાગ્રત થયો હતો.

# ૫

## હાઈસ્કૂલમાં

વિવાહ થયા ત્યારે હું હાઈસ્કૂલમાં ભણતો હતો એ હું આગળ લખી ગયો છું. તે વેળા અમે ત્રણે ભાઈ એક જ સ્કૂલમાં ભણતા. જ્યેષ્ઠ બંધુ ઉપલા ધોરણમાં હતા ને જે ભાઈના વિવાહની સાથે મારા થયા હતા તે મારાથી એક વર્ગ આગળ હતા. વિવાહનું પરિણામ એ આવ્યું કે અમારું બે ભાઈનું એક વર્ષ નકામું ગયું. મારા ભાઈને સારુ તો એથીયે વિષમ પરિણામ આવ્યું. વિવાહ પછી તે નિશાળમાં ન જ રહી શક્યા. આવું અનિષ્ટ પરિણામ તો દૈવ જાણે કેટલા જુવાનોનું આવતું હશે. વિદ્યાભ્યાસ ને વિવાહ બેઉ એકસાથે તો હિંદુ સંસારમાં જ હોય.

મારો અભ્યાસ ચાલુ રહ્યો. હાઈસ્કૂલમાં હું ઠોઠ નિશાળિયો ન ગણાતો. શિક્ષકોની પ્રીતિ તો હંમેશાં સાચવી હતી. દરેક વર્ષે માબાપને વિદ્યાર્થીના અભ્યાસ તેમ જ વર્તન વિષે પ્રમાણપત્ર મોકલવામાં આવતાં. તેમાં કોઈ દિવસ મારું વર્તન કે અભ્યાસ ખરાબ હોવાની ટીકા ગઈ નથી. બીજા ધોરણ પછી ઇનામો પણ લીધાં ને પાંચમા તથા છઠ્ઠા ધોરણમાં અનુક્રમે માસિક ચાર રૂપિયા ને દસ રૂપિયાની શિષ્યવૃત્તિ પણ મળી હતી. આ મળવામાં મારી હોશિયારી કરતાં દૈવે વધારે ભાગ લીધો હતો. એ વૃત્તિઓ બધા વિદ્યાર્થીઓને સારુ નહિ, પણ જેઓ સોરઠ પ્રાંતના હોય તેમાં પહેલું પદ ભોગવે તેને સારુ હતી. ચાળીસપચાસ વિદ્યાર્થીઓના વર્ગમાં તે કાળે સોરઠ પ્રાંતના વિદ્યાર્થી કેટલા હોઈ શકે ?

મારું પોતાનું સ્મરણ એવું છે કે મને મારી હોશિયારીને વિષે કંઈ માન નહોતું. ઇનામ કે શિષ્યવૃત્તિ મળે તો મને આશ્ચર્ય થતું. પણ મારા વર્તન વિષે મને બહુ ચીવટ હતી. વર્તનમાં ખોડ આવે તો મને રડવું જ આવે. શિક્ષકને ઠપકો આપવો પડે એવું મારે હાથે કંઈ પણ થાય અથવા શિક્ષકને તેવું ભાસે એ મને અસહ્ય થઈ પડે. એક વખત માર ખાવો પડ્યો હતો એવું મને સ્મરણ છે. મારનું દુઃખ નહોતું, પણ હું દંડને પાત્ર ગણાયો એ મહાદુઃખ હતું. હું ખૂબ રડ્યો. આ પ્રસંગ પહેલા કે બીજા ધોરણનો છે. બીજો પ્રસંગ સાતમા ધોરણનો છે. તે વખતે દોરાબજી એદલજી ગીમી હેડમાસ્તર હતા. તે વિદ્યાર્થીપ્રિય હતા, કેમકે તેઓ નિયમ જળવાવતા, પદ્ધતિસર કામ કરતા ને લેતા, તથા શિક્ષણ ઠીક આપતા. તેમણે ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને સારુ કસરત-ક્રિકેટ ફરજિયાત કર્યાં હતાં. મને તેનો અણગમો હતો. ફરજ પડી તે પહેલાં તો હું કદી કસરત, ક્રિકેટ કે ફૂટબોલમાં ગયો જ નહોતો. ન જવામાં મારી શરમાળ પ્રકૃતિ પણ એક કારણ હતું. હવે હું જોઉં છું કે એ અણગમો મારી ભૂલ હતી. કસરતને શિક્ષણની સાથે સંબંધ ન હોય એવા ખોટા વિચાર તે વેળા હું ધરાવતો. પાછળથી સમજ્યો કે વ્યાયામને એટલે શારીરિક કેળવણીને માનસિકના જેવું જ સ્થાન વિદ્યાભ્યાસમાં હોવું જોઈએ.

છતાં કસરતમાં ન જવાથી મને નુકસાન ન થયું એમ મારે જણાવવું જોઈએ. તેનું કારણ એ કે, પુસ્તકોમાં ખુલ્લી હવા ખાવા ફરવા જવાની ભલામણ વાંચેલી તે મને ગમેલી, ને તેથી હાઈસ્કૂલનાં ઉપલાં ધોરણોથી જ ફરવા જવાની ટેવ મને પડી હતી. તે છેવટ લગી રહી. ફરવું એ પણ વ્યાયામ તો છે જ, તેથી મારું શરીર પ્રમાણમાં કસાયેલું બન્યું.

અણગમાનું બીજું કારણ પિતાજીની સેવા કરવાની તીવ્ર ઇચ્છા હતું. નિશાળ બંધ થાય કે તરત ઘેર પહોંચી સેવામાં પડી જતો. જ્યારે કસરત ફરજિયાત થઈ ત્યારે આ સેવામાં વિઘ્ન પડ્યું. પિતાજીની સેવા કરવાને ખાતર કસરતની માફી મળવી જોઈએ એવી વિનંતિ કરી. પણ ગીમી સાહેબ શાના માફી આપે? એક શનિવારે નિશાળ સવારની હતી. સાંજે ચાર વાગ્યે કસરતમાં જવાનું હતું. મારી પાસે ઘડિયાળ નહોતી. આકાશમાં વાદળાં હતાં, તેથી વખતની કંઈ ખબર ન રહી. વાદળાંથી હું છેતરાયો. કસરતમાં પહોંચ્યું ત્યાં તો બધા જતા રહ્યા હતા. બીજે દિવસે ગીમી સાહેબે હાજરી તપાસી તો હું ગેરહાજર નીકળ્યો. મને કારણ પૂછ્યું. મેં તો જે હતું તે કારણ બતાવ્યું. તેમણે તે સાચું ન માન્યું ને મારો એક આનો કે બે આના (કેટલો એ બરાબર યાદ નથી) દંડ થયો. હું ખોટો ઠર્યો! મને અતિશય દુઃખ થયું. 'હું ખોટો નથી' એ કેમ સિદ્ધ કરું? કશો ઉપાય ન રહ્યો. મનમાં ને મનમાં સમસમી રહ્યો. રોયો. સમજ્યો કે સાચું બોલનારે ને સાચું કરનારે ગાફેલ પણ ન રહેવું જોઈએ. આવી ગફલત મારા ભણતરના સમયમાં આ પહેલી અને છેલ્લી હતી. મને ઝાંખું સ્મરણ છે કે છેવટે હું એ દંડ માફ કરાવી શક્યો હતો.

કસરતમાંથી તો મુક્તિ મેળવી જ. નિશાળના સમય પછી પોતે મારી હાજરી પોતાની સેવાને અર્થે ઇચ્છે છે એવો પિતાશ્રીનો કાગળ હેડમાસ્તરને મળવાથી મુક્તિ મળી.

વ્યાયામને બદલે ફરવાનું રાખ્યું તેથી શરીરને વ્યાયામ ન કરાવ્યાની ભૂલને સારુ કદાચ મારે સજા નથી ભોગવવી પડી; પણ બીજી એક ભૂલની સજા હું આજ લગી ભોગવી રહ્યો છું. ભણતરમાં અક્ષર સારા લખવાની જરૂર નથી એવો ખોટો ખ્યાલ મારામાં ક્યાંથી આવ્યો એ હું જાણતો નથી. પણ છેક વિલાયત જતાં લગી એ રહ્યો. પછી અને મુખ્યત્વે

કરીને દક્ષિણ આફ્રિકામાં, જ્યાં વકીલોના અને દક્ષિણ આફ્રિકામાં જન્મેલા ને ભણેલા નવયુવકોના મોતીના દાણા જેવા અક્ષરો જોયા ત્યારે, હું લજવાયો ને પસ્તાયો. મેં જોયું કે નઠારા અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની ગણાવી જોઈએ. મેં મારા અક્ષર પાછળથી સુધારવા પ્રયત્ન કર્યો, પણ પાકે ઘડે કંઈ કાંઠા ચડે ? જુવાનીમાં જેની મેં અવગણના કરી તે હું આજ લગી નથી જ કરી શક્યો. દરેક નવયુવક અને યુવતી મારા દાખલાથી ચેતે ને સમજે કે સારા અક્ષર એ વિદ્યાનું આવશ્યક અંગ છે. સારા અક્ષર શીખવાને સારુ ચિત્રકળા આવશ્યક છે. હું તો એવા અભિપ્રાય ઉપર પહોંચ્યો છું કે બાળકોને ચિત્રકળા પ્રથમ શીખવવી જોઈએ. જેમ પક્ષીઓ, વસ્તુઓ વગેરેને જોઈ બાળક તેને યાદ રાખી સહેજે ઓળખે છે તેમ જ અક્ષર ઓળખતાં શીખે, ને જ્યારે ચિત્રકળા શીખી ચિત્રો વગેરે કાઢતાં શીખે ત્યારે અક્ષર કાઢતાં શીખે તો તેના અક્ષર છાપેલ જેવા થાય.

આ કાળનાં વિદ્યાભ્યાસનાં બીજાં બે સ્મરણ નોંધવા લાયક છે. વિવાહને લીધે એક વર્ષ ભાંગ્યું તે બચાવી લેવાનો બીજા ધોરણમાં માસ્તરે મારી પાસે વિચાર કરાવ્યો. મહેનતુ વિદ્યાર્થીને એમ કરવાની રજા ત્યારે તો મળતી. આથી ત્રીજા ધોરણમાં હું છ માસ રહ્યો ને ઉનાળાની રજા પહેલાંની પરીક્ષા પછી મને ચોથા ધોરણમાં મૂક્યો. અહીંથી કેટલુંક શિક્ષણ અંગ્રેજી મારફતે શરૂ થાય. મને કશી સમજ ન પડે. ભૂમિતિ પણ ચોથા ધોરણમાં શરૂ થાય. હું તેમાં પાછળ તો હતો જ, ને વળી એ મુદ્દલ ન સમજાય. ભૂમિતિ-શિક્ષક સમજાવવામાં સારા હતા. પણ મને કંઈ ગેડ જ ન બેસે. હું ઘણી વેળા નિરાશ થતો. કોઈ વેળા એમ થાય કે બે ધોરણ એક વર્ષમાં કરવાનું છોડી હું ત્રીજા ધોરણમાં ચાલ્યો જાઉં. પણ એમ કરું તો મારી લાજ જાય, ને જેણે

મારી ખંત ઉપર વિશ્વાસ રાખી મને ચડાવવાની ભલામણ કરી હતી તે શિક્ષકની પણ લાજ જાય. એ ભયથી નીચે ઊતરવાનો વિચાર તો બંધ જ રાખ્યો. પ્રયત્ન કરતાં કરતાં જ્યારે યુક્લિડના તેરમા પ્રમેય ઉપર આવ્યો ત્યારે એકાએક મને થયું કે ભૂમિતિ તો સહેલામાં સહેલો વિષય છે. જેમાં કેવળ બુદ્ધિનો સીધો ને સરળ પ્રયોગ જ કરવાનો છે તેમાં મુશ્કેલી શી? ત્યારબાદ હમેશાં ભૂમિતિ મને સહેલો અને રસિક વિષય થઈ પડ્યો.

સંસ્કૃતે મને ભૂમિતિ કરતાં વધારે મુશ્કેલી પાડી. ભૂમિતિમાં ગોખવાનું તો કંઈ જ ન મળે, ત્યારે સંસ્કૃતમાં તો મારી દૃષ્ટિએ બધું ગોખવાનું જ રહ્યું. આ વિષય પણ ચોથા ધોરણથી શરૂ થયેલો. છઠ્ઠા ધોરણમાં હું હાર્યો. સંસ્કૃતશિક્ષક બહુ સખત હતા. વિદ્યાર્થીઓને ઘણું શીખવવાનો લોભ રાખતા. સંસ્કૃતવર્ગ ને ફારસીવર્ગ વચ્ચે એક જાતની હરીફાઈ હતી. ફારસી શીખવનાર મોલવી નરમ હતા. વિદ્યાર્થીઓ માંહે માંહે વાત કરે કે, ફારસી તો બહુ સહેલું છે ને ફારસીશિક્ષક બહુ ભલા છે. વિદ્યાર્થી જેટલું કરે તેટલાથી તે નિભાવી લે છે. હું પણ સહેલું છે એમ સાંભળી લોભાયો ને એક દિવસ ફારસીના વર્ગમાં જઈ બેઠો. સંસ્કૃતશિક્ષકને દુઃખ થયું. તેમણે મને બોલાવ્યો. 'તું કોનો દીકરો છે એ તો સમજ. તારા ધર્મની ભાષા તું નહિ શીખે? તને જે મુશ્કેલી હોય તે મને બતાવ. હું તો બધા વિદ્યાર્થીઓને સરસ સંસ્કૃત શીખવવા ઇચ્છું છું. આગળ જતાં તો તેમાં રસના ઘૂંટડા પીવાના છે. તારે એમ હારવું ન જોઈએ. તું ફરી મારા વર્ગમાં બેસ.' હું શરમાયો. શિક્ષકના પ્રેમની અવગણના ન કરી શક્યો. આજે મારો આત્મા કૃષ્ણાશંકર માસ્તરનો ઉપકાર માને છે. કેમકે જેટલું સંસ્કૃત હું તે વેળા શીખ્યો તેટલું પણ ન શીખ્યો હોત તો

આજે મારાથી, સંસ્કૃત શાસ્ત્રોમાં રસ લઈ શકું છું, તે ન લઈ શકાત. મને તો એ પશ્ચાત્તાપ થાય છે કે હું સંસ્કૃત વધારે ન શીખી શક્યો. કેમકે, પાછળથી હું સમજ્યો કે કોઈ પણ હિંદુ બાળકે સંસ્કૃતના સરસ અભ્યાસ વિના ન જ રહેવું જોઈએ.

હવે તો હું એવું માનું છું કે ભારતવર્ષના ઉચ્ચ શિક્ષણક્રમમાં સ્વભાષા ઉપરાંત રાષ્ટ્રભાષા હિંદી, સંસ્કૃત, ફારસી, અરબી અને અંગ્રેજીને સ્થાન હોવું જોઈએ. આટલી ભાષાની સંખ્યાથી કોઈએ ડરી જવાનું કારણ નથી. ભાષા પદ્ધતિસર શીખવવામાં આવે અને બધા વિષયો અંગ્રેજીની જ મારફતે શીખવાનો ને વિચારવાનો બોજો આપણી ઉપર ન હોય તો ઉપલી ભાષાઓ શીખવામાં બોજો નથી, એટલું જ નહિ પણ તેમાં અતિશય રસ રહેલો છે. વળી જે એક ભાષાને શાસ્ત્રીય પદ્ધતિથી શીખે છે તેને પછી બીજીનું જ્ઞાન સુલભ થઈ પડે છે. ખરું જોતાં તો હિંદી, ગુજરાતી, સંસ્કૃત એક ભાષામાં ગણી શકાય. તેમ જ ફારસી ને અરબી એક ગણાય. ફારસી જોકે સંસ્કૃતને લગતી છે, ને અરબી હિબ્રૂને લગતી છે, છતાં બન્ને ઇસ્લામના પ્રગટ થયા પછી ખેડાયેલી છે, તેથી બન્ને વચ્ચે નિકટ સંબંધ છે. ઉર્દૂને મેં અલગ ભાષા નથી ગણી, કેમકે તેના વ્યાકરણનો સમાવેશ હિંદીમાં થાય છે. તેના શબ્દો તો ફારસી અને અરબી જ છે. ઊંચા પ્રકારનું ઉર્દૂ જાણનારને અરબી અને ફારસી જાણવું પડે એવું છે, જેમ ઊંચા પ્રકારનું ગુજરાતી, હિંદી, બંગાળી, મરાઠી જાણનારને સંસ્કૃત જાણવું આવશ્યક છે.

## ૬

# દુ:ખદ પ્રસંગ — ૧

હું કહી ગયો કે હાઈસ્કૂલમાં મને થોડા જ અંગત મિત્રો હતા. જેને એવી મિત્રતાનું નામ આપી શકાય એવા બે મિત્રો જુદે જુદે વખતે મારે હતા એમ કહી શકાય. એક સંબંધ લાંબો ન ચાલ્યો, જોકે મેં તે મિત્રનો ત્યાગ નહિ કરેલો. બીજાનો સંગ મેં કર્યો તેથી પહેલાએ મને છોડ્યો. બીજો સંગ મારી જિંદગીનું દુ:ખદ પ્રકરણ છે. એ સંગ ઘણાં વર્ષો સુધી ચાલ્યો. તે સંગ કરવામાં મારી સુધારકદૃષ્ટિ હતી. તે ભાઈની પ્રથમ મિત્રતા મારા વચેટ ભાઈની સાથે હતી. તે મારા ભાઈના વર્ગમાં હતા. તેનામાં કેટલાક દોષો હતા તે હું જોઈ શકતો હતો. પણ મેં તેનામાં વફાદારીનું આરોપણ કરેલું. મારાં માતુશ્રી, મારા જ્યેષ્ઠ ભાઈ અને મારી ધર્મપત્ની ત્રણેને એ સંગ કડવો લાગતો હતો. પત્નીની ચેતવણી તો હું ગર્વિષ્ઠ ધણી શેનો ગણકારું? માતાની આજ્ઞાનું ઉલ્લંઘન ન જ કરું. વડીલ ભાઈનું સાંભળું જ. પણ તેમને મેં આમ કહી શાંત કર્યાં: 'તેના દોષ જે તમે ગણાવો છો તે હું જાણું છું. તેના ગુણ તો તમે ન જ જાણો. મને તે આડે માર્ગે નહિ લઈ જાય, કેમકે મારો તેની સાથેનો સંબંધ કેવળ તેને સુધારવાને ખાતર છે. તે જો સુધરે તો બહુ સરસ માણસ નીવડે એમ મારી ખાતરી છે. તમે મારે વિષે નિર્ભય રહો એમ માગી લઉં છું.' આ બોલથી તેમને સંતોષ થયો એમ હું નથી માનતો, પણ તેઓએ મારા ઉપર વિશ્વાસ રાખ્યો ને મને મારે માર્ગે જવા દીધો.

મારી ગણતરી બરાબર નહોતી એમ હું પાછળથી જોઈ શક્યો. સુધારો કરવા સારુ પણ માણસે ઊંડા પાણીમાં ઊતરવું નહિ જોઈએ. જેને સુધારવા છે તેની સાથે મિત્રતા હોય નહિ. મિત્રતામાં અદ્વૈતભાવના હોય. એવી મિત્રતા જગતમાં ક્વચિત જ જોવામાં આવે છે. મિત્રતા સરખા ગુણવાળા વચ્ચે શોભે ને નભે. મિત્રો એકબીજાની ઉપર અસર પાડ્યા વિના ન જ રહે. એટલે મિત્રતામાં સુધારાને અવકાશ બહુ ઓછો હોય છે. મારો અભિપ્રાય એવો છે કે અંગત મિત્રતા અનિષ્ટ છે, કેમકે મનુષ્ય દોષને ઝટ ગ્રહણ કરે છે. ગુણ ગ્રહણ કરવાને સારુ પ્રયાસની આવશ્યકતા છે. જેને આત્માની, ઈશ્વરની મિત્રતા જોઈએ છે તેણે એકાકી રહેવું ઘટે છે, અથવા આખા જગતની સાથે મૈત્રી કરવી ઘટે છે. ઉપરના વિચાર યોગ્ય હોય કે અયોગ્ય, મારો અંગત મિત્રતા કેળવવાનો પ્રસંગ નિષ્ફળ નીવડ્યો.

જ્યારે આ મિત્રના પ્રસંગમાં હું આવ્યો ત્યારે રાજકોટમાં 'સુધારાપંથ' પ્રવર્તતો હતો. ઘણા હિંદુ શિક્ષકો છૂપી રીતે માંસાહાર ને મદ્યપાન કરતા હતા એવા ખબર આ મિત્ર તરફથી મળ્યા. રાજકોટના બીજા જાણીતા ગૃહસ્થોનાં નામ પણ તેણે ગણાવ્યાં. હાઈસ્કૂલના કેટલાક વિદ્યાર્થીઓનાં નામ પણ મારી પાસે આવ્યાં. હું તો આશ્ચર્ય પામ્યો ને દુઃખી પણ થયો. મેં કારણ પૂછ્યું ત્યારે આ દલીલ થઈ, 'આપણે માંસાહાર નથી કરતા તેથી આપણે નમાલી પ્રજા છીએ. અંગ્રેજો આપણા ઉપર રાજ્ય ચલાવે છે તેનું કારણ તેમનો માંસાહાર છે. હું કેવો કઠણ છું ને કેટલું દોડી શકું છું એ તો તમે જાણો જ છો. એનું કારણ પણ મારો માંસાહાર જ છે. માંસાહારીને ગૂમડાં થાય નહિ, થાય તો તેને ઝટ રૂઝ આવે. આપણા શિક્ષકો તે ખાય છે, આટલા નામાંકિત માણસો ખાય છે, એ કંઈ વગરસમજ્યે ખાય છે? તમારે પણ ખાવું

જોઈએ. ખાઈ જુઓ અને જોશો કે તમારામાં કેટલું જોર આવે છે.'

આ કંઈ એક દિવસમાં થયેલી દલીલ નથી. એવી દલીલો અનેક દાખલાઓથી શણગારાયેલી ઘણી વાર થઈ. મારા વચેટ ભાઈ તો અભડાઈ ચૂક્યા હતા. તેમણે આ દલીલમાં પોતાની સંમતિ આપી. મારા ભાઈના પ્રમાણમાં ને આ મિત્રના પ્રમાણમાં હું તો માયકાંગલો હતો. તેમનાં શરીર વધારે સ્નાયુબદ્ધ હતાં. તેમનું શરીરબળ મારા કરતાં ઘણું વધારે હતું. તેઓ હિમ્મતવાન હતા. આ મિત્રનાં પરાક્રમો મને મુગ્ધ કરતાં. તે ગમે તેટલું દોડી શકતા. તેમની ઝડપ તો બહુ સરસ હતી. લાંબું ને ઊંચું ખૂબ કૂદી શકે. માર સહન કરવાની શક્તિ પણ તેવી જ. આ શક્તિનું પ્રદર્શન પણ મને વખતોવખત કરાવે. પોતાનામાં જે શક્તિ ન હોય તે બીજાનામાં જોઈને મનુષ્ય આશ્ચર્ય પામે જ છે. તેવું મને થયું. આશ્ચર્યમાંથી મોહ પેદા થયો. મારામાં દોડવાકૂદવાની શક્તિ નહિ જ જેવી હતી. હું પણ આ મિત્રના જેવો બળવાન થાઉં તો કેવું સારું!

વળી હું બહુ બીકણ હતો. ચોરના, ભૂતના, સર્પાદિના ભયોથી ઘેરાયેલો રહેતો. આ ભય મને પીડતા પણ ખૂબ. રાતના એકલા ક્યાંયે જવાની હિમ્મત ન મળે. અંધારામાં તો ક્યાંયે ન જાઉં. દીવા વિના સૂવું લગભગ અશક્ય. રખે અહીંથી ભૂત આવે, ત્યાંથી ચોર, ત્રીજી જગ્યાએથી સર્પ! એટલે દીવો તો જોઈએ જ. પાસે સૂતેલી અને હવે કંઈક જુવાનીમાં આવેલી સ્ત્રીની પાસે પણ આ મારી બીકની વાત હું કેમ કરી શકું? મારા કરતાં તે વધારે હિમ્મતવાન હતી એટલું હું સમજી ગયો હતો. અને શરમાતો હતો. તેણે સર્પાદિનો ભય તો કદી જાણ્યો જ નહોતો. અંધારામાં એકલી ચાલી જાય. આ મારી નબળાઈઓની પેલા મિત્રને ખબર હતી. તે તો જીવતા સર્પોને પણ હાથે

પકડે એમ મને કહે. ચોરથી ન જ ડરે. ભૂતને તો માને જ નહિ. આ બધું માંસાહારને પ્રતાપે છે એમ તેણે મને ઠસાવ્યું.

આ જ દિવસોમાં નર્મદનું નીચલું કાવ્ય નિશાળોમાં ગવાતું :

અંગ્રેજો રાજ્ય કરે, દેશી રહે દબાઈ,
દેશી રહે દબાઈ, જોને બેનાં શરીર ભાઈ
પેલો પાંચ હાથ પૂરો, પૂરો પાંચસેંને.

આ બધાની મારા મન ઉપર પૂરી અસર થઈ. હું પીગળ્યો. માંસાહાર સારી વસ્તુ છે, તેથી હું બળવાન ને હિમ્મતવાન થઈશ, દેશ આખો માંસાહાર કરે તો અંગ્રેજોને હરાવી શકાય, એમ હું માનતો થયો.

માંસાહારનો આરંભ કરવાનો દિવસ મુકરર થયો.

આ નિશ્ચય — આ આરંભ — નો અર્થ બધા વાંચનાર નહિ સમજી શકે. ગાંધી કુટુંબ વૈષ્ણવ સંપ્રદાયનું. માતપિતા અતિશય ચુસ્ત ગણાતાં. હવેલીએ હમેશાં જાય. કેટલાંક મંદિરો તો કુટુંબનાં જ ગણાય. વળી ગુજરાતમાં જૈન સંપ્રદાયનું બહુ બળ. તેની અસર દરેક સ્થળે, દરેક પ્રવૃત્તિમાં જોવામાં આવે. એટલે માંસાહારનો જે વિરોધ, જે તિરસ્કાર ગુજરાતમાં અને શ્રાવકોમાં ને વૈષ્ણવોમાં જોવામાં આવે છે તેવો હિંદુસ્તાનમાં કે આખા જગતમાં બીજે ક્યાંય જોવામાં નહિ આવે. આ મારા સંસ્કાર.

માતપિતાનો હું પરમ ભક્ત. તેઓ મારા માંસાહારની વાત જાણે તો તેમનું તો વણમોતે તત્કાળ મૃત્યુ જ નીપજે એમ હું માનનારો. સત્યનો જાણ્યેઅજાણ્યે સેવક તો હું હતો જ. માંસાહાર કરતાં માતપિતાને છેતરવાનું રહેશે એ જ્ઞાન મને તે વેળા નહોતું એમ હું ન કહી શકું.

આવી સ્થિતિમાં મારો માંસાહાર કરવાનો નિશ્ચય મારે સારુ ઘણુ ગંભીર ને ભયંકર વસ્તુ હતી.

પણ મારે તો સુધારો કરવો હતો. માંસાહારનો શોખ નહોતો. તેમાં સ્વાદ છે એવું ધારીને મારે માંસાહાર નહોતો આરંભવો. મારે તો બળવાન, હિમ્મતવાન થવું હતું, બીજાને તેવા થવા નોતરવા હતા, ને પછી અંગ્રેજોને હરાવી હિંદુસ્તાનને સ્વતંત્ર કરવું હતું. 'સ્વરાજ્ય' શબ્દ તો ત્યારે નહોતો સાંભળ્યો. આ સુધારાની ધગશમાં હું ભાન ભૂલ્યો.

# દુઃખદ પ્રસંગ—૨

નીમેલો દિવસ આવ્યો. મારી સ્થિતિનું સંપૂર્ણ વર્ણન કરવું મુશ્કેલ છે. એક તરફથી સુધારાનો ઉત્સાહ, જિંદગીમાં મહત્ત્વનો ફેરફાર કરવાની નવાઈ, અને બીજી તરફથી ચોરની જેમ સંતાઈને કાર્ય કરવાની શરમ, આમાં કઈ વસ્તુ પ્રધાન હતી એનું મને સ્મરણ નથી. અમે નદી તરફ એકાંત શોધવા ચાલ્યા. દૂર જઈ કોઈ ન દેખી શકે એવો ખૂણો શોધ્યો, અને ત્યાં મેં કદી નહિ જોયેલી વસ્તુ—માંસ જોયું! સાથે ભઠિયારાને ત્યાંની ડબલરોટી હતી. એમાંથી એકે વસ્તુ ભાવે નહિ. માંસ ચામડા જેવું લાગે. ખાવું અશક્ય થઈ પડ્યું. મને ઓકારી આવવા લાગી. ખાવું પડતું મેલવું પડ્યું.

મારી આ રાત્રિ બહુ વસમી ગઈ. ઊંઘ ન આવે. કેમ જાણે શરીરમાં બકરું જીવતું હોય ને રુદન કરતું હોય એમ સ્વપ્નામાં લાગે. હું ભડકી ઊઠું, પસ્તાઉં ને વળી વિચારું કે મારે તો માંસાહાર કર્યે જ છૂટકો છે, હિમ્મત ન હારવી! મિત્ર પણ હારી જાય તેવા નહોતા. તેણે હવે માંસને જુદી જુદી રીતે રાંધવાનું ને શણગારવાનું તેમ જ ઢાંકવાનું કર્યું. નદીકિનારે લઈ જવાને બદલે કોઈ બબરચીની સાથે ગોઠવણ કરી છૂપી રીતે એક દરબારી ઉતારામાં લઈ જવાનું યોજ્યું અને ત્યાં ખુરશી, મેજ વગેરે સામગ્રીઓના પ્રલોભન વચ્ચે મને મૂક્યો. આની અસર થઈ. રોટીનો તિરસ્કાર મોળો પડ્યો, બકરાની માયા છૂટી, ને માંસનું તો ન કહેવાય પણ માંસવાળા પદાર્થો દાઢે વળગ્યા. આમ એક વર્ષ વીત્યું

હશે અને તે દરમ્યાન પાંચ છ વાર માંસ ખાવા મળ્યું હશે, કેમકે હમેશાં દરબારી ઉતારા ન મળે, હમેશાં માંસનાં સ્વાદિષ્ટ ગણાતાં સરસ ભોજનો તૈયાર ન થઈ શકે. વળી એવાં ભોજનોના પૈસા પણ બેસે. મારી પાસે તો ફૂટી બદામ સરખા નહોતી. એટલે મારાથી કંઈ અપાય તેમ નહોતું. એ ખર્ચ તો પેલા મિત્રે જ શોધવાનું હતું. તેણે ક્યાંથી શોધ્યું હશે તેની મને આજ લગી ખબર નથી. તેનો ઇરાદો તો મને માંસ ખાતો કરી મૂકવાનો—મને વટલાવવાનો—હતો, એટલે પૈસાનું ખર્ચ પોતે કરે. પણ તેની પાસે પણ કંઈ અખૂટ ખજાનો નહોતો. એટલે આવાં ખાણાં ક્વચિત જ થઈ શકે.

જ્યારે જ્યારે આવું ખાણું ખાવામાં આવે ત્યારે ત્યારે ઘેર જમવાનું તો ન જ બને. માતા જ્યારે જમવા બોલાવે ત્યારે 'આજે ભૂખ નથી, પચ્યું નથી,' એવાં બહાનાં કાઢવાં પડે. આમ કહેતાં દરેક વેળા મને ભારે આઘાત પહોંચતો. આ જૂઠું, તેય માની સામે! વળી જો માતપિતા જાણે કે દીકરા માંસાહારી થયા છે તો તો તેમના પર વીજળી જ પડે. આ ખ્યાલો મારું હૃદય કોરી ખાતા હતા. તેથી મેં નિશ્ચય કર્યો: 'માંસ ખાવું આવશ્યક છે; તેનો પ્રચાર કરી હિંદુસ્તાનને સુધારશું; પણ માતપિતાને છેતરવાં અને જૂઠું બોલવું એ માંસ ન ખાવા કરતાંયે ખરાબ છે. તેથી માતપિતાના જીવતાં માંસ ન ખવાય. તેમના મૃત્યુ પછી સ્વતંત્ર થયે ખુલ્લી રીતે માંસ ખાવું, ને તે સમય ન આવે ત્યાં સુધી માંસાહારનો ત્યાગ કરવો.' આ નિશ્ચય મેં મિત્રને જણાવી દીધો ને ત્યારથી માંસાહાર છૂટ્યો તે છૂટ્યો જ. માતપિતાએ તો કદી જાણ્યું જ નહિ કે તેમના બે પુત્ર માંસાહાર કરી ચૂક્યા હતા.

માતાપિતાને ન છેતરવાના શુભ વિચારને લઈને મેં માંસાહાર છોડ્યો. પણ પેલી મિત્રતા કંઈ ન છોડી. હું

સુધારવા નીકળેલો પોતે જ અભડાયો ને અભડાયાનું મને ભાન સરખું ન રહ્યું.

તે જ સંગને લઈને હું વ્યભિચારમાં પણ પડત. એક વેળા મને આ ભાઈ વેશ્યાવાડમાં લઈ ગયા. ત્યાં એક બાઈના મકાનમાં મને યોગ્ય સૂચનાઓ આપીને મોકલ્યો. મારે કંઈ તેને પૈસા વગેરે આપવાના નહોતા. હિસાબ થઈ ચૂક્યો હતો. મારે તો માત્ર ગોઠડી કરવાની હતી.

હું મકાનમાં પુરાયો તો ખરો. પણ જેને ઈશ્વર ઉગારવા ઇચ્છે તે પડવા ઇચ્છતો છતો પવિત્ર રહી શકે છે. આ કોટડીમાં હું તો આંધળો જ થઈ ગયો. મને બોલવાનું ભાન ન રહ્યું. શરમનો માર્યો સ્તબ્ધ થઈ એ બાઈની પાસે ખાટલા ઉપર બેઠો, પણ બોલી જ ન શક્યો. બાઈ ગુસ્સે થઈ ને મને બેચાર 'ચોપડી' ને દરવાજો જ બતાવ્યો.

તે વેળા તો મારી મરદાનગીને લાંછન લાગ્યું એમ મને થયું, ને ધરતી મારગ દે તો તેમાં પેસી જવા ઇચ્છ્યું. પણ આમ ઊગર્યાને સારુ મેં ઈશ્વરનો સદાય પાડ માન્યો છે. આવા જ પ્રસંગ મારી જિંદગીમાં બીજા ચાર આવેલા છે. તેમાંના ઘણામાં, મારા પ્રયત્ન વિના, સંજોગોને લીધે હું બચ્યો છું એમ ગણાય. વિશુદ્ધ દૃષ્ટિએ તો એ પ્રસંગોમાં હું પડ્યો જ ગણાઉં. મેં વિષયની ઇચ્છા કરી એટલે હું તે કરી ચૂક્યો; છતાં, લૌકિક દૃષ્ટિએ, ઇચ્છા કર્યા છતાં પ્રત્યક્ષ કર્મથી જે બચે છે તેને આપણે બચ્યો ગણીએ છીએ. અને હું આ પ્રસંગોમાં એ જ રીતે, એટલે જ અંશે બચ્યો ગણાઉં. વળી કેટલાંક કાર્યો એવાં છે કે જે કરવાથી બચવું એ વ્યક્તિને અને તેના સહવાસમાં આવનારને બહુ લાભદાયી નીવડે છે, અને જ્યારે વિચારશુદ્ધિ થાય છે ત્યારે તે કાર્યમાંથી બચ્યાને સારુ તે ઈશ્વરનો અનુગ્રહ માને છે. જેમ ન પડવાનો પ્રયત્ન કરતો છતો મનુષ્ય પડે છે એવું

આપણે અનુભવીએ છીએ, તેમ જ પડવા ઇચ્છતો છતો અનેક સંજોગોને કારણે મનુષ્ય બચી જાય છે એ પણ અનુભવસિદ્ધ વાત છે. આમાં પુરુષાર્થ ક્યાં છે, દૈવ ક્યાં છે. અથવા કયા નિયમોને વશ વર્તીને મનુષ્ય છેવટે પડે છે અથવા બચે છે, એ પ્રશ્નો ગૂઢ છે. તેનો ઉકેલ આજ લગી થયો નથી અને છેવટનો નિર્ણય થઈ શકશે કે નહિ એ કહેવું કઠિન છે.

પણ આપણે આગળ ચાલીએ.

પેલા મિત્રની મિત્રતા અનિષ્ટ છે એ વાતનું ભાન મને હજુયે ન થયું. તેમ થાય તે પહેલાં મારે હજુ બીજા કડવા અનુભવો લેવાના જ હતા. એ તો જ્યારે તેનામાં ન ધારેલા દોષોનું મને પ્રત્યક્ષ દર્શન થયું ત્યારે જ હું કળી શક્યો. પણ હું બને ત્યાં લગી વખતના અનુક્રમ પ્રમાણે મારા અનુભવો લખી રહ્યો છું તેથી બીજા હવે પછી આવશે.

એક વસ્તુ આ સમયની છે તે કહેવી પડશે. અમ દંપતી વચ્ચે કેટલોક અંતરાય પડતો અને કંકાસ થતો તેનું કારણ આ મિત્રતા પણ હતું. હું આગળ જણાવી ગયો કે હું પ્રેમી તેવો જ વહેમી પતિ હતો. મારા વહેમમાં વૃદ્ધિ કરનાર આ મિત્રતા હતી, કેમકે મિત્રની સચ્ચાઈ ઉપર મને અવિશ્વાસ જ નહોતો. આ મિત્રની વાતો માનીને મેં મારી ધર્મપત્નીને કેટલુંક દુઃખ દીધું છે. તે હિંસાને સારુ મેં મને કદી માફી નથી આપી. એવાં દુઃખો હિંદુ સ્ત્રી જ સાંખતી હશે. અને તેથી મેં હમેશાં સ્ત્રીને સહનશીલતાની મૂર્તિરૂપે કલ્પી છે. નોકર ઉપર ખોટો વહેમ જાય ત્યારે નોકર નોકરી છોડે, પુત્ર ઉપર એવું વીતે તો બાપનું ઘર છોડે. મિત્ર મિત્ર વચ્ચે વહેમ દાખલ થાય એટલે મિત્રતા તૂટે. સ્ત્રી ધણી ઉપર વહેમ લાવે તો તે સમસમીને બેસી રહે. પણ જો પતિ પત્નીને વિષે વહેમ લાવે તો પત્નીના તો બીચારીના ભોગ જ મળ્યા. તે ક્યાં

જાય? ઊંચ મનાતા વર્ણની હિંદુ સ્ત્રી અદાલતમાં જઈ બંધાયેલી ગાંઠને કપાવી પણ ન શકે, એવો એકપક્ષી ન્યાય તેને સારુ રહેલો છે. એવો ન્યાય મેં આપ્યો તેનું દુઃખ કદી વીસરી શકું તેમ નથી. એ વહેમનો સર્વથા નાશ તો જ્યારે મને અહિંસાનું સૂક્ષ્મ જ્ઞાન થયું ત્યારે જ થયો. એટલે કે જ્યારે હું બ્રહ્મચર્યનો મહિમા સમજ્યો, ને સમજ્યો કે પત્ની પતિની દાસી નથી પણ તેની સહચારિણી છે, સહધર્મિણી છે, બન્ને એકબીજાનાં સુખદુઃખનાં સરખાં ભાગીદાર છે, અને જેટલી સ્વતંત્રતા સારુંનઠારું કરવાની પતિને છે તેટલી જ સ્ત્રીને છે. એ વહેમના કાળને જ્યારે સંભારું છું ત્યારે મને મારી મૂર્ખતા ને વિષયાંધ નિર્દયતા ઉપર ક્રોધ આવે છે, ને મિત્રતાની મારી મૂર્છાને વિષે દયા ઊપજે છે.

૮

# ચોરી અને પ્રાયશ્ચિત્ત

માંસાહારના કાળનાં તેમ જ તે પહેલાંના કાળનાં કેટલાંક દૂષણોનું વર્ણન હજુ કરવું રહે છે. તે વિવાહ પૂર્વેનાં કે તે પછી તુરતના સમયનાં છે.

મારા એક સગાની સાથે મને બીડી પીવાનો શોખ થયો. અમારી પાસે પૈસા ન મળે. બીડી પીવામાં કંઈ ફાયદો છે અગર તો તેની ગંધમાં મજા છે એવું તો અમ બેમાંથી એકેને નહોતું લાગ્યું, પણ કેવળ ધુમાડા કાઢવામાં જ કંઈક રસ છે એવું લાગેલું. મારા કાકાને બીડી પીવાની ટેવ હતી, ને તેમને તથા બીજાને ધુમાડા કાઢતા જોઈ અમને પણ ફૂંકવાની ઇચ્છા થઈ. પૈસા તો ગાંઠે ન મળે. એટલે કાકા બીડીનાં ઠૂંઠાં ફેંકી દે તે ચોરવાનું અમે શરૂ કર્યું.

પણ ઠૂંઠાં કંઈ હરવખતે મળી ન શકે, અને તેમાંથી બહુ ધુમાડાયે ન નીકળે. એટલે ચાકરની ગાંઠે બેચાર દોકડા હોય તેમાંથી વચ્ચે વચ્ચે એકાદ ચોરવાની ટેવ પાડી ને અમે બીડી ખરીદતા થયા. પણ એને સંઘરવી ક્યાં એ સવાલ થઈ પડ્યો. વડીલોના દેખતાં તો બીડી પિવાય જ નહિ એ ખબર હતી. જેમ તેમ કરી બે ચાર દોકડા ચોરીને થોડાં અઠવાડિયાં ચલાવ્યું. દરમ્યાન સાંભળ્યું કે એક જાતના છોડ (તેનું નામ તો ભૂલી ગયો છું) થાય છે, તેની ડાંખળી બીડીની જેમ સળગે છે, ને તે પી શકાય. અમે તે મેળવીને ફૂંકતા થયા!

પણ અમને સંતોષ ન થયો. અમારી પરાધીનતા અમને સાલવા લાગી. વડીલોની આજ્ઞા વિના કંઈ જ ન થાય એ દુ:ખ થઈ પડ્યું. અમે કંટાળ્યા ને અમે તો આપઘાત કરવાનો નિશ્ચય કર્યો!

પણ આપઘાત કઈ રીતે કરવો! ઝેર કોણ આપે? અમે સાંભળ્યું કે ધતૂરાના ડોડવાનાં બી ખાઈએ તો મૃત્યુ નીપજે. અમે વગડામાં જઈ તે મેળવી આવ્યા. સંધ્યાનો સમય શોધ્યો. કેદારજીને મંદિરે દીપમાળમાં ઘી ચડાવ્યું, દર્શન કર્યાં, ને એકાંત શોધી. પણ ઝેર ખાવાની હિમ્મત ન ચાલે. તુરત મૃત્યુ નહિ થાય તો? મરીને શો લાભ? પરાધીનતા કાં ન ભોગવી છૂટવું? છતાં બે ચાર બી ખાધાં. બીજાં ખાવાની હિમ્મત જ ન ચાલી. બન્ને મોતથી ડર્યા, અને રામજીને મંદિર જઈ દર્શન કરી શાંત થઈ જવું ને આપઘાતની વાત ભૂલી જવી એવો ઠરાવ કર્યો.

હું સમજ્યો કે આપઘાતનો વિચાર કરવો સહેલો છે, આપઘાત કરવો સહેલ નથી. આથી જ્યારે કોઈ આપઘાત કરવાની ધમકી આપે છે ત્યારે તેની મારા ઉપર બહુ ઓછી અસર થાય છે, અથવા મુદ્દલ થતી જ નથી એમ કહું તો ચાલે.

આ આપઘાતના વિચારનું એક પરિણામ એ આવ્યું કે અમે બન્ને એઠી બીડી ચોરીને પીવાની તેમ જ નોકરના દોકડા ચોરવાની ને તેમાંથી બીડી લઈ ફૂંકવાની ટેવ ભૂલી જ ગયા. મોટપણે બીડી પીવાની ઇચ્છા જ મને કદી નથી થઈ, અને એ ટેવ જંગલી, ગંદી ને હાનિકારક છે એમ મેં સદાય માન્યું છે. બીડીનો આટલો જબરદસ્ત શોખ દુનિયામાં કેમ છે એ સમજવાની શક્તિ હું કદી મેળવી શક્યો નથી. જે આગગાડીના ડબામાં ઘણી બીડી ફૂંકાતી હોય ત્યાં બેસવું મને ભારે થઈ પડે છે ને તેના ધુમાડાથી હું ગૂંગળાઈ જાઉં છું.

બીડીઓનાં ઠૂંઠાં ચોરવાં ને તેને અંગે ચાકરના દોકડા ચોરવા એ દોષના કરતાં બીજો એક ચોરીનો દોષ જે મારાથી થયો તેને હું વધારે ગંભીર ગણું છું. બીડીનો દોષ થયો ત્યારે ઉમ્મર બારતેર વર્ષની હશે; કદાચ તેથીયે ઓછી. બીજી ચોરી વેળાએ ઉમ્મર પંદર વર્ષની હશે. આ ચોરી મારા માંસાહારી ભાઈના સોનાના કડાના કકડાની હતી. તેમણે નાનું સરખું એટલે પચીસેક રૂપિયાનું કરજ કર્યું હતું. એ કેમ પતાવવું એના અમે બન્ને ભાઈ વિચાર કરતા હતા. મારા ભાઈને હાથે સોનાનું નક્કર કડું હતું. તેમાંથી એક તોલો સોનું કાપવું મુસ્કેલ નહોતું.

કડું કપાયું. કરજ ફીટયું. પણ મારે સારુ આ વાત અસહ્ય થઈ પડી. હવે પછી ચોરી ન જ કરવાનો મેં નિશ્ચય કર્યો. પિતાજીની પાસે કબૂલ પણ કરી દેવું જોઈએ એમ લાગ્યું. જીભ તો ન ઊપડે. પિતાજી પોતે મને મારશે એવો ભય તો ન જ હતો. તેમણે કોઈ દિવસ અમને એકે ભાઈને તાડન કર્યું હોય એવું મને સ્મરણ નથી. પણ પોતે દુઃખી થશે, કદાચ માથું ફૂટશે તો? એ જોખમ ખેડીને પણ દોષ કબૂલ કરવો જ જોઈએ, તે વિના શુદ્ધિ ન થાય, એમ લાગ્યું.

છેવટે ચિઠ્ઠી લખીને દોષ કબૂલ કરવો ને માફી માગવી એવો મેં ઠરાવ કર્યો. મેં ચિઠ્ઠી લખીને હાથોહાથ આપી. ચિઠ્ઠીમાં બધો દોષ કબૂલ કર્યો ને સજા માગી, પોતે પોતાની ઉપર દુઃખ ન વહોરી લે એવી આજીજીપૂર્વક વિનંતિ કરી, ને ભવિષ્યમાં ફરી એવો દોષ ન કરવાની પ્રતિજ્ઞા કરી.

મેં ધ્રૂજતે હાથે આ ચિઠ્ઠી પિતાજીના હાથમાં મૂકી. હું તેમની પાટની સામે બેઠો. આ વેળા તેમને ભગંદરનું દરદ તો હતું જ. તેથી તેઓ ખાટલાવશ હતા. ખાટલાને બદલે લાકડાની પાટ વાપરતા.

તેમણે ચિઠ્ઠી વાંચી. આંખમાંથી મોતીનાં બિન્દુ ટપક્યાં. ચિઠ્ઠી ભીંજાઈ. તેમણે ક્ષણવાર આંખ મીંચી ચિઠ્ઠી ફાડી નાંખી, ને પોતે વાંચવા સારુ બેઠા થયા હતા તે પાછા સૂતા.

હું પણ રડ્યો. પિતાજીનું દુઃખ સમજી શક્યો. હું ચિતારો હોઉં તો એ ચિત્ર આજે સંપૂર્ણતાએ આલેખી શકું. એટલું તે આજે પણ મારી આંખ સામે તરી રહ્યું છે.

એ મોતીબિન્દુના પ્રેમબાણે મને વીંધ્યો. હું શુદ્ધ થયો. એ પ્રેમ તો જેણે અનુભવ્યો હોય તે જ જાણે:

રામબાણ વાગ્યાં રે હોય તે જાણે.

મારે સારુ આ અહિંસાનો પદાર્થપાઠ હતો. તે વેળા તો મેં એમાં પિતાપ્રેમ ઉપરાંત બીજું ન જોયું, પણ આજે હું એને શુદ્ધ અહિંસાને નામે ઓળખી શકું છું. આવી અહિંસા જ્યારે વ્યાપક સ્વરૂપ પકડે ત્યારે તે પોતાના સ્પર્શથી કોને અલિપ્ત રાખે? એવી વ્યાપક અહિંસાની શક્તિનું માપ કાઢવું અશક્ય છે.

આવી શાંત ક્ષમા પિતાજીના સ્વભાવથી પ્રતિકૂળ હતી. તે ક્રોધ કરશે, કટુ વચન સંભળાવશે, કદાચ માથું ફૂટશે, એવું મેં ધાર્યું હતું. પણ તેમણે આટલી અપાર શાંતિ જાળવી તેનું કારણ દોષની નિખાલસ કબૂલાત હતી એમ હું માનું છું. જે માણસ અધિકારી આગળ, સ્વેચ્છાએ, પોતાના દોષનો, નિખાલસપણે ને ફરી કદી તે ન કરવાનો, પ્રતિજ્ઞાપૂર્વક સ્વીકાર કરી લે છે તે શુદ્ધતમ પ્રાયશ્ચિત્ત કરે છે. હું જાણું છું કે મારા એકરારથી પિતાજી મારે વિષે નિર્ભય થયા ને તેમનો મહા પ્રેમ વૃદ્ધિ પામ્યો.

## ૯

# પિતાજીનું મૃત્યુ ને મારી નામોશી

આ સમય મારા સોળમા વર્ષનો છે. આપણે આગળ જોઈ ગયા કે પિતાજી ભગંદરની બીમારીથી તદ્દન ખાટલાવશ હતા. તેમની ચાકરીમાં માતુશ્રી, ઘરનો એક જૂનો નોકર અને હું ઘણે ભાગે રહેતાં. મારું કામ 'નર્સ'નું હતું. એમના ઘા ધોવો, તેમાં દવા નાંખવી, મલમ લગાડવાના હોય ત્યારે લગાડવા, તેમને દવા આપવી અને જ્યારે ઘેર દવા તૈયાર કરવાની હોય ત્યારે તે તૈયાર કરવી, એ મારું ખાસ કામ હતું. રાત્રિએ હમેશાં તેમના પગ ચાંપવા અને રજા આપે ત્યારે અથવા તો એ ઊંઘી ગયા હોય ત્યારે મારે સૂઈ જવું એવો નિયમ હતો. મને આ સેવા અતિશય પ્રિય હતી. કોઈ દિવસ તેમાંથી હું ચૂક્યો હોઉં એવું મને સ્મરણ નથી. આ દિવસો હાઈસ્કૂલના તો હતા જ, એટલે મારો ખાવાપીવામાંથી બચતો વખત નિશાળમાં અથવા તો પિતાજીની સેવામાં જ જતો. એમની આજ્ઞા મળે અને એમની તબિયતને અનુકૂળ હોય ત્યારે સાંજના ફરવા જતો.

આ જ વર્ષ પત્ની ગર્ભવતી થઈ. એમાં બેવડી શરમ સમાયેલી આજે હું જોઈ શકું છું. એક તો એ કે વિદ્યાભ્યાસનો આ કાળ હોવા છતાં મેં સંયમ ન જાળવ્યો, અને બીજી એ કે જોકે નિશાળનો અભ્યાસ કરવાનો ધર્મ હું સમજતો હતો અને તેથીયે વધારે માતપિતાની ભક્તિનો ધર્મ સમજતો હતો. — ને એટલે સુધી કે એ બાબતમાં બાલ્યાવસ્થાથી જ શ્રવણ મારો આદર્શ થઈ રહ્યો હતો, — તે છતાં વિષય મારા ઉપર

સવાર થઈ શકતો હતો. એટલે કે, હરેક રાત્રિએ જોકે હું પિતાજીની પગચંપી તો કરતો છતાં સાથે સાથે મન શયનગૃહ તરફ દોડ્યાં કરતું, અને તે પણ એવે સમયે કે જ્યારે સ્ત્રીનો સંગ ધર્મશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર અને વ્યવહારશાસ્ત્ર પ્રમાણે ત્યાજ્ય હતો. જ્યારે મને સેવામાંથી છૂટી મળતી ત્યારે હું રાજી થતો અને પિતાશ્રીને પગે લાગીને સીધો શયનગૃહમાં ચાલ્યો જતો.

પિતાજીની માંદગી વધતી જતી હતી. વૈદ્યોએ પોતાના લેપ અજમાવ્યા, હકીમોએ મલમપટ્ટીઓ અજમાવી, સામાન્ય હજામાદિની ઘરગથ્થુ દવાઓ પણ કરી; અંગ્રેજ દાક્તરે પણ પોતાની અક્કલ અજમાવી. અંગ્રેજ દાક્તરે શસ્ત્રક્રિયા એ જ ઇલાજ છે એમ સૂચવ્યું. કુટુંબના મિત્ર વૈદ્ય વચમાં આવ્યા અને એમણે પિતાજીની ઉત્તરાવસ્થામાં તેવી શસ્ત્રક્રિયા નાપસંદ કરી. અનેક પ્રકારની બાટલીઓ લીધેલી વ્યર્થ ગઈ અને શસ્ત્રક્રિયા ન થઈ. વૈદ્યરાજ બાહોશ, નામાંકિત હતા. મને લાગે છે કે જો તેમણે શસ્ત્રક્રિયા થવા દીધી હોત તો ઘા રુઝાવામાં અડચણ ન આવત. શસ્ત્રક્રિયા મુંબઈના તે સમયના પ્રખ્યાત સર્જન મારફત થવાની હતી. પણ અંત નજીક આવ્યો હતો એટલે યોગ્ય પગલું શાનું ભરાય? પિતાશ્રી મુંબઈથી શસ્ત્રક્રિયા કરાવ્યા વિના અને તેને અંગે ખરીદેલો સામાન સાથે લઈને પાછા ફર્યા. તેમણે વધુ જીવવાની આશા છોડી હતી. નબળાઈ વધતી ગઈ અને દરેક ક્રિયા બિછાનામાં જ કરવી પડે એ સ્થિતિ આવી પહોંચી, પણ છેવટ લગી તેમણે એમ કરવાનો વિરોધ જ કર્યો, અને પરિશ્રમ ઉઠાવવાનો આગ્રહ રાખ્યો. વૈષ્ણવધર્મનું એ આકરું શાસન છે. બાહ્ય શુદ્ધિ અતિ આવશ્યક છે, પણ પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્રે શીખવ્યું છે કે, મળત્યાગાદિની તથા સ્નાનાદિની બધી ક્રિયાઓ બિછાને પડ્યાં પડ્યાં પણ સંપૂર્ણ સ્વચ્છતાથી

થઈ શકે છે, ને રોગીને કષ્ટ ઉઠાવવું પડતું નથી; જ્યારે જુઓ ત્યારે તેનું બિછાનું સ્વચ્છ જ હોય. આમ સચવાયેલી સ્વચ્છતાને હું તો વૈષ્ણવધર્મને નામે જ ઓળખું. પણ આ સમયે પિતાજીનો સ્નાનાદિને સારુ બિછાનાનો ત્યાગ કરવાનો આગ્રહ જોઈ હું તો આશ્ચર્યચકિત જ થતો અને મનમાં તેમની સ્તુતિ કર્યા કરતો.

અવસાનની ઘોર રાત્રિ નજીક આવી. આ વખતે મારા કાકાશ્રી રાજકોટમાં હતા. મને કંઈક એવું સ્મરણ છે કે પિતાશ્રીની માંદગી વધતી જાય છે એવા સમાચાર મળવાથી જ તેઓ આવેલા. બન્ને ભાઈઓની વચ્ચે ગાઢ પ્રેમભાવ વર્તતો હતો. કાકાશ્રી આખો દિવસ પિતાશ્રીના બિછાનાની પાસે જ બેસી રહે અને અમને બધાને સૂવાની રજા આપી પોતે પિતાશ્રીના બિછાનાની પાસે સૂએ. કોઈને એવું તો હતું જ નહિ કે આ રાત્રિ આખરની નીવડશે. ભય તો સદાય રહ્યાં કરતો હતો. રાતના સાડાદસ કે અગિયાર થયા હશે. હું પગચંપી કરી રહ્યો હતો. કાકાશ્રીએ મને કહ્યું, 'તું જા, હવે હું બેસીશ.' હું રાજી થયો ને સીધો શયનગૃહમાં ગયો. સ્ત્રી તો બીચારી ભરઊંઘમાં હતી. પણ હું શાનો સૂવા દઉં ? મેં જગાડી. પાંચસાત મિનિટ થઈ હશે. તેટલામાં જે નોકરને વિષે હું લખી ગયો તેણે કમાડ ઠોક્યું. મને ફાળ પડી. હું ચમક્યો. 'ઊઠ, બાપુ બહુ બીમાર છે,' એમ નોકરે કહ્યું. બહુ બીમાર તો હતા જ એ હું જાણતો હતો, એટલે અહીં 'બહુ બીમાર'નો વિશેષ અર્થ હું સમજી ગયો. બિછાનામાંથી એકદમ કૂદી પડ્યો.

'શું છે કહે તો ખરો ?'

'બાપુ ગુજરી ગયા !' જવાબ મળ્યો.

હવે હું પશ્ચાત્તાપ કરું એ શું કામ આવે? હું બહુ શરમાયો, બહુ દુઃખી થયો. પિતાશ્રીની ઓરડીમાં દોડી ગયો. હું સમજ્યો કે જો હું વિષયાંધ ન હોત તો આ છેવટની ઘડીએ મારે નસીબે વિયોગ ન હોત, અને હું પિતાજીની અંતની ઘડીએ પગચંપી કરતો હોત. હવે તો મારે કાકાશ્રીને મુખેથી જ સાંભળવું રહ્યું: 'બાપુ તો આપણને મૂકીને ચાલ્યા ગયા.' પોતાના વડીલ ભાઈના પરમ ભક્ત કાકા છેવટની સેવાનું માન લઈ ગયા. પિતાશ્રીને પોતાના અવસાનની આગાહી થઈ ચૂકી હતી. તેમણે સાન કરીને લખવાની સામગ્રી માગેલી. કાગળમાં તેમણે લખ્યું: 'તૈયારી કરો.' આટલું લખીને પોતાના હાથે માદળિયું બાંધેલું હતું તે તોડીને ફેંક્યું. સોનાની કંઠી હતી તે પણ તોડીને ફેંકી. એક ક્ષણમાં આત્મા ઊડી ગયો.

મારી જે શરમનો ઇશારો મેં આગલા પ્રકરણમાં કરેલો છે તે આ શરમ,— સેવાને સમયે પણ વિષયેચ્છા. એ કાળો ડાઘ હું આજ સુધી ઘસી શક્યો નથી, ભૂલી શક્યો નથી. અને મેં હમેશાં માન્યું છે કે જોકે માતપિતા પ્રત્યેની મારી ભક્તિ પારવિનાની હતી, તેને સારુ હું બધું છોડી શકતો, પણ તે સેવાને સમયે સુધ્ધાં મારું મન વિષયને છોડી શકતું નહોતું એ, તે સેવામાં રહેલી અક્ષમ્ય ઊણપ હતી. તેથી જ મેં મને એકપત્નીવ્રતનો પાળનાર માનવા છતાં વિષયાંધ માનેલો છે. એમાંથી છૂટતાં મને ઘણો સમય ગયો, અને છૂટતાં પહેલાં ઘણાં ધર્મસંકટો વેઠવાં પડ્યાં.

આ મારી બેવડી શરમનું પ્રકરણ પૂરું કરતાં પહેલાં એ પણ કહી જાઉં કે પત્નીને જે બાળક અવતર્યું તે બે કે ચાર દિવસ શ્વાસ લઈને ચાલ્યું ગયું. બીજું પરિણામ શું હોઈ શકે? જે માબાપોને અથવા તો જે બાલદંપતીને ચેતવું હોય તે આ દૃષ્ટાન્તથી ચેતો.

## ૧૦

# ધર્મની ઝાંખી

છ કે સાત વર્ષથી માંડીને હવે સોળ વર્ષનો થયો ત્યાં સુધી અભ્યાસ કર્યો, પણ ક્યાંયે ધર્મનું શિક્ષણ નિશાળમાં ન પામ્યો. શિક્ષકો પાસેથી સહેજે મળવું જોઈએ તે ન મળ્યું એમ કહેવાય. એમ છતાં વાતાવરણમાંથી કંઈક ને કંઈક તો મળ્યાં જ કર્યું. અહીં ધર્મનો ઉદાર અર્થ કરવો જોઈએ. ધર્મ એટલે આત્મભાન, આત્મજ્ઞાન.

મારો જન્મ વૈષ્ણવ સંપ્રદાયમાં, એટલે હવેલીએ જવાનું વખતોવખત બને. પણ તેને વિષે શ્રદ્ધા ઉત્પન્ન ન થઈ. હવેલીનો વૈભવ મને ન ગમ્યો. હવેલીમાં ચાલતી અનીતિની વાતો સાંભળતો તેથી તેને વિષે મન ઉદાસ થઈ ગયું. ત્યાંથી મને કંઈ જ ન મળ્યું.

પણ જે હવેલીમાંથી ન મળ્યું તે મારી દાઈ પાસેથી મળ્યું. તે કુટુંબની જૂની નોકર હતી. તેનો પ્રેમ મને આજે પણ યાદ છે. હું આગળ જણાવી ગયો છું કે હું ભૂતપ્રેત આદિથી ડરતો. તેનું ઔષધ રામનામ છે એમ રંભાએ સમજાવ્યું. મને તો રામનામના કરતાં રંભા ઉપર વધારે શ્રદ્ધા હતી, તેથી મેં બાળવયે ભૂતપ્રેતાદિના ભયથી બચવા રામનામનો જપ શરૂ કર્યો. તે બહુ સમય ન ટક્યો. પણ જે બીજ બચપણમાં રોપાયું તે બળી ન ગયું. રામનામ આજે મારે સારુ અમોઘ શક્તિ છે, તેનું કારણ હું રંભાબાઈએ રોપેલું બીજ ગણું છું.

આ જ અરસામાં મારા એક કાકાના દીકરા જે રામાયણના ભક્ત હતા તેમણે અમ બે ભાઈઓને સારુ રામરક્ષાનો પાઠ શીખવવાનો પ્રબંધ કર્યો. અમે તે મોઢે કરીને પ્રાતઃકાળમાં સ્નાન પછી હમેશાં પઢી જવાનો નિયમ કર્યો. પોરબંદરમાં રહ્યા ત્યાં લગી તો આ નભ્યું. રાજકોટના વાતાવરણમાં તે ભૂંસાઈ ગયું. આ ક્રિયા વિષે પણ ખાસ શ્રદ્ધા નહોતી. પેલા વડીલ ભાઈના પ્રત્યે માન હતું તેથી અને કંઈક રામરક્ષા શુદ્ધ ઉચ્ચારથી પઢી જવાય છે એ અભિમાનથી તેનો પાઠ થતો.

પણ જે વસ્તુએ મારા મન ઉપર ઊંડી છાપ પાડી તે તો રામાયણનું પારાયણ હતી. પિતાશ્રીની માંદગીનો કેટલોક સમય પોરબંદરમાં ગયેલો. અહીં તેઓ રામજીના મંદિરમાં રોજ રાત્રે રામાયણ સાંભળતા. સંભળાવનાર રામચંદ્રજીના એક પરમ ભક્ત, બીલેશ્વરના લાધા મહારાજ કરીને હતા. તેમને વિષે એમ કહેવાતું કે, તેમને કોઢ નીકળ્યો હતો તેની દવા કરવાને બદલે તેમણે બીલેશ્વરનાં બીલીપત્ર જે મહાદેવ ઉપરથી ઊતરતાં તે કોઢિયેલ ભાગ ઉપર બાંધ્યાં ને કેવળ રામનામનો જપ આદર્યો. અંતે તેમનો કોઢ જડમૂળથી નાશ પામ્યો. આ વાત ખરી હો કે ન હો. અમે સાંભળનારાઓએ ખરી માની. એટલું પણ ખરું કે લાધા મહારાજે જ્યારે કથાનો આરંભ કર્યો ત્યારે તેમનું શરીર તદ્દન નીરોગી હતું. લાધા મહારાજનો કંઠ મીઠો હતો. તેઓ દોહાચોપાઈ ગાતા ને અર્થ સમજાવતા. પોતે તેના રસમાં લીન થઈ જતા અને શ્રોતાજનને લીન કરી મૂકતા. મારી ઉમ્મર આ સમયે તેર વર્ષની હશે, પણ મને તેમના વાચનમાં ખૂબ રસ આવતો એ યાદ છે. આ રામાયણશ્રવણ મારા રામાયણ પરના અત્યંત પ્રેમનો પાયો છે. આજે હું તુલસીદાસના રામાયણને ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ ગણું છું.

થોડા માસ પછી અમે રાજકોટમાં આવ્યા. ત્યાં આવું વાચન નહોતું. એકાદશીને દિવસે ભાગવત વંચાય ખરું. તેમાં કોઈ વેળા હું બેસતો, પણ ભટજી રસ ઉત્પન્ન નહોતા કરી શક્યા. આજે હું જોઈ શકું છું કે ભાગવત એવો ગ્રંથ છે કે જે વાંચીને ધર્મરસ ઉત્પન્ન કરી શકાય. મેં તો તે ગુજરાતીમાં અતિ રસથી વાંચ્યો છે. પણ મારા એકવીસ દિવસના ઉપવાસમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવિયાજીને શુભ મુખેથી મૂળ સંસ્કૃતના કેટલાક ભાગો સાંભળ્યા ત્યારે એમ થયું કે બચપણમાં તેમના જેવા ભગવદ્‌ભક્તને મોઢેથી સાંભળત તો તેના ઉપર પણ મારી ગાઢ પ્રીતિ બચપણમાં જ જામત. તે વયમાં પડેલા શુભ અશુભ સંસ્કારો બહુ ઊંડાં મૂળ ઘાલે છે એમ હું ખૂબ અનુભવું છું, અને તેથી કેટલાક ઉત્તમ ગ્રંથો સાંભળવાનું મને તે વયે ન મળ્યું એ સાલે છે.

રાજકોટમાં મને અનાયાસે સર્વ સંપ્રદાયો વિષે સમાન ભાવ રાખવાની તાલીમ મળી. હિંદુધર્મના પ્રત્યેક સંપ્રદાય પ્રત્યે આદરભાવ શીખ્યો, કેમકે માતપિતા હવેલીએ જાય, શિવાલયમાં જાય અને રામમંદિર પણ જાય અને અમને ભાઈઓને લઈ જાય અથવા મોકલે.

વળી પિતાજી પાસે જૈન ધર્માચાર્યોમાંથી કોઈ હમેશાં આવે. પિતાજી તેમને વહોરાવે પણ ખરા. તેઓ પિતાજી સાથે ધર્મની તેમ જ વ્યવહારની વાતો કરે. ઉપરાંત, પિતાજીને મુસલમાન અને પારસી મિત્રો હતા તે પોતપોતાના ધર્મની વાતો કરે અને પિતાજી તેમની વાતો માનપૂર્વક અને ઘણી વેળા રસપૂર્વક સાંભળે. આવા વાર્તાલાપો વખતે હું 'નર્સ' હોવાથી ઘણી વેળા હાજર હોઉં. આ બધા વાતાવરણની અસર મારા ઉપર એ પડી કે સર્વ ધર્મો પ્રત્યે મારામાં સમાનભાવ પેદા થયો.

ખ્રિસ્તીધર્મ માત્ર અપવાદમાં હતો. તેના પ્રત્યે કંઈક અભાવ થયો. તે કાળે હાઈસ્કૂલને ખૂણે કોઈ ખ્રિસ્તી વ્યાખ્યાન આપતા. તે હિંદુ દેવતાઓની ને હિંદુધર્મીઓની બદગોઈ કરતા. આ મને અસહ્ય લાગ્યું. હું એકાદ જ વખત એ વ્યાખ્યાન સાંભળવા ઊભો હોઈશ, પણ બીજી વખત ત્યાં ઊભવાનું મન જ ન થયું. એ જ સમયે એક જાણીતા હિંદુ ખ્રિસ્તી થયાનું સાંભળ્યું. ગામચર્ચા એ હતી કે તેને ખ્રિસ્તીધર્મમાં પ્રવેશ કરાવવામાં આવ્યો ત્યારે ગોમાંસ ખવડાવવામાં આવ્યું ને દારૂ પિવડાવવામાં આવ્યો. તેનો પોશાક પણ બદલવામાં આવ્યો, ને તે ભાઈ ખ્રિસ્તી થયા પછી કોટ, પાટલૂન ને અંગ્રેજી ટોપી પહેરતા થયા. આ વાતોથી મને ત્રાસ પેદા થયો. જે ધર્મને અંગે ગોમાંસ ખાવું પડે, દારૂ પીવો પડે, ને પોતાનો પોશાક બદલવો પડે એ ધર્મ કેમ ગણાય? આવી દલીલ મારા મને કરી. વળી જે ભાઈ ખ્રિસ્તી થયા હતા તેણે પોતાના પૂર્વજોના ધર્મની, રીતરિવાજની અને દેશની નિંદા શરૂ કર્યાનું સાંભળવામાં આવ્યું. આ બધી વાતોથી મારા મનમાં ખ્રિસ્તીધર્મ પ્રત્યે અભાવ પેદા થયો.

આમ જોકે બીજા ધર્મો પ્રત્યે સમભાવ આવ્યો, છતાં મને કંઈ ઈશ્વર પ્રત્યે આસ્થા હતી એમ ન કહી શકાય. આ વખતે મારા પિતાજીના પુસ્તકસંગ્રહમાંથી મનુસ્મૃતિનું ભાષાંતર હાથ આવ્યું. તેમાં જગતની ઉત્પત્તિ વગેરેની વાતો વાંચી. તેના પર શ્રદ્ધા ન બેઠી. ઊલટી કંઈક નાસ્તિકતા આવી. મારા બીજા કાકાના દીકરા જે હાલ હયાત છે તેમની બુદ્ધિ ઉપર મને વિશ્વાસ હતો. તેમની પાસે મેં મારી શંકાઓ રજૂ કરી. પણ તે મારું સમાધાન ન કરી શક્યા. તેમણે મને ઉત્તર આપ્યો: 'ઉમ્મરે પહોંચતાં આવા પ્રશ્નો તું તારી મેળે ઉકેલતાં શીખશે. એવા પ્રશ્નો બાળકોએ ન

કરવા ઘટે.' હું ચૂપ રહ્યો. મનને શાંતિ ન થઈ. મનુસ્મૃતિના ખાદ્યાખાદ્યના પ્રકરણમાં અને બીજાં પ્રકરણોમાં પણ મેં ચાલુ પ્રથાનો વિરોધ જોયો. આ શંકાનો ઉત્તર પણ મને લગભગ ઉપરના જેવો જ મળ્યો. 'કોક દિવસ બુદ્ધિ ખૂલશે. વધારે વાંચીશ ને સમજીશ' એમ વિચારી મન વાળ્યું.

મનુસ્મૃતિ વાંચી હું એ વેળાએ અહિંસા તો ન જ શીખ્યો. માંસાહારની વાત તો આવી ગઈ. તેને તો મનુસ્મૃતિનો ટેકો મળ્યો. સર્પાદિ અને માંકડ આદિને મારવા એ નીતિ છે એમ પણ લાગ્યું. એ સમયે ધર્મ ગણી માંકડ આદિનો નાશ કર્યાનું મને સ્મરણ છે.

પણ એક વસ્તુએ મનમાં જડ ઘાલી — આ જગત નીતિ ઉપર નભેલું છે. નીતિમાત્રનો સમાવેશ સત્યમાં છે. સત્ય તો શોધવું જ રહ્યું. દિવસે દિવસે સત્યનો મહિમા મારી નજર આગળ વધતો ગયો. સત્યની વ્યાખ્યા વિસ્તાર પામતી ગઈ અને હજુ પામતી રહી છે.

વળી એક નીતિનો છપ્પો પણ હૃદયમાં ચોંટ્યો. અપકારનો બદલો અપકાર નહિ પણ ઉપકાર જ હોઈ શકે એ વસ્તુ જિંદગીનું સૂત્ર બની ગઈ. તેણે મારી ઉપર સામ્રાજ્ય ચલાવવું શરૂ કર્યું. અપકારીનું ભલું ઇચ્છવું ને કરવું એ મારો અનુરાગ થઈ પડ્યો. તેના અગણિત અખતરાઓ આદર્યા. આ રહ્યો એ ચમત્કારી છપ્પો:

> પાણી આપને પાય, ભલું ભોજન તો દીજે;
> આવી નમાવે શીશ, દંડવત કોડે કીજે.
> આપણ ઘાસે દામ, કામ મહોરોનું કરીએ;
> આપ ઉગારે પ્રાણ, તે તણા દુ:ખમાં મરીએ.
> ગુણ કેડે તો ગુણ દશ ગણો, મન, વાચા, કર્મે કરી;
> અવગુણ કેડે જે ગુણ કરે, તે જગમાં જીત્યો સહી.

# ૧૧

# વિલાયતની તૈયારી

સને ૧૮૮૭ની સાલમાં મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી. દેશની તેમ જ ગાંધી કુટુંબની ગરીબાઈ એવી રહી કે અમદાવાદ અને મુંબઈ એમ બે સ્થળ પરીક્ષા દેવાનાં હોય તો તેવી સ્થિતિના કાઠિયાવાડનિવાસી નજીકનું અને સસ્તું અમદાવાદ પસંદ કરે. તેમ મારું થયું. રાજકોટથી અમદાવાદ એ મારી પહેલવહેલી એકલા કરેલી મુસાફરી.

પાસ થયા પછી કૉલેજમાં જઈ આગળ ભણતર ચલાવવું એમ વડીલોની ઇચ્છા હતી. મુંબઈમાં પણ કૉલેજ અને ભાવનગરમાં પણ કૉલેજ. ભાવનગરનું ખરચ ઓછું તેથી ભાવનગર શામળદાસ કૉલેજમાં જવાનો ઠરાવ થયો. ત્યાં મને કાંઈ આવડે નહિ, બધું મુશ્કેલ લાગે, અધ્યાપકોનાં વ્યાખ્યાનોમાં ન પડે રસ ને ન પડે સમજ. આમાં દોષ અધ્યાપકોનો નહોતો, મારી કચાશનો જ હતો. તે કાળના શામળદાસ કૉલેજના અધ્યાપકો તો પહેલી પંક્તિના ગણાતા. પહેલી ટર્મ (એટલે સત્ર) પૂરી કરી ઘેર આવ્યો.

કુટુંબના જૂના મિત્ર અને સલાહકાર એક વિદ્વાન, વ્યવહારકુશળ બ્રાહ્મણ, માવજી દવે હતા. તેમણે પિતાજીના સ્વર્ગવાસ પછી પણ કુટુંબ સાથેનો સંબંધ કાયમ રાખ્યો હતો. તેઓ આ રજાના દિવસોમાં ઘેર આવ્યા. માતુશ્રી અને વડીલ ભાઈ સાથે વાતો કરતાં મારા ભણતર વિષે પૂછપરછ કરી. હું શામળદાસ કૉલેજમાં છું એમ સાંભળી કહ્યું: 'જમાનો

બદલાયો છે. તેમ ભાઈઓમાં કોઈ કબા ગાંધીની ગાદી સાચવવા માગો તો તે ભણતર વિના નહિ મળે. આ છોકરો હજુ ભણે છે એટલે ગાદી સાચવવાનો બોજો તેની પાસે ઉપડાવવો જોઈએ. તેને હજુ તો ચાર પાંચ વર્ષ બી. એ. થતાં જશે, અને તેટલો વખત આપવા છતાં તેને પચાસ સાઠ રૂપિયાની નોકરી મળશે, દીવાનપદ નહિ મળે. વળી જો એને ત્યાર પછી મારા દીકરાની જેમ વકીલ બનાવીએ તો વળી બીજાં થોડાં વર્ષ જાય, ને ત્યારે તો દીવાનગીરીને સારુ વકીલો પણ ઘણા તૈયાર થયા હોય. તમારે તેને વિલાયત મોકલવો જોઈએ. કેવળરામ (માવજી દવેના દીકરાનું નામ) કહે છે કે ત્યાં ભણતર સહેલું છે. ત્રણ વર્ષમાં ભણીને પાછો આવશે. ખરચ પણ ચાર પાંચ હજારથી વધારે નહિ થાય. જુઓને પેલા નવા બારિસ્ટર આવ્યા છે તે કેવા દમામથી રહે છે! તેને કારભારું જોઈએ તો આજે મળે. મારી સલાહ તો છે કે મોહનદાસને તમારે આ વર્ષે જ વિલાયત મોકલી દેવો. મારા કેવળરામને વિલાયતમાં ઘણાય દોસ્તો છે; તેમની ઉપર તે ભલામણપત્રો આપશે એટલે તેને ત્યાં કશી અડચણ નહિ આવે.'

જોશીજી (અમે માવજી દવેને એ નામે સંબોધતા)ને પોતાની સલાહના સ્વીકાર વિષે કંઈ શંકા જ ન હોય તેમ મારી તરફ જોઈ મને પૂછ્યું:

'કેમ, તને વિલાયત જવું ગમે કે અહીં જ ભણ્યાં કરવું?' મને તો ભાવતું હતું ને વૈદે બતાવ્યું. હું કૉલેજની મુશ્કેલીઓથી ડર્યો તો હતો જ. મેં કહ્યું, 'મને વિલાયત મોકલો તો તો બહુ જ સારું. કૉલેજમાં ઝટ ઝટ પાસ થવાય એમ નથી લાગતું. પણ મને દાક્તરી ધંધો શીખવા ન મોકલાય?'

મારા ભાઈ વચ્ચે બોલ્યા:



શામળદાસ કૉલેજમાં

'એ તો બાપુને ન ગમતું. તારી વાતો કરતાં જ તે કહેતા કે આપણે વૈષ્ણવ હાડમાંસ ચૂંથવાનું કામ ન કરીએ. બાપુનો વિચાર તો તને વકીલ બનાવવાનો જ હતો.'

જોશીજીએ ટાપશી પૂરી:

'મને ગાંધીજીની જેમ દાક્તરી ધંધાનો અણગમો નથી. આપણાં શાસ્ત્રો એ ધંધાને વખોડતાં નથી. પણ દાક્તર થઈને તું દીવાન નથી થવાનો. મારે તો તારે સારુ દીવાનપદ અથવા એથીયે વધારે જોઈએ. તો જ તમારું બહોળું કુટુંબ ઢંકાય. જમાનો દહાડે દહાડે બદલાતો જાય છે ને કઠણ થતો જાય છે. એટલે બારિસ્ટર થવું એ જ ડહાપણ છે.'

માતુશ્રીની તરફ વળીને કહ્યું, 'આજ તો હું જાઉં છું. મારા કહેવાનો વિચાર કરી જોજો. હું પાછો આવું ત્યારે તૈયારીના સમાચાર સાંભળવાની આશા રાખીશ. કંઈ અડચણો હોય તો મને જણાવજો.'

જોશીજી ગયા. હું તો હવાઈ કિલ્લા બાંધવા મંડી ગયો.

વડીલ ભાઈ વિમાસણમાં પડચા, પૈસાનું શું કરવું! વળી મારા જેવા નવજુવાનને એટલે દૂર કેમ મોકલાય!

માતુશ્રીને તો કંઈ ગમ ન પડી. તેને વિયોગની વાત જ ન ગમી. પણ પ્રથમ તો તેણે આમ જ કહ્યું: 'આપણા કુટુંબમાં હવે વડીલ તો કાકા જ રહ્યા. એટલે પહેલી સલાહ તો તેમની લેવાની રહી. તે આજ્ઞા આપે તો આપણે વિચારવાનું રહ્યું.'

વડીલ ભાઈને બીજો વિચાર સૂઝ્યો: 'પોરબંદર રાજ્ય ઉપર આપણો હક છે. લેલી સાહેબ ઍડમિનિસ્ટ્રેટર છે. આપણા કુટુંબ વિષે તેમને સારો મત છે. કાકાની ઉપર તેમની ખાસ મહેરબાની છે. તેઓ કદાચ રાજ્ય તરફથી તને થોડી ઘણી મદદ કરે.'

મને આ બધું ગમ્યું. હું પોરબંદર જવા તૈયાર થયો. તે કાળે રેલ નહોતી, ગાડામાર્ગ હતો. પાંચ દિવસનો રસ્તો હતો. હું જાતે બીકણ હતો એ તો કહી ગયો છું. પણ આ વેળા મારી બીક નાસી ગઈ. વિલાયત જવાની ઇચ્છાએ મારા ઉપર સવારી કરી. મેં ધોરાજી સુધીનું ગાડું કર્યું. ધોરાજીથી એક દિવસ વહેલા પહોંચવાના ઇરાદાથી ઊંટ કર્યો. ઊંટની સવારીનો પણ આ પહેલો અનુભવ હતો.

પોરબંદર પહોંચ્યો. કાકાને સાષ્ટાંગ પ્રણામ કર્યા. બધી વાત સંભળાવી. તેમણે વિચાર કરી જવાબ આપ્યો :

'વિલાયત જતાં આપણે ધર્મ સાચવી શકીએ કે નહિ એ હું નથી જાણતો. બધી વાતો સાંભળતાં તો મને શંકા આવે છે. જોને, મોટા બારિસ્ટરોને મારે મળવાનું થાય છે ત્યારે હું તો તેમની રહેણીમાં ને સાહેબોની રહેણીમાં કંઈ ભેદ નથી જોતો. તેમને ખાવાપીવાનો કશો બાધ હોતો નથી. સિગાર તો મોઢામાંથી નીકળે જ નહિ. પહેરવેશ જુઓ તોપણ નાગો. એ બધું આપણા કુટુંબને ન છાજે. પણ હું તારા સાહસમાં વિઘ્ન નાંખવા નથી માગતો. હું તો થોડા દિવસમાં જાત્રાએ જવાનો છું. મારે હવે થોડાં વર્ષ જીવવાનાં હશે. કાંઠે આવેલો હું તને વિલાયત જવાની — દરિયો ઓળંગવાની — રજા તો કેમ આપું? પણ હું વચમાં નહિ આવું. ખરી રજા તારી બાની. જો તે તને રજા આપે તો તું સુખેથી જજે. હું તને રોકવાનો નથી એટલું કહેજે. મારી આશિષ તો તને છે જ.'

'આથી વધારાની આશા તમારી પાસેથી મારાથી ન જ રખાય. મારે હવે મારી બાને રાજી કરવી રહી. પણ લેલીસાહેબ ઉપર ભલામણ તો મને આપશો ના?' હું બોલ્યો.

કાકાશ્રી બોલ્યા : 'એ તો મારાથી કેમ થાય? પણ સાહેબ ભલા છે, તું ચિઠ્ઠી લખ. કુટુંબની ઓળખાણ આપજે

એટલે જરૂર તને મળવાનો વખત આપશે ને તેમને રુચશે તો મદદ પણ કરશે.'

મને ખ્યાલ નથી કે કાકાએ સાહેબની ઉપર ભલામણ કેમ ન આપી. મારું ઝાંખું સ્મરણ એવું છે કે વિલાયત જવાના ધર્મવિરુદ્ધ કાર્યમાં એટલી સીધી મદદ આપતાં તેમને સંકોચ થયો.

મેં લેલીસાહેબ ઉપર ચિઠ્ઠી લખી. તેમણે પોતાને રહેવાને બંગલે મને મળવા બોલાવ્યો. એ બંગલાની સીડી ઉપર ચડતાં ચડતાં તેઓ સાહેબ મને મળ્યા, અને 'તું બી. એ. થા, પછી મને મળજે. હમણાં કંઈ મદદ ન અપાય' એટલું જ કહી ઉપર ચડી ગયા. હું ખૂબ તૈયારી કરીને, ઘણાં વાક્યો ગોખીને ગયો હતો. નીચા નમીને બે હાથે સલામ કરી હતી. પણ મારી મહેનત બધી વ્યર્થ ગઈ!

મારી નજર સ્ત્રીનાં ઘરેણાં ઉપર ગઈ. વડીલ ભાઈના ઉપર અપાર શ્રદ્ધા હતી. તેમની ઉદારતાની સીમા નહોતી. તેમનો પ્રેમ પિતાના જેવો હતો.

હું પોરબંદરથી વિદાય થયો. રાજકોટ આવી બધી વાત સંભળાવી. જોશીજી સાથે મસલત કરી. તેમણે કરજ કરીને પણ મને મોકલવાની ભલામણ કરી. મેં મારી સ્ત્રીના ભાગનાં ઘરેણાં કાઢી નાંખવાની સૂચના કરી. તેમાંથી રૂપિયા બેત્રણ હજારથી વધારે નીકળે તેમ નહોતું. ભાઈએ ગમે તેમ કરી રૂપિયા પૂરા પાડવાનું બીડું ઝડપ્યું.

માતા કેમ સમજે? તેણે બધી તપાસો શરૂ કરી હતી. કોઈ કહે, જુવાનિયા વિલાયત જઈ વંઠી જાય છે; કોઈ કહે, તેઓ માંસાહાર કરે છે; કોઈ કહે, દારૂ વિના ન જ ચાલે. માતાએ આ બધું મને સંભળાવ્યું. મેં કહ્યું, 'પણ તું મારો વિશ્વાસ નહિ રાખે? હું તને છેતરીશ નહિ. સોગન ખાઈને

કહું છું કે એ ત્રણે વસ્તુથી હું બચીશ. એવું જોખમ હોય તો જોશીજી કેમ જવા દે?'

માતા બોલી, 'મને તારો વિશ્વાસ છે. પણ દૂર દેશમાં કેમ થાય? મારી તો અક્કલ નથી ચાલતી. હું બેચરજી સ્વામીને પૂછીશ.' બેચરજી સ્વામી મોઢ વાણિયામાંથી જૈન સાધુ થયા હતા. જોશીજી જેમ સલાહકાર પણ હતા. તેમણે મદદ કરી. તેમણે કહ્યું: 'હું એ છોકરા પાસે એ ત્રણે બાબતની બાધા લેવડાવીશ, પછી તેને જવા દેવામાં હરકત નહિ આવે.' તેમણે પ્રતિજ્ઞા લેવડાવી અને મેં માંસ, મદિરા અને સ્ત્રીસંગથી દૂર રહેવાની પ્રતિજ્ઞા લીધી. માતાએ આજ્ઞા આપી.

હાઇસ્કૂલમાં મેળાવડો થયો. રાજકોટનો એક યુવાન વિલાયત જાય એ આશ્ચર્ય ગણાયું. જવાબને સારુ હું કંઈક લખી ગયેલો. તે પણ જવાબમાં ભાગ્યે વાંચી શક્યો. માથું ફરતું હતું, શરીર ધ્રૂજતું હતું, એટલું મને યાદ છે.

વડીલોના આશીર્વાદ લઈ મુંબઈ જવા નીકળ્યો. મુંબઈની આ પહેલવહેલી મુસાફરી હતી. વડીલ ભાઈ સાથે આવ્યા.

પણ સારા કામમાં સો વિઘ્ન હોય. મુંબઈનું બારું ઝટ છૂટે તેમ નહોતું.

## ૧૨

# નાતબહાર

માતાની આજ્ઞા અને તેના આશીર્વાદ લઈ, થોડા માસનું બાળક સ્ત્રીની સાથે મેલી હું હોંશે હોંશે મુંબઈ પહોંચ્યો. પહોંચ્યો તો ખરો, પણ ત્યાં મિત્રોએ ભાઈને કહ્યું કે, જૂન-જુલાઈમાં હિંદી મહાસાગરમાં તોફાન હોય છે ને મારી આ પહેલી જ દરિયાની સફર હોવાથી મને દિવાળી બાદ એટલે નવેમ્બર માસમાં મોકલવો જોઈએ. વળી કોઈએ તોફાનમાં કોઈક આગબોટ ડૂબી જવાની વાત પણ કરેલી. આથી મોટા ભાઈ અકળાયા. તેમણે એમ જોખમ ખેડીને મને તુરત મોકલવાની ના પાડી અને મને મુંબઈમાં મિત્રને ત્યાં મૂક્યો પોતે પાછા પોતાની નોકરીએ ચડવા રાજકોટ ગયા. એક બનેવીની પાસે પૈસા મૂકતા ગયા ને મને મદદ કરવાની કેટલાક મિત્રોને ભલામણ કરતા ગયા.

મુંબઈમાં મારા દિવસો લાંબા થઈ પડ્યા. મને વિલાયતનાં જ સ્વપ્નાં આવે.

દરમ્યાન નાતમાં ખળભળાટ ઊઠ્યો. નાત બોલાવવામાં આવી. મોઢ વાણિયો કોઈ હજુ સુધી વિલાયત નહોતો ગયો, અને હું જાઉં તો મારી હાજરી લેવાવી જોઈએ' મને નાતની વાડીમાં હાજર રહેવા ફરમાવવામાં આવ્યું. હું ગયો. મને ખબર નથી કે મને એકાએક હિમ્મત ક્યાંથી આવી. મને હાજર રહેતાં ન સંકોચ થયો, ન ડર લાગ્યો. નાતના શેઠની સાથે કંઈક છેટેની સગાઈ પણ હતી. પિતાની સાથે તેમનો સંબંધ સારો હતો. તેમણે મને કહ્યું :

'નાત ધારે છે કે તેં વિલાયત જવાનો વિચાર કર્યો છે તે બરોબર નથી. આપણા ધર્મમાં દરિયો ઓળંગવાની મનાઈ છે. વળી વિલાયતમાં ધર્મ ન સચવાય એવું અમે સાંભળીએ છીએ. ત્યાં સાહેબ લોકોની સાથે ખાવું પીવું પડે છે.'

મેં જવાબ આપ્યો, 'મને તો લાગે છે કે વિલાયત જવામાં મુદ્દલ અધર્મ નથી. મારે તો ત્યાં જઈને વિદ્યાભ્યાસ જ કરવાનો છે. વળી જે વસ્તુઓનો આપને ભય છે તેનાથી દૂર રહેવાની મેં મારી માતુશ્રી પાસે પ્રતિજ્ઞા લીધી છે. એટલે હું તેથી દૂર રહી શકીશ.'

'પણ અમે તને કહીએ છીએ કે ત્યાં ધર્મ ન જ સચવાય. તું જાણે છે કે તારા પિતાશ્રીની સાથે મારે કેવો સંબંધ હતો. તારે મારું કહેવું માનવું જોઈએ.' શેઠ બોલ્યા.

'આપની સાથેના સંબંધની મને ખબર છે. આપ વડીલ સમાન છો. પણ આ બાબતમાં હું લાચાર છું. મારો વિલાયત જવાનો નિશ્ચય હું નહિ ફેરવી શકું. મારા પિતાશ્રીના મિત્ર અને સલાહકાર જે વિદ્વાન બ્રાહ્મણ છે તેઓ માને છે કે મારા વિલાયત જવામાં કશો દોષ નથી. મારાં માતુશ્રી અને મારા ભાઈની આજ્ઞા પણ મને મળી છે.' મેં જવાબ આપ્યો.

'પણ નાતનો હુકમ તું નહિ ઉઠાવે?'

'હું લાચાર છું. મને લાગે છે કે આમાં નાતે વચમાં ન આવવું જોઈએ.'

આ જવાબથી શેઠને રોષ ચડ્યો. મને બે ચાર સંભળાવી. હું સ્વસ્થ બેસી રહ્યો. શેઠે હુકમ કર્યો:

'આ છોકરાને આજથી નાતબહાર ગણવામાં આવશે. જે કોઈ તેને મદદ કરશે અથવા વળાવવા જશે તેને નાત પૂછશે, ને તેનો સવા રૂપિયો દંડ થશે.'

મારા ઉપર આ ઠરાવની કંઈ અસર ન થઈ. મેં શેઠની રજા લીધી. આ ઠરાવની અસર મારા ભાઈ ઉપર કેવી થશે

એ વિચારવાનું હતું. તે ડરી જશે તો? સદ્‌ભાગ્યે તે દૃઢ રહ્યા ને મને લખી વાળ્યું કે, નાતના ઠરાવ છતાં પોતે મને વિલાયત જતાં નહિ અટકાવે.

આ બનાવ પછી હું વધારે અધીરો બન્યો. ભાઈના ઉપર દબાણ થશે તો? વળી કંઈ બીજું વિઘ્ન આવશે તો? આમ ચિંતામાં હું દિવસ ગુજારતો હતો તેવામાં ખબર સાંભળ્યા કે, ૪થી સપ્ટેમ્બરે ઊપડનારી સ્ટીમરમાં જૂનાગઢના એક વકીલ બારિસ્ટર થવા સારુ વિલાયત જવાના છે. જે મિત્રોને મોટા ભાઈએ મારે વિષે ભલામણ કરી હતી તેમને હું મળ્યો. તેમણે પણ આ સથવારો ન ચૂકવો એમ સલાહ આપી. સમય બહુ થોડો હતો. ભાઈને તાર કર્યો ને મેં જવાની રજા માગી. તેમણે રજા આપી. મેં બનેવીની પાસેથી પૈસા માગ્યા. તેમણે નાતના હુકમની વાત કરી. નાતબહાર થવું તેમને ન પરવડે. કુટુંબના એક મિત્ર પાસે હું પહોંચ્યો અને મને ભાડા વગેરેને સારુ જોઈતા પૈસા આપી ભાઈ પાસેથી તે મેળવી લેવા વિનંતિ કરી. આ મિત્રે તેમ કરવા કબૂલ કર્યું, એટલું જ નહિ પણ મને હિમ્મત આપી. મેં તેમનો આભાર માન્યો, પૈસા લીધા, ને ટિકિટ કઢાવી.

વિલાયતની મુસાફરીનો બધો સામાન તૈયાર કરાવવાનો હતો. એક બીજા અનુભવી મિત્ર હતા તેમણે સામાન તૈયાર કરાવ્યો. મને બધું વિચિત્ર લાગ્યું. કેટલુંક ગમ્યું, કેટલુંક મુદ્દલ ન ગમ્યું. નેકટાઈ જે પાછળથી હું શોખે પહેરતો થઈ ગયો હતો તે તો જરાયે ન ગમે. ટૂંકું જાકીટ નાગો પોશાક લાગ્યો. પણ વિલાયત જવાના શોખ આગળ આવો અણગમો કંઈ જ વસ્તુ નહોતી. સાથે ભાતું પણ ઠીક બાંધ્યું હતું.

મારી જગ્યા પણ મિત્રોએ ત્ર્યંબકરાય મજમુદાર (જે પેલા જૂનાગઢવાળા વકીલનું નામ હતું)ની કોટડીમાં જ

રોકી. તેમને મારે વિષે ભલામણ પણ કરી. તે તો પુખ્ત ઉમ્મરના અનુભવી ગૃહસ્થ હતા. હું અઢાર વર્ષનો દુનિયાના અનુભવ વિનાનો જુવાનિયો હતો. મજમુદારે મારી ફિકર ન કરવા મિત્રોને કહ્યું.

આમ ૧૮૮૮ના સપ્ટેમ્બરની ૪થી તારીખે મેં મુંબઈનું બંદર છોડ્યું.

# ૧૩

# આખરે વિલાયતમાં

સ્ટીમરમાં મને દરિયો તો જરાયે ન લાગ્યો. પણ જેમ દિવસ જાય તેમ હું મૂંઝાતો જાઉં. 'સ્ટુઅર્ડ'ની સાથે બોલતાં શરમ લાગે. અંગ્રેજીમાં વાત કરવાની મને ટેવ જ નહોતી. મજમુદાર સિવાયના બીજા મુસાફરો અંગ્રેજ હતા. તેમની સાથે બોલતાં ન આવડે. તેઓ મારી સાથે બોલવાનો પ્રયત્ન કરે તો હું સમજું નહિ, ને સમજું ત્યારે જવાબ કેમ દેવો એની ગમ ન પડે. દરેક વાક્ય બોલતા પહેલાં મનમાં ગોઠવવું જોઈએ. કાંટાચમચા વડે ખાતાં ન આવડે. અને કઈ વસ્તુ માંસ વિનાની હોય એ પૂછવાની હિમ્મત ન ચાલે. એટલે હું ખાણાના ટેબલ ઉપર તો કદી ગયો જ નહિ. કોટડીમાં જ ખાતો. મુખ્યત્વે મારી સાથે મીઠાઈ વગેરે લીધાં હતાં તેની ઉપર જ નિભાવ કર્યો. મજમુદારને તો કશો સંકોચ નહોતો. ને તો સૌની સાથે ભળી ગયેલા. ડેક ઉપર પણ છૂટથી જાય. હું તો આખા દહાડા કોટડીમાં ભરાઈ રહું. ક્વચિત્ ડેક ઉપર માણસો થોડા હોય તે વેળા થોડી વાર ત્યાં બેસી આવું. મજમુદાર મને બધાની સાથે ભળી જવાનું, છૂટથી વાતો કરવાનું સમજાવે; વકીલની જીભ છૂટી હોવી જોઈએ એમ પણ મને કહે; પોતાના વકીલ તરીકેના અનુભવો વર્ણવે; અંગ્રેજી આપણી ભાષા ન કહેવાય, તેમાં ભૂલ તો પડે જ, છતાં બોલવાની છૂટ રાખવી જોઈએ, વગેરે કહે. પણ હું મારી બીકણતા ન છોડી શકું.

મારી દયા ખાઈ એક ભલા અંગ્રેજે મારી જોડે વાતો શરૂ કરી. પોતે ઉમ્મરે મોટા હતા. હું શું ખાઉં છું. કોણ છું, ક્યાં જાઉં છું, કેમ કોઈની સાથે વાતચીત કરતો નથી, વગેરે સવાલ પૂછે. મને ખાણા ઉપર જવાનું સૂચવે. માંસ ન ખાવાના મારા આગ્રહ વિષે સાંભળી તે હસ્યા ને મારી દયા લાવી બોલ્યા 'અહીં તો (પોર્ટ સેડ પહોંચ્યા પહેલાં) ઠીક જ છે, પણ બિસ્કેના ઉપસાગરમાં પહોંચીશ ત્યારે તું તારા વિચાર ફેરવીશ. ઇંગ્લંડમાં તો એટલી ટાઢ પડે છે કે માંસ વિના ન જ ચાલે.'

મેં કહ્યું, 'મેં સાંભળ્યું છે કે ત્યાં લોકો માંસાહાર વિના રહી શકે છે.'

તેઓ બોલ્યા, 'એ ખોટી વાત માનજે. મારી ઓળખાણના એવા કોઈને હું નથી જાણતો કે જે માંસાહાર ન કરતા હોય. જો, હું દારૂ પીઉં છું તે પીવાનું હું તને નથી કહેતો, પણ માંસાહાર તો કરવો જોઈએ એમ મને લાગે છે.'

મેં કહ્યું, 'તમારી સલાહને સારુ હું આભાર માનું છું, પણ તે ન લેવા હું મારાં માતુશ્રીની સાથે બંધાયેલો છું. તેથી તે મારાથી ન લેવાય. જો તે વિના નહિ જ ચાલતું હોય તો હું પાછો હિંદુસ્તાન જઈશ, પણ માંસ તો નહિ જ ખાઉં.'

બિસ્કેનો ઉપસાગર આવ્યો. ત્યાં પણ મને તો ન જરૂર જણાઈ માંસની કે ન જણાઈ મદિરાની. માંસ ન ખાધાનાં પ્રમાણપત્રો એકઠાં કરવાની મને ભલામણ થઈ હતી. તેથી આ અંગ્રેજ મિત્રની પાસેથી મેં પ્રમાણપત્ર માગ્યું. તેમણે તે ખુશીથી આપ્યું. તે મેં કેટલાક સમય સુધી ધનની જેમ સંઘરી રાખેલું. પાછળથી મને ખબર પડી કે પ્રમાણપત્રો તો માંસ ખાતા છતાંયે મેળવાય છે, એટલે તેના ઉપરનો મારો મોહ નાશ પામ્યો. જો મારા શબ્દ ઉપર વિશ્વાસ ન

રહે તો આવી બાબતમાં પ્રમાણપત્ર બતાવીને મારે શો લાભ ઉઠાવવો હોય?

સુખદુઃખે મુસાફરી પૂરી કરી સાઉધેમ્પ્ટન બંદર ઉપર અમે આવી પહોંચ્યા. આ શનિવાર હતો એવું મને સ્મરણ છે. હું સ્ટીમર ઉપર કાળાં કપડાં પહેરતો. મિત્રોએ મારે સારુ એક સફેદ ફલાલીનનાં કોટપાટલૂન પણ કરાવ્યાં હતાં. તે મેં વિલાયતમાં ઊતરતાં પહેરવા ધારેલું, એમ સમજીને કે સફેદ કપડાં વધારે શોભે! હું આ ફલાલીનનાં કપડાં પહેરીને ઊતર્યો. સપ્ટેંબર આખરના દિવસો હતા. આવાં કપડાં પહેરનારો મને એકલાને જ મેં જોયો. મારી પેટીઓ અને તેની ચાવીઓ તો ગ્રિન્ડલે કંપનીના ગુમાસ્તા લઈ ગયા હતા. સહુ કરે તેમ મારે પણ કરવું જોઈએ એમ સમજીને મેં તો મારી ચાવીઓ પણ આપી દીધેલી!

મારી પાસે ભલામણના ચાર કાગળો હતા: દાક્તર પ્રાણજીવન મહેતા ઉપર, દલપતરામ શુક્લ ઉપર, પ્રિન્સ રણજિતસિંહજી ઉપર, અને દાદાભાઈ નવરોજી ઉપર. મેં દાક્તર મહેતાની ઉપર સાઉધેમ્પ્ટનથી તાર કરેલો. સ્ટીમરમાં કોઈએ સલાહ આપેલી કે વિક્ટોરિયા હોટેલમાં ઊતરવું. તેથી મજમુદાર અને હું તે હોટેલમાં ગયા. હું તો મારાં સફેદ કપડાંની શરમમાં જ સમસમી રહ્યો હતો. વળી હોટેલમાં જતાં ખબર પડી કે બીજો દિવસ રવિવારનો હોવાથી સોમવાર લગી ગ્રિન્ડલેને ત્યાંથી સામાન નહિ આવે. આથી હું મૂંઝાયો.

સાતઆઠ વાગ્યે દાક્તર મહેતા આવ્યા. તેમણે પ્રેમમય વિનોદ કર્યો. મેં અજાણતાં એમની રેશમનાં રૂંવાંવાળી ટોપી જોવા ખાતર ઉપાડી, અને તેના ઉપર ઊલટો હાથ ફેરવ્યો. એટલે ટોપીનાં રૂંવાં ઊભાં થયાં. દાક્તર મહેતાએ જોયું. તરત જ મને અટકાવ્યો. પણ ગુનો તો થઈ ચૂક્યો હતો.

ફરી પાછો ન થાય એટલું જ તેમના અટકાવવાનું પરિણામ આવી શક્યું.

અહીંથી યુરોપના રીતરિવાજો વિષેનો મારો પહેલો પાઠ શરૂ થયો ગણાય. દાક્તર મહેતા હસતા જાય અને ઘણી વાતો સમજાવતા જાય: કોઈની વસ્તુને ન અડકાય; જે પ્રશ્નો કોઈ જોડે ઓળખાણ થતાં હિંદુસ્તાનમાં સહેજે પૂછી શકાય છે એવા પ્રશ્નો અહીં ન પુછાય; વાતો કરતાં ઊંચો સાદ ન કઢાય; હિંદુસ્તાનમાં સાહેબોની સાથે વાત કરતાં 'સર' કહેવાનો રિવાજ છે એ અનાવશ્યક છે, 'સર' તો નોકર પોતાના શેઠને અથવા પોતાના ઉપરી અમલદારને કહે. વળી તેમણે હોટેલમાં રહેવાના ખરચની પણ વાત કરી અને સૂચવ્યું કે કોઈ ખાનગી કુટુંબમાં રહેવાની જરૂર પડશે. એ વિષે વધુ વિચાર સોમવાર લગી મુલતવી રહ્યો. કેટલીક ભલામણો આપી દાક્તર મહેતા વિદાય થયા.

હોટેલમાં તો અમને બન્નેને આવી ભરાયા જેવું લાગ્યું. હોટેલ પણ મોંઘી. માલ્ટાથી એક સિંધી ઉતારુ ચડેલા, તેમની સાથે મજમુદાર ઠીક હળી ગયા હતા. આ સિંધી ઉતારુ લંડનના ભોમિયા હતા. તેમણે અમારે સારુ બે કોટડીઓ રોકી લેવાનું માથે લીધું. અમે સંમત થયા અને સોમવારે સામાન મળ્યા તેવા જ બિલ ચૂકવીને પેલા સિંધી ભાઈએ રાખેલી કોટડીઓમાં અમે પ્રવેશ કર્યો. મને યાદ છે કે મારા ભાગમાં હોટેલનું બિલ લગભગ ત્રણ પાઉંડ આવ્યું હતું. હું તો આભો જ બની ગયો. ત્રણ પાઉંડ આપવા છતાં ભૂખ્યો રહ્યો. હોટેલના ખાવામાંનું કંઈ ભાવે નહિ. એક વસ્તુ લીધી તે ન ભાવી. બીજી લીધી. પણ પૈસા તો બન્નેના જ આપવા જોઈએ. મારો આધાર હજુ મુંબઈથી લીધેલા ભાતા ઉપર હતો એમ કહીએ તો ચાલે.

પેલી કોટડીમાં પણ હું તો ખૂબ મૂંઝાયો. દેશ ખૂબ યાદ આવે. માતાનો પ્રેમ મૂર્તિમન્ત થાય. રાત પડે એટલે રડવાનું શરૂ થાય. ઘરનાં અનેક પ્રકારનાં સ્મરણોની ચડાઈથી નિદ્રા તો શાની આવી જ શકે? આ દુઃખની વાત કોઈને કરાય પણ નહિ. કરવાથી ફાયદો પણ શો? હું પોતે જાણતો નહોતો કે કયા ઇલાજથી મને આશ્વાસન મળે. લોકો વિચિત્ર, રહેણી વિચિત્ર, ઘરો પણ વિચિત્ર. ઘરોમાં રહેવાની રીતભાત પણ તેવી જ. શું બોલતાં ને શું કરતાં એ રીતભાતના નિયમોનો ભંગ થતો હશે એનું પણ થોડું જ ભાન. સાથે ખાવાપીવાની પરહેજી અને ખાઈ શકાય તેવો ખોરાક લૂખો અને રસ વિનાનો લાગે. એટલે મારી દશા સૂડી વચ્ચે સોપારી જેવી થઈ પડી. વિલાયત ગમે નહિ ને પાછા દેશ જવાય નહિ. વિલાયત આવ્યો એટલે ત્રણ વર્ષ પૂરાં કરવાનો જ આગ્રહ હતો.

# ૧૪

# મારી પસંદગી

દાક્તર મહેતા તો સોમવારે મને વિક્ટોરિયા હોટેલમાં મળવા ગયા. ત્યાં તેમને અમારું નવું ઠેકાણું મળ્યું; એટલે નવે ઠેકાણે મળ્યા. મારી મૂર્ખાઈને લીધે મને સ્ટીમરમાં દાદર થઈ હતી. સ્ટીમરમાં ખારા પાણીમાં નાહવાનું રહેતું. તેમાં સાબુ ન ભળે. અને મેં તો સાબુ વાપરવામાં સભ્યતા માનેલી, એટલે શરીર સાફ થવાને બદલે ચીકણું થયું. એમાંથી દાદર થઈ. દાક્તરને બતાવી. તેમણે તો મને બાળનારી દવા — એસેટિક ઍસિડ — આપી. આ દવાએ મને રોવરાવ્યો હતો. દાક્તર મહેતાએ અમારી કોટડી વગેરે જોયાં અને ડોકું ધુણાવ્યું: આ જગ્યા નહિ ચાલે. આ દેશમાં આવીને ભણવા કરતાં અહીંનો અનુભવ લેવાનું જ વધારે છે. આને સારુ કોઈ કુટુંબમાં રહેવાની જરૂર છે. પણ હમણાં તો કંઈક ઘડાવાને ખાતર — ને ત્યાં તમારે રહેવું એમ મેં ધાર્યું છે. ત્યાં તમને લઈ જઈશ.

મેં ઉપકાર સાથે સૂચના કબૂલ રાખી. મિત્રને ત્યાં ગયો. તેમની બરદાસમાં કાંઈ મણા નહોતી. મને પોતાના સગા ભાઈની જેમ રાખ્યો, અંગ્રેજી રીતરિવાજો શીખવ્યા; અંગ્રેજીમાં કંઈક વાત કરવાની ટેવ તેમણે જ પાડી એમ કહી શકાય.

મારા ખોરાકનો પ્રશ્ન બહુ મોટો થઈ પડ્યો. મીઠું-મસાલા વિનાનાં શાક ભાવે નહિ. ઘરધણી બાઈ મારે સારુ શું રાંધે? સવારે તો ઓટમીલની ઘેંસ થાય એટલે કંઈક

પેટ ભરાય, પણ બપોરે અને સાંજે હમેશાં ભૂખ્યો રહું. મિત્ર માંસાહાર કરવાનું રોજ સમજાવે. હું તો પ્રતિજ્ઞાની આડ બતાવી મૂંગો થાઉં. તેમની દલીલોને પહોંચી ન શકું. બપોરે માત્ર રોટી અને તાંદળજાની ભાજી તથા મુરબ્બા ઉપર રહું. તેવો જ ખોરાક સાંજે. હું જોઉં કે રોટી તો બેત્રણ કટકા જ લેવાય, વધારેની માગણી કરતાં શરમ આવે. મને સારી પેઠે ખાવાની ટેવ હતી. હોજરી તેજ હતી ને બહુ માગતી. બપોરે કે સાંજે દૂધ તો હોય નહિ. મારી આવી સ્થિતિ જોઈ મિત્રને એક દિવસ ખીજ ચડી ને બોલ્યા: 'જો તું મારો જણ્યો ભાઈ હોત તો હું તને જરૂર પાછો જ મોકલી દેત. નિરક્ષર માને, અહીંની પરિસ્થિતિ જાણ્યા વિના, આપેલી પ્રતિજ્ઞાની કિંમત શી? એ પ્રતિજ્ઞા જ ન કહેવાય. હું તને કહું છું કે આને કાયદો પ્રતિજ્ઞા નહિ ગણે. આવી પ્રતિજ્ઞાને વળગી રહેવું એ તો કેવળ વહેમ ગણાય. અને આવા વહેમને વળગી રહી તું આ મુલકમાંથી કંઈ જ દેશ નહિ લઈ જાય. તું તો કહે છે કે તેં માંસ ખાધું છે. તને તે ભાવ્યું પણ ખરું. જ્યાં ખાવાની કશી જરૂર નહોતી ત્યાં ખાધું. જ્યાં ખાવાની ખાસ જરૂર ત્યાં ત્યાગ! આ કેવું આશ્ચર્ય!'

હું એક ટળી બે ન થયો.

આવી દલીલો રોજ ચાલે. છત્રીસ રોગનો હરનાર એક નન્નો જ મારી પાસે હતો. મિત્ર જેમ મને સમજાવે તેમ મારી દૃઢતા વધે. રોજ ઈશ્વરની રક્ષા યાચું ને મને મળે. ઈશ્વર કોણ તે હું ન જાણું. પણ પેલી રંભાએ આપેલી શ્રદ્ધા પોતાનું કામ કરી રહી હતી.

એક દિવસ મિત્રે મારી પાસે બેંથમનો ગ્રંથ વાંચવાનું શરૂ કર્યું. ઉપયોગિતાવાદ વિષે વાંચ્યું. હું ગભરાયો. ભાષા

ઊંચી, હું માંડ સમજું. તેનું તેમણે વિવેચન કર્યું. મેં ઉત્તર આપ્યો :

'મને માફ કરો એમ ઇચ્છું છું. હું આવી ઝીણી વાતો નહિ સમજું. માંસ ખાવું જોઈએ એ હું કબૂલ કરું છું. પણ મારી પ્રતિજ્ઞાનું બંધન હું નહિ તોડી શકું. એને વિષે દલીલ હું નહિ કરી શકું. દલીલમાં તમને હું ન જ જીતું એવી મારી ખાતરી છે. પણ મને મૂરખ માનીને અથવા હઠીલો માનીને આ બાબતમાં મને છોડી દો. તમારો પ્રેમ હું સમજું છું. તમારો હેતુ સમજું છું. તમને હું મારા પરમ હિતેચ્છુ માનું છું. તમને દુઃખ થાય છે તેથી તમે મને આગ્રહ કરો છો એ પણ હું જોઈ રહ્યો છું. પણ હું લાચાર છું. પ્રતિજ્ઞા નહિ તૂટે.'

મિત્ર જોઈ રહ્યા. તેમણે પુસ્તક બંધ કર્યું. 'બસ, હવે હું દલીલ નહિ કરું,' કહી ચૂપ રહ્યા. હું રાજી થયો. આ પછી તેમણે દલીલ કરવી છોડી દીધી.

પણ મારે વિષેની તેમની ચિંતા દૂર ન થઈ. તે બીડી પીતા, દારૂ પીતા. મને તેમાંની એક વસ્તુ કરવાનું કદી ન કહ્યું. ઊલટું તે ન કરવાનું કહે. માંસાહાર વિના હું નબળો થઈશ અને ઇંગ્લંડમાં છૂટથી રહી નહિ શકું એ તેમની ચિંતા હતી.

આમ મેં એક માસ નવા શિખાઉ તરીકે ઉમેદવારી કરી. મિત્રનું મકાન રિચમંડમાં હતું, એટલે લંડન જવાનું અઠવાડિયામાં એક બે વાર જ થાય. હવે મને કોઈ કુટુંબમાં મૂકવો જોઈએ એવો વિચાર દાક્તર મહેતા તથા ભાઈ દલપતરામ શુક્લે કર્યો. ભાઈ શુક્લે વેસ્ટ કેન્સિંગ્ટનમાં એક એંગ્લોઇંડિયનનું ઘર શોધ્યું ને ત્યાં મને મૂક્યો. ઘરધણી બાઈ વિધવા હતી. તેને મારા માંસત્યાગની વાત કરી. ડોસીએ મારી દેખરેખ રાખવાનું કબૂલ્યું. હું ત્યાં રહ્યો.

અહીં પણ ભૂખે દિવસ જાય. મેં ઘેરથી મીઠાઈ વગેરે ખાવાનું મંગાવ્યું હતું તે હજુ આવ્યું નહોતું. બધું મોળું લાગે. ડોશી હમેશ પૂછે; પણ તે શું કરે? વળી હું હજુ શરમાઉં. ડોશીને બે દીકરીઓ હતી. તે આગ્રહથી થોડી રોટી વધારે આપે. પણ તે બિચારી શું જાણે કે તેની આખી રોટી હું ખાઈ જાઉં ત્યારે જ મારું પેટ ભરાય એમ હતું!

પણ હવે મને પાંખ આવવા લાગી હતી. હજુ અભ્યાસ તો શરૂ નહોતો થયો. માંડ વર્તમાનપત્ર વાંચતો થયો હતો. એ પ્રતાપ ભાઈ શુક્લના હતા. હિંદુસ્તાનમાં મેં કદી વર્તમાનપત્ર વાંચ્યાં નહોતાં. પણ નિરંતર વાંચવાના અભ્યાસથી તે વાંચવાનો શોખ કેળવી શક્યો. 'ડેલી ન્યૂસ,' 'ડેલી ટેલિગ્રાફ' અને 'પેલમેલ ગૅઝેટ' એટલાં પત્રો ઉપર આંખ ફેરવતો. પણ તેમાં તો પ્રથમ ભાગ્યે જ કલાક જતો હશે.

મેં તો ભ્રમણ શરૂ કર્યું. મારે નિરામિષ એટલે કે અન્નાહાર આપનારું ભોજનગૃહ શોધવું હતું. ઘરધણી બાઈએ પણ કહેલું કે લંડન તળમાં એવાં ગૃહો છે ખરાં. હું રોજ દશબાર માઈલ ચાલું. કોઈ ગરીબડા ભોજનગૃહમાં જઈ પેટ ભરીને રોટી ખાઈ લઉં, પણ સંતોષ ન વળે. આમ ભટકતાં એક દિવસ હું ફૅરિંગ્ડન સ્ટ્રીટ પહોંચ્યો ને 'વેજિટેરિયન રેસ્ટરૉં' (અન્નાહારી વીશી) એવું નામ વાંચ્યું. બાળકને મનગમતી વસ્તુ મળવાથી જે આનંદ થાય તે મને થયો. હર્ષઘેલો હું અંદર દાખલ થાઉં તેના પહેલાં તો મેં દરવાજા પાસેની કાચની બારીમાં વેચવાનાં પુસ્તકો જોયાં. તેમાં મે સૉલ્ટનું 'અન્નાહારની હિમાયત' નામનું પુસ્તક જોયું. એક શિલિંગ આપી ખરીદ્યું ને પછી જમવા બેઠો. વિલાયતમાં આવ્યા પછી પેટ ભરીને ખાવાનું પ્રથમ અહીં મળ્યું. ઈશ્વરે મારી ભૂખ ભાંગી.

સૉલ્ટનું પુસ્તક વાંચ્યું. મારા પર તેની છાપ સરસ પડી. આ પુસ્તક વાંચ્યાની તારીખથી હું મરજિયાત એટલે વિચારથી અન્નાહારમાં માનતો થયો. માતાની પાસે કરેલી પ્રતિજ્ઞા હવે મને વિશેષ આનંદદાયી થઈ પડી; અને જેમ અત્યાર સુધીમાં બધા માંસાહારી થાય તો સારું એમ માનતો હતો, અને પ્રથમ કેવળ સત્ય જાળવવાને ખાતર અને પાછળથી પ્રતિજ્ઞા જાળવવાને ખાતર જ માંસત્યાગ કરતો હતો, ને ભવિષ્યમાં કોઈ દહાડો પોતે છૂટથી ઉઘાડી રીતે માંસ ખાઈ બીજાને ખાનારની ટોળીમાં ભેળવવાની હોંશ રાખતો હતો, તેમ હવે જાતે અન્નાહારી રહી બીજાને તેવા બનાવવાનો લોભ લાગ્યો.

# ૧૫

## 'સભ્ય' વેશે

અન્નાહાર ઉપર મારી શ્રદ્ધા દિવસે દિવસે વધતી ચાલી. સૉલ્ટના પુસ્તકે આહારના વિષય ઉપર વધારે વાંચવાની મારી જિજ્ઞાસા તીવ્ર કરી. મેં તો જેટલાં પુસ્તકો મળ્યાં તે ખરીદ્યાં ને વાંચ્યાં. તેમાં હાવર્ડ વિલિયમ્સનું 'આહારનીતિ' નામનું પુસ્તક જુદા જુદા યુગના જ્ઞાનીઓ, અવતારો, પેગંબરોના આહારનું અને તે વિષેના તેમના વિચારોનું વર્ણન કરે છે. પાઇથાગોરસ, ઈશુ ઇત્યાદિને તેણે કેવળ અન્નાહાર કરનારા સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે. દા. મિસિસ ઍના કિંગ્સફર્ડનું 'ઉત્તમ આહારની રીત'નું પુસ્તક પણ આકર્ષક હતું. વળી આરોગ્ય ઉપરના દા. ઍલિન્સનના લેખો પણ ઠીક મદદગાર નીવડ્યા. દવાને બદલે કેવળ ખોરાકના ફેરફારથી જ દરદીને સારો કરવાની પદ્ધતિનું તે સમર્થન કરે છે. દા. ઍલિન્સન પોતે અન્નાહારી હતા અને દરદીઓને સારુ કેવળ અન્નાહારની જ સલાહ આપતા. આ બધાં પુસ્તકોના વાચનનું પરિણામ એ આવ્યું કે મારી જિંદગીમાં ખોરાકના અખતરાઓએ મહત્ત્વનું સ્થાન લીધું. તે અખતરાઓમાં પ્રથમ આરોગ્યની દૃષ્ટિને પ્રધાન સ્થાન હતું. પાછળથી ધાર્મિક દૃષ્ટિ સર્વોપરી બની.

દરમ્યાન પેલા મિત્રની મારે વિષેની ચિન્તા દૂર નહોતી થઈ. તેમણે પ્રેમને વશ થઈને માન્યું કે, હું જો માંસાહાર નહિ કરું તો નબળો થઈશ, એટલું જ નહિ પણ હું 'ભોટ' રહેવાનો, કેમ કે અંગ્રેજ સમાજમાં ભળી જ નહિ શકું. તેમને મારા અન્નાહાર ઉપરનાં પુસ્તકના વાચનની ખબર હતી. તેમને

એવી ધાસ્તી લાગી કે એવા વાચનથી હું ભ્રમિતચિત્ત બની જઈશ, અખતરાઓમાં મારો જન્મ એળે જશે, મારે કરવાનું છે તે ભૂલીશ અને વેદિયો બની રહીશ. તેથી તેમણે મને સુધારવાનો એક છેલ્લો પ્રયત્ન કર્યો. મને નાટકમાં લઈ જવાને નોતર્યો. ત્યાં જતાં પહેલાં મારે તેમની સાથે હોબર્ન ભોજનગૃહમાં ખાવાનું હતું. આ ગૃહ મારી નજરે મહેલ હતો. એવા ગૃહમાં જવાનો વિક્ટોરિયા હોટલ છોડ્યા પછી આ પહેલો અનુભવ હતો. વિક્ટોરિયા હોટલનો અનુભવ નકામો હતો, કેમ કે ત્યાં તો હું બેભાન હતો એમ ગણાય. સેંકડોની વચ્ચે અમે બે મિત્રોએ એક ટેબલ રોક્યું. મિત્રે પહેલું પીરસણ મંગાવ્યું. તે 'સૂપ' હોય. હું મૂંઝાયો. મિત્રને શું પૂછું? મેં તો પીરસનારને પાસે બોલાવ્યો.

મિત્ર સમજ્યા. ચિડાઈને મને પૂછ્યું:

'શું છે?'

મેં ધીમેથી સંકોચપૂર્વક કહ્યું:

'મારે પૂછવું છે, આમાં માંસ છે કે?'

'આવું જંગલીપણું આવા ગૃહમાં નહિ ચાલે. જો તારે હજુ પણ એમ કચકચ કરવી હોય તો તું બહાર જઈ કોઈ નાનકડા ભોજનગૃહમાં ખાઈ લે ને બહાર મારી વાટ જોજે.'

હું આ ઠરાવથી રાજી થઈ ઊઠ્યો ને બીજી વીશી શોધી. પાસે એક અન્નાહાર આપનારું ભોજનગૃહ હતું, પણ તે તો બંધ થઈ ગયું હતું. હવે શું કરવું એ મને સમજ ન પડી. હું ભૂખ્યો રહ્યો. અમે નાટકમાં ગયા. મિત્રે પેલા બનાવ વિષે એક પણ શબ્દ ન ઉચ્ચાર્યો. મારે તો કંઈ બોલવાનું હોય જ શેનું?

પણ આ અમારી વચ્ચે છેલ્લું મિત્રયુદ્ધ હતું. અમારો સંબંધ ન તૂટ્યો, ન કડવો બન્યો. હું તેમના બધા પ્રયાસોની પાછળ રહેલો પ્રેમ વરતી શક્યો હતો, તેથી વિચારની અને

આચારની ભિન્નતા છતાં મારો તેમના પ્રત્યેનો આદર વધ્યો.

પણ મારે તેમની ભીતિ ભાગવી જોઈએ એમ મને લાગ્યું. મેં નિશ્ચય કર્યો કે જંગલી નહિ રહું, સભ્યનાં લક્ષણો કેળવીશ, ને બીજી રીતે સમાજમાં ભળવાને લાયક બની મારી અન્નાહારની વિચિત્રતા ઢાંકીશ.

મેં 'સભ્યતા' કેળવવાનો ગજાઉપરવટનો ને છીછરો માર્ગ લીધો.

જોકે વિલાયતી પણ મુંબઈના કાપનાં કપડાં સારા અંગ્રેજ સમાજમાં ન શોભે તેથી 'આર્મી ને નેવી' સ્ટોરમાં કપડાં કરાવ્યાં. ઓગણીસ શિલિંગની (આ કિંમત તે જમાનામાં તો બહુ જ ગણાય.) 'ચીમની' ટોપી માથા ઉપર ઘાલી. આટલેથી સંતોષ ન પામતાં બૉન્ડ સ્ટ્રીટમાં જ્યાં શોખીન માણસોનાં કપડાં સિવાતાં ત્યાં સાંજનો પોશાક દસ પાઉંડમાં દીવાસળી મૂકી કરાવ્યો. ભોળા ને બાદશાહી દિલના વડીલ ભાઈની મારફતે ખાસ સોનાનો અછોડો, બે ખીસાંમાં લટકાવાય તેવો, મંગાવ્યો ને તે મળ્યો પણ. તૈયાર બાંધેલી ટાઈ પહેરવી એ શિષ્ટાચાર ન ગણાય, તેથી ટાઈ બાંધવાની કળા હાથ કરી. દેશમાં તો અરીસો હજામતને દહાડે જોવાને મળતો. પણ અહીં તો મોટા અરીસાની સામે ઊભા રહી ટાઈ બરોબર બાંધવામાં અને વાળને પટિયાં પાડી બરોબર સેંથા પાડવામાં રોજ દસેક મિનિટનો ક્ષય તો થાય જ. વાળ મુલાયમ નહિ, એટલે તેને ઠીક વળેલા રાખવાને સારુ બ્રશ (એટલે સાવરણી જ ના!)ની સાથે રોજ લડાઈ થાય. અને ટોપી ઘાલતાં ને કાઢતાં હાથ તો જાણે કે સેંથો સંભાળવાને માથે ચડ્યા જ છે. વચમાં વળી સમાજમાં બેઠા હોઈએ ત્યાં સેંથા ઉપર હાથ જવા દઈ વાળને ઠેકાણે રાખવાની જુદી જ અને સભ્ય ક્રિયા તો ચાલ્યાં જ કરે.

પણ આટલી ટાપટીપ જ બસ નહોતી. એકલા સભ્ય પોશાકથી થોડું સભ્ય થવાય છે? સભ્યતાના બીજા કેટલાક બાહ્ય ગુણો પણ જાણી લીધા હતા ને તે કેળવવા હતા. સભ્ય પુરુષે નાચી જાણવું જોઈએ. તેણે ફ્રેન્ચ ઠીક ઠીક જાણવું જોઈએ. કેમ કે ફ્રેન્ચ ઇંગ્લંડના પાડોશી ફ્રાંસની ભાષા હતી, અને આખા યુરોપની રાષ્ટ્રભાષા પણ હતી, ને મને યુરોપમાં ભમવાની ઇચ્છા હતી. વળી સભ્ય પુરુષને છટાદાર ભાષણ કરતાં આવડવું જોઈએ. મેં નાચ શીખી લેવાનો નિશ્ચય કર્યો. એક વર્ગમાં જોડાયો. એક સત્રના ત્રણેક પાઉંડ ભર્યા. ત્રણેક અઠવાડિયામાં છએક પાઠ લીધા હશે. બરોબર તાલસર પગ ન પડે. પિયાનો વાગે, પણ તે શું કહી રહેલ છે તે ખબર ન પડે. 'એક, બે, ત્રણ' ચાલે, પણ તેની વચ્ચેનું અંતર તો પેલું વાજું જ બતાવે, તે કંઈ ગમ ન પડે. ત્યારે હવે? હવે તો બાવાજીની બિલાડીવાળું થયું. ઉંદરને દૂર રાખવા બિલાડી, બિલાડીને સારુ ગાય, એમ બાવાજીનો પરિવાર વધ્યો; તેમ મારા લોભનો પરિવાર પણ વધ્યો. વાયોલિન વગાડતાં શીખું, એટલે સૂરની ને તાલની ગમ પડશે. ત્રણ પાઉંડ વાયોલિન ખરીદવામાં હોમ્યા ને તેના શિક્ષણને સારુ કંઈ આપ્યા! ભાષણ કરતાં શીખવાને સારુ ત્રીજા શિક્ષકનું ઘર શોધ્યું. તેને પણ એક ગીની તો આપી જ. બેલનું 'સ્ટૅંડર્ડ એલોક્યુશનિસ્ટ' લીધું. પિટનું ભાષણ શરૂ કરાવ્યું!

આ બેલસાહેબે મારા કાનમાં ઘંટ વગાડ્યો. હું જાગ્યો.

મારે ક્યાં ઇંગ્લંડમાં જન્મારો કાઢવો છે? હું છટાદાર ભાષણ કરવાનું શીખીને શું કરવાનો હતો? નાચ નાચીને હું સભ્ય કેમ બનીશ? વાયોલિન શીખવાનું તો દેશમાંયે બને. હું તો વિદ્યાર્થી છું. મારે વિદ્યાધન વધારવું જોઈએ. મારે મારા ધંધાને લગતી તૈયારી કરવી જોઈએ. મારા સદ્વર્તનથી

હું સભ્ય ગણાઉં તો ઠીક જ છે, નહિ તો મારે એ લોભ છોડવો જોઈએ.

આ વિચારની ધૂનમાં મેં ઉપલી મતલબના ઉદ્ગારોવાળો કાગળ ભાષણશિક્ષકને મોકલી દીધો. તેની પાસે મેં બે કે ત્રણ પાઠ જ લીધા હતા. નાચશિક્ષિકાને પણ તેવો જ પત્ર લખ્યો. વાયોલિનશિક્ષિકાને ત્યાં વાયોલિન લઈને ગયો. જે દામ આવે તેટલે તે વેચી નાંખવાની તેને પરવાનગી આપી. તેની સાથે કાંઈક મિત્ર જેવો સંબંધ થઈ ગયો હતો, તેથી તેની પાસે મારી મૂર્છાની વાત કરી. મારી નાચ ઇત્યાદિની જંજાળમાંથી નીકળી જવાની વાત તેણે પસંદ કરી.

સભ્ય બનવાની મારી ઘેલછા ત્રણેક માસ ચાલી હશે. પોશાકની ટાપટીપ વર્ષો સુધી નભી. પણ હું વિદ્યાર્થી બન્યો.

# ૧૬

# ફેરફારો

કોઈ એમ ન માને કે નાચ આદિના મારા અખતરા મારો સ્વચ્છંદનો કાળ સૂચવે છે. તેમાં કંઈક સમજણ હતી એમ વાંચનારે જોયું હશે. આ મૂર્છાના કાળમાંયે હું અમુક અંશે સાવધાન હતો. પાઈએ પાઈનો હિસાબ રાખતો. ખર્ચની ગણતરી હતી. દર માસ પંદર પાઉંડથી વધારે ન ખરચવા એમ નિશ્ચય કર્યો હતો. બસ (મોટર)માં જવાનું કે ટપાલનું ખર્ચ પણ હમેશાં માંડતો, ને સૂતા પહેલાં હમેશાં મેળ મેળવી જતો. આ ટેવ છેવટ સુધી કાયમ રહી. અને હું જાણું છું કે, તેથી જાહેરજીવનમાં મારે હસ્તક લાખો રૂપિયાનો ઉપાડ થયો છે તેમાં હું યોગ્ય કરકસર વાપરી શક્યો છું, ને જેટલી હિલચાલો મારા હાથ તળે ચાલી છે તેમાં કોઈ દિવસ મેં કરજ નથી કર્યું, પણ દરેકમાં કંઈક ને કંઈક જમે પાસામાં રહ્યું જ છે. દરેક નવયુવક પોતાને મળતા થોડા રૂપિયાનો પણ હિસાબ કાળજીપૂર્વક રાખશે તો તેના લાભ જેમ ભવિષ્યમાં મને અને પ્રજાને મળ્યા તેમ તે પણ અનુભવશે.

મારી રહેણી ઉપર મારો અંકુશ હતો તેથી હું જોઈ શક્યો કે મારે કેટલું ખર્ચ કરવું જોઈએ. હવે મેં ખર્ચ અડધું કરી નાંખવાનો વિચાર કર્યો. હિસાબ તપાસતાં જોયું કે મને ગાડીભાડાંનો ખર્ચ સારી પેઠે થતો હતો. વળી કુટુંબમાં રહેવાથી અમુક રકમ તો અઠવાડિયે જાય જ. કુટુંબનાં માણસોને કોઈ દહાડો જમવાને બહાર લઈ જવાનો વિવેક વાપરવો જોઈએ. વળી તેમની સાથે મિજબાનીમાં કોઈ વેળા જવું પડે ત્યાં ગાડીભાડાનો ખર્ચ થાય જ. છોકરી હોય તો તેને ખર્ચ આપવા ન જ દેવાય. વળી બહાર જઈએ તો

ઘેર ખાવાને પહોંચાય નહિ, ત્યાં તો પૈસા આપ્યા જ હોય, છતાં બહાર ખાવાના પૈસા બીજા આપ્યે જ છૂટકો. આમ થતું ખર્ચ બચાવી શકાય એમ જોયું. શરમથી જ કેટલુંક ખર્ચ કરવું પડતું હતું તે પણ બચે એમ સમજાયું.

અત્યાર સુધી કુટુંબોમાં રહેતો હતો તેને બદલે પોતાની જ કોટડી લઈને રહેવું એમ ઠરાવ કર્યો, અને કામ પ્રમાણે તથા અનુભવ મેળવવા સારુ જુદાં જુદાં પરાંમાં ઘર બદલવું એવો પણ ઠરાવ કર્યો. ઘર એવે ઠેકાણે પસંદ કર્યાં કે જ્યાંથી કામની જગ્યાએ અડધા કલાકમાં ચાલીને જઈ શકાય ને ગાડીભાડું બચે. આ પહેલાં હમેશાં, જવાનું હોય ત્યાં ગાડીભાડું ખરચવું પડતું અને ફરવા જવાનો વખત નોખો કાઢવો પડતો. હવે કામે જતાં જ ફરાઈ જાય એવી ગોઠવણ થઈ અને આ ગોઠવણથી હમેશાં આઠદશ માઈલ તો હું સહેજે ફરી નાંખતો. મુખ્યત્વે આ એક ટેવને લીધે હું ભાગ્યે જ વિલાયતમાં માંદો પડ્યો હોઈશ. શરીર ઠીક કસાયું. કુટુંબમાં રહેવાનું છોડી બે કોટડી ભાડે લીધી, એક સૂવાની અને એક બેઠક. આ ફેરફાર બીજો કાળ ગણાય. હજુ ત્રીજો ફેરફાર હવે પછી થવાનો રહે છે.

આમ અરધું ખર્ચ બચ્યું. પણ વખતનું શું? હું જાણતો હતો કે બારિસ્ટરની પરીક્ષાને સારુ બહુ વાંચવાની જરૂર નહોતી; તેથી મને ધીરજ હતી. મારું કાચું અંગ્રેજી મને દુઃખ દેતું હતું. લેલીસાહેબના શબ્દો—'તું બી. એ. થા, પછી આવજે'—ખૂંચતા હતા. મારે બારિસ્ટર થવા ઉપરાંત કંઈક બીજો અભ્યાસ કરવો જોઈએ. ઑક્સફર્ડ કેમ્બ્રિજની ખબર કાઢી. કેટલાક મિત્રોને મળ્યો. જોયું કે ત્યાં જતાં ખર્ચ બહુ વધે ને ત્યાંનો ક્રમ લાંબો. મારાથી ત્રણ વર્ષ ઉપરાંત રહેવાય તેમ નહોતું. કોઈ મિત્રે કહ્યું, 'જો તારે કંઈ કઠણ જ પરીક્ષા આપવી હોય તો તું લંડનની

મૅટ્રિક્યુલેશનમાં પાસ થા. તેમાં મહેનત ઠીક કરવી પડશે ને સામાન્ય જ્ઞાન વધશે. ખર્ચ તો મુદ્દલ નહિ વધે.' આ સૂચના મને ગમી. પરીક્ષાના વિષયો જોઉં તો ભડક્યો. લૅટિન અને બીજી ભાષા ફરજિયાત! લૅટિન કેમ થાય? પણ મિત્રે સૂચવ્યું: 'લૅટિનનો ઉપયોગ વકીલને બહુ હોય છે. લૅટિન જાણનારને કાયદાનાં પુસ્તકો સમજવાં સહેલાં લાગે. વળી 'રોમન લૉ'ની પરીક્ષામાં એક સવાલ તો કેવળ લૅટિન ભાષામાં જ હોય છે, ને લૅટિન જાણવાથી અંગ્રેજી ભાષા ઉપર કાબૂ વધે.' આ બધી દલીલોની અસર પડી. મુશ્કેલ હો કે ન હો, પણ લૅટિન તો શીખવું જ. ફ્રેન્ચ લીધેલું પૂરું કરવું. એટલે બીજી ભાષા ફ્રેંચ એમ નિશ્ચય કર્યો. એક ખાનગી મૅટ્રિક્યુલેશન વર્ગ ચાલતો હતો તેમાં જોડાયો. પરીક્ષા દર છ માસે થાય. મને ભાગ્યે પાંચ માસનો વખત હતો. આ કામ મારા ગજા ઉપરાંત હતું. પરિણામ એ આવ્યું કે સભ્ય બનવામાંથી હું તો અત્યંત ઉદ્યમી વિદ્યાર્થી બન્યો. ટાઇમટેબલ બનાવ્યું. મિનિટો સાચવી. પણ મારી બુદ્ધિ કે યાદશક્તિ એવાં નહોતાં કે હું બીજા વિષયો ઉપરાંત લૅટિન અને ફ્રેન્ચને પહોંચી શકું. પરીક્ષામાં બેઠો. લૅટિનમાં નાપાસ થયો. દુઃખી થયો, પણ હાર્યો નહિ. લૅટિનમાં રસ લાગ્યો હતો. ફ્રેંચ વધારે સારું થશે ને વિજ્ઞાનમાં નવો વિષય લઈશ એમ વિચાર્યું. રસાયણશાસ્ત્ર, જેમાં હવે જોઉં છું કે ખૂબ રસ આવવો જોઈએ, તે પ્રયોગોને અભાવે મને ગમતું જ નહોતું. દેશમાં તો એ વિષય શીખવાનો હતો જ. એટલે લંડન મૅટ્રિક માટે પણ પહેલી વેળા એ જ પસંદ કર્યો હતો. આ વેળા પ્રકાશ અને ઉષ્ણતા (લાઇટ અને હીટ) લીધાં. આ વિષય સહેલો ગણાતો. મને પણ સહેલો લાગ્યો.

ફરી પરીક્ષા આપવાની તૈયારીની સાથે જ રહેણીમાં વધારે સાદાઈ દાખલ કરવાનો પ્રયાસ આદર્યો. મને લાગ્યું

કે હજુ મારા કુટુંબની ગરીબાઈને છાજે તેવું સાદું મારું જીવન નથી. ભાઈની તંગીનો અને તેમની ઉદારતાનો વિચાર કરતાં હું કચવાયો. જેઓ પંદર પાઉંડ અને આઠ પાઉંડ દર માસે ખર્ચતા હતા તેમને તો શિષ્યવૃત્તિઓ મળતી હતી. મારા કરતાં વધારે સાદાઈથી રહેનારને પણ હું જોતો હતો. મારા પ્રસંગમાં આવા ગરીબ વિદ્યાર્થીઓ ઠીક પ્રમાણમાં આવ્યા હતા. એક વિદ્યાર્થી લંડનના કંગાળ ભાગમાં અઠવાડિયાના બે શિલિંગ ભરી એક કોટડીમાં રહેતો હતો, અને લોકાર્ટની સસ્તી કોકોની દુકાનમાં બે પેનીનાં કોકો અને રોટી ખાઈને ગુજારો કરતો હતો. તેની હરીફાઈ કરવાની તો મારી શક્તિ નહોતી, પણ હું અવશ્ય બેને બદલે એક કોટડીમાં રહી શકું અને અરધી રસોઈ હાથે પણ પકાવી શકું એમ લાગ્યું. આમ કરવાથી હું દર માસે ચાર કે પાંચ પાઉંડમાં રહી શકું. સાદી રહેણીનાં પુસ્તકો પણ વાંચવામાં આવ્યાં હતાં. બે કોટડી કાઢી નાંખી અઠવાડિયાના આઠ શિલિંગની એક કોટડી ભાડે લીધી. એક સગડી ખરીદી ને સવારનું હાથે પકાવવાનું શરૂ કર્યું. પકાવવામાં ભાગ્યે વીસ મિનિટ જતી. ઓટમીલની ઘેંસ અને કોકોને સારુ પાણી ઉકાળવામાં શો વખત જાય? બપોરે બહાર જમી લેવું અને સાંજે પાછા કોકો બનાવી રોટીની સાથે લેવો. આમ હું એકથી સવા શિલિંગમાં રોજ ખાવાનું મેળવી લેતાં શીખ્યો. આ મારો સમય વધારેમાં વધારે ભણતરનો હતો. જીવન સાદું થવાથી વખત વધારે બચ્યો. બીજી વેળા પરીક્ષામાં બેઠો ને પાસ થયો.

વાંચનાર, પણ, એમ ન માને કે સાદાઈથી જીવન રસહીન થયું. ઊલટું, ફેરફારોથી મારી આંતરિક અને બાહ્ય સ્થિતિ વચ્ચે એકતા ઊપજી; કૌટુંબિક સ્થિતિની સાથે મારી રહેણીનો મેળ મળ્યો; જીવન વધારે સારમય બન્યું; મારા આત્માનંદનો પાર ન રહ્યો.

## ૧૭

# ખોરાકના પ્રયોગો

જેમ જેમ હું જીવનમાં ઊંડો ઊતરતો ગયો તેમ તેમ મને બહારના અને અંતરના આચારમાં ફેરફારો કરવાની જરૂર પડતી જણાઈ. જે ગતિથી રહેણીમાં અને ખર્ચમાં ફેરફારો થયા તે જ ગતિથી અથવા વધારે વેગથી ખોરાકમાં ફેરફારો કરવાનું શરૂ કર્યું. અન્નાહાર વિષેનાં અંગ્રેજી પુસ્તકોમાં મેં જોયું કે લેખકોએ બહુ સૂક્ષ્મ વિચારો કરેલા. અન્નાહારને તેઓએ ધાર્મિક, વૈજ્ઞાનિક, વ્યાવહારિક, ને વૈદ્યક દૃષ્ટિથી તપાસ્યો હતો. નૈતિક દૃષ્ટિએ તેઓએ વિચાર્યું કે, મનુષ્યને પશુપંખીની ઉપર સામ્રાજ્ય મળ્યું છે તે તેઓને મારી ખાવાને અર્થે નહિ, પણ તેઓની રક્ષા અર્થે; અથવા જેમ મનુષ્ય એકબીજાનો ઉપયોગ કરે છે પણ એકબીજાને ખાતા નથી, તેમ પશુપંખી પણ તેવા ઉપયોગ અર્થે છે, ખાવાને અર્થે નહિ. વળી તેઓએ જોયું કે, ખાવું તે ભોગને અર્થે નહિ પણ જીવવાને અર્થે જ છે. આ ઉપરથી કેટલાકે ખોરાકમાં માંસનો જ નહિ પણ ઈંડાંનો અને દૂધનો પણ ત્યાગ સૂચવ્યો ને કર્યો. વિજ્ઞાનની દૃષ્ટિએ ને મનુષ્યની શરીરરચના જોઈને કેટલાકે એવું અનુમાન કાઢ્યું કે, મનુષ્યને રાંધવાની આવશ્યકતા જ નથી; તે વનપક ફળો જ ખાવા સરજાયેલ છે. દૂધ પીએ તે કેવળ માતાનું જ; દાંત આવ્યા પછી તેણે ચાવી શકાય એવો જ ખોરાક લેવો જોઈએ. વૈદ્યક દૃષ્ટિએ તેઓએ મરી-મસાલાનો ત્યાગ સૂચવ્યો. અને વહેવારની અથવા આર્થિક દૃષ્ટિએ તેઓએ બતાવ્યું કે, ઓછામાં ઓછા ખર્ચવાળો ખોરાક

અન્નાહાર જ હોઈ શકે. આ ચારે દૃષ્ટિઓની અસર મારા ઉપર પડી, અને અન્નાહાર આપનારી વીશીઓમાં ચારે દૃષ્ટિવાળા માણસોને હું મળતો થયો. વિલાયતમાં તેને લગતું મંડળ હતું અને સાપ્તાહિક પણ હતું. સાપ્તાહિકનો હું ઘરાક બન્યો અને મંડળમાં સભ્ય થયો. થોડા જ સમયમાં મને તેની કમિટીમાં લેવામાં આવ્યો. અહીં મને અન્નાહારીઓમાં જેઓ સ્તંભ ગણાતા તેવાઓનો પરિચય થયો. હું અખતરામાં ગૂંથાયો.

ઘેરથી મીઠાઈઓ, મસાલા વગેરે મંગાવ્યાં હતાં તે બંધ કર્યાં અને મને બીજું વલણ લીધું. તેથી મસાલાઓનો શોખ મોળો પડી ગયો અને જે ભાજી રિચમંડમાં મસાલા વિના ફીકી લાગતી હતી તે કેવળ બાફેલી સ્વાદિષ્ટ લાગી. આવા અનેક અનુભવથી હું શીખ્યો કે સ્વાદનું ખરું સ્થાન જીભ નથી પણ મન છે.

આર્થિક દૃષ્ટિ તો મારી સામે હતી જ. તે વખતે એક પંથ એવો પણ હતો કે જે ચાકોફીને નુકસાનકારક ગણતો અને કોકોનું સમર્થન કરતો. કેવળ શરીરવ્યાપારને અર્થે જોઈએ તે જ વસ્તુ લેવી એ યોગ્ય છે એમ સમજ્યો હતો. તેથી ચાકોફીનો મુખ્યત્વે ત્યાગ કર્યો, કોકોને સ્થાન આપ્યું.

વીશીમાં બે વિભાગ હતા. એકમાં જેટલી વાનીઓ ખાઓ તેના પૈસા આપવાના. આમાં ટંકે શિલિંગ બે શિલિંગનું ખર્ચ પણ થાય. આમાં ઠીક સ્થિતિના માણસો આવે. બીજા વિભાગમાં છ પેનીમાં ત્રણ વાની અને રોટીનો એક ટુકડો મળે. જ્યારે મેં ખૂબ કરકસર આદરી ત્યારે ઘણે ભાગે હું છ પેનીના વિભાગમાં જ જતો.

ઉપરના અખતરાઓમાં પેટાઅખતરાઓ તો પુષ્કળ થયા. કોઈ વેળા સ્ટાર્ચવાળા ખોરાક છોડવાનો, કોઈ વેળા માત્ર

રોટી અને ફળ ઉપર નભવાનો. તો કોઈ વેળા પનીર, દૂધ, અને ઈંડાં જ લેવાનો.

આ છેલ્લો અખતરો નોંધવા જેવો છે. તે પંદર દિવસ પણ ન ચાલ્યો. સ્ટાર્ચ વિનાના ખોરાકનું સમર્થન કરનારે ઈંડાંની ખૂબ સ્તુતિ કરી હતી, અને ઈંડાં માંસ નથી એમ પુરવાર કર્યું હતું. તે લેવામાં જીવતા જીવને દુઃખ નથી એ તો હતું જ. આ દલીલથી ભોળવાઈ મેં માને આપેલી પ્રતિજ્ઞા છતાં ઈંડાં લીધાં. પણ મારી મૂર્છા ક્ષણિક હતી. પ્રતિજ્ઞાનો નવો અર્થ કરવાનો મને અધિકાર નહોતો. અર્થ તો પ્રતિજ્ઞા દેનારનો જ લેવાય. માંસ ન લેવાની પ્રતિજ્ઞા દેનારી માતાને ઈંડાંનો તો ખ્યાલ જ ન હોય એમ હું જાણતો હતો. તેથી મને પ્રતિજ્ઞાના રહસ્યનું ભાન આવતાં જ ઈંડાં છોડ્યાં ને તે અખતરો પણ છોડ્યો.

આ રહસ્ય સૂક્ષ્મ છે ને ધ્યાનમાં રાખવા યોગ્ય છે. વિલાયતમાં માંસની ત્રણ વ્યાખ્યા મેં વાંચેલી. એકમાં માંસ એટલે પશુપક્ષીનું માંસ. તેથી તે વ્યાખ્યાકારો તેનો ત્યાગ કરે, પણ માછલી ખાય; ઈંડાં તો ખાય જ. બીજી વ્યાખ્યા પ્રમાણે જેને સામાન્ય મનુષ્ય જીવ તરીકે જાણે છે તેનો ત્યાગ હોય. એટલે માછલી ત્યાજ્ય પણ ઈંડાં ગ્રાહ્ય. ત્રીજી વ્યાખ્યામાં સામાન્યપણે મનાતા જીવમાત્ર અને તેમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓનો ત્યાગ. આ વ્યાખ્યા પ્રમાણે ઈંડાંનો અને દૂધનો પણ ત્યાગ બંધનકારક થયો. આમાંની પહેલી વ્યાખ્યાને હું માન્ય ગણું તો માછલી પણ ખવાય. પણ હું સમજી ગયો કે મારે સારુ તો માતુશ્રીની વ્યાખ્યા જ હતી. એટલે જો મારે તેની આગળ લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરવું હોય તો ઈંડાં ન જ લઈ શકાય. તેથી ઈંડાંનો ત્યાગ કર્યો. આ મને વસમું થઈ પડ્યું. કારણ કે, ઝીણવટથી તપાસતાં અન્નાહારની વીશીઓમાં પણ ઈંડાંવાળી ઘણી વસ્તુઓ બનતી હતી એમ

માલૂમ પડયું. એટલે કે, ત્યાં પણ મારે નસીબે, હું ખૂબ માહિતગાર થયો ત્યાં લગી, પીરસનારને પૂછપરછ કરવાપણું રહ્યું હતું. કેમકે, ઘણાં 'પુડિંગ'માં ને ઘણી 'કેક'માં તો ઈંડાં હોય જ. આથી હું એક રીતે જંજાળમાંથી છૂટ્યો, કેમકે, થોડી ને તદ્દન સાદી જ વસ્તુ લઈ શકતો. બીજી તરફથી જરા આઘાત પહોંચ્યો, કેમકે જીભે વળગેલી અનેક વસ્તુઓનો ત્યાગ કરવો પડ્યો. પણ એ આઘાત ક્ષણિક હતો. પ્રતિજ્ઞાપાલનનો સ્વચ્છ, સૂક્ષ્મ ને સ્થાયી સ્વાદ મને પેલા ક્ષણિક સ્વાદ કરતાં વધારે પ્રિય લાગ્યો.

પણ ખરી પરીક્ષા તો હજુ હવે થવાની હતી, અને તે બીજા વ્રતને અંગે. જેને રામ રાખે તેને કોણ ચાખે!

આ પ્રકરણ પૂરું કરું તે પહેલાં પ્રતિજ્ઞાના અર્થ વિષે કેટલુંક કહેવું જરૂરનું છે. મારી પ્રતિજ્ઞા એ માતાની સમક્ષ કરેલો એક કરાર હતો. દુનિયામાં ઘણા ઝઘડા કેવળ કરારના અર્થથી ઉત્પન્ન થાય છે. ગમે તેટલી સ્પષ્ટ ભાષામાં કરારનામું લખો તોપણ ભાષાશાસ્ત્રી કાગનો વાઘ કરી આપશે. આમાં સભ્યાસભ્યનો ભેદ નથી રહેતો. સ્વાર્થ સહુને આંધળાભીંત કરી મૂકે છે. રાજાથી માંડીને રંક કરારોના પોતાને ઠીક લાગે તેવા અર્થ કરીને દુનિયાને, પોતાને અને પ્રભુને છેતરે છે. આમ જે શબ્દ અથવા વાક્યના પોતાને અનુકૂળ આવે એવા અર્થ પક્ષકારો કરે છે તેને ન્યાયશાસ્ત્ર દ્વિઅર્થી મધ્યમપદ કહે છે. સુવર્ણન્યાય તો એ છે કે, સામા પક્ષે આપણા બોલનો જે અર્થ માન્યો એ જ ખરો ગણાય; આપણા મનમાં હોય તે ખોટો અથવા અધૂરો. અને એવો જ બીજો સુવર્ણન્યાય એ છે કે, જ્યાં બે અર્થ સંભવિત હોય ત્યાં નબળો પક્ષ જે અર્થ કરે તે ખરો મનાવો જોઈએ. આ બે સુવર્ણમાર્ગનો ત્યાગ થવાથી જ ઘણે ભાગે ઝઘડા થાય છે ને અધર્મ ચાલે છે. અને એ અન્યાયની જડ અસત્ય

છે. જેને સત્યને જ માર્ગે જવું છે તેને સુવર્ણમાર્ગ સહેજે જડી રહે છે. તેને શાસ્ત્રો શોધવાં નથી પડતાં. માતાએ 'માંસ' શબ્દનો જે અર્થ માન્યો અને જે હું તે વેળા સમજ્યો તે જ મારે સારુ ખરો હતો; જે હું મારા વધારે અનુભવથી કે મારી વિદ્વત્તાના મદમાં શીખ્યો એમ સમજ્યો તે નહિ.

આટલે લગીના મારા અખતરાઓ આર્થિક અને આરોગ્યની દૃષ્ટિએ થતા હતા. વિલાયતમાં તેણે ધાર્મિક સ્વરૂપ નહોતું પકડ્યું. ધાર્મિક દૃષ્ટિથી મારા સખત અખતરાઓ દક્ષિણ આફ્રિકામાં થયા તે હવે પછી તપાસવા પડશે. પણ તેનું બીજ વિલાયતમાં રોપાયું એમ કહી શકાય.

જે નવો ધર્મ સ્વીકારે છે તેની તે ધર્મના પ્રચારને લગતી ધગશ તે ધર્મમાં જન્મેલાંના કરતાં વધારે જોવામાં આવે છે. અન્નાહાર એ વિલાયતમાં તો નવો ધર્મ જ હતો, અને મારે સારુ પણ તેમ જ ગણાય, કેમકે બુદ્ધિથી તો હું માંસાહારનો હિમાયતી થયા પછી વિલાયત ગયો હતો. અન્નાહારની નીતિનો જ્ઞાનપૂર્વક સ્વીકાર તો મેં વિલાયતમાં જ કર્યો. એટલે મારે સારુ નવા ધર્મમાં પ્રવેશ કર્યા જેવું થયું હતું, નવધર્મીની ધગશ મારામાં આવી હતી. તેથી જે લત્તામાં તે વેળા હું રહેતો હતો તે લત્તામાં અન્નાહારી મંડળની સ્થાપના કરવાનો ઠરાવ કર્યો. આ લત્તો બેઝવૉટરનો હતો. તે લત્તામાં સર એડવિન આર્નલ્ડ રહેતા હતા. તેમને ઉપપ્રમુખ થવા નોતર્યા; તે થયા. દાક્તર ઓલ્ડફિલ્ડ પ્રમુખ થયા. હું મંત્રી બન્યો. થોડો વખત તો આ સંસ્થા કંઈક ચાલી; પણ કેટલાક માસ પછી તેનો અંત આવ્યો, કેમકે મેં મારા દસ્તૂર મુજબ તે લત્તો અમુક મુદતે છોડ્યો. પણ આ નાના ને ટૂંકી મુદતના અનુભવથી મને સંસ્થાઓ રચવાનો ને ચલાવવાનો કંઈક અનુભવ મળ્યો.

## ૧૮

# શરમાળપણું — મારી ઢાલ

અન્નાહારી મંડળની કાર્યવાહક સમિતિમાં હું ચૂંટાયો તો ખરો, અને ત્યાં દરેક વખતે હાજરી પણ ભરતો, પણ બોલવાને જીભ જ ન ઊપડે. મને દા. ઓલ્ડફિલ્ડ કહે, 'તું મારી સાથે તો ઠીક વાતો કરે છે, પણ સમિતિની બેઠકમાં તો કદી જીભ જ નથી ઉપાડતો. તને નરમાખની ઉપમા ઘટે છે.' હું આ વિનોદ સમજ્યો. માખીઓ નિરંતર ઉદ્યમી રહે છે, પણ નરમાખ ખાતો પીતો રહે છે ને કામ કરતો જ નથી. સમિતિમાં બીજા સૌ પોતપોતાના અભિપ્રાય દર્શાવે ત્યારે હું મૂંગો જ બેસી રહું એ કેવું? મને બોલવાનું મન ન થતું એમ નહિ. પણ શું બોલવું? બધા સભ્યો મારા કરતાં વધારે જાણનારા લાગે. વળી કોઈ બાબતમાં બોલવા જેવું લાગે અને હું બોલવાની હિમ્મત કરવા જતો હોઉં તેવામાં તો બીજો વિષય ઊપડે.

આમ બહુ વખત ચાલ્યું. તેવામાં સમિતિમાં એક ગંભીર વિષય નીકળ્યો. તેમાં ભાગ ન લેવો એ મને અન્યાય થવા દીધા બરોબર લાગ્યું. મૂંગે મોઢે મત આપી શાંત રહેવું એ નામર્દાઈ લાગી. મંડળના પ્રમુખ 'ટેમ્સ આયર્ન વર્ક્સ'ના માલિક મિ. હિલ્સ હતા. તેઓ નીતિચુસ્ત હતા. તેમના પૈસા ઉપર મંડળ નભતું હતું એમ કહી શકાય. સમિતિમાંના ઘણા તો તેમની છાયા નીચે નભતા હતા. આ સમિતિમાં દા. એલિન્સન પણ હતા. આ વખતે પ્રજોત્પત્તિ ઉપર કૃત્રિમ ઉપાયોથી અંકુશ મૂકવાની હિલચાલ ચાલતી હતી. દા. એલિન્સન તે ઉપાયોના હિમાયતી હતા ને મજૂરોમાં તેનો પ્રચાર કરતા. મિ. હિલ્સને આ ઉપાયો નીતિનાશ કરનારા

લાગ્યા. તેમને મન અન્નાહારી મંડળ કેવળ ખોરાકના જ સુધારાને સારુ નહોતું, પણ તે એક નીતિવર્ધક મંડળ પણ હતું. અને તેથી દા. ઍલિન્સનના જેવા સમાજઘાતક વિચારો ધરાવનારા તે મંડળમાં ન હોવા જોઈએ એવો તેમનો અભિપ્રાય હતો. તેથી દા. ઍલિન્સનને સમિતિમાંથી બાતલ કરવાની દરખાસ્ત આવી. આ ચર્ચામાં હું રસ લેતો હતો. દા. ઍલિન્સનના કૃત્રિમ ઉપાયોવાળા વિચારો મને ભયંકર લાગેલા. તે સામે મિ. હિલ્સના વિરોધને હું શુદ્ધ નીતિ માનતો હતો. તેમના પ્રત્યે મને ખૂબ માન હતું. તેમની ઉદારતાને વિષે આદર હતો. પણ એક અન્નાહારસંવર્ધકમંડળમાંથી શુદ્ધ નીતિના નિયમોને ન માનનારાનો. તેની અશ્રદ્ધાને કારણે, બહિષ્કાર થાય એમાં મને ચોખ્ખો અન્યાય જણાયો. મને લાગ્યું કે અન્નાહારી મંડળના સ્ત્રીપુરુષસંબંધ વિષેના મિ. હિલ્સના વિચાર તેમના અંગત હતા. તેને મંડળના સિદ્ધાંત સાથે કશો સંબંધ નહોતો. મંડળનો હેતુ કેવળ અન્નાહારનો પ્રચાર કરવાનો હતો, અન્ય નીતિનો નહિ. તેથી બીજી અનેક નીતિનો અનાદર કરનારને પણ મંડળમાં સ્થાન હોઈ શકે એવો મારો અભિપ્રાય હતો.

સમિતિમાં બીજા પણ મારા વિચારના હતા. પણ મને મારા વિચારો પ્રગટ કરવાનું શૂર ચડ્યું હતું. તે કેમ જણાવાય એ મહા પ્રશ્ન થઈ પડ્યો. બોલવાની મારી હિમ્મત નહોતી. તેથી મેં મારા વિચાર લખીને પ્રમુખની પાસે મૂકવાનો નિશ્ચય કર્યો. હું મારું લખાણ લઈ ગયો. મને યાદ છે તે પ્રમાણે એ લખાણ વાંચી જવાની પણ મારી હિમ્મત ન ચાલી. પ્રમુખે તે બીજા સભ્યની પાસે વંચાવેલું. દા. ઍલિન્સનનો પક્ષ હારી ગયો. એટલે આવા પ્રકારના મારે સારુ આ પહેલા યુદ્ધમાં હું હારનાર પક્ષમાં રહ્યો. પણ તે પક્ષ સાચો હતો એવી મને ખાતરી હતી, તેથી મને સંપૂર્ણ સંતોષ હતો.

મારો કંઈક એવો ખ્યાલ છે કે મેં ત્યાર પછી સમિતિમાંથી રાજીનામું આપેલું.

મારું શરમાળપણું વિલાયતમાં છેવટ સુધી રહ્યું. કોઈને મળવા જતાંયે જ્યાં પાંચ સાત માણસનું મંડળ એકઠું થાય ત્યાં હું મૂંગો બની જાઉં.

એક વખત હું વેંટનર ગયેલો. ત્યાં મજમુદાર પણ હતા. અહીં એક અન્નાહારી ઘર હતું ત્યાં અમે બન્ને રહેતા. 'એથિક્સ ઑફ ડાયટ'ના કર્તા આ જ બંદરમાં રહેતા હતા. અમે તેમને મળ્યા. અહીં અન્નાહારને ઉત્તેજન આપવાની એક સભા મળી. તેમાં અમને બન્નેને બોલવાનું આમંત્રણ મળ્યું. બન્નેએ કબૂલ રાખ્યું. લખેલું ભાષણ વાંચવામાં કંઈ બાધ ન ગણાતો એમ મેં જાણી લીધું હતું. પોતાના વિચારો કડીબદ્ધ ને ટૂંકામાં મૂકવાને સારુ ઘણા લખેલું વાંચતા એમ હું જોતો. મેં મારું ભાષણ લખ્યું. બોલવાની હિમ્મત નહોતી. હું વાંચવા ઊભો થયો ત્યારે વાંચી પણ ન શક્યો. આંખે સૂઝે નહિ ને હાથપગ ધ્રૂજે. મારું ભાષણ ભાગ્યે ફૂલ્સકેપનું એક પાનું હશે. તે મજમુદારે વાંચી સંભળાવ્યું. મજમુદારનું ભાષણ તો સરસ થયું. સાંભળનારા તેમનાં વચનોને તાળીઓના અવાજથી વધાવી લેતા હતા. હું શરમાયો ને મારી બોલવાની અશક્તિને લીધે દુઃખ પામ્યો.

વિલાયતમાં જાહેરમાં બોલવાનો છેલ્લો પ્રયત્ન મારે વિલાયત છોડતાં કરવો પડ્યો હતો. વિલાયત છોડતા પહેલાં અન્નાહારી મિત્રોને હોબર્ન ભોજનગૃહમાં ખાણા સારુ નોતર્યા હતા. મને લાગ્યું કે અન્નાહારી ભોજનગૃહોમાં તો અન્નાહાર મળે જ, પણ જ્યાં માંસાહાર થતો હોય તેવા ભોજનગૃહમાં અન્નાહારનો પ્રવેશ થાય તો સારું. આવો વિચાર કરી આ ગૃહના વ્યવસ્થાપક સાથે ખાસ બંદોબસ્ત કરી ત્યાં ખાણું આપ્યું. આ નવો અખતરો અન્નાહારીઓમાં પંકાયો, પણ

મારી તો ફજેતી જ થઈ. ખાણાંમાત્ર ભોગને અર્થે જ થાય છે. પણ પશ્ચિમમાં તો તેને એક કળા તરીકે કેળવેલ છે. ખાણાને વખતે ખાસ શણગાર, ખાસ દમામ થાય છે. વળી વાજાં વાગે, ભાષણો થાય. આ નાનકડા ખાણામાંયે એ બધો આડંબર હતો જ. મારો ભાષણ કરવાનો સમય આવ્યો. હું ઊભો થયો. ખૂબ વિચારીને બોલવાનું તૈયાર કરી ગયો હતો. થોડાં જ વાક્યો રચ્યાં હતાં. પણ પહેલા વાક્યથી આગળ ચાલી જ ન શક્યો. ઍડીસન વિષે વાંચતાં તેની શરમાળ પ્રકૃતિને વિષે વાંચેલું. આમની સભાના તેના પહેલા ભાષણને વિષે એમ કહેવાય છે કે, તેણે 'હું ધારું છું,' 'હું ધારું છું,' 'હું ધારું છું,' એમ ત્રણ વાર કહ્યું, પણ પછી તે આગળ ન વધી શક્યો. અંગ્રેજી શબ્દ જેનો અર્થ 'ધારવું' છે તેનો અર્થ 'ગર્ભ ધારણ કરવો' પણ છે. તેથી જ્યારે ઍડીસન આગળ ન ચાલી શક્યો ત્યારે આમની સભામાંથી એક મશ્કરો સભ્ય બોલી ઊઠ્યો કે, 'આ ગૃહસ્થે ત્રણ વાર ગર્ભ ધારણ કર્યો, પણ કંઈ ઉત્પન્ન તો ન જ કરી શક્યા!' આ કહાણી મેં વિચારી રાખી હતી અને ટૂંકું વિનોદી ભાષણ કરવા ધાર્યું હતું. તેથી મેં મારા ભાષણનો આરંભ આ કહાણીથી કર્યો, પણ ત્યાં જ અટક્યો. વિચારેલું બધું વીસરાઈ ગયું ને વિનોદ તથા રહસ્યયુક્ત ભાષણ કરવા જતાં હું પોતે વિનોદનું પાત્ર બન્યો. 'ગૃહસ્થો, તમે મારું આમંત્રણ સ્વીકાર્યું તેને સારુ આભાર માનું છું,' એમ કહીને મારે બેસી જવું પડ્યું!

આ શરમ છેક દક્ષિણ આફ્રિકામાં છૂટી એમ કહેવાય. તદ્દન છૂટી છે એમ તો હજુયે ન કહેવાય. બોલતાં વિચાર તો થાય જ. નવા સમાજમાં બોલતાં સંકોચાઉં. બોલવામાંથી છટકાય તો જરૂર છટકી જાઉં. અને મંડળમાં બેઠો હોઉં તો ખાસ વાત કરી જ શકું અથવા વાત કરવાની ઇચ્છા થાય એવું તો આજે પણ નથી જ.

પણ આવી શરમાળ પ્રકૃતિથી મારી ફજેતી થવા ઉપરાંત મને નુકસાન થયું નથી, ફાયદો થયો છે, એમ હવે જોઈ શકું છું. બોલવાનો સંકોચ મને પ્રથમ દુઃખકર હતો તે હવે સુખકર છે. મોટો ફાયદો તો એ થયો કે, હું શબ્દોની કરકસર શીખ્યો, મારા વિચારો ઉપર કાબૂ મેળવવાની ટેવ સહેજે પડી. મને હું એવું પ્રમાણપત્ર સહેજે આપી શકું છું કે, મારી જીભ કે કલમમાંથી વિચાર્યા વિના કે માપ્યા વિના ભાગ્યે જ કોઈ શબ્દ નીકળે છે. મારાં ભાષણ કે લખાણમાંના કોઈ ભાગને સારુ મને શરમ કે પશ્ચાત્તાપ કરવાપણું છે એવું મને સ્મરણ નથી, અનેક ભયોમાંથી હું બચી ગયો છું, ને મારો ઘણો વખત બચી ગયો છે એ વળી અદકો લાભ.

અનુભવે મને એ પણ બતાવ્યું છે કે સત્યના પૂજારીએ મૌનનું સેવન કરવું ઘટે છે. જાણ્યેઅજાણ્યે પણ મનુષ્ય ઘણી વેળા અતિશયોક્તિ કરે છે અથવા જે કહેવા યોગ્ય હોય તે છુપાવે છે કે જુદી રીતે કહે છે. આવાં સંકટોમાંથી બચવાને ખાતર પણ અલ્પભાષી થવું આવશ્યક છે. થોડું બોલનાર વગરવિચાર્યે નહિ બોલે; પોતાના દરેક શબ્દને તોળશે. ઘણી વેળા માણસ બોલવાને અધીરો બને છે. 'મારે પણ બોલવું છે' એવી ચિઠ્ઠી કયા પ્રમુખને નહિ મળી હોય? પછી તેને વખત આપવામાં આવ્યો હોય તે તેને સારુ પૂરતો નથી થતો, વધારે બોલવા દેવા માગણી કરે છે, ને છેવટ રજા વિના પણ બોલ્યા કરે છે! આ બધાના બોલવાથી જગતને લાભ થયેલો ભાગ્યે જ જોવામાં આવે છે. તેટલા વખતનો ક્ષય થયેલો તો સ્પષ્ટ જોઈ શકાય છે. એટલે, જોકે આરંભમાં મારું શરમાળપણું મને ડંખતું છતાં આજે તેનું સ્મરણ મને આનંદ આપે છે. એ શરમાળપણું મારી ઢાલ હતી. તેનાથી મને પરિપક્વ થવાનો લાભ મળ્યો. મારી સત્યની પૂજામાં મને તેથી સહાય મળી.

## ૧૯

# અસત્યરૂપી ઝેર

ચાળીસ વર્ષ પૂર્વે વિલાયત જનારા પ્રમાણમાં થોડા હતા. તેમનામાં એવો રિવાજ પડી ગયો હતો કે પોતે પરણેલા હોય તો પણ કુંવારા ગણાવું. તે મુલકમાં નિશાળમાં કે કૉલેજમાં ભણનારા કોઈ પરણેલા ન હોય. વિવાહિતને વિદ્યાર્થીજીવન ન હોય. આપણામાં તો પ્રાચીન કાળમાં વિદ્યાર્થી બ્રહ્મચારીને નામે જ ઓળખાતા. આ જમાનામાં જ બાળવિવાહનો ચાલ પડ્યો છે. વિલાયતમાં બાળવિવાહ જેવી વસ્તુ છે જ નહિ એમ કહી શકાય. તેથી હિંદી જુવાનોને પોતે પરણેલા છે એમ કબૂલ કરતાં શરમ થાય. વિવાહ છુપાવવાનું બીજું એક કારણ એ કે, જો વિવાહ જાહેર થાય તો જે કુટુંબમાં રહેવા મળે તે કુટુંબની જુવાન છોકરીઓ સાથે ફરવાહરવા અને ગેલ કરવા ન મળે. આ ગેલ ઘણે ભાગે નિર્દોષ હોય છે. માબાપો આવી મિત્રાચારી પસંદ પણ કરે. યુવક અને યુવતીઓ વચ્ચે એવા સહવાસની ત્યાં આવશ્યકતા પણ ગણાય, કેમકે ત્યાં તો દરેક જુવાનને પોતાની સહધર્મચારિણી શોધી લેવી પડે છે. એટલે જે સંબંધ વિલાયતમાં સ્વાભાવિક ગણાય તે સંબંધ હિંદુસ્તાનના નવયુવક વિલાયત જતાંવેંત બાંધવા મંડી જાય તો પરિણામ ભયંકર આવે જ. કેટલીક વેળા એવાં પરિણામ આવેલાં પણ જાણ્યાં છે. છતાં આ મોહિની માયામાં આપણા જુવાનો ફસાયા હતા. અંગ્રેજોને સારુ ગમે તેવી નિર્દોષ છતાં આપણે સારુ ત્યાજ્ય સોબતને ખાતર તેઓએ અસત્યાચરણ પસંદ કર્યું. આ જાળમાં હું પણ સપડાયો. હું પણ પાંચ છ વર્ષ થયાં પરણેલો હોવા છતાં અને એક દીકરાનો બાપ છતાં, મને કુંવારા તરીકે

ગણાવતાં ન ડર્યો! એમ ગણાવ્યાનો સ્વાદ તો મેં થોડો જ ચાખ્યો. મારા શરમાળ સ્વભાવે, મારા મૌને મને ખૂબ બચાવ્યો. હું વાત ન કરી શકું છતાં મારી સાથે વાત કરવાને કઈ છોકરી નવરી હોય! મારી સાથે ફરવા પણ કોઈ છોકરી ભાગ્યે નીકળે.

જેવો શરમાળ તેવો જ ભીરુ હતો. વેંટનરમાં જે ઘરમાં હું રહેતો હતો તેવા ઘરમાં, વિવેકને અર્થે પણ, ઘરની દીકરી હોય તે મારા જેવા મુસાફરને ફરવા લઈ જાય. આ વિવેકને વશ થઈ આ ઘરધણી બાઈની દીકરી મને વેંટનરની આસપાસની સુંદર ટેકરીઓ ઉપર લઈ ગઈ. મારી ચાલ કંઈ ધીમી નહોતી. પણ તેની ચાલ મારા કરતાં પણ તેજ. એટલે મારે તેની પાછળ ઘસડાવું રહ્યું. એ તો આખો રસ્તો વાતોના ફુવારા ઉડાવતી ચાલે, ત્યારે મારે મોઢેથી કોઈ વેળા 'હા' કે કોઈ વેળા 'ના'નો સૂર નીકળે. બહુ બોલી નાખું તો 'કેવું સુંદર!' એટલો બોલ નીકળે! તે તો પવનમાં ઊડતી જાય અને હું ઘર ભેળાં ક્યારે થવાય એ વિચાર કરું. છતાં 'હવે પાછાં વળીએ' એમ કહેવાની હિમ્મત ન ચાલે. એવામાં એક ટેકરીની ટોચે અમે આવી ઊભાં. પણ ઊતરવું કેમ? પોતાના ઊંચી એડીના બૂટ છતાં આ વીશપચીશ વર્ષની રમણી વીજળીની જેમ ઉપરથી ઊતરી ગઈ. હું તો હજી શરમિંદો થઈ ઢોળાવ કેમ ઊતરાય એ વિચારી રહ્યો છું. પેલી નીચે ઊભી હસે છે; મને હિંમત આપે છે; ઉપર આવી હાથ ઝાલી ઘસડી જવાનું કહે છે! હું એવો નમાલો કેમ બનું! માંડ માંડ પગ ઘસડતો, કંઈક બેસતો ઊતર્યો. અને પેલીએ મશ્કરીમાં 'શા...બ્બા...શ' કહી મને શરમાયેલાને વધુ શરમાવ્યો. આવી મશ્કરીથી મને શરમાવવાનો તેને હક હતો.

પણ દરેક જગ્યાએ હું આમ ક્યાંથી બચી શકું! અસત્યનું ઝેર ઈશ્વર મારામાંથી કાઢવાનો હતો. જેમ વેંટનર તેમ બ્રાઇટન પણ દરિયાકિનારે આવેલું હવા ખાવાનું મથક છે.

ત્યાં એક વેળા હું ગયો. જે હોટેલમાં ગયો ત્યાં એક સાધારણ પૈસાપાત્ર વિધવા ડોશી પણ હવા ખાવા આવેલી હતી. આ મારો પહેલા વર્ષનો સમય હતો — વેંટનર પહેલાંનો. અહીં ખાણામાં વાનીઓના ખરડામાં બધાં નામો ફ્રેંચ ભાષામાં હતાં. હું તે ન સમજું. આ ડોશી બેઠી હતી તે જ ટેબલે હું પણ હતો. ડોશીએ જોયું કે હું અજાણ્યો છું ને કંઈક ગભરાટમાં પણ છું. તેણે વાત શરૂ કરી.

'તમે અજાણ્યા લાગો છો. તમે કંઈક મૂંઝવણમાં છો. તમે કંઈ ખાવાનું હજી નથી મંગાવ્યું!'

હું પેલો વાનીઓનો ખરડો વાંચી રહ્યો હતો ને પીરસનારને પૂછવાની તૈયારી કરી રહ્યો હતો. એટલે મેં આ ભલી બાઈનો ઉપકાર માન્યો અને કહ્યું, 'આ ખરડો હું સમજતો નથી ને હું અન્નાહારી હોઈ કઈ વસ્તુઓ નિર્દોષ છે એ મારે જાણવું રહ્યું.'

પેલી બાઈ બોલી, 'ત્યારે લો તમને મદદ કરું ને ખરડો હું સમજાવું. તમારાથી ખાઈ શકાય એવી વસ્તુઓ હું તમને બતાવી શકીશ.'

મેં તેની મદદ સાભાર સ્વીકારી. અહીંથી અમારો સંબંધ થયો તે હું જ્યાં સુધી વિલાયતમાં રહ્યો ત્યાં સુધી અને ત્યાર બાદ પણ વરસો લગી નભ્યો. તેણે લંડનનું પોતાનું ઠેકાણું આપ્યું ને મને દર રવિવારે પોતાને ત્યાં ખાવા જવાને નોતર્યો. પોતાને ત્યાં બીજા અવસર આવે ત્યારે પણ મને બોલાવે, ચાહીને મારી શરમ છુડાવે, જુવાન સ્ત્રીઓની ઓળખાણ કરાવે ને તેમની સાથે વાતો કરવા લલચાવે. એક બાઈ તેને ત્યાં જ રહેતી. તેની સાથે બહુ વાતો કરાવે. કોઈ વેળા અમને એકલાં પણ છોડે.

પ્રથમ મને આ બધું વસમું લાગ્યું. વાતો કરવાનું ન સૂઝે. વિનોદ પણ શું કરાય? પણ પેલી બાઈ મને પાવરધો

કરતી રહે. હું ઘડાવા લાગ્યો. દર રવિવારની રાહ જોઉં. પેલી બાઈની સાથે વાતો પણ ગમવા લાગી.

ડોશી પણ મને લોભાવ્યે જાય. તેને આ સોબતમાં રસ લાગ્યો. તેણે તો અમારું બન્નેનું ભલું જ ચાહ્યું હશે.

હવે હું શું કરું? મેં વિચાર્યું: 'જો મેં આ ભલી બાઈને મારા વિવાહની વાત કરી દીધી હોત તો કેવું સારું? તો તે મારા કોઈની સાથે પરણવાની વાત ઇચ્છત? હજુ પણ મોડું નથી. હું સત્ય કહી દઉં તો વધારે સંકટમાંથી ઊગરી જઈશ.' આમ ધારી મેં તેને કાગળ લખ્યો. મને યાદ છે તે પ્રમાણે તેનો સાર આપું છું:

'આપણે બ્રાઇટનમાં મળ્યાં ત્યારથી તમે મારા પર પ્રેમ રાખતાં આવ્યાં છો. જેમ મા પોતાના દીકરાની સંભાળ રાખે તેમ તમે મારી સંભાળ રાખો છો. તમે તો એમ પણ માનો છો કે મારે પરણવું જોઈએ અને તેથી તમે મારો પરિચય યુવતીઓની સાથે કરાવો છો. આવો સંબંધ વધારે આગળ ન જાય તે પહેલાં મારે તમને કહેવું જોઈએ કે હું તમારા પ્રેમને લાયક નથી. તમારે ઘેર આવતો થયો ત્યારે જ મારે તમને કહેવું જોઈતું હતું કે હું તો પરણેલો છું. હિંદુસ્તાનના વિદ્યાર્થીઓ જે પરણેલા હોય છે તે આ દેશમાં પોતાના વિવાહની વાત પ્રગટ નથી કરતા એમ હું જાણું છું. તેથી મેં પણ એ રિવાજનું અનુકરણ કર્યું. હવે હું જોઉં છું કે મારે મારા વિવાહની વાત મુદ્દલ છુપાવવી નહોતી જોઈતી. મારે તો વધારામાં ઉમેરવું જોઈએ કે હું બાળવયે પરણેલો છું અને મારે એક દીકરો પણ છે. આ વાત તમારી પાસે ઢાંકયાને સારું મને હવે બહુ દુઃખ થાય છે. પણ સત્ય કહી દેવાની હવે મને ઈશ્વરે હિંમત આપી, તેથી મને આનંદ થાય છે. મને તમે માફ કરશો? જે બહેનની સાથે તમે મારો પરિચય કરાવ્યો છે તેની સાથે

મેં કશી અયોગ્ય છૂટ લીધી નથી તેની ખાતરી આપું છું. મારાથી છૂટ ન જ લેવાય એનું મને સંપૂર્ણ ભાન છે. પણ તમારી ઇચ્છા તો સ્વાભાવિકપણે જ મારો કોઇની સાથે સંબંધ બંધાયેલો જેવાની હોય. તમારા મનમાં આ વસ્તુ આગળ ન વધે તે ખાતર પણ મારે તમારી પાસે સત્ય પ્રગટ કરવું જોઇએ.

'જો આ કાગળ મળ્યા પછી તમે તમારે ત્યાં આવવાને સારુ મને નાલાયક ગણશો તો મને મુદ્દલ ખોટું નહિ લાગે. તમારી મમતાને સારુ હું તમારો સદાયનો ઋણી થઇ ચૂક્યો છું. જો તમે મારો ત્યાગ નહિ કરો તો હું ખુશી થઇશ એમ મારે કબૂલ કરવું જોઇએ. તમારે ત્યાં આવવાને હજુ મને લાયક ગણશો તો તેને તમારા પ્રેમની એક નવી નિશાની ગણીશ, અને તે પ્રેમને લાયક થવા મારો પ્રયત્ન જારી રહેશે.'

વાંચનાર સમજે કે આવો કાગળ મેં ક્ષણ વારમાં નહિ ઘડ્યો હોય. કોણ જાણે કેટલા મુસદ્દા ઘડ્યા હશે. પણ આવો કાગળ મોકલીને મેં મારા ઉપરથી મહાન બોજો ઉતાર્યો.

લગભગ વળતી ટપાલે પેલી વિધવા મિત્રનો જવાબ આવ્યો. તેમાં તેણે જણાવ્યું:

'તમારો ખુલ્લા દિલનો કાગળ મળ્યો. અમે બન્ને રાજી થયાં ને ખૂબ હસ્યાં. તમારા જેવું અસત્ય તો ક્ષંતવ્ય જ હોય. પણ તમે તમારી હકીકત જણાવી એ ઠીક જ થયું. મારું નોતરું કાયમ છે. આવતે રવિવારે તમારી રાહ અમે જોઇશું જ, ને તમારા બાળવિવાહની વાતો સાંભળશું, ને તમારા ઠઠ્ઠા કરવાનો આનંદ પણ મેળવીશું. આપણી મિત્રતા તો જેવી હતી તેવી જ રહેશે એ ખાતરી રાખજો.'

આમ મારામાં અસત્યનું ઝેર ભરાઇ ગયું હતું તે મેં કાઢ્યું અને પછી તો ક્યાંયે મારા વિવાહ વગેરેની વાતો કરતાં હું મૂંઝાતો નહિ.

## ૨૦

# ધાર્મિક પરિચયો

વિલાયતમાં રહેતાં વર્ષેક થયું હશે તેવામાં બે થિયોસૉફિસ્ટ મિત્રોની ઓળખાણ થઈ. બન્ને સગા ભાઈ હતા ને અવિવાહિત હતા. તેઓએ મારી પાસે ગીતાજીની વાત કરી. તેઓ એડવિન આર્નલ્ડનો ગીતાજીનો અનુવાદ વાંચતા હતા, પણ મને તેઓએ તે તેમની સાથે સંસ્કૃતમાં વાંચવા નોતર્યો. હું શરમાયો, કેમકે મેં તો ગીતા સંસ્કૃતમાં કે પ્રાકૃતમાં વાંચી જ નહોતી! મારે તેમને કહેવું પડ્યું કે મેં ગીતાજી વાંચેલ જ નથી, પણ તમારી સાથે હું તે વાંચવા તૈયાર છું. મારો સંસ્કૃતનો અભ્યાસ પણ નહિ જેવો જ છે. હું તે એટલે સુધી સમજી શકીશ કે તરજુમામાં અવળો અર્થ હશે તો સુધારી શકાશે. આમ આ ભાઈઓની સાથે મેં ગીતા વાંચવાનો આરંભ કર્યો. બીજા અધ્યાયના છેલ્લા શ્લોકોમાંના

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद् भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ *

એ શ્લોકની મારા મન ઉપર ઊંડી અસર પડી. તેના ભણકારા મારા કાનમાં વાગ્યાં જ કરે. ભગવદ્‌ગીતા અમૂલ્ય ગ્રંથ

---

* વિષયોનું ચિંતવન કરનારનો પ્રથમ તેને વિષે સંગ ઊપજે છે, સંગથી કામના જન્મે છે, કામનાની પાછળ ક્રોધ આવે છે, ક્રોધમાંથી સંમોહ, સંમોહમાંથી સ્મૃતિભ્રમ, અને સ્મૃતિભ્રમથી બુદ્ધિનાશ થાય છે, ને અંતે તે પુરુષનો પોતાનો નાશ થઈ જાય છે.

છે એમ મને તે વેળા ભાસ્યું. તે માન્યતા ધીમે ધીમે વધતી ગઈ અને આજે તત્ત્વજ્ઞાનને સારુ તેને હું સર્વોત્તમ ગ્રંથ ગણું છું. મારા નિરાશાના સમયે તે ગ્રંથે મને અમૂલ્ય સહાય કરી છે. તેના અંગ્રેજી તરજુમા લગભગ બધા વાંચી ગયો છું. પણ એડવિન આર્નલ્ડનો અનુવાદ મને શ્રેષ્ઠ લાગે છે. મૂળ ગ્રંથના ભાવને જાળવ્યો છે, છતાં તે ગ્રંથ તરજુમા જેવો નથી જણાતો. મેં ભગવદ્ગીતાનો આ વેળા અભ્યાસ કર્યો તો ન જ કહેવાય. તે મારા હમેશના વાચનનો ગ્રંથ તો કેટલાંક વર્ષો પછી થયો.

આ જ ભાઈઓએ મને આર્નલ્ડનું બુદ્ધચરિત્ર વાંચવા ભલામણ કરી. અત્યાર સુધી તો સર એડવિન આર્નલ્ડના ગીતાના અનુવાદની જ મને ખબર હતી. બુદ્ધચરિત્ર મેં ભગવદ્ગીતા કરતાં પણ વધારે રસથી વાંચ્યું. પુસ્તક હાથમાં લીધા પછી તે પૂરું કર્યે જ છોડી શક્યો.

આ ભાઈઓ મને એક વખત બ્લેવેટ્સ્કી લૉજમાં પણ લઈ ગયા. ત્યાં મને મેડમ બ્લેવેટ્સ્કીનાં દર્શન કરાવ્યાં ને મિસિસ બેસંટનાં. મિસિસ બેસંટ તે વખતે તાજાં જ થિયોસૉફિકલ સોસાયટીમાં દાખલ થયાં હતાં, એટલે તે વિષેની ચર્ચા અખબારોમાં ચાલતી તે હું રસપૂર્વક વાંચતો. આ ભાઈઓએ મને સોસાયટીમાં દાખલ થવા પણ સૂચવ્યું. મેં વિનયપૂર્વક ના પાડી ને કહ્યું, 'મારું ધર્મજ્ઞાન કંઈ જ નથી, તેથી હું કોઈ પણ પંથમાં ભળી જવા નથી ઇચ્છતો.' મને એવો ખ્યાલ છે કે તે જ ભાઈઓના કહેવાથી મેં મેડમ બ્લેવેટ્સ્કીનું પુસ્તક 'કી ટુ થિયોસૉફી' વાંચ્યું. તે ઉપરથી હિંદુધર્મનાં પુસ્તકો વાંચવાની ઇચ્છા થઈ અને હિંદુધર્મ વહેમોથી જ ભર્યો છે એવો અભિપ્રાય પાદરીઓને મુખેથી સાંભળતો તે મનમાંથી ગયો.

આ જ અરસામાં એક અન્નાહારી વસતિગૃહમાં મને માંચેસ્ટરના એક ભલા ખ્રિસ્તી મળ્યા. તેમણે મારી જોડે ખ્રિસ્તીધર્મની વાત કાઢી. મેં તેમની પાસે મારું રાજકોટનું સ્મરણ વર્ણવ્યું. સાંભળીને તે દુઃખી થયા. તેમણે કહ્યું, 'હું પોતે અન્નાહારી છું. મદ્યપાન પણ નથી કરતો. ઘણા ખ્રિસ્તીઓ માંસાહાર કરે છે, મદ્યપાન કરે છે, એ સાચું; પણ બેમાંથી એકે વસ્તુ લેવાની એ ધર્મમાં ફરજ નથી. તમે બાઇબલ વાંચો એવી ભલામણ કરું છું.' મેં એ સલાહ માની. બાઇબલ તેમણે જ ખરીદી આપ્યું. મને કંઈક એવો આભાસ છે કે આ ભાઈ પોતે જ બાઇબલ વેચતા. તેમણે નકશાઓ, અનુક્રમણિકા વગેરેવાળું બાઇબલ મને વેચ્યું. મેં તે શરૂ કર્યું. પણ હું 'જૂનો કરાર' વાંચી જ ન શક્યો. 'જેનેસિસ'— સૃષ્ટિમંડાણ — ના પ્રકરણ પછી તો વાંચું એટલે મને ઊંઘ જ આવે. 'વાંચ્યું' એમ કહી શકાય તે ખાતર, રસ વિના ને સમજ્યા વિના, મેં બીજાં પ્રકરણો બહુ કષ્ટપૂર્વક વાંચ્યાં એમ સ્મરણ છે. 'નંબર્સ' નામનું પ્રકરણ વાંચતાં મને અણગમો થયો.

જ્યારે 'નવા કરાર' ઉપર આવ્યો ત્યારે જુદી જ અસર થઈ. ઈશુના ગિરિપ્રવચનની અસર બહુ સારી પડી. તે હૃદયમાં ઊતર્યું. બુદ્ધિએ ગીતાજીની સાથે તેની સરખામણી કરી. 'તારું પહેરણ માગે તેને અંગરખું આપજે,' 'તને જમણે ગાલે તમાચો મારે તેની આગળ ડાબો ધરજે,' એ વાંચીને મને અપાર આનંદ થયો. શામળભટનો છપ્પો યાદ આવ્યો. મારા બાળક મને ગીતા, આર્નલ્ડકૃત બુદ્ધચરિત, અને ઈશુનાં વચનોનું એકીકરણ કર્યું. ત્યાગમાં ધર્મ છે એ વાત મનને ગમી.

આ વાચનથી બીજા ધર્માચાર્યોનાં જીવન વાંચવાનું મન થયું. કાર્લાઇલનું 'વિભૂતિઓ અને વિભૂતિપૂજા' વાંચવાની

કોઈ મિત્રે ભલામણ કરી. તેમાંથી પેગંબર વિષે વાંચી ગયો ને તેમની મહત્તાનો, વીરતાનો, ને તેમની તપશ્ચર્યાનો ખ્યાલ આવ્યો.

આટલા પરિચયથી આગળ હું ન વધી શક્યો. મારાં પરીક્ષાનાં પુસ્તકો ઉપરાંત બીજું વાંચવાની નવરાશ હું ન મેળવી શક્યો. પણ મારે ધર્મપુસ્તકો વાંચવાં જોઈએ અને બધા મુખ્ય ધર્મોનો યોગ્ય પરિચય મેળવી લેવો જોઈએ એવી મારા મને નોંધ કરી.

નાસ્તિકતા વિષે પણ કંઈક જાણ્યા વિના કેમ ચાલે? બ્રેડલૉનું નામ બધા હિંદી જાણે જ. બ્રેડલૉ નાસ્તિક ગણાય. તેથી તેમને વિષેનું કંઈક પુસ્તક વાંચ્યું. નામનું મને સ્મરણ નથી રહ્યું. તેની મારા પર કંઈ જ છાપ ન પડી. નાસ્તિકતારૂપી સહરાનું રણ હું ઓળંગી ગયો હતો. મિસિસ બેસંટની કીર્તિ તો તે વેળા પણ ખૂબ હતી જ. તે નાસ્તિક મટી આસ્તિક થયાં છે એ વાતે પણ નાસ્તિકવાદ તરફ મને ઉદાસીન બનાવ્યો. 'હું થિયૉસૉફિસ્ટ કેમ બની?' એ મિસિસ બેસંટનું ચોપાનિયું મેં વાંચી લીધું હતું. બ્રેડલૉનો દેહાંત આ અરસામાં જ થયો. વોકિંગમાં તેમની અંતક્રિયા કરવામાં આવી હતી. હું પણ તેમાં હાજર રહેલો. મને લાગે છે કે હિંદી તો એક પણ બાકી નહિ રહેલ હોય. તેમને માન આપવાને સારુ કેટલાક પાદરીઓ પણ આવ્યા હતા. પાછા ફરતાં એક જગ્યાએ અમે બધા ટ્રેનની રાહ જોતા હતા. ત્યાં આ ટોળામાંના કોઈ પહેલવાન નાસ્તિકવાદીએ આ પાદરીઓમાંના એકની ઊલટતપાસ શરૂ કરી :

'કેમ સાહેબ, તમે કહો છો ના કે ઈશ્વર છે!'

પેલા ભલા માણસે ધીમે સાદે જવાબ આપ્યો : 'હા, હું કહું છું ખરો.'

પેલો હસ્યો ને કેમ જાણે પોતે પાદરીને માત કરતો હોય તેમ કહ્યું: 'વારુ, પૃથ્વીનો પરીઘ ૨૮,૦૦૦ માઇલ છે એ તો કબૂલ કરો છો ને?'

'અવશ્ય.'

'ત્યારે કહો જોઈએ ઇશ્વરનું કદ કેવડુંક હશે ને તે ક્યાં હશે?'

'આપણે સમજીએ તો આપણાં બન્નેનાં હૃદયમાં તે વાસ કરે છે.'

'બાળકોને ફોસલાવો બાળકોને,' કહી પેલા યોદ્ધાએ અમે જેઓ આસપાસ ઊભા હતા તેમની સામે વિજયી નજરે જોયું.

પાદરીએ નમ્ર મૌન ધારણ કર્યું.

આ સંવાદે વળી નાસ્તિકવાદ તરફ મારો અણગમો વધાર્યો.

## ૨૧

# निर्बल के बल राम।

ધર્મશાસ્ત્રનું ને દુનિયાના ધર્મોનું કંઈક ભાન તો થયું, પણ તેવું જ્ઞાન મનુષ્યને બચાવવા સારુ પૂરતું નથી નીવડતું. આપત્તિ વેળા જે વસ્તુ મનુષ્યને બચાવે છે તેનું તેને તે વેળા નથી ભાન હોતું, નથી જ્ઞાન હોતું. નાસ્તિક જ્યારે બચે છે ત્યારે કહે છે કે પોતે અકસ્માતથી બચી ગયો. આસ્તિક એવે પ્રસંગે કહેશે કે મને ઈશ્વરે બચાવ્યો. ધર્મોના અભ્યાસથી, સંયમથી ઈશ્વર તેના હૃદયમાં પ્રગટ થાય છે એવું અનુમાન પરિણામ પછી તે કરી લે છે. એવું અનુમાન કરવાનો તેને અધિકાર છે. પણ બચતી વેળા તે જાણતો નથી કે તેને તેનો સંયમ બચાવે છે કે કોણ બચાવે છે. જે પોતાના સંયમબળનું અભિમાન રાખે છે તેનો સંયમ રોળાઈ ગયેલો કોણે નથી અનુભવ્યો? શાસ્ત્રજ્ઞાન તો એવે સમયે થોથાં સમાન લાગે છે.

આ બૌદ્ધિક ધર્મજ્ઞાનના મિથ્યાત્વનો અનુભવ મને વિલાયતમાં મળ્યો. પૂર્વે એવા ભયમાંથી હું બચ્યો તેનું પૃથક્કરણ કરી શકાય તેમ નથી. મારી તે વેળા બહુ નાની ઉમ્મર ગણાય.

પણ હવે તો મારી ઉમ્મર વીસ વર્ષની હતી. ગૃહસ્થાશ્રમનો ઠીક અનુભવ મેળવ્યો હતો.

ઘણું કરીને મારા વિલાયતના વસવાટના છેલ્લા વર્ષમાં, એટલે ૧૮૯૦ની સાલમાં, પોર્ટસ્મથમાં અન્નાહારીઓનું સમેલન હતું. તેમાં મને અને એક હિંદી મિત્રને આમંત્રણ હતું. અમે બન્ને ત્યાં ગયા. અમને બંનેને એક બાઈને ત્યાં ઉતારો આપવામાં આવ્યો હતો.

પોર્ટ્સ્મથ ખલાસીઓનું બંદર ગણાય છે. ત્યાં ઘણાં ઘરો દુરાચરણી સ્ત્રીઓનાં હોય છે. તે સ્ત્રીઓ વેશ્યા નહિ તેમ નિર્દોષ પણ નહિ. આવા જ એક ઘરમાં અમારો ઉતારો હતો. સ્વાગતમંડળે ઇરાદાપૂર્વક એવાં ઘર શોધેલાં એમ કહેવાનો આશય નથી. પણ પોર્ટ્સ્મથ જેવા બંદરમાં જ્યારે મુસાફરોને રાખવા સારુ ઉતારા શોધવામાં આવે ત્યારે કયાં ઘર સારાં ને કયાં નઠારાં એ કહેવું મુશ્કેલ જ થઈ પડે.

રાત પડી. અમે સભામાંથી ઘેર આવ્યા. જમીને પાનાં રમવા બેઠા. વિલાયતમાં સારાં ઘરોમાં પણ આમ મહેમાનોની સાથે ગૃહિણી પાનાં રમવા બેસે. પાનાં રમતાં નિર્દોષ વિનોદ સહુ કરે. અહીં બીભત્સ વિનોદ શરૂ થયો. મારા સાથી તેમાં નિપુણ હતા એ હું નહોતો જાણતો. મને આ વિનોદમાં રસ પડયો. હું પણ ભળ્યો. વાણીમાંથી ચેષ્ટામાં ઊતરી પડવાની તૈયારી હતી. પાનાં એક કોરે રહેવાની તૈયારીમાં હતાં. પણ મારા ભલા સાથીના મનમાં રામ વસ્યા. તે બોલ્યા, 'અલ્યા, તારામાં આ કળજુગ કેવો! તારું એ કામ નહિ. તું ભાગ અહીંથી.'

હું શરમાયો. ચેત્યો. હૃદયમાં આ મિત્રનો ઉપકાર માન્યો. માતાની પાસે લીધેલી પ્રતિજ્ઞા યાદ આવી. હું ભાગ્યો. મારી કોટડીમાં ધ્રૂજતો ધ્રૂજતો પહોંચ્યો. છાતી થડકતી હતી. કાતિલના હાથમાંથી બચીને કોઈ શિકાર છૂટે ને તેની જેવી સ્થિતિ હોય તેવી મારી હતી.

પરસ્ત્રીને જોઈને વિકારવશ થયાનો અને તેની સાથે રમત રમવાની ઇચ્છા થયાનો આ પહેલો પ્રસંગ હતો એમ મને ભાન છે. મારી રાત્રિ ઊંઘ વિનાની ગઈ. અનેક પ્રકારના વિચારોએ મારા ઉપર હુમલો કર્યો. ઘર છોડું? ભાગું? હું કયાં છું? હું સાવધાન ન રહું તો મારા શા હાલ થાય? મેં ખૂબ ચેતીને વર્તવાનો નિશ્ચય કર્યો. ઘર ન છોડવું.

પણ જેમ તેમ કરીને પોર્ટ્સમથ ઝટ છોડી દેવું એટલું ધાર્યું. સંમેલન એ દિવસથી વધારે લંબાવાનું ન હતું. એટલે મને સ્મરણ છે તે પ્રમાણે, મેં બીજે જ દિવસે પોર્ટ્સમથ છોડયું. મારા સાથી પોર્ટ્સમથમાં થોડા દહાડા રોકાયા.

ધર્મ શું છે. ઈશ્વર શું છે, તે આપણામાં કેવી રીતે કામ કરે છે, તે કંઈ હું તે વખતે જાણતો નહોતો. ઈશ્વરે મને બચાવ્યો એમ લૌકિક રીતે હું તે વખતે સમજ્યો. પણ મને વિવિધ ક્ષેત્રોના એવા અનુભવો થયા છે. 'ઈશ્વરે ઉગાર્યો' એ વાક્યનો અર્થ આજે હું બહુ સમજતો થયો છું એમ જાણું છું. પણ સાથે એ પણ જાણું છું કે એ વાક્યની પૂરી કિંમત હજી આંકી શક્યો નથી. અનુભવે જ તે અંકાય. પણ ઘણા આધ્યાત્મિક પ્રસંગોમાં, વકીલાતના પ્રસંગોમાં, સંસ્થાઓ ચલાવવામાં, રાજ્યપ્રકરણમાં, હું કહી શકું છું કે 'મને ઈશ્વરે બચાવ્યો છે.' જ્યારે બધી આશા છોડીને બેસીએ, બન્ને હાથ હેઠા પડે, ત્યારે ક્યાંક ને ક્યાંકથી મદદ આવીને પડે છે એમ મેં અનુભવ્યું છે. સ્તુતિ, ઉપાસના. પ્રાર્થના એ વહેમ નથી, પણ આપણે ખાઈએ છીએ, પીએ છીએ, ચાલીએ બેસીએ છીએ, એ બધું જેટલું સાચું છે તેના કરતાંયે એ વધારે સાચી વસ્તુ છે. એ જ સાચું છે, બીજું બધું ખોટું છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આવી ઉપાસના, આવી પ્રાર્થના. એ કંઈ વાણીના વૈભવ નથી. તેનું મૂળ કંઠ નથી પણ હૃદય છે. તેથી જો આપણે હૃદયની નિર્મળતાને પહોંચીએ, ત્યાં રહેલા તારોને સુસંગઠિત રાખીએ, તો તેમાંથી જે સૂર નીકળે છે તે સૂર ગગનગામી બને છે. તેને સારુ જીભની આવશ્યકતા નથી. એ સ્વભાવે જ અદ્ભુત વસ્તુ છે. વિકારોરૂપી મળોની શુદ્ધિ કરવાને સારુ હાર્દિક ઉપાસના જડીબુટ્ટી છે, એ વિષે મને શંકા જ નથી. પણ તે પ્રસાદીને સારુ આપણામાં સંપૂર્ણ નમ્રતા જોઈએ.

૨૨

# નારાયણ હેમચંદ્ર

આ જ અરસામાં સ્વ. નારાયણ હેમચંદ્ર વિલાયતમાં આવ્યા હતા. લેખક તરીકે તેમનું નામ મેં સાંભળ્યું હતું. તેમને હું નેશનલ ઇંડિયન ઍસોસિયેશનવાળાં મિસ મૅનિંગને ત્યાં મળ્યો. મિસ મૅનિંગ જાણતાં હતાં કે મને બધાની સાથે ભળતાં નહોતું આવડતું. હું તેમને ત્યાં જતો ત્યારે મૂંગે મોઢે બેઠો રહેતો; કોઈ બોલાવે તો જ બોલું.

તેમણે નારાયણ હેમચંદ્રની ઓળખાણ કરાવી.

નારાયણ હેમચંદ્રને અંગ્રેજી નહોતું આવડતું. તેમનો પોશાક વિચિત્ર હતો. બેડોળ પાટલૂન પહેર્યું હતું. ઉપર ચોળાઈ ગયેલો, કાંઠલે મેલો, બદામી રંગનો કોટ હતો. નેકટાઈ કે કૉલર નહોતાં. કોટ પારસી ઘાટનો પણ ડોળ વિનાનો. માથે ફૂમતાવાળી ઊનની ગૂંથેલી ટોપી હતી. તેમણે લાંબી દાઢી રાખી હતી.

કદ એકવડિયું ઠીંગણું કહીએ તો ચાલે. મોં ઉપર શીળીના ડાઘ હતા. ચહેરો ગોળ. નાક નહિ અણીદાર, નહિ ચીબું. દાઢી ઉપર હાથ ફર્યા કરે.

બધા ફૂલફટાક લોકો વચ્ચે નારાયણ હેમચંદ્ર વિચિત્ર લાગતા હતા અને બધાથી નોખા પડી જતા હતા.

'આપનું નામ મેં બહુ સાંભળ્યું છે. આપનાં કંઈ લખાણો પણ વાંચ્યાં છે. આપ મારે ત્યાં આવશો ?'

નારાયણ હેમચંદ્રનો સાદ ભાંભરો હતો. તેમણે હસમુખ ચહેરે જવાબ આપ્યો :

'તમે ક્યાં રહો છો ?'

'સ્ટોર સ્ટ્રીટમાં.'

'ત્યારે તો આપણે પડોશી છીએ. મારે અંગ્રેજી શીખવું છે. તમે મને શીખવશો?'

મેં જવાબ આપ્યો, 'જો આપને કંઈ મદદ દઈ શકું તો હું રાજી થાઉં. મારાથી બનતી મહેનત જરૂર કરીશ. આપ કહેશો તો હું આપને ત્યાં આવીશ.'

'ના ના, હું જ તમારે ત્યાં આવીશ. મારી કને પાઠમાળા છે તે હું લેતો આવીશ.'

અમે વખત મુકરર કર્યો. અમારી વચ્ચે ભારે સ્નેહગાંઠ બંધાઈ.

નારાયણ હેમચંદ્રને વ્યાકરણ મુદ્દલ નહોતું આવડતું. 'ઘોડો' ક્રિયાપદ બને ને 'દોડવું' નામ બને. આવા વિનોદી દાખલા તો મને કેટલાયે યાદ છે. પણ નારાયણ હેમચંદ્ર મને પી જાય તેવા હતા. મારા અલ્પ વ્યાકરણથી એ કંઈ મોહી જાય તેવા નહોતા. તેમને વ્યાકરણ ન આવડે તેની શરમ તો હતી જ નહિ.

'હું કંઈ તમારી જેમ નિશાળમાં શીખ્યો નથી. મને મારા વિચારો જણાવવામાં વ્યાકરણની જરૂર નથી જણાઈ. જુઓ, તમને બંગાળી આવડે છે? મને તો બંગાળી આવડે. હું બંગાળામાં ફર્યો છું. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરનાં પુસ્તકોનો તરજુમો તો ગુજરાતી પ્રજાને મેં જ આપ્યો છે ના? મારે તો ઘણી ભાષામાંથી ગુજરાતી પ્રજાને તરજુમા આપવા છે. તે કરવામાંયે હું શબ્દાર્થને નથી વળગતો. ભાવાર્થ આપું એટલે મને સંતોષ. મારી પછી બીજાઓ ભલે વધારે આપે. હું તો વગરવ્યાકરણે મરાઠી જાણું, હિંદી જાણું, ને હવે અંગ્રેજી જાણતો થવા લાગ્યો. મારે તો શબ્દભંડાર જોઈએ. તમે ન જાણતા કે એકલી અંગ્રેજીથી મને સંતોષ થવાનો છે. મારે તો ફ્રાન્સ જવું છે, ને ફ્રેંચ પણ શીખી લેવું છે. હું

જાણું છું કે ફ્રેંચ સાહિત્ય બહોળું છે. બનશે તો જર્મની પણ જઈશ ને જર્મન શીખી લઈશ.'

આમ નારાયણ હેમચંદ્રની ધારા ચાલતી જ રહી. ભાષાઓ જાણવાનો ને મુસાફરી કરવાનો તેમનો લોભ અપાર હતો.

'ત્યારે તમે અમેરિકા તો જવાના જ.'

'જરૂર. એ નવી દુનિયા જોયા વિના હું પાછો જાઉં કે?'

'પણ તમારી પાસે એટલા બધા પૈસા ક્યાં છે?'

'મારે પૈસાનું શું કામ? મારે ક્યાં તમારા જેવી ટાપટીપ કરવી છે? મારે ખાવું કેટલું ને પહેરવું કેટલું? મારાં પુસ્તકોમાંથી મને કંઈક મળે છે તે અને થોડું મિત્રો આપે તે બસ થઈ જાય. હું તો બધે ત્રીજા વર્ગમાં જ જનારો રહ્યો. અમેરિકા ડેકમાં જઈશ.'

નારાયણ હેમચંદ્રની સાદાઈ તો તેમની પોતાની જ હતી. તેમની નિખાલસતા પણ તેટલી જ હતી. અભિમાનનું નામ નહોતું. પોતાની લેખક તરીકેની શક્તિ વિષે જોઈએ તેના કરતાં પણ વધારે વિશ્વાસ હતો.

અમે રોજ મળતા. અમારી વચ્ચે વિચાર તેમ જ આચારનું સામ્ય ઠીક હતું. બંને અન્નાહાર કરનારા હતા. બપોરના ઘણી વેળા સાથે જમીએ. આ મારો અઠવાડિયાના સત્તર શિલિંગમાં રહેવાનો ને સ્વયંપાક કરવાનો કાળ હતો. હું કોઈ વેળા તેમની કોટડીએ જાઉં. તે કોઈ વેળા મારી કોટડીએ આવે. હું અંગ્રેજી ઢબની રસોઈ કરું. તેમને દેશી ઢબ વિના સંતોષ ન જ વળે. દાળ જોઈએ જ. હું ગાજર ઇત્યાદિનો સૂપ બનાવું તેથી મારી દયા ખાય. તેમણે મગ ક્યાંકથી શોધી કાઢ્યા હતા. એક દિવસે મારે સારુ મગ રાંધીને લાવ્યા ને મેં અત્યંત સ્વાદથી ખાધા. પછી તો અમારે આવી આપલે કરવાનો વહેવાર વધ્યો. હું મારી વાનગી તેમને ચખાડું ને તે મને પોતાની ચખાડે.

આ સમયે કાર્ડિનલ મૅનિંગનું નામ સહુને મુખે હતું. ગોદીના મજૂરોની હડતાળ હતી. જોન બર્ન્સ અને કાર્ડિનલ મૅનિંગના પ્રયત્નથી હડતાળ વહેલી બંધ થઈ. કાર્ડિનલ મૅનિંગની સાદાઈ વિષે ડિઝરાયેલીએ લખ્યું હતું તે મેં નારાયણ હેમચંદ્રને સંભળાવ્યું.

'ત્યારે મારે તો એ સાધુ પુરુષને મળવું જોઈએ.'

'એ તો બહુ મોટા માણસ રહ્યા. તમને કેમ મળશે?'

'હું બતાવું તેમ. તમારે મારે નામે કાગળ લખવો. હું લેખક છું એવી ઓળખાણ આપજો. તેમના પરોપકારી કાર્યનો ધન્યવાદ જાતે આપવા મારે મળવું છે એમ લખજો. ને એમ પણ લખજો કે, મને અંગ્રેજી વાત કરતાં ન આવડે તેથી મારે તમને દુભાષિયા તરીકે લઈ જવા પડશે.'

મેં એવા પ્રકારનો કાગળ લખ્યો. કાર્ડિનલ મૅનિંગનો જવાબ બે ત્રણ દહાડામાં એક પત્તામાં આવ્યો. તેમણે મળવાનો સમય આપ્યો.

અમે બન્ને ગયા. મેં તો દસ્તૂર મુજબ મુલાકાતી કપડાં પહેર્યાં. નારાયણ હેમચંદ્ર તો જેવા હતા તેવા જ: એ જ કોટ ને એ જ પાટલૂન. મેં વિનોદ કર્યો. તેમણે મને હસી કાઢ્યો ને બોલ્યા:

'તમે સુધરેલા બધા બીકણ છો. મહાપુરુષો કોઈના પોશાક સામું નથી જોતા. તેઓ તો તેના હૃદયને તપાસે છે.'

અમે કાર્ડિનલના મહેલમાં પ્રવેશ કર્યો. મકાન મહેલ જ હતું. અમે બેઠા કે તુરત એક સુકલકડી, બુઢ્ઢા, ઊંચા પુરુષે પ્રવેશ કર્યો. અમારી બન્નેની સાથે હાથ મેળવ્યા. નારાયણ હેમચંદ્રને આવકાર દીધો.

'મારે આપનો વખત નથી લેવો. મેં તો આપને વિષે સાંભળ્યું હતું. આપે હડતાલમાં જે કામ કર્યું તેને સારુ આપનો ઉપકાર માનવો હતો. દુનિયાના સાધુ પુરુષોનાં

દર્શન કરવાનો મેં રિવાજ રાખ્યો છે. તેથી આપને મેં આટલી તસ્દી આપી.' આ વાક્યોનો તરજુમો કરી દેવાનું મને નારાયણ હેમચન્દ્રે ફરમાવ્યું.

'તમે આવ્યા તેથી હું રાજી થયો. હું ઉમેદ રાખું છું કે તમને અહીંનો વસવાટ અનુકૂળ આવશે, ને અહીંના લોકોની તમે ઓળખાણ કરશો. ઈશ્વર તમારું ભલું કરો.' આમ કાર્ડિનલ બોલ્યા ને ઊભા થયા.

એક વેળા નારાયણ હેમચન્દ્ર મારે ત્યાં ધોતિયું ને પહેરણ પહેરીને આવ્યા. ભલી ઘરધણિયાણીએ બાર ઉઘાડયાં ને બીની. મારી પાસે આવી (મારાં ઘર તો હું બદલ્યાં જ કરતો એ વાંચનારને યાદ હશે), ને બોલી: 'કોઈ ગાંડા જેવો માણસ તમને મળવા માગે છે.' હું દરવાજે ગયો ને નારાયણ હેમચન્દ્રને જોયા. હું આભો જ બની ગયો. તેમના મુખ ઉપર રોજના હાસ્ય સિવાય કંઈજ ન મળે.

'પણ તમને છોકરાંઓએ કનડગત ન કરી?'

'મારી પાછળ દોડતાં હતાં. મેં કંઈ ધ્યાન ન આપ્યું એટલે તેઓ શાંત થઈ ગયાં.' મને જવાબ મળ્યો.

નારાયણ હેમચન્દ્ર થોડા માસ વિલાયતમાં રહી પારીસ ગયા. ત્યાં ફ્રેન્ચ અભ્યાસ આદર્યો. ને ફ્રેન્ચ પુસ્તકોના તરજુમા શરૂ કર્યા. તેમના તરજુમો તપાસવા પૂરતું ફ્રેન્ચ મને આવડતું હતું, તેથી તે જોઈ જવા કહ્યું. મેં જોયું કે તે તરજુમો નહોતા પણ કેવળ ભાવાર્થ હતા.

છેવટે, તેમણે અમેરિકા જવાનો પોતાનો નિશ્ચય પાર પાડ્યો. મુસીબતે ડેકની કે ત્રીજા વર્ગની ટિકિટ મેળવી શક્યા હતા. અમેરિકામાં તેમને ધોતિયું પહેરણ પહેરીને નીકળ્યાને સારુ 'અસભ્ય પોશાક પહેર્યા'ના તહોમત ઉપર પકડવામાં આવ્યા હતા. મારું સ્મરણ એવું છે કે પાછળથી તે છૂટી ગયા હતા.

## ૨૩

# મહાપ્રદર્શન

સન ૧૮૯૦માં પારીસમાં મહાપ્રદર્શન ભરાયું હતું. તેની તૈયારીઓ વિષે હું વાંચતો. પારીસ જોવાની તો તીવ્ર ઇચ્છા હતી જ. આ પ્રદર્શન જોવા જાઉં તો બેવડો લાભ થાય એમ વિચાર્યું. પ્રદર્શનમાં એફિલ ટાવર જોવાનું ખેંચાણ બહુ હતું. એ ટાવર કેવળ લોખંડનો છે. એક હજાર ફૂટ ઊંચો છે. એક હજાર ફૂટ ઊંચું મકાન ઊભું જ ન રહી શકે એવી તે પહેલાં કલ્પના હતી. બીજું તો પ્રદર્શનમાં ઘણુંયે હતું.

મેં પારીસમાં અન્નાહારનું એક મકાન હતું એ વિષે વાંચ્યું હતું. ત્યાં એક કોટડી રોકી. ગરીબાઈથી મુસાફરી કરી પારીસ ગયો. સાત દિવસ રહ્યો. ઘણુંખરું બધું જોવાનું પગપાળા જ કર્યું. સાથે પારીસની, તે પ્રદર્શનની ગાઈડ ને તેનો નકશો રાખ્યાં હતાં. તેને આધારે રસ્તાઓ શોધીને મુખ્ય વસ્તુઓ જોઈ.

પ્રદર્શનની વિશાળતા અને વિવિધતા સિવાય બીજું મને કંઈ યાદ નથી. એફિલ ટાવર ઉપર તો બે ત્રણ વેળા ચડેલો, એટલે તેનું સ્મરણ ઠીક છે. પહેલે મજલે ખાવાની સગવડ પણ હતી. એટલે ઊંચે ભોજન કર્યાનું કહી શકવા ખાતર ત્યાં ખાણું ખાધું ને સાડાસાત શિલિંગમાં દીવાસળી મેલી.

પારીસનાં પ્રાચીન દેવળો યાદ રહી ગયાં છે. તેમની ભવ્યતા, તેમની અંદર મળતી શાંતિ ન ભુલાય તેવાં છે. નોત્રદામની કારીગરી ને અંદરનું ચિત્રકામ યાદ રહી ગયાં છે.

જેમણે લાખો રૂપિયા આવાં સ્વર્ગીય દેવળોમાં નાંખ્યા હશે તેમનામાં ઊંડે ઊંડે ઈશ્વરપ્રેમ તો હશે જ એમ લાગેલું.

પારીસની ફેશનનું, પારીસના સ્વેચ્છાચારનું, તેના ભોગનું ઠીક વાંચ્યું હતું. તે તો શેરીએ શેરીએ જોવામાં આવતું જ હતું. પણ આ દેવળો તે ભોગોથી નોખાં તરી આવતાં હતાં. દેવળમાં પેસતાં જ બહારની અશાંતિ ભુલાઈ જાય. લોકોની વર્તણૂક બદલાઈ જાય. લોકો અદબથી વર્તે. ત્યાં ઘોંઘાટ હોય નહિ. કુમારિકા મરિયમની મૂર્તિ આગળ કોઈ ને કોઈ પ્રાર્થના તો કરતું જ હોય. આ બધો વહેમ નથી પણ હૃદયની ભાવના છે, એ અસર ત્યારે થઈ ને તે વૃદ્ધિ પામતી ગઈ છે. કુમારિકાની મૂર્તિની સમક્ષ ઘૂંટણે પડીને પ્રાર્થના કરનારા ઉપાસકો આરસના પથ્થરને નહોતા પૂજતા, પણ તેમાં રહેલી તેમની કલ્પનાની શક્તિને પૂજતા હતા. તેથી તેઓ ઈશ્વરનો મહિમા ઓછો નહોતા કરતા પણ વધારતા હતા, એવી અસર મારા મન ઉપર થવાનું ઝાંખું સ્મરણ મને આજ પણ છે.

એફિલ ટાવર વિષે બે બોલ આવશ્યક છે. એફિલ ટાવર હાલ શો અર્થ સારે છે એ હું નથી જાણતો. પ્રદર્શનમાં ગયા પછી પ્રદર્શન વિષે વર્ણનો તો વાંચવામાં આવે જ. તેમાં તેની સ્તુતિ પણ સાંભળી ને નિંદા પણ સાંભળી. નિંદા કરનારામાં અગ્રેસર ટૉલ્સ્ટૉય હતા એવું મને યાદ છે. તેમણે લખેલું કે એફિલ ટાવર મનુષ્યની મૂર્ખાઈનું ચિહ્ન છે, તેના જ્ઞાનનું પરિણામ નથી. તેમના લેખમાં તેમણે જણાવ્યું હતું કે, દુનિયાના ચાલતા ઘણા નશાઓમાં તમાકુનું વ્યસન એક રીતે સહુથી વધારે ખરાબ છે. જે કુકર્મ કરવાની હિંમત દારૂ પીવાથી ન આવે તે બીડી પીવાથી આવે છે. દારૂ પીનાર ગાંડો બને છે, જ્યારે બીડી પીનારની અક્કલને ધૂમસ ચડે છે ને તેથી તે હવાઈ કિલ્લા બાંધવા મંડી જાય

છે. એફિલ ટાવર આવા વ્યસનનું પરિણામ છે એવો ટૉલ્સ્ટૉયે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો હતો.

એફિલ ટાવરમાં કશું સૌંદર્ય તો નથી જ. પ્રદર્શનને તેણે કશી શોભા આપી એમ ન કહી શકાય. એક નવી વસ્તુ છે, મોટી વસ્તુ છે, તે જોવાને હજારો માણસો ચડ્યા. એ ટાવર પ્રદર્શનનું એક રમકડું હતું. ને જ્યાં સુધી આપણે મોહને વશ છીએ ત્યાં સુધી આપણે પણ બાળક છીએ, એ વસ્તુ આ ટાવર સારી રીતે સિદ્ધ કરે છે એ તેની ઉપયોગિતા ભલે મનાઓ.

## ૨૪

# બારિસ્ટર તો થયા—પણ પછી?

જે કામ—બારિસ્ટર થવા—ને સારુ હું વિલાયત ગયો હતો તેનું મેં શું કર્યું એનું વર્ણન મેં આટલે લગી મુલતવી રાખ્યું છે. હવે તેને વિષે કંઈક લખવાનો સમય આવ્યો છે.

બારિસ્ટર થવા સારુ બે વસ્તુની જરૂર હતી. એક તો 'ટર્મ ભરવી' એટલે સત્ર સાચવવાં. વર્ષમાં ચાર સત્ર હોય. તેવાં બાર સાચવવાં. બીજી વસ્તુ કાયદાની પરીક્ષા આપવી. સત્ર સાચવવાં એનો અર્થ 'ખાણાં ખાવાં'; એટલે કે, દરેક સત્રમાં લગભગ ચોવીસ ખાણાં હોય તેમાંથી છ ખાવાં. ખાણાં ખાવાં એટલે ખાવું જ એવો નિયમ નહિ; પણ નીમેલે વખતે હાજર થવું ને ખાણું પૂરું થવાનો વખત થાય ત્યાં સુધી બેઠા રહેવું. સામાન્ય રીતે તો સૌ ખાય ને પીએ જ. ખાણામાં સારી સારી વાનીઓ હોય, ને પીવામાં સારો ગણાતો દારૂ હોય. તેનું દામ અલબત્ત આપવાનું જ. તે અઢીથી સાડાત્રણ શિલિંગ હોય, એટલે બેત્રણ રૂપિયાનું ખર્ચ થયું. આ દામ ત્યાં ઘણું ઓછું ગણાય, કેમકે બહારની વીશીમાં એવું ખાણું લેનારને દારૂના જ લગભગ એટલા પૈસા પડે. ખાવાના ખર્ચ કરતાં દારૂ પીનારને પીવાનું ખર્ચ વધારે હોય છે એ વાત આપણને હિંદુસ્તાનમાં—જો 'સુધર્યા' ન હોઈએ તો આશ્ચર્યજનક લાગે. મને તો વિલાયત જતાં આ જ્ઞાનથી પુષ્કળ આઘાત પહોંચેલો; ને દારૂ પીવાની પાછળ એટલા પૈસા બરબાદ કરતાં લોકોનો જીવ કેમ ચાલતો હશે એ ન સમજાતું. પાછળથી સમજતાં શીખ્યો! હું આરંભકાળમાં

કંઈ જ ન ખાતો. કેમકે મને ખપે એવું તો માત્ર રોટી, બાફેલાં પટેટાં ને કોબી હોય. આરંભમાં તો તે ન ગમ્યાં તેથી ન ખાધાં; પાછળથી જ્યારે તેમાં સ્વાદ જોઈ શક્યો ત્યારે તો બીજી વાનીઓ પણ મેળવવાની શક્તિ મારામાં આવી ગઈ હતી.

વિદ્યાર્થીઓને સારુ એક જાતનું ખાણું ને 'બેન્ચરો' (વિદ્યામંદિરના વડાઓ)ને સારુ બીજું ને ભારે ખાણું હોય. મારી સાથે એક પારસી વિદ્યાર્થી હતા તે પણ અન્નાહારી બન્યા હતા. અમે બન્નેએ અન્નાહારના પ્રચારાર્થે બેન્ચરના ખાણામાંથી અન્નાહારીને ખપતા પદાર્થોની અરજી કરી. તે અરજી મંજૂર રહી, એટલે અમને બેન્ચરના ટેબલ ઉપરથી ફળાદિ અને બીજાં શાક મળવા લાગ્યાં.

દારૂ તો મને ન ખપે. ચાર જણ વચ્ચે દારૂની બે બાટલીઓ મળે. એટલે મારી માગણી ઘણી ચોકડીઓમાં થાય. હું ન પીઉં એટલે બાકીના ત્રણ વચ્ચે બે બૉટલ 'ઊડે' ના! વળી આ સત્રોમાં એક ભારે રાત (ગ્રાન્ડ નાઇટ) થાય. તે દહાડે 'પૉર્ટ' 'શેરી' ઉપરાંત 'શૅમ્પેન' દારૂ મળે. 'શૅમ્પેન'ની લહેજત કંઈ ઓર જ ગણાય છે. તેથી આ ભારે રાતે મારી કિંમત વધારે અંકાય ને તે રાતે હાજરી ભરવાનું મને નિમંત્રણ પણ મળે.

આ ખાણાંપીણાંથી બારિસ્ટરીમાં શો વધારો થઈ શકે એ હું ન ત્યારે જોઈ શક્યો, ન પાછળથી. એવો એક સમય હતો ખરો કે જ્યારે આ ખાણાંમાં થોડા જ વિદ્યાર્થીઓ હતા ને તેઓ તથા બેન્ચરો વચ્ચે વાર્તાલાપ થતો ને ભાષણો પણ થતાં. આમાંથી તેઓ વ્યવહારજ્ઞાન મેળવી શકતા, સારી માઠી પણ એક પ્રકારની સભ્યતા કેળવતા, અને ભાષણ કરવાની શક્તિ વધારતા. આ બધું મારા વખતમાં તો અશક્ય જ હતું. બેન્ચરો તો છેટે અસ્પૃશ્ય થઈ બેઠા હોય. આ જૂના

રિવાજનો પાછળથી કશો અર્થ ન રહ્યો, છતાં તે પ્રાચીનતા-પ્રેમી — ધીમા — ઇંગ્લંડમાં રહી ગયો.

કાયદાનો અભ્યાસ સહેલો હતો. બારિસ્ટરો વિનોદમાં 'ડિનર (ખાણાના) બારિસ્ટર' તરીકે જ ગણાતા. સહુ જાણતા કે પરીક્ષાની કિંમત નહિ જેવી હતી. મારા સમયમાં બે પરીક્ષાઓ હતી : રોમન લૉ અને ઇંગ્લંડના કાયદા. બે કકડે અપાતી આ પરીક્ષાનાં પુસ્તકો મુકરર હતાં પણ તે તો ભાગ્યે જ કોઈ વાંચે. રોમન લૉને સારુ નાની નોંધો લખાયેલી તે પંદર દિવસમાં વાંચીને પાસ થનારને મેં જોયેલા. તેવું જ ઇંગ્લંડના કાયદા વિષે. તેની નોંધપોથીઓ બે ત્રણ માસમાં વાંચીને પૂરું કરતા વિદ્યાર્થીઓને પણ મેં જોયેલા. પરીક્ષાના સવાલો સહેલા, પરીક્ષકો ઉદાર. રોમન લૉમાં પાસના ૯૫થી ૯૯ ટકા આવતા ને છેલ્લી પરીક્ષામાં ૭૫ અથવા તેથી ઉપરાંત. એટલે નાપાસ થવાનો ભય બહુ થોડો. વળી પરીક્ષા વર્ષમાં એક નહિ પણ ચાર હોય. આવી સગવડોવાળી પરીક્ષા કોઈને બોજારૂપ ન જ લાગે.

પણ મેં તેને બોજારૂપ કરી મૂકી. મને લાગ્યું કે મારે અસલ પુસ્તકો વાંચી જ જવાં જોઈએ. ન વાંચવામાં મને છેતરપિંડી લાગી. તેથી મેં તો અસલ પુસ્તકો ખરીદી ઠીક ખર્ચ કર્યું. 'રોમન લૉ' લેટિનમાં વાંચી જવાનો નિશ્ચય કર્યો. વિલાયતની મૅટ્રિક્યુલેશનમાં હું લેટિન શીખેલો તેનો અહીં ઉપયોગ થયો. આ વાચન વ્યર્થ ન ગયું. દક્ષિણ આફ્રિકામાં રોમન ડચ લૉ પ્રમાણભૂત હોય છે. તે સમજવામાં મને જસ્ટિનિયનનું વાચન બહુ ઉપયોગી થઈ પડયું.

ઇંગ્લન્ડના કાયદાનું વાચન હું નવ માસમાં ઠીક મહેનતે પૂરું કરી શક્યો. કેમકે બ્રૂમના 'કૉમન લૉ'નું મોટું પણ રસિક પુસ્તક વાંચતાં જ ઠીક ઠીક વખત ગયો. સ્નેલની 'ઇક્વિટી'માં રસ આવ્યો, પણ સમજતાં દમ નીકળ્યો.

બ્રૉાઈટ ને ટ્યૂડરના મુખ્ય કેસોમાંના જે વાંચવાના હતા તે વાંચતાં મને ગમ્મત પડી ને જ્ઞાન પણ મળ્યું. વિલિયમ્સ ને એડવર્ડ્ઝનાં સ્થાવર મિલકત ઉપરનાં પુસ્તક અને ગુડીવનું જંગમ મિલકતનું પુસ્તક હું રસપૂર્વક વાંચી શક્યો. વિલિયમ્સનું પુસ્તક તો મને નવલકથા જેવું લાગ્યું. તે વાંચતાં કંટાળો જ ન આવ્યો. કાયદાનાં પુસ્તકોમાં તેટલા જ રસથી તો હિંદુસ્તાન આવ્યા પછી હું મેઈનનો 'હિંદુ લૉ' વાંચી શકેલો. પણ હિંદુસ્તાનના કાયદાની વાત અહીં નહિ કરું.

પરીક્ષાઓ પસાર કરી. ૧૮૯૧ની ૧૦મી જૂને હું બારિસ્ટર કહેવાયો, અગિયારમીએ ઇંગ્લંડની હાઈકોર્ટમાં અઢી શિલિંગ આપી મારું નામ નોંધાવ્યું, બારમી જૂને હિંદુસ્તાન તરફ પાછો વળ્યો.

પણ મારી નિરાશા અને ભીતિનો પાર નહોતો. કાયદાઓ વાંચ્યા તો ખરા, પણ હું વકીલાત કરી શકું એવું તો મને કંઈ જ નથી આવડ્યું એમ લાગ્યું.

આ વ્યથાના વર્ણનને સારુ નોખું પ્રકરણ જોઈએ.

# ૨૫

# મારી મૂંઝવણ

બારિસ્ટર કહેવાવું સહેલું લાગ્યું, પણ બારિસ્ટરું કરવું અઘરું જણાયું. કાયદાઓ વાંચ્યા પણ વકીલાત કરવાનું ન શીખ્યો. કાયદામાં મેં કેટલાક ધર્મસિદ્ધાંતો વાંચ્યા તે ગમ્યા. પણ તેમનો ધંધામાં કેમ ઉપયોગ કરી શકાશે એ સમજ ન પડી. 'તમારું જે હોય તે એવી રીતે વાપરો કે જેથી બીજાની મિલકતને નુકસાન ન પહોંચે.' આ તો ધર્મવચન છે. પણ તેનો, વકીલાતનો ધંધો કરતાં અસીલના કેસમાં કેમ ઉપયોગ કરી શકાતો હશે એની ગમ ન પડી. જેમાં એ સિદ્ધાંતનો ઉપયોગ થયો હતો એવા કેસ વાંચી ગયો હતો, પણ તેમાંથી એ સિદ્ધાંત લાગુ પાડવાની યુક્તિ મને ન જડી.

વળી હિંદુસ્તાનના કાયદાનું તો વાંચેલા કાયદામાં નામ સરખુંયે નહોતું. હિંદુ શાસ્ત્ર, ઇસ્લામી કાનૂન કેવાં હશે એયે ન જ જાણ્યું. દાવાઅરજી ઘડતાં ન શીખ્યો. હું તો ખૂબ મૂંઝાયો. ફિરોજશા મહેતાનું નામ સાંભળ્યું હતું. એ અદાલતોમાં સિંહની જેમ ગર્જના કરે છે તે વિલાયતમાં કઈ રીતે શીખ્યા હશે? તેમના જેટલી હોશિયારી તો આ જન્મે આવવાની નથી જ, પણ વકીલ તરીકે આજીવિકા મેળવવાની શક્તિ આવવા વિષે પણ મને મહા શંકા પેદા થઈ.

આ ગડમથલ કાયદાનો મારો અભ્યાસ ચાલી રહ્યો હતો તે દરમ્યાન જ ચાલતી હતી. મારી મુશ્કેલીઓ એક બે

મિત્રોને જણાવી. તેમણે દાદાભાઈની સલાહ લેવા સૂચવ્યું. દાદાભાઈની ઉપર મારી પાસે કાગળ હતો એ તો હું અગાઉ લખી ચૂક્યો છું. એ કાગળનો ઉપયોગ મેં મોડો કર્યો. એવા મહાન પુરુષને મળવા જવાનો મને શો અધિકાર હોય? તેમનું ક્યાંક ભાષણ હોય તો હું સાંભળવા જાઉં ને એક ખૂણે બેસી આંખ ને કાનને તૃપ્ત કરી ચાલ્યો આવું. તેમણે વિદ્યાર્થીઓના સમાગમમાં આવવા સારુ એક મંડળ પણ સ્થાપ્યું હતું. તેમાં હું હાજરી ભરતો. દાદાભાઈની વિદ્યાર્થીઓ પ્રત્યેની કાળજી જોઈ તેમ જ વિદ્યાર્થીઓનો તેમના પ્રત્યેનો આદર જોઈ હું આનંદ પામતો. છેવટે તેમને પેલો ભલામણપત્ર આપવાની હિમ્મત તો મેં કરી. તેમને મળ્યો. તેમણે મને કહેલું: 'તારે મને મળવું હોય ને કંઈ સલાહ જોઈતી હોય તો જરૂર મળજે.' પણ મેં તેમને કદી તસ્દી ન આપી. બહુ ભીડ વિના તેમનો વખત રોકવો મને પાપ લાગ્યું. એટલે મજકૂર મિત્રની સલાહને વશ થઈ દાદાભાઈની પાસે મારી મુસ્કેલીઓ રજૂ કરવાની મારી હિમ્મત ન ચાલી.

તે જ મિત્રે કે કોઈ બીજાએ મિ. ફ્રેડરિક પિંકટને મળવાની મને સૂચના કરી. મિ. પિંકટ કૉન્ઝરવેટિવ પક્ષના હતા. પણ તેમનો હિંદીઓ પ્રત્યેનો પ્રેમ નિર્મળ ને નિઃસ્વાર્થ હતો. ઘણા વિદ્યાર્થીઓ તેમની સલાહ લેતા. તેથી તેમને ચિઠ્ઠી લખી મેં મળવાનો વખત માગ્યો. તેમણે વખત આપ્યો. તેમને મળ્યો. આ મુલાકાત હું કદી ભૂલી નથી શક્યો. મિત્રની જેમ તેઓ મને મળ્યા. મારી નિરાશાને તો તેમણે હસી જ કાઢી. 'તું એમ માને છે કે બધાને ફિરોજશા મહેતા થવાની જરૂર છે? ફિરોજશા કે બદરુદ્દીન એક બે જ હોય. તું બચીત માનજે કે સામાન્ય પ્રામાણિકતા ને ખંતથી મનુષ્ય વકીલાતનો ધંધો સુખેથી ચલાવી શકે.

બધા કેસોમાં કંઈ આંટીઘૂંટીઓ નથી હોતી. વારુ, તારું સામાન્ય વાચન શું છે?'

મેં જ્યારે મારા વાચનની વાત કરી ત્યારે તેઓ જરા નિરાશ થયા એમ મેં જોયું. પણ તે નિરાશા ક્ષણિક હતી. તુરત પાછું તેમના ચહેરા ઉપર હાસ્ય છવાયું ને તેઓ બોલ્યા:

'તારું દર્દ હવે સમજ્યો. તારું સામાન્ય વાચન બહુ થોડું છે. તને દુનિયાનું જ્ઞાન નથી. વકીલને તે વિના ન ચાલે. તેં તો હિંદુસ્તાનનો ઇતિહાસ પણ નથી વાંચ્યો. વકીલને મનુષ્યસ્વભાવની ખબર હોવી જોઈએ. તેને ચહેરા ઉપરથી માણસને ઓળખતાં આવડવું જોઈએ. વળી, દરેક હિંદુસ્તાનીને હિંદુસ્તાનના ઇતિહાસનું પણ ભાન હોવું જોઈએ. આને વકીલાત સાથે સંબંધ નથી, પણ તે જ્ઞાન તને હોવું જોઈએ. હું જોઉં છું કે તેં કે અને મેલેસનનું ૧૮૫૭ના બળવાનું પુસ્તક પણ નથી વાંચ્યું. એ તો તુરત વાંચી જ જજે. અને આ બે પુસ્તકોનાં નામ આપું છું તે મનુષ્ય-ઓળખને સારુ વાંચી જજે.' આમ કહી લેવેટર અને શેમલપેનિકનાં મુખસામુદ્રિકવિદ્યા (ફિઝિયોગ્નોમિ) ઉપરનાં પુસ્તકનાં નામ લખી આપ્યાં.

મેં આ બુજરગ મિત્રનો ખૂબ આભાર માન્યો. તેમની હાજરીમાં તો મારી ભીતિ ક્ષણભર જતી રહી, પણ બહાર નીકળ્યો કે તુરત મારો ગભરાટ પાછો શરૂ થયો. ચહેરા ઉપરથી માણસને ઓળખી કાઢવો એ વાક્ય ગોખતો ને પેલાં બે પુસ્તકોનો વિચાર કરતો ઘેર પહોંચ્યો. બીજે દિવસે લેવેટરનું પુસ્તક ખરીદ્યું. શેમલપેનિકનું તે દુકાને ન મળ્યું. લેવેટરનું પુસ્તક વાંચ્યું, પણ તે તો સ્નેલના કરતાં અઘરું લાગ્યું. રસ પણ નહિ જેવો લાગ્યો. શેક્સપિયરના ચહેરાનો અભ્યાસ કર્યો. પણ લંડનના રસ્તાઓ પર ચાલતા શેક્સપિયરોને ઓળખવાની શક્તિ તો ન જ આવી.

લૅવેટરમાંથી મને જ્ઞાન ન મળ્યું. મિ. પિકટની સલાહનો સીધો ઉપયોગ મને થોડો જ થયો, પણ તેમના સ્નેહનો ઉપયોગ બહુ થયો. તેમનો હસમુખો ઉદાર ચહેરો યાદ રહી ગયો. તેમનાં વચન ઉપર શ્રદ્ધા રાખી કે, વકીલાત કરવા સારુ ફિરોજશા મહેતાની હોશિયારી, યાદશક્તિ, વગેરેની આવશ્યકતા ન હોય; પ્રામાણિકપણાથી ને ખંતથી કામ ચલાવાશે. એ એની મૂડી તો મારી પાસે ઠીક પ્રમાણમાં હતી એટલે ઊંડે કંઈક આશા આવી.

કે અને મૅલેસનનું પુસ્તક તો હું વિલાયતમાં ન જ વાંચી શક્યો. પણ તે પહેલી તકે વાંચી લેવા ધાર્યું હતું. તે મુરાદ દક્ષિણ આફ્રિકામાં બર આવી.

આમ નિરાશામાં જરાક જેટલું આશાનું મેળવણ લઈ ધ્રૂજતે પગે હું મુંબઈને બંદરે 'આસામ' સ્ટીમરમાંથી ઊતર્યો. બંદર પર દરિયો ગરમ હતો. લૉન્ચમાં ઊતરવાનું હતું.

## ૧

# રાયચંદભાઈ

છેલ્લા પ્રકરણમાં મેં લખ્યું કે મુંબઈના બારામાં દરિયો તીખો હતો. જૂન–જુલાઈમાં હિંદી મહાસાગરને વિષે એ નવાઈની વાત ન ગણાય. દરિયો એડનથી જ તેવો હતો. સહુ માંદા હતા, એકલો હું મજા કરતો હતો. તોફાન જોવા ડેક ઉપર રહેતો. ભીંજાતો પણ ખરો. સવારના ખાણા વખતે ઉતારુઓમાં અમે એક બે જ હોઈએ. અમારે ઓટની ઘેંસ રકાબી ખોળામાં મૂકીને ખાવી પડતી, નહિ તો ઘેંસ જ ખોળામાં પડે એવી સ્થિતિ હતી!

આ બહારનું તોફાન મારે મન તો અંતરના તોફાનના ચિહ્નરૂપ હતું. પણ બહારના તોફાન છતાં જેમ હું શાંત રહી શકયો તેમ અંતરના તોફાન વિષે પણ કહી શકાય એમ લાગે છે. ન્યાતનો પ્રશ્ન તો હતો જ. ધંધાની ચિંતાને વિષે લખી ચૂકયો છું. વળી હું સુધારક રહ્યો એટલે મનમાં કેટલાક સુધારા કલ્પી રાખ્યા હતા તેની પણ ફિકર હતી. બીજી અણધારી ઉત્પન્ન થઈ.

માનાં દર્શન કરવા હું અધીરો થઈ રહ્યો હતો. અમે ગોદીમાં પહોંચ્યા ત્યારે મારા વડીલ ભાઈ હાજર જ હતા. તેમણે દાક્તર મહેતાની અને તેમના વડીલ ભાઈની ઓળખાણ કરી લીધી હતી. દા. મહેતાનો આગ્રહ મને પોતાને ત્યાં જ ઉતારવાનો હતો, એટલે મને ત્યાં જ લઈ ગયા. આમ જે સંબંધ વિલાયતમાં થયો તે દેશમાં કાયમ રહ્યો ને વધારે દૃઢ થયો, તેમ જ બેઉ કુટુંબમાં પ્રસર્યો.

માતાના સ્વર્ગવાસ વિષે હું કંઈ નહોતો જાણતો. ઘેર પહોંચ્યા પછી તે ખબર મને આપ્યા ને સ્નાન કરાવ્યું. મને આ ખબર વિલાયતમાં જ મળી શકત; પણ આઘાત ઓછો કરવાને ખાતર મુંબઈ પહોંચું ત્યાં લગી ખબર ન જ આપવા એવો નિશ્ચય મોટાભાઈએ કરી લીધો હતો. મારા દુઃખ ઉપર હું પડદો નાખવા ઇચ્છું છું. પિતાના મૃત્યુથી મને જે આઘાત પહોંચ્યો હતો તેના કરતાં આ મૃત્યુના ખબરથી મને બહુ વધારે પહોંચ્યો. મારી ઘણી ધારેલી મુરાદો બરબાદ ગઈ. પણ મને સ્મરણ છે કે હું આ મરણના સમાચાર સાંભળી પોકે પોકે નહોતો રોયો. આંસુને લગભગ ખાળી શક્યો હતો. ને જાણે માતાનું મૃત્યુ થયું જ નથી એમ વ્યવહાર શરૂ કર્યો.

દાક્તર મહેતાએ જે ઓળખાણો તેમને ઘેર કરાવી તેમાંની એક નોંધ્યા વિના ન જ ચાલે. તેમના ભાઈ રેવાશંકર જગજીવનની સાથે તો જન્મની ગાંઠ બંધાઈ. પણ હું જેમની વાત કરવા ઇચ્છું છું તે તો કવિ રાયચંદ અથવા રાજચન્દ્રની. દાક્તરના મોટા ભાઈના તે જમાઈ હતા ને રેવાશંકર જગજીવનની પેઢીના ભાગીદાર ને કર્તાહર્તા હતા. તેમની ઉમ્મર તે વેળા ૨૫ વર્ષ ઉપરની નહોતી છતાં તે ચારિત્રવાન અને જ્ઞાની હતા એ તો હું પહેલી જ મુલાકાતે જોઈ શક્યો. તે શતાવધાની ગણાતા હતા. શતાવધાનની વાનગી જોવા દા. મહેતાએ મને સૂચવ્યું. મેં મારા ભાષાજ્ઞાનનો ભંડોળ ખાલી કર્યો ને કવિએ મેં કહેલા શબ્દો જે નિયમમાં કહ્યા હતા તે જ નિયમમાં કહી સંભળાવ્યા ' આ શક્તિની મને અદેખાઈ થઈ પણ હું તે ઉપર મુગ્ધ ન થયો. જેના ઉપર હું મુગ્ધ થયો તે વસ્તુનો પરિચય મને પાછળથી થયો. એ હતું તેમનું બહોળું શાસ્ત્રજ્ઞાન, તેમનું શુદ્ધ ચારિત્ર, અને તેમની આત્મદર્શન કરવાની ભારે ધગશ.

આત્મદર્શનને જ ખાતર તે પોતાનું જીવન વ્યતીત કરતા હતા એમ મેં પાછળથી જોયું:

> હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે,
> મારું જીવ્યું સફળ તવ લેખું રે;
> મુક્તાનંદનો નાથ વિહારી રે,
> ઓધા જીવનદોરી અમારી રે.

એ મુક્તાનંદનું વચન તેમને મોઢે તો હતું જ પણ તે તેમના હૃદયમાંયે અંકિત હતું.

પોતે હજારોના વેપાર ખેડતા, હીરામોતીની પારખ કરતા, વેપારના કોયડા ઉકેલતા. પણ એ વસ્તુ તેમનો વિષય નહોતી. તેમનો વિષય — તેમનો પુરુષાર્થ તો આત્મઓળખ — હરિદર્શન — હતો. પોતાની પેઢી ઉપર બીજી વસ્તુ હોય યા ન હોય, પણ કોઈ ને કોઈ ધર્મપુસ્તક અને રોજનીશી હોય જ. વેપારની વાત પૂરી થઈ કે ધર્મપુસ્તક ઊઘડે અથવા પેલી નોંધપોથી ઊઘડે. તેમના લેખોનો જે સંગ્રહ પ્રગટ થયો છે તેમાંનો ઘણો ભાગ તો આ નોંધપોથીમાંથી લેવાયેલો છે. જે મનુષ્ય લાખોના સોદાની વાત કરી લઈને તુરત આત્મજ્ઞાનની ગૂઢ વાતો લખવા બેસી જાય તેની જાત વેપારીની નહિ પણ શુદ્ધ જ્ઞાનીની છે. તેમનો આવી જાતનો અનુભવ મને એક વેળા નહિ પણ અનેક વેળા થયેલો. મેં તેમને કદી મૂર્છિત સ્થિતિમાં નથી જોયા. મારી જોડે તેમને કશો સ્વાર્થ નહોતો. તેમના અતિ નિકટ સંબંધમાં હું રહ્યો છું. હું તે વેળા ભિખારી બારિસ્ટર હતો. પણ જ્યારે હું તેમની દુકાને પહોંચું ત્યારે મારી સાથે ધર્મવાર્તા સિવાય બીજી વાર્તા ન જ કરે. આ વેળા જોકે મેં મારી દિશા જોઈ નહોતી, મને સામાન્ય રીતે ધર્મવાર્તામાં રસ હતો એમ ન કહી શકાય, છતાં રાયચંદભાઈની ધર્મવાર્તામાં મને રસ આવતો. ઘણા ધર્માચાર્યોના પ્રસંગમાં હું ત્યાર પછી આવ્યો છું, દરેક ધર્મના આચાર્યોને

મળવાનો પ્રયત્ન મેં કર્યો છે, પણ જે છાપ મારા ઉપર રાયચંદભાઈએ પાડી તે બીજા કોઈ નથી પાડી શક્યા. તેમનાં ઘણાં વચનો મને સોંસરાં ઊતરી જતાં. તેમની બુદ્ધિને વિષે મને માન હતું. તેમની પ્રામાણિકતા વિષે તેટલું જ હતું. ને તેથી હું જાણતો હતો કે તેઓ મને ઇરાદાપૂર્વક આડે રસ્તે નહિ દોરે ને પોતાના મનમાં હશે એવું જ કહેશે. આથી મારી આધ્યાત્મિક ભીડમાં હું તેમનો આશ્રય લેતો.

રાયચંદભાઈને વિષે મારો આટલો આદર છતાં, તેમને હું મારા ધર્મગુરુ તરીકે મારા હૃદયમાં સ્થાન ન આપી શક્યો. મારી એ શોધ આજ પણ ચાલુ છે.

હિન્દુધર્મે ગુરુપદને જે મહત્ત્વ આપ્યું છે તેને હું માનનારો છું. ગુરુ વિના જ્ઞાન ન હોય એ વાક્ય ઘણે અંશે સાચું છે. અક્ષરજ્ઞાન આપનાર અપૂર્ણ શિક્ષકથી ચલાવી લેવાય, પણ આત્મદર્શન કરાવનાર અપૂર્ણ શિક્ષકથી ન જ ચલાવાય. ગુરુપદ તો સંપૂર્ણ જ્ઞાનીને જ અપાય. ગુરુની શોધમાં જ સફળતા રહેલી છે, કેમકે શિષ્યની યોગ્યતા પ્રમાણે જ ગુરુ મળે છે. યોગ્યતાપ્રાપ્તિને સારુ સંપૂર્ણ પ્રયત્નનો દરેક સાધકને અધિકાર છે, એ તેનો અર્થ છે. એ પ્રયત્નનું ફળ ઈશ્વરાધીન છે.

એટલે, જોકે હું રાયચંદભાઈને મારા હૃદયના સ્વામી ન બનાવી શક્યો તોપણ તેમનો આશ્રય મને વખતોવખત કેમ મળ્યો છે તે આપણે હવે પછી જોઈશું. અહીં તો એટલું કહેવું બસ થશે કે, મારા જીવન ઉપર ઊંડી છાપ પાડનાર આધુનિક મનુષ્યો ત્રણ છે: રાયચંદભાઈએ તેમના જીવંત સંસર્ગથી, ટૉલ્સ્ટૉયે તેમના 'વૈકુંઠ તારા હૃદયમાં છે' નામના પુસ્તકથી, ને રસ્કિને 'અનટુ ધિસ લાસ્ટ' — સર્વોદય નામના પુસ્તકથી મને ચકિત કર્યો. પણ આ પ્રસંગો તે તે સ્થળે ચર્ચાશે.

## ૨

# સંસારપ્રવેશ

વડીલ ભાઈએ તો મારા ઉપર ઘણી આશાઓ બાંધેલી. તેમને પૈસાનો, કીર્તિનો અને હોદ્દાનો લોભ પુષ્કળ હતો. તેમનું હૃદય બાદશાહી હતું. ઉદારતા ઉડાઉપણા સુધી તેમને લઈ જતી. આથી તેમ જ તેમના ભોળપણાથી તેમને મિત્રો કરતાં વાર ન લાગતી. આ મિત્રવર્ગની મારફત તેઓ મારે સારુ કેસો લાવવાના હતા. હું કમાણી ખૂબ કરવાનો છું એમ પણ તેમણે માની લીધું હતું, અને તેથી ઘરખર્ચ વધારી મૂક્યું હતું. મારે સારુ વકીલાતનું ક્ષેત્ર પણ તૈયાર કરવામાં પોતે બાકી નહોતી રાખી.

જ્ઞાતિનો ઝઘડો ઊભો જ હતો. બે તડ પડી ગયાં હતાં. એક પક્ષે મને તુરત નાતમાં લઈ લીધો. બીજો પક્ષ ન લેવા તરફ ચુસ્ત રહ્યા. નાતમાં લેનાર પક્ષને સંતોષવા ખાતર રાજકોટ લઈ જતાં પહેલાં ભાઈ મને નાશિક લઈ ગયા. ત્યાં ગંગાસ્નાન કરાવ્યું, ને રાજકોટમાં પહોંચતાં નાત જમાડી.

આ કામમાં મને રસ ન પડ્યો. વડીલ ભાઈનો મારા પ્રત્યેનો પ્રેમ અગાધ હતો, મારી ભક્તિ તેટલી જ હતી એમ મને પ્રતીતિ છે; તેથી તેમની ઇચ્છાને હુકમરૂપ સમજીને હું યંત્રની જેમ વગરસમજ્યે તેમની ઇચ્છાને અનુકૂળ થતો રહ્યો. નાતનું કામ આટલેથી થાળે પડ્યું.

જે તડથી હું નાતબહાર રહ્યો તેમાં પ્રવેશ કરવા મેં કદી પ્રયત્ન ન કર્યો. ન મેં નાતના કોઈ પણ શેઠ પ્રત્યે મનમાંયે રોષ કર્યો. મારા પ્રત્યે તિરસ્કારની નજરે જોનાર પણ તેમાં હતા. તેઓની સાથે નમીને ચાલતો. નાતના

બહિષ્કારના કાયદાને સંપૂર્ણ માન આપતો. મારાં સાસુ-સસરાને ત્યાં કે મારી બહેનને ત્યાં પાણી સરખું ન પીતો. તેઓ છૂપી રીતે પાવા તૈયાર થાય, પણ જે વસ્તુ જાહેરમાં ન કરાય તે છૂપી રીતે કરવા મારું મન જ કબૂલ ન કરતું.

મારા આ વર્તનનું પરિણામ એ આવ્યું કે નાત તરફથી મને કદી કશો ઉપદ્રવ થયાનું મને યાદ નથી. એટલું જ નહિ પણ, જોકે હું હજુ આજે પણ નાતના એક વિભાગથી કાયદેસર બહિષ્કૃત ગણાઉં છું છતાં તેમના તરફથી મેં માન અને ઉદારતા જ અનુભવ્યાં છે. તેઓએ મને મારા કાર્યમાં મદદ પણ કરી છે, અને નાત પરત્વે હું કંઈ પણ કરું એવી મારી પાસેથી આશા સરખી નથી કરી. આ મીઠું ફળ કેવળ અપ્રતિકારને આભારી છે એમ મારી માન્યતા છે. જો નાતમાં દાખલ થવાની મેં ખટપટ કરી હોત, વધારે તડો પાડવાનો પ્રયત્ન કર્યો હોત, નાતીલાને છંછેડ્યા હોત, તો તેઓ અવશ્ય સામે થાત, ને હું વિલાયતથી આવતાં જ ઉદાસીન અને અલિપ્ત રહેવાને બદલે ખટપટની જાળમાં ફસાઈ કેવળ મિથ્યાત્વને પોષનારો બની જાત.

સ્ત્રીની સાથેનો મારો સંબંધ હજુ હું ઇચ્છું તેવો ન થયો. મારો દ્વેષી સ્વભાવ વિલાયત જતાં પણ હું ન મૂકી શક્યો. દરેક વાતમાં મારી ખાંખદ ને મારો વહેમ જારી રહ્યાં. આથી મારી ધારેલી મુરાદો હું પાર ન પાડી શક્યો. પત્નીને અક્ષરજ્ઞાન હોવું જ જોઈએ અને તે હું આપીશ એમ ધારેલું, પણ મારી વિષયાસક્તિએ મને તે કામ કરવા જ ન દીધું, અને મારી ઊણપનો રોષ મેં પત્ની પર ઉતાર્યો. એક સમય તો એવો આવ્યો કે મેં તેને એને પિયર જ મોકલી દીધી અને અત્યંત કષ્ટ આપ્યા પછી ફરી સાથે રહેવા દેવાનું કબૂલ કર્યું. આમાં કેવળ મારી નાદાની જ હતી એમ હું પાછળથી જોઈ શક્યો.

છોકરાંઓની કેળવણી વિષે પણ મારે સુધારા કરવા હતા. વડીલ ભાઈને છોકરાં હતાં ને હું પણ એક બાળક મૂકી ગયો હતો તે હવે ચાર વર્ષનો થવા આવ્યો હતો. આ બાળકોને કસરત કરાવવી, તેમને મજબૂત કરવાં, ને મારો સહવાસ આપવો, એમ ધારણા હતી. આમાં ભાઈની સહાનુભૂતિ હતી. થોડે ઘણે અંશે હું આમાં સફળતા મેળવી શક્યો. છોકરાંઓનો સમાગમ મને બહુ પ્રિય લાગ્યો ને તેમની સાથે વિનોદ કરવાની ટેવ આજ લગી રહી ગયેલી છે. છોકરાંઓના શિક્ષક તરીકે હું શોભી શકું એવું કામ કરું એમ મને ત્યારથી જ લાગેલું.

ખાવામાં પણ સુધારા કરવા જોઈએ એ તો સ્પષ્ટ હતું. ઘરમાં ચાકોફીને તો સ્થાન મળી ચૂક્યું હતું. ભાઈ વિલાયતથી ઘેર આવે તે પહેલાં ઘરમાં વિલાયતની કંઈક હવા તો દાખલ થવી જ જોઈએ એમ મોટાભાઈએ વિચાર્યું. એટલે ચીનનાં વાસણ, ચા વગેરે જે વસ્તુઓ ઘરમાં પ્રથમ રહેતી તો કેવળ દવા તરીકે ને સુધરેલા મહેમાન અર્થે, તે હવે તો બધાંને સારુ વપરાવા લાગી હતી. આવા વાતાવરણમાં હું મારા 'સુધારા' લાવ્યો. ઓટમીલ પોરિજ (ઘેંસ) દાખલ થઈ, ચાકોફીને બદલે કોકો. પણ બદલો તો નામનો હતો, ચાકોફીમાં કોકોનો ઉમેરો જ થયો. બૂટમોજાંએ તો ઘર ઘાલ્યું જ હતું. મેં કોટપાટલૂનથી ઘર પુનિત કર્યું!

આમ ખરચ વધ્યું. નવીનતાઓ વધી. ઘેર ધોળો હાથી બંધાયો. પણ ખરચ લાવવું ક્યાંથી! રાજકોટમાં તુરત ધંધો શરૂ કરવામાં તો હાંસી થાય. રાજકોટમાં પાસ થયેલા વકીલ સામે ઊભવા જેટલું મને જ્ઞાન ન મળે ને ફી તેમના કરતાં દસ ગણી લેવાનો દાવો! કયો મૂર્ખ અસીલ મને રોકે! અથવા એવો મૂર્ખ મળી આવે તોયે મારે શું મારા અજ્ઞાનમાં ઉદ્ધતાઈ અને દગાનો ઉમેરો કરી મારા ઉપરનું જગતનું કરજ વધારવું?

મિત્રવર્ગની સલાહ એમ પડી કે મારે થોડો વખત મુંબઈ જઈ હાઈકોર્ટનો અનુભવ લેવો તથા હિંદુસ્તાનના કાયદાનો અભ્યાસ કરવો, ને કંઈ વકીલાત મળે તો મેળવવા કોશિશ કરવી. હું મુંબઈ જવા ઊપડ્યો.

ઘર માંડ્યું. રસોઇયો રાખ્યો. રસોઇયો મારા જેવો જ હતો. બ્રાહ્મણ હતો. મેં તેને નોકરની જેમ તો રાખ્યો જ નહિ. આ બ્રાહ્મણ નહાય, પણ ધુએ નહિ. ધોતિયું મેલું, જનોઈ મેલી, શાસ્ત્રનો અભ્યાસ ન મળે. વધારે સારો રસોઇયો ક્યાંથી લાવું?

'કેમ રવિશંકર (તેનું નામ રવિશંકર હતું), રસોઈ તો ન આવડે, પણ સંધ્યા વગેરેનું શું?'

'શું ભાઈશાબ, 'સંધ્યોતર્પણ શોંતીકું, કોદાળી ખટ-કરમ.' અમે તો એવા જ ભેંમણ તો. તમારા જેવા નભાવે ને નભાએ. નીકર છેતી તો છે જ તો.'

હું સમજ્યો. મારે રવિશંકરના શિક્ષક થવાનું રહ્યું. વખત તો પુષ્કળ હતો. અરધું રવિશંકર રાંધે ને અરધું હું. વિલાયતના અન્નાહારી ખોરાકના અખતરાઓ અહીં ચલાવ્યા. એક સ્ટવ ખરીદ્યો. હું પોતે પંગતભેદ તો પાળતો જ નહોતો. રવિશંકરને પંગતનો આગ્રહ નહોતો. એટલે અમારો મેળ ઠીક જામ્યો. માત્ર આટલી શરત — અથવા કહો મુશીબત હતી: રવિશંકરે મેલની ભાઈબંધી છોડવાના ને રસોઈ સાફ રાખવાના સમ ખાધા હતા!

પણ મારાથી ચાર પાંચ માસથી વધારે મુંબઈમાં રહેવાય તેમ હતું જ નહિ, કેમકે ખર્ચ વધતું જાય ને આવક કંઈ જ નહિ.

આમ મેં સંસારમાં પ્રવેશ કર્યો. બારિસ્ટરી મને વસમી લાગવા માંડી. આડંબર ઘણો, આવડત થોડી. જવાબદારીનો ખ્યાલ મને કચડવા લાગ્યો.

૩

# પહેલો કેસ

મુંબઈમાં એક તરફથી કાયદાનો અભ્યાસ શરૂ થયો. બીજી તરફથી ખોરાકના અખતરા; અને તેમાં મારી સાથે વીરચંદ ગાંધી જોડાયા. ત્રીજી તરફથી ભાઈનો પ્રયાસ મારે સારુ કેસ શોધવાનો શરૂ થયો.

કાયદા વાંચવાનું કામ ઢીલું ચાલ્યું. 'સિવિલ પ્રોસિજર કોડ' કેમે ગળે ઊતરે નહિ. પુરાવાનો કાયદો ઠીક ચાલ્યો. વીરચંદ ગાંધી સૉલિસિટરની તૈયારી કરતા, એટલે વકીલોની ઘણી વાતો કરે. 'ફિરોજશાની હોશિયારીનું કારણ તેમનું કાયદાનું અગાધ જ્ઞાન છે. તેમને 'એવિડન્સ ઍક્ટ' તો મોઢે જ છે. બત્રીસમી કલમ ઉપરના એકેએક કેસ તેઓ જાણે. બદરુદ્દીનની બાહોશી તો એવી છે કે જડજો તેમનાથી અંજાઈ જાય છે. તેમની દલીલ કરવાની શક્તિ અદ્‌ભુત છે.'

જેમ જેમ આવા અડીખમોની વાતો સાંભળું તેમ તેમ હું ગભરાઉં.

'પાંચસાત વર્ષ સુધી બારિસ્ટર કોર્ટમાં ફેફાં ભાગે તે નવાઈ ન ગણાય. તેથી જ મેં સૉલિસિટર થવાનું ધાર્યું છે. ત્રણેક વર્ષ પછી તમે ખર્ચ ઉપાડો એટલું કમાઓ તો ઘણું સારું કર્યું કહેવાય.'

દરમાસે ખર્ચ ચડે. બહાર બારિસ્ટરનું પાટિયું ચોડવું ને ઘરમાં બારિસ્ટરી કરવાને સારુ તૈયારી કરવી! આ મેળ મારું મન કેમે ન મેળવી શકે. એટલે મારું વાચન વ્યાકુળ ચિત્તે ચાલ્યું. પુરાવાના કાયદામાં કંઈક રસ પડ્યાનું હું કહી

ગયો. મેર્નનો ‘હિંદુ લૉ’ ખૂબ રસપૂર્વક વાંચ્યો. પણ કેસ ચલાવવાની હિમ્મત ન આવી. મારું દુ:ખ કોને કહું? સાસરે ગયેલી નવી વહુના જેવી મારી સ્થિતિ થઈ'

એટલામાં મમીબાઈનો કેસ મારે નસીબે આવ્યો. સ્મૉલકૉઝ કોર્ટમાં જવાનું હતું. ‘દલાલને કમિશન આપવું પડશે?’ મેં ધસીને ના પાડી.

‘પણ ફોજદારી કોર્ટમાં પંકાયેલા પેલા . . . . મહિને ત્રણ ચાર હજાર પાડનાર પણ કમિશન તો આપે છે.’

‘મારે ક્યાં તેના જેવા થવું છે! મને તો દરમાસે રૂ. ૩૦૦ મળે તો બસ થાય. બાપુને ક્યાં વધારે મળતા હતા?’

‘પણ એ જમાનો ગયો. મુંબઈનાં ખર્ચ મોટાં. તારે વ્યવહાર વિચારવો જોઈએ.’

હું એક ટળી બે ન થયો. કમિશન ન જ આપ્યું. પણ મમીબાઈનો કેસ તો મળ્યો. કેસ સહેલો હતો. મને બ્રીફના રૂ. ૩૦ મળ્યા. કેસ એક દિવસથી વધારે ચાલે તેમ નહોતું.

સ્મૉલકૉઝ કોર્ટમાં પહેલવહેલો દાખલ થયો. હું પ્રતિવાદી તરફથી હતો. એટલે મારે ઊલટતપાસ કરવાની હતી. હું ઊભો તો થયો પણ પગ ધ્રૂજે, માથું ફરે. મને લાગે કે કોર્ટ ફરે છે. સવાલ પૂછવાનું સૂઝે જ નહિ. જજ હસ્યો હશે. વકીલોને તો ગમ્મત પડી જ હશે. પણ મારી આંખને ક્યાં કંઈ જોવાપણું હતું!

હું બેઠો. દલાલને કહ્યું, ‘મારાથી આ કેસ નહિ ચલાવાય, પટેલને રોકો. મને આપેલી ફી પાછી લો.’ પટેલને તે જ દહાડાના એકાવન રૂપિયા આપી રોક્યા. તેમને તો રમતવાત હતી.

હું નાઠો. મને યાદ નથી કે અસીલ જીત્યો કે હાર્યો. હું શરમાયો. પૂરી હિંમત ન આવે ત્યાં લગી કેસ ન લેવાનો નિશ્ચય કર્યો ને દક્ષિણ આફ્રિકા ગયો ત્યાં લગી કોર્ટમાં ન જ ગયો. આ નિશ્ચયમાં કશી શક્તિ નહોતી. હારવાને સારુ

પોતાનો કેસ મને કોણ આપવા નવરું હોય? એટલે નિશ્ચય વિના પણ મને કોર્ટમાં જવાની તસ્દી કોઈ આપત નહિ!

પણ હજુ એક બીજો કેસ મુંબઈમાં મળવાનો હતો ખરો. આ કેસ અરજી ઘડવાનો હતો. એક ગરીબ મુસલમાનની જમીન પોરબંદરમાં જપ્ત થઈ હતી. મારા પિતાશ્રીના નામને જાણી તેના બારિસ્ટર દીકરા પાસે તે આવેલો. મને તેનો કેસ લૂલો લાગ્યો, પણ મેં અરજી ઘડી દેવાનું કબૂલ કર્યું. છપામણીનું ખર્ચ અસીલે આપવાનું હતું. મેં અરજી ઘડી. મિત્ર-વર્ગને વંચાવી. તે અરજી પાસ થઈ ને મને કંઈક વિશ્વાસ બેઠો કે, હું અરજી ઘડવા જેટલો લાયક હોઈશ,— હતો પણ ખરો.

પણ મારો ઉદ્યોગ વધતો ગયો. મફત અરજીઓ ઘડવાનો ધંધો કરું તો અરજીઓ લખવાનું તો મળે. પણ તેથી કંઈ છોકરાં ઘૂઘરે રમે?

મેં ધાર્યું કે હું શિક્ષકનું કામ કરી શકું ખરો. અંગ્રેજીનો અભ્યાસ મેં ઠીક કર્યો હતો. એટલે, જો કોઈ નિશાળમાં મૅટ્રિક્યુલેશન ક્લાસમાં અંગ્રેજી શીખવવાનું કામ મળે તો તે શીખવું. કંઈક ખાડો તો પુરાય!

મેં છાપાંમાં જાહેરખબર વાંચી: 'જોઈએ છે, અંગ્રેજી શિક્ષક. દરરોજનો એક કલાક. પગાર રૂ. ૭૫.' આ એક પ્રખ્યાત હાઈસ્કૂલની જાહેરખબર હતી. મેં અરજી કરી. મને રૂબરૂ મળવાની આજ્ઞા થઈ. હું હોંશે હોંશે ગયો. પણ જ્યારે આચાર્યે જાણ્યું કે હું બી. એ. નથી, ત્યારે મને દિલગીરીની સાથે રજા આપી.

'પણ મેં લંડનની મૅટ્રિક્યુલેશન પાસ કરી છે. લૅટિન મારી બીજી ભાષા હતી.'

'એ ખરું, પણ અમારે તો ગ્રેજ્યુએટ જ જોઈએ.'

હું લાચાર થયો. મારા હાથ હેઠા પડ્યા. મોટાભાઈ પણ ચિંતામાં પડ્યા. અમે બન્નેએ વિચાર્યું કે મુંબઈમાં

વધારે કાળ ગાળવો નિરર્થક છે. મારે રાજકોટમાં જ સ્થિર થવું. પોતે નાના વકીલ હતા; મને કંઈક ને કંઈક અરજીઓ ઘડવાનું કામ તો આપી જ શકે. વળી રાજકોટના ઘરનું ખર્ચ તો હતું જ. એટલે મુંબઈનો ખર્ચ કાઢી નાંખવાથી ઘણો બચાવ થાય એમ હતું. મને સૂચના ગમી. મુંબઈનું ઘર કુલ છએક માસના વસવાટ પછી ઉઠાવ્યું.

મુંબઈમાં રહ્યો તે દરમ્યાન હાઈકોર્ટમાં હું રોજ જતો. પણ ત્યાં કંઈ શીખ્યો એમ ન કહી શકું. શીખવા જેટલી સમજ નહોતી. કેટલીક વેળા તો કેસમાં સમજ ન પડે ને રસ ન પડે ત્યાં ઝોલાં પણ ખાતો. બીજા પણ ઝોલાં ખાનારા સાથી મળતા, તેથી મારી શરમનો બોજો હલકો થતો. છેવટે હાઈકોર્ટમાં બેઠાં ઝોલાં ખાવાં એને ફેશન ગણવામાં બાધ નથી એમ સમજતો થયો. એટલે તો શરમનું કારણ જ ગયું.

આ યુગમાં પણ મારા જેવા બેકાર બારિસ્ટરો જો કોઈ મુંબઈમાં હોય તો તેમને સારુ એક નાનો સરખો અનુભવ અહીં ટાંકું છું.

ગીરગામમાં મકાન હતું છતાં હું જવલ્લે જ ગાડીભાડું ખરચતો. ટ્રામમાં પણ ભાગ્યે જ બેસતો. ગીરગામથી ઘણે ભાગે નિયમસર ચાલીને જ જતો. તેમાં ખાસી ૪૫ મિનિટ લાગતી. ને ઘેર પાછો તો અચૂક ચાલીને જ આવતો. દિવસના તડકો લાગે તે સહન કરવાની શકિત કેળવી લીધી હતી. આથી મેં ઠીક પૈસા બચાવ્યા ને મુંબઈમાં મારા સાથીઓ માંદા પડતા ત્યારે હું એક પણ દહાડો માંદો પડ્યો હોઉં એમ મને સ્મરણ નથી. જ્યારે હું કમાતો થયો ત્યારે પણ આમ ઑફિસે ચાલીને જવાની ટેવ મેં છેવટ લગી કાયમ રાખી. આનો લાભ હું આજ લગી ઉઠાવી રહ્યો છું.

૪

# પહેલો આઘાત

મુંબઈથી નિરાશ થઈ રાજકોટ ગયો. નોખી ઑફિસ ખોલી. કંઈક ગાડું ચાલ્યું. અરજીઓ ઘડવાનું કામ મળવા લાગ્યું, ને દર માસે સરેરાશ ત્રણસેં રૂપિયાની આવક થવા લાગી. આ અરજી ઘડવાનું મળવા લાગ્યું તેનું કારણ મારી હોશિયારી નહોતું, પણ વગ હતું. વડીલ ભાઈના ભાગીદારની વકીલાત જામેલી હતી. તેમની પાસે બહુ અગત્યની અરજી ઘડવાની આવે અથવા જેને તે અગત્યની માનતા હોય તે તો મોટા બારિસ્ટરની પાસે જ જાય. તેમના ગરીબ અસીલો હોય તેમની અરજીઓ ઘડવાનું મને મળે.

મુંબઈમાં કમિશન નહિ આપવાની મારી ટેક હતી તે અહીં તૂટી ગણાય. બે સ્થિતિનો ભેદ મને સમજાવવામાં આવ્યો હતો. તે આ હતો: મુંબઈમાં મારે કેવળ દલાલને પૈસા આપવાની વાત હતી; અહીં વકીલને. જેમ મુંબઈમાં તેમ અહીં પણ બધા બારિસ્ટરો વગરઅપવાદે આમ અમુક ટકા આપે છે એમ મને બતાવવામાં આવ્યું હતું. મારા ભાઈની દલીલનો ઉત્તર મારી પાસે નહોતો. 'તું જુએ છે કે હું બીજા વકીલનો ભાગીદાર છું. અમારી પાસે આવે તેમાંના કેસ જે તને આપી શકાય તે આપવાની મારી વૃત્તિ તો રહે જ. પણ જો તું તારી ફીનો ભાગ મારા ભાગીદારને ન આપે તો મારી સ્થિતિ કેવી કફોડી થાય? આપણે સાથે રહીએ એટલે તારી ફીનો લાભ મને તો મળે જ, પણ મારા ભાગીદારને? અને જો તે જ કેસ તે બીજી જગ્યાએ આપે તો

તેને ભાગ મળે જ.' આ દલીલથી હું ભોળવાયો ને મને લાગ્યું કે, જો મારે બારિસ્ટરી કરવી હોય તો આવા કેસમાં કમિશન ન આપવાનો આગ્રહ મારે ન રાખવો જોઈએ. હું પીગળ્યો. મારા મનને મનાવ્યું, અથવા સ્પષ્ટ શબ્દોમાં કહું તો, છેતર્યું. પણ આ સિવાય બીજા કોઈ પણ કેસમાં મેં કમિશન આપ્યાનું મને સ્મરણ નથી.

જોકે મારું આર્થિક ગાડું તો ચાલ્યું, પણ જિંદગીનો પહેલો આઘાત આ અરસામાં મળ્યો. બ્રિટિશ અમલદાર એટલે શું એ હું કાને સાંભળતો. નજરોનજર જોવાનું મને હવે મળ્યું.

પોરબંદરના માજી રાણાસાહેબને ગાદી મળી તે પૂર્વે મારા ભાઈ તેમના મંત્રી ને સલાહકાર હતા. તે દરમ્યાન તેમણે રાણાસાહેબને ખોટી સલાહ આપ્યાનું તહોમત તેમની ઉપર હતું. આ ફરિયાદ તે સમયના પોલિટિકલ એજંટને મળેલી ને તે મારા ભાઈની સામે ભરમાયા હતા. આ અમલદારને હું વિલાયતમાં મળેલો હતો. ત્યાં તેમણે મારી મૈત્રી ઠીક કરી કહેવાય. ભાઈએ વિચાર્યું કે, આ ઓળખાણનો લાભ લઈ મારે પોલિટિકલ એજંટને બે શબ્દો કહેવા ને તેમની ઉપર જે ખરાબ અસર પડી હોય તે ભૂંસવા પ્રયત્ન કરવો. મને આ વાત જરાયે પસંદ ન પડી. વિલાયતની નજીવી ઓળખાણનો મારે લાભ ન લેવો જોઈએ. જો મારા ભાઈએ કાંઈ દૂષિત કાર્ય કર્યું હોય તો ભલામણ શા કામની? જો ન કર્યું હોય તો રીતસર અરજી કરવી અથવા પોતાની નિર્દોષતા ઉપર વિશ્વાસ રાખી નિર્ભય થઈ બેસવું. આ દલીલ ભાઈને ગળે ન ઊતરી. 'તું કાઠિયાવાડને જાણતો નથી. જિંદગીની પણ તને હવે ખબર પડશે. અહીં તો વગે વાવણાં થાય છે. તારા જેવો ભાઈ હોય ને તારા ઓળખીતા અમલદારને થોડી ભલામણ કરવાનો સમય આવે ત્યારે તું છટકી જાય એ બરોબર ન કહેવાય.'

ભાઈનું મોં ન મૂકી શક્યો. મારી મરજી વિરુદ્ધ હું ગયો. મને અમલદારની પાસે જવાનો કશો અધિકાર નહોતો. જવામાં મારા સ્વમાનનો ભંગ થતો હતો એની મને શુદ્ધિ હતી. મેં મળવાનો વખત માગ્યો; મને મળ્યો; હું ગયો. જૂની ઓળખાણ કાઢી. પણ મેં તુરત જોયું કે વિલાયત અને કાઠિયાવાડમાં ભેદ હતો; પોતાની ખુરશીએ બેઠેલા અમલદાર અને રજા ઉપર ગયેલ અમલદારમાં પણ ભેદ હતો. અમલદારે ઓળખાણનો સ્વીકાર કર્યો, પણ એ ઓળખાણની સાથે જ તે વધારે અક્કડ થયા. એ 'ઓળખાણનો લાભ લેવા તો તું નથી આવ્યો ના?' એમ મેં તેની અક્કડાઈમાં જોયું. તેની આંખમાં વાંચ્યું. સમજતા છતાં મેં મારું પ્રકરણ ઉખેળ્યું. સાહેબ અધીરા થયા. 'તારા ભાઈ ખટપટી છે. તારી પાસેથી વધારે વાત સાંભળવા હું નથી માગતો. મને વખત નથી. તારા ભાઈને જો કંઈ કહેવું હોય તો તે રીતસર અરજી કરે.' આ ઉત્તર બસ હતો. યથાર્થ હતો; પણ ગરજને જ્ઞાન ક્યાંથી હોય? હું તો મારું પ્રકરણ ચલાવી રહ્યો હતો. સાહેબ ઊઠ્યા. 'હવે તમારે જવું જોઈએ.'

મેં કહ્યું, 'પણ મારી વાત તો પૂરી સાંભળો.'

સાહેબ ખૂબ ખિજાયા. 'પટાવાળા, ઇસકો દરવાજા બતાઓ.'

'હજૂર' કહી પટાવાળો દોડી આવ્યો. હું તો હજુ કંઈક બકી રહ્યો હતો. પટાવાળાએ મને હાથ લગાડ્યો ને મને દરવાજાની બહાર કાઢ્યો.

સાહેબ ગયા, પટાવાળો ગયો. હું ચાલ્યો, અકળાયો, ખિજાયો. મેં તો ચિઠ્ઠી ઘસડી: 'તમે મારું અપમાન કર્યું છે, પટાવાળાની મારફતે મારી ઉપર હુમલો કર્યો છે. તમે માફી નહિ માગો તો તમારા ઉપર રીતસર ફરિયાદ કરીશ.'

આ ચિઠ્ઠી મેં મોકલી. થોડી જ વારમાં સાહેબનો સવાર જવાબ આપી ગયો :

'તમે મારા તરફ અસભ્યપણે વર્ત્યા. તમને જવાનું કહ્યા છતાં તમે ન ગયા, તેથી મેં જરૂર મારા પટાવાળાને તમને દરવાજો દેખાડવા કહ્યું, ને પટાવાળાના કહેવા છતાં તમે કચેરી ન છોડી. તેણે તમને કચેરી બહાર કાઢવા પૂરતું બળ વાપર્યું. તમારે જે પગલાં લેવાં હોય તે લેવા તમે છૂટા છો.' જવાબની આ મતલબ હતી.

આ જવાબ ખિસ્સામાં મેલી મોંહે પડી ઘેર આવ્યો. ભાઈને વાત કહી. તે દુઃખી થયા. પણ તે મને શું સાંત્વન આપે? વકીલ મિત્રોને વાત કરી. મને કેસ માંડતાં થોડા જ આવડતો હતો? આ સમયે સર ફિરોજશા મહેતા પોતાના કોઈક કેસસર રાજકોટમાં હતા. તેમને મારા જેવો નવો બારિસ્ટર તો ક્યાંથી મળી શકે? પણ તેમને રોકનાર વકીલની મારફતે તેમને કાગળિયાં મોકલી તેમની સલાહ પુછાવી. 'ગાંધીને કહેજો, આવા કિસ્સા તો બધા વકીલબારિસ્ટરના અનુભવમાં આવ્યા હશે. તું નવોસવો છે. તને હજુ વિલાયતની ખુમારી છે. તું બ્રિટિશ અમલદારને ઓળખતો નથી. જો તારે સુખથી બેસવું હોય ને બે પૈસા કમાવા હોય તો તને મળેલી ચિઠ્ઠી ફાડી નાખ અને થયેલું અપમાન ગળી જા. કેસ કરવામાં તને દોકડો એક નહિ મળે, ને તું ખુવાર થશે. જિંદગીનો અનુભવ તને હજુ હવે મળવાનો છે.'

મને આ શિખામણ કડવી ઝેર લાગી. પણ તે કડવો ઘૂંટડો ગળે ઉતાર્યે છૂટકો હતો. હું અપમાન ભૂલી તો ન જ શક્યો, પણ મેં તેનો સદુપયોગ કર્યો. 'આવી સ્થિતિમાં ફરી કોઈ દિવસ નહિ મુકાઉં, કોઈની સિફારસ આમ નહિ કરું.' આ નિયમનો કદી ભંગ નથી કર્યો. આ આઘાતે મારી જિંદગીનું સુકાન બદલ્યું.

## ૫

# દક્ષિણ આફ્રિકાની તૈયારી

અમલદારની પાસે મારું જવું અવશ્ય દોષમય હતું. પણ અમલદારની અધીરાઈ, તેનો રોષ, તેની ઉદ્ધતાઈ આગળ મારો દોષ અલ્પ થઈ ગયો. દોષની સજા ધક્કો નહોતો. હું તેની પાસે પાંચ મિનિટ પણ નહિ બેઠો હોઉં. મારું બોલવું જ તેને અસહ્ય લાગ્યું. તે મને વિવેકપૂર્વક જવાનું કહી શકતો હતો. પણ તેના અમલના નશાને કશી હદ નહોતી. પાછળથી મને ખબર પડી હતી કે આ અમલદારને ધીરજ જેવી તો વસ્તુ જ નહોતી. તેની પાસે જનારનું અપમાન કરવું એ તેને સારુ સામાન્ય વાત હતી. પોતાને ન ગમે તેવી વાત થઈ કે તુરત સાહેબના મિજાજ જાય.

મારું ઘણું કામ તો તેની કોર્ટમાં હોય. ખુશામત કરવાનું તો મારાથી બને તેમ નહોતું. આ અમલદારને અયોગ્ય રીતે રીઝવવા હું માગતો નહોતો. તેની ઉપર ફરિયાદની ધમકી મોકલીને હું ફરિયાદ ન કરું ને તેને કંઈ ન લખું એ પણ મને ન ગમ્યું.

દરમ્યાન કાઠિયાવાડની ખટપટનો પણ મને કંઈક અનુભવ મળ્યો. કાઠિયાવાડ એટલે નાનાં અનેક રાજ્યોનો મુલક. અહીં મુસદ્દીવર્ગનો પાક તો ભારે હોય જ. રાજ્યો વચ્ચે ઝીણી ખટપટ, હોદ્દો જમાવવા સારુ ખટપટ. રાજાના કાચા કાન, રાજા પરવશ. સાહેબોના પટાવાળાની ખુશામત; શિરસ્તેદાર એટલે દોઢ સાહેબ, કેમકે શિરસ્તેદાર એ સાહેબની આંખ, તેના કાન, તેનો દુભાષિયો. શિરસ્તેદાર ધારે એ જ

કાયદો. શિરસ્તેદારની આવક સાહેબની આવક કરતાં વધારે ગણાતી. આમાં અતિશયોક્તિ હોવાનો સંભવ ખરો. પણ શિરસ્તેદારના ટૂંક પગારના પ્રમાણમાં તેનો ખર્ચ અવશ્ય વધારે રહેતો.

આ વાતાવરણ મને ઝેર સમાન લાગ્યું. હું મારી સ્વતંત્રતા કેમ બચાવી શકીશ એ વિચાર મને રહ્યાં જ કરે.

હું ઉદાસીન બન્યો. ભાઈએ મારી ઉદાસીનતા જોઈ. ક્યાંક નોકરી લઈને બેસી જવાથી હું ખટપટમાંથી મુક્ત રહી શકું એ એક વિચાર ચાલ્યો. પણ ખટપટ વિના કારભારું કે ન્યાયાધીશપણું ક્યાંથી મળે ?

વકીલાત કરતાં સાહેબની સાથેનો ઝઘડો વચ્ચે આવતો હતો.

પોરબંદરમાં એડમિનિસ્ટ્રેશન હતું. ત્યાં રાણાસાહેબને સારુ કંઈક સત્તા મેળવવાનો પ્રયત્ન કરવાનો હતો. મેર લોકોની પાસેથી વધારે પડતી વિઘોટી લેવાતી હતી. તે બાબત પણ મારે ત્યાંના એડમિનિસ્ટ્રેટરને મળવાનું હતું. મેં જોયું કે એડમિનિસ્ટ્રેટર દેશી હતા, છતાં તેમનો રુઆબ તો સાહેબ-થીયે વધારે હતો. તેમનામાં હોશિયારી હતી. પણ તેમની હોશિયારીનો લાભ રૈયતને બહુ મળ્યો એમ હું ન જોઈ શક્યો. રાણાસાહેબને થોડી સત્તા મળી. મેર લોકોને તો કંઈ જ ન મળ્યું એમ કહેવાય. તેમનો કેસ પૂરો તપાસાયો એમ પણ મને ન લાગ્યું.

એટલે અહીં પણ હું પ્રમાણમાં નિરાશ થયો. મને લાગ્યું કે ઇન્સાફ ન મળ્યો. ઇન્સાફ મેળવવા સારુ મારી પાસે સાધન નહોતું. બહુ થાય તો મોટા સાહેબને અપીલ કરાય. તેનો શેરો થાય, 'અમે આ કામમાં વચ્ચે નથી પડી શકતા.' આવા ફેંસલાની પાછળ જો કંઈ કાયદાકાનૂન હોય તો આશા રહે. અહીં તો સાહેબની મરજી તે કાનૂન.

હું અકળાયો.

દરમ્યાન ભાઈની પાસે પોરબંદરની એક મેમણ પેઢીનું કહેણ આવ્યું : 'અમારો વેપાર દક્ષિણ આફ્રિકામાં છે. અમારી પેઢી મોટી છે. અમારો એક મોટો કેસ ચાલે છે. દાવો ચાળીસ હજાર પાઉંડનો છે. કેસ ઘણા વખત થયાં ચાલી રહ્યો છે. અમારી પાસે સારામાં સારા વકીલબારિસ્ટરો છે. જો તમારા ભાઈને મોકલો તો તે અમને મદદ કરે ને તેને પણ કંઈક મદદ મળે. તે અમારો કેસ અમારા વકીલને સારી રીતે સમજાવી શકશે. વળી, તે નવો મુલક જોશે ને ઘણાં નવાં માણસોની ઓળખાણ કરશે.'

ભાઈએ મારી પાસે વાત કરી. હું આ બધાનો અર્થ સમજી ન શક્યો. મારે માત્ર વકીલને સમજાવવાનું જ કામ કરવું પડશે કે કોર્ટમાં પણ જવું રહેશે એ ન જાણી શક્યો. પણ હું લલચાયો.

દાદા અબદુલ્લાના ભાગીદાર મરહૂમ શેઠ અબદુલ કરીમ ઝવેરીની ભેટ મારા ભાઈએ કરાવી. શેઠે કહ્યું: 'તમને ઝાઝી મહેનત નહિ પડે. અમારે મોટા ગોરાઓની સાથે દોસ્તી છે. એમની તમે ઓળખાણ કરશો. અમારી દુકાનમાં પણ તમે મદદ કરી શકશો. અમારે અંગ્રેજી પત્રવ્યવહાર ઘણો રહે છે. તેમાં પણ તમે મદદ કરી શકશો. તમારું રહેવાનું અમારા બંગલામાં જ થશે, એટલે તમારા ઉપર કંઈ જ ખર્ચ નહિ પડે.'

મેં પૂછ્યું: 'મારી નોકરી તમે કેટલી મુદત સુધી માગો છો? મને તમે પગાર શું આપશો?'

'તમારું કામ એક વર્ષથી વધારે નહિ પડે. તમને ફર્સ્ટ ક્લાસનું આવવાજવાનું ભાડું ને રહેવા તથા ખાધાખર્ચ ઉપરાંત ૧૦૫ પાઉંડ આપીશું.'

આ કંઈ વકીલાત ન કહેવાય. આ નોકરી હતી. પણ મારે તો જ્યાં ત્યાંથી હિંદુસ્તાન છોડવું હતું. નવો મુલક જોવા મળશે ને અનુભવ મળશે તે જુદો. ૧૦૫ પાઉંડ ભાઈને મોકલીશ એટલે ઘરખર્ચમાં કંઈક મદદ થશે. આમ વિચાર કરી મેં તો પગાર વિષે રકઝક કર્યા વિના શેઠ અબ્દુલ કરીમની દરખાસ્ત કબૂલ રાખી ને દક્ષિણ આફ્રિકા જવા તૈયાર થયો.

## ૯

# નાતાલ પહોંચ્યો

વિલાયત જતાં વિયોગદુઃખ થયું હતું તે દક્ષિણ આફ્રિકા જતાં ન થયું. માતા તો ચાલી ગઈ હતી. મેં દુનિયાનો ને મુસાફરીનો અનુભવ લીધો હતો. રાજકોટ મુંબઈ વચ્ચે તો આવજા હતી જ. એટલે વિયોગ માત્ર પત્નીની સાથેનો આ વેળા દુઃખકર હતો. વિલાયતથી આવ્યા પછી એક બીજા બાળકની પ્રાપ્તિ થઈ હતી. અમારી વચ્ચેના પ્રેમમાં હજુ વિષય તો હતો જ. છતાં તેમાં નિર્મળતા આવવા લાગી હતી. વિલાયતથી મારા આવ્યા પછી અમે સાથે બહુ થોડું રહ્યાં હતાં, અને હું પોતે ગમે તેવો પણ શિક્ષક બન્યો હતો તેથી, તથા પત્નીમાં કેટલાક સુધારા કરાવ્યા હતા તેથી, તે નિભાવવા ખાતર પણ સાથે રહેવાની આવશ્યકતા અમને બન્નેને જણાતી હતી. પણ આફ્રિકા મને ખેંચી રહ્યું હતું. તેણે વિયોગને સહ્ય બનાવી મૂક્યો. 'એક વર્ષ બાદ તો આપણે મળશું જ ના?' એમ કહી સાંત્વન આપી મેં રાજકોટ છોડ્યું ને મુંબઈ પહોંચ્યો.

દાદા અબદુલ્લાના મુંબઈના એજંટ મારફતે મારે ટિકિટ કઢાવવાની હતી. પણ સ્ટીમરમાં કૅબિન ખાલી ન મળે. જો આ વેળા ચૂકું તો મારે એક માસ લગી મુંબઈમાં હવા ખાવી પડે તેમ હતું. એજંટે કહ્યું, 'અમે તો બહુ મહેનત કરી પણ અમને ટિકિટ નથી મળી શકતી. ડેકમાં જાઓ તો ભલે. ખાવાનો બંદોબસ્ત સલૂનમાં થઈ શકશે.' એ દિવસો મારા પહેલા વર્ગની મુસાફરીના હતા. ડેકનો ઉતારુ થઈને કંઈ બારિસ્ટર જાય? મેં ડેકમાં જવા ના પાડી. મને એજંટ ઉપર શક આવ્યો. પહેલા વર્ગની ટિકિટ ન જ

મળે એ મારા માન્યામાં ન આવ્યું. એજંટની રજા લઈ મેં જ ટિકિટ મેળવવા પ્રયત્ન કર્યો. હું સ્ટીમર પર પહોંચ્યો. તેના વડા માલમને મળ્યો. તેને પૂછતાં તેણે મને નિખાલસપણે જવાબ આપ્યો: 'અમારે ત્યાં આટલી ભીડ ભાગ્યે જ હોય છે. પણ મોઝામ્બિકના ગવર્નર-જનરલ આ સ્ટીમરમાં જાય છે, તેથી બધી જગ્યા પુરાઈ ગઈ છે.'

'ત્યારે શું તમે કોઈ રીતે મારે સારુ જગ્યા નં જ કાઢી શકો?'

માલમે મારી સામે જોયું. તે હસ્યો ને બોલ્યો, 'એક ઉપાય છે. મારી કેબિનમાં એક કોચ ખાલી હોય છે. તેમાં અમે ઉતારુને લેતા નથી. પણ તમને હું એ જગ્યા આપવા તૈયાર છું.' હું રાજી થયો. માલમનો આભાર માન્યો. શેઠને વાત કરી ને ટિકિટ કઢાવી. ૧૮૯૩ના એપ્રિલ માસમાં હું હોંશભર્યો દક્ષિણ આફ્રિકામાં મારું નસીબ અજમાવવા ઊપડ્યો.

પહેલું બંદર લામુ હતું. ત્યાં પહોંચતાં લગભગ તેર દિવસ થયા. રસ્તામાં કપ્તાનની સાથે ઠીક મહોબત જામી. કપ્તાનને શેતરંજ રમવાનો શોખ હતો. પણ તે હજુ નવશિખાઉ હતો. તેને પોતાના કરતાં કાચા રમનારાનો ખપ હતો તેથી મને રમવા નોતર્યો. મેં શેતરંજની રમત કદી જોઈ નહોતી. તેને વિષે સાંભળ્યું ઠીક હતું. એ રમતમાં અક્કલનો ઉપયોગ સારી પેઠે પડે છે એમ રમનારાઓ કહેતા. કપ્તાને મને પોતે શીખવશે એમ કહ્યું. હું તેને ઠીક મુરીદ મળ્યો, કેમકે મને ધીરજ હતી. હું તો હાર્યા જ કરતો. તેમ તેમ કપ્તાનને શીખવવાનું શૂર ચડતું ગયું. મને શેતરંજની રમત ગમી. પણ તે કોઈ દહાડો સ્ટીમરથી નીચે ન ઊતરી. રાજારાણી ઇત્યાદિ કેમ ચલાવી શકાય તે સમજવા ઉપરાંત આવડત ન વધી.

લામુ બંદર આવ્યું. ત્યાં સ્ટીમર ત્રણ ચાર કલાક રોકાવાની હતી. હું બંદર જોવા નીચે ઊતર્યો. કપ્તાન પણ ગયો હતો. તેણે મને કહ્યું, 'અહીંનું બારું દગાખોર છે. તમે વહેલા પાછા વળજો.'

ગામ તો તદ્દન નાનું હતું. ત્યાંની પોસ્ટઑફિસે ગયો તો હિંદી નોકરો જોયા. તેથી રાજી થયો. તેમની સાથે વાતો કરી. હબસીઓને મળ્યો. તેમની રહેણીકરણીમાં રસ લાગ્યો. તેથી કંઈક વખત ગયો. બીજા કેટલાક ડેકના ઉતારુ હતા. તેમની સાથે મેં ઓળખાણ કરી હતી. તેઓ રસોઈ નિરાંતે જમવા સારુ નીચે ઊતર્યા હતા. હું તેમની હોડીમાં બેઠો. બારામાં ઠીક ભરતી હતી. અમારી હોડીમાં બાર સારો હતો. તાણ એટલું બધું હતું કે હોડીનું દોરડું સ્ટીમરની સીડી સાથે કેમે કર્યું બંધાય જ નહિ. હોડી સીડીની પાસે જાય ને સરકી જાય. સ્ટીમર ઊપડવાની પહેલી સીટી થઈ. હું ગભરાયો. કપ્તાન ઉપરથી જોઈ રહ્યો હતો. તેણે પાંચ મિનિટ સ્ટીમર થોભાવવા કહ્યું. સ્ટીમરની પાસે એક મછવો હતો તેને દસ રૂપિયા આપી મારે સારુ એક મિત્રે ભાડે કર્યો. ને તે મછવાએ પેલી હોડીમાંથી મને ઊંચકી લીધો. સ્ટીમરની સીડી ઊપડી ગઈ હતી. દોરડાથી મને ઉપર ખેંચી લીધો, ને સ્ટીમર ચાલતી થઈ! બીજા ઉતારુઓ રહી ગયા. કપ્તાને આપેલી ચેતવણીનો અર્થ હવે સમજ્યો.

લામુથી મોમ્બાસા ને ત્યાંથી ઝાંઝીબાર પહોંચ્યા. ઝાંઝીબારમાં તો બહુ જ રોકાવાનું હતું — આઠ કે દસ દિવસ. અહીં નવી સ્ટીમરમાં બદલવાનું હતું.

કપ્તાનના પ્રેમનો કંઈ પાર નહોતો. આ પ્રેમે મારે સારુ ઊલટું સ્વરૂપ પકડ્યું. તેણે મને પોતાની સાથે સહેલ કરવા જવા નોતર્યો. એક અંગ્રેજ મિત્રને પણ નોતર્યો હતો. અમે ત્રણે કપ્તાનના મછવામાં ઊતર્યા. આ સહેલનો મર્મ હું મુદ્દલ નહોતો સમજ્યો. કપ્તાનને શી ખબર કે હું આવી

બાબતોમાં છેક અજાણ્યો હોઈશ? અમે તો હબસી ઓરતોના વાડામાં પહોંચ્યા. એક દલાલ અમને ત્યાં લઈ ગયેલો. દરેક એક એક કોટડીમાં પુરાયા. પણ હું તો શરમનો માર્યો કોટડીમાં પુરાઈ જ રહ્યો. પેલી બાઈ બિચારીને શા વિચાર આવ્યા હશે એ તો તે જ જાણે. કપ્તાને બૂમ મારી. હું તો જેવો અંદર દાખલ થયો હતો તેવો જ બહાર નીકળ્યો. કપ્તાન મારું ભોળપણ સમજી ગયો. પ્રથમ તો મને બહુ જ ભોંઠપ લાગી. પણ આ કાર્ય કોઈ રીતે હું પસંદ કરી શકું તેમ નહોતું જ, તેથી તરત જ તે જતી રહી, ને મેં ઈશ્વરનો પાડ માન્યો કે પેલી બહેનને જોઈ મને વિકાર સરખો પણ પેદા ન થયો. મને મારી નબળાઈ તરફ તિરસ્કાર ઊપજ્યો કે હું કોટડીમાં પુરાવાની જ ના પાડવાની હિંમત ન કરી શક્યો.

આ મારી જિંદગીની આવા પ્રકારની ત્રીજી કસોટી હતી. કેટલાયે જુવાનિયા પ્રથમ નિર્દોષ હોવા છતાં ખોટી શરમથી દોષમાં પડતા હશે. મારું બચવું મારા પુરુષાર્થને આભારી નહોતું. જો મેં કોટડીમાં પુરાવાની ચોખ્ખી ના પાડી હોત તો તે પુરુષાર્થ ગણાત. મારા બચવાને સારુ મારે તો પાડ કેવળ ઈશ્વરનો જ માનવાનો રહ્યો છે. પણ આ કિસ્સાથી મારી ઈશ્વર ઉપરની આસ્થા વધી ને ખોટી શરમ છોડવાની હિંમત પણ કંઈક શીખ્યો.

ઝાંઝીબારમાં એક અઠવાડિયું ગાળવાનું હતું. તેથી હું એક મકાન ભાડે લઈ શહેરમાં રહ્યો. શહેર ખૂબ ફરી ફરીને જોયું. ઝાંઝીબારની લીલોતરીનો ખ્યાલ માત્ર મલબારમાં જ આવી શકે. ત્યાંનાં વિશાળ ઝાડો, ત્યાંનાં મોટાં ફળો, ઇત્યાદિ જોઈ હું તો ચકિત થઈ ગયો.

ઝાંઝીબારથી મોઝાંબિક ને ત્યાંથી મે માસની લગભગ આખરે નાતાલ પહોંચ્યો.

૭

# અનુભવોની વાનગી

નાતાલનું બંદર ડરબન કહેવાય છે અને નાતાલ બંદરને નામે પણ ઓળખાય છે. મને લેવાને અબદુલ્લા શેઠ આવ્યા હતા. સ્ટીમર ડક્કામાં આવી અને નાતાલના લોકો સ્ટીમર ઉપર પોતાના મિત્રોને લેવા આવ્યા ત્યાં જ હું સમજી ગયો કે અહીં હિંદીને બહુ માન નથી. અબદુલ્લા શેઠને ઓળખનારા જે પ્રમાણે તેમની સાથે વર્તતા હતા તેમાંયે એક પ્રકારની તોછડાઈ હું જોઈ શકતો હતો, જે મને ડંખતી હતી. અબદુલ્લા શેઠને આ તોછડાઈ સાડી ગઈ હતી. મને જેઓ જોતા હતા તે કંઈક કુતૂહલથી નિહાળતા હતા. મારા પોશાકથી હું બીજા હિંદીઓમાંથી કંઈક તરી આવતો હતો. મેં તે વેળા 'ફ્રોકકોટ' વગેરે પહેર્યાં હતાં અને માથે બંગાળી ઘાટની પાઘડી પહેરી હતી.

મને ઘેર લઈ ગયા. પોતાની કોટડીની પડખે એક કોટડી હતી તે મને અબદુલ્લા શેઠે આપી. તે મને ન સમજે, હું તેમને ન સમજું. તેમના ભાઈએ આપેલાં કાગળિયાં તેમણે વાંચ્યાં ને વધારે ગભરાયા. તેમને લાગ્યું કે ભાઈએ તો તેમને ત્યાં સફેદ હાથી બાંધ્યો. મારી સાહેબશાઈ રહેણી તેમને ખર્ચાળ લાગી. મારે સારુ ખાસ કામ તે વખતે નહોતું. તેમનો કેસ તો ટ્રાન્સવાલમાં ચાલતો હતો. તુરત મને ત્યાં મોકલીને શું કરે? વળી મારી હોશિયારીનો કે પ્રામાણિકપણાનો વિશ્વાસ પણ કેટલી હદ સુધી કરાય? પ્રિટોરિયામાં પોતે મારી સાથે હોય જ નહિ. પ્રતિવાદી

પ્રિટોરિયામાં જ હોય. તેની મારા ઉપર અયોગ્ય અસર થાય તો? જો મને આ કેસનું કામ ન સોંપે તો બીજું કામ તો તેના મહેતા મારા કરતાં ઘણું સારું કરી શકે. મહેતા ભૂલ કરે તો તેને ઠપકો દેવાય. હું ભૂલ કરું તો? કાં તો કેસનું. કાં તો મહેતાગીરીનું; આ ઉપરાંત ત્રીજું કામ ન મળે. એટલે, જો કેસનું કામ ન સોંપાય તો મને ઘેર બેઠાં ખવડાવવું રહ્યું.

અબદુલ્લા શેઠનું અક્ષરજ્ઞાન ઘણું ઓછું હતું. પણ અનુભવજ્ઞાન પુષ્કળ હતું. તેમની બુદ્ધિ તીવ્ર હતી અને એ વાતનું તેમને પોતાને ભાન હતું. અંગ્રેજી જ્ઞાન કેવળ વાતચીત પૂરતું મહાવરાથી મેળવી લીધું હતું. પણ એવા અંગ્રેજી મારફત પોતાનું બધું કામ ઉકેલી શકતા. બેંકના મૅનેજરો સાથે વાતો કરે, યુરોપિયન વેપારીઓ સાથે સોદા કરી આવે, વકીલોને પોતાના કેસ સમજાવી શકે. હિંદીઓમાં તેમનું માન ખૂબ હતું. તેમની પેઢી તે વેળા બધી હિંદી પેઢીઓમાં મોટી હતી, અથવા મોટીમાંની એક તો હતી જ. તેમની પ્રકૃતિ વહેમી હતી.

તેમને ઇસ્લામનું અભિમાન હતું. તત્ત્વજ્ઞાનની વાતોનો શોખ રાખતા. અરબી ન આવડતું, છતાં કુરાન શરીફની અને સામાન્ય રીતે ઇસ્લામી ધર્મસાહિત્યની માહિતી સારી ગણાય. દૃષ્ટાંતો તો હાજર જ હોય. તેમના સહવાસથી મને ઇસ્લામનું વ્યાવહારિક જ્ઞાન ઠીક મળ્યું. અમે એકબીજાને ઓળખતા થયા ત્યાર પછી તે મારી સાથે ધર્મચર્ચા પુષ્કળ કરતા.

બીજે કે ત્રીજે દિવસે મને ડરબનની કોર્ટ જોવાને લઈ ગયા. ત્યાં કેટલીક ઓળખાણો કરાવી. કોર્ટમાં પોતાના વકીલની પાસે મને બેસાડ્યો. મૅજિસ્ટ્રેટ મારી સામું જોયાં

કરે. તેણે મને મારી પાઘડી ઉતારવા કહ્યું. મેં ઉતારવાની ના પાડી, ને કોર્ટ છોડી.

મારે નસીબે તો અહીં પણ લડાઈ જ હતી.

પાઘડી ઉતારવાનો ભેદ અબદુલ્લા શેઠે સમજાવ્યો. મુસલમાની પોશાક જેણે પહેર્યો હોય તે પોતાની મુસલમાની પાઘડી પહેરી શકે. બીજા હિંદીઓએ કોર્ટમાં દાખલ થતાં પોતાની પાઘડી ઉતારવી જોઈએ.

આ ઝીણો ભેદ સમજાવવા સારુ કેટલીક હકીકતમાં મારે ઊતરવું પડશે.

મેં આ બેત્રણ દિવસમાં જ જોઈ લીધું હતું કે હિંદીઓ પોતપોતાના વાડા રચીને બેસી ગયા હતા. એક ભાગ મુસલમાની વેપારીનો—તેઓ પોતાને 'અરબ'ને નામે ઓળખાવે. બીજો ભાગ હિંદુ કે પારસી મહેતાઓનો. હિંદુ મહેતા અધ્ધર લટકે. કોઈ 'અરબ'માં ભળે. પારસી પર્શિયન તરીકે ઓળખાવે. આ ત્રણેને વેપારની બહારનો અરસપરસ સંબંધ ઓછાવત્તા પ્રમાણમાં ખરો. એક ચોથો ને મોટો વર્ગ તે તામિલ, તેલગુ ને ઉત્તર તરફના ગિરમીટિયાનો અને ગિરમીટમુક્ત હિંદીઓનો. ગિરમીટ એટલે જે કરાર કરીને પાંચ વર્ષની મજૂરી કરવા ગરીબ હિંદીઓ તે વેળા નાતાલ જતા તે કરાર અથવા 'ઍગ્રીમેંટ.' 'ઍગ્રીમેન્ટ'નું અપભ્રષ્ટ ગિરમીટ. અને તે ઉપરથી ગિરમીટિયા થયું. આ વર્ગની સાથે બીજાનો વ્યવહાર માત્ર કામ પૂરતો જ રહેતો. આ ગિરમીટિયાને અંગ્રેજો 'કુલી' તરીકે ઓળખે. અને તેમની સંખ્યા મોટી, તેથી બીજા હિંદીઓને પણ કુલી જ કહે. કુલીને બદલે 'સામી' પણ કહે. સામી એ ઘણાં તામિલ નામને છેડે આવતો પ્રત્યય. સામી એટલે સ્વામી. સ્વામીનો અર્થ તો ધણી થયો. તેથી કોઈ હિંદી સામી શબ્દથી ચિડાય ને તેનામાં કંઈ હિમ્મત હોય તો પેલા અંગ્રેજને કહે: 'તમે

મને 'સામી' કહો છો, પણ જાણો છો કે 'સામી' એટલે ધણી? હું કંઈ તમારો ધણી નથી.' આવું સાંભળી કોઈ અંગ્રેજ શરમાય, ને કોઈ ખિજાય ને વધારે ગાળ દે અને ભલો હોય તો મારે પણ ખરો, કેમકે તેને મન તો 'સામી' શબ્દ નિંદાસૂચક જ હોય. તેનો અર્થ ધણી કરવો તે તેનું અપમાન કર્યા બરોબર જ થયું.

તેથી હું 'કુલી બારિસ્ટર' જ કહેવાયો. વેપારીઓ 'કુલી વેપારી' કહેવાય. કુલીનો મૂળ અર્થ મજૂર એ તો ભુલાઈ ગયો. વેપારી આ શબ્દથી ગુસ્સે થાય ને કહે: 'હું કુલી નથી. હું તો આરબ છું,' અથવા 'હું વેપારી છું.' જરા વિનયી અંગ્રેજ હોય તો એવું સાંભળે ત્યારે માફી પણ માગે.

આ સ્થિતિમાં પાઘડી પહેરવાનો પ્રશ્ન મોટો થઈ પડ્યો. પાઘડી ઉતારવી એટલે માનભંગ સહન કરવો. મેં તો વિચાર્યું કે હું હિંદુસ્તાની પાઘડીને રજા આપું અને અંગ્રેજી ટોપી પહેરું, જેથી તે ઉતારવામાં માનભંગ ન લાગે ને હું ઝઘડામાંથી બચી જાઉં.

અબદુલ્લા શેઠને એ સૂચના ન ગમી. તેમણે કહ્યું: 'જો તમે આ વેળા એવો ફેરફાર કરશો તો તેનો અનર્થ થશે. બીજાઓ દેશની જ પાઘડી પહેરવા માગતા હશે તેમની સ્થિતિ કફોડી થશે. વળી, આપણા દેશની પાઘડી જ તમને તો દીપે. તમે અંગ્રેજી ટોપી પહેરશો તો તમે 'વેટર'માં ખપશો.'

આ વાક્યોમાં દુન્યવી ડહાપણ હતું, દેશાભિમાન હતું, ને કંઈક સાંકડાપણું પણ હતું. દુન્યવી ડહાપણ તો સ્પષ્ટ જ છે. દેશાભિમાન વિના પાઘડીનો આગ્રહ ન હોય. સાંકડાપણા વિના 'વેટર'ની ટીકા ન હોય. ગિરમીટિયા હિંદીમાં હિંદુ, મુસલમાન ને ખ્રિસ્તી એવા ત્રણ ભાગ હતા. ખ્રિસ્તી તે, ગિરમીટિયા હિંદી જે ખ્રિસ્તી થયેલા તેની પ્રજા. આ સંખ્યા ૧૮૯૩માં પણ મોટી હતી. તેઓ બધા અંગ્રેજી પોશાક જ

પહેરે. તેમાંનો સારો ભાગ હોટેલોમાં નોકરી કરીને આજીવિકા પેદા કરે. આ ભાગને ઉદ્દેશીને અંગ્રેજી ટોપીની ટીકા અબદુલ્લા શેઠનાં વાક્યોમાં હતી. હોટેલમાં 'વેટર' તરીકે ખપવામાં હલકાઈ એ માન્યતા તેમાં રહેલી હતી. આજ પણ એ ભેદ તો ઘણાને વસે.

મને અબદુલ્લા શેઠની દલીલ એકંદરે ગમી. મેં પાઘડીના કિસ્સા ઉપર મારા ને પાઘડીના બચાવનો કાગળ છાપામાં લખ્યો. છાપામાં મારી પાઘડીની ખૂબ ચર્ચા થઈ. 'અનવેલકમ વિઝિટર'—'વણનોતર્યો પરોણો'—એવા મથાળાથી હું છાપે ચઢ્યો, ને ત્રણ ચાર દિવસની અંદર જ, અનાયાસે, મને દક્ષિણ આફ્રિકામાં જાહેરાત મળી. કોઈએ મારો પક્ષ લીધો, કોઈએ મારી ઉદ્ધતાઈની ખૂબ નિંદા કરી.

મારી પાઘડી તો લગભગ છેવટ લગી રહી. ક્યારે ગઈ તે આપણે અંતના ભાગમાં જોઈશું.

## ૮

# પ્રિટોરિયા જતાં

ડરબનમાં રહેતા ખ્રિસ્તી હિન્દીઓના સંબંધમાં પણ હું તુરત આવ્યો. ત્યાંની કોર્ટના દુભાષિયા મિ. પોલ રોમન કૅથલિક હતા. તેમની ઓળખાણ કરી ને પ્રૉટેસ્ટંટ મિશનમાંના શિક્ષક મરહૂમ મિ. સુભાન ગૉડફ્રેની પણ ઓળખાણ કરી. એમના જ પુત્ર જેમ્સ ગૉડફ્રે અહીં દક્ષિણ આફ્રિકાના હિંદી પ્રતિનિધિમંડળમાં ગયે વર્ષે આવ્યા હતા. આ જ દિવસોમાં મરહૂમ પારસી રુસ્તમજીની ઓળખાણ થઈ. અને તે જ વેળા મરહૂમ આદમજી મિયાંખાનની ઓળખાણ કરી. આ બધા ભાઈઓ કામ પ્રસંગ સિવાય એકબીજાને ન મળતા તે હવે પછી મળતા થવાના છે.

આમ હું પરિચયો કરી રહ્યો હતો તેવામાં પેઢીના વકીલ તરફથી કાગળ મળ્યો કે, કેસને સારુ તૈયારી થવી જોઈએ ને અબદુલ્લા શેઠે પોતે પ્રિટોરિયા જવું જોઈએ અથવા કોઈને ત્યાં મોકલવો જોઈએ.

આ કાગળ અબદુલ્લા શેઠે મને વંચાવ્યો ને પૂછ્યું. 'તમે પ્રિટોરિયા જશો?' મેં કહ્યું, 'મને કેસ સમજાવો તો હું કહી શકું. અત્યારે તો હું ન જાણું કે ત્યાં શું કરવાનું છે.' તેમણે તેમના મહેતાઓને કેસ સમજાવવામાં રોક્યા.

મેં જોયું કે મારે તો એકડેએકથી શરૂ કરવું પડશે. ઝાંઝીબારમાં હું ઊતર્યો ત્યારે ત્યાંની અદાલતનું કામ જોવા ગયેલો. એક પારસી વકીલ કોઈ સાક્ષીની જુબાની લઈ રહ્યા હતા ને જમેઉધારના સવાલો પૂછતા હતા. મને તો જમેઉધારની ખબર જ ન પડે. નામું નહોતો શીખ્યો નિશાળમાં કે નહોતો શીખ્યો વિલાયતમાં.

મેં જોયું કે આ કેસનો આધાર ચોપડાઓ ઉપર છે. નામાનું જ્ઞાન હોય તે જ કેસ સમજી સમજાવી શકે. જમેઉધારની વાતો મહેતો કરે ને હું ગભરાઉં. પી. નોટ એટલે શું એ ન જાણું. શબ્દકોષમાં એ શબ્દ મળે નહિ. મારું અજ્ઞાન મેં મહેતાની આગળ ઉઘાડું કર્યું ને તેની પાસેથી જાણ્યું કે પી. નોટ એટલે પ્રોમિસરી નોટ. નામાની ચોપડી ખરીદી ને વાંચી ગયો. કંઈક આત્મવિશ્વાસ આવ્યો. કેસની સમજણ પડી. મેં જોયું કે અબદુલ્લા શેઠ નામું લખી ન જાણતા, પણ વ્યાવહારિક જ્ઞાન એટલું બધું મેળવી લીધું હતું કે નામાના કોયડા ઝપાટાબંધ ઉકેલી શકે. મેં તેમને જણાવ્યું, 'હું પ્રિટોરિયા જવા તૈયાર છું.'

'તમે ક્યાં ઊતરશો?' શેઠે પૂછ્યું.

'તમે જ્યાં કહો ત્યાં,' મેં જવાબ આપ્યો.

'ત્યારે હું મારા વકીલને લખીશ. તે તમારે સારુ ઉતારાનો બંદોબસ્ત કરશે. પ્રિટોરિયામાં મારા મેમણ દોસ્તો છે તેમને હું લખીશ ખરો, પણ તમે તેમને ત્યાં ઊતરો તે સારું નહિ. ત્યાં સામાવાળાની વગ ઘણી છે. તમારી ઉપર મારા ખાનગી કાગળો વગેરે આવે તે બધું તેમનામાં કોઈ વાંચે તો આપણા કેસને નુકસાન પહોંચે. તેમની સાથે જેમ ઓછો સંબંધ હોય તેમ સારું.'

મેં કહ્યું, 'તમારા વકીલ જ્યાં રાખશે ત્યાં હું રહીશ. અથવા હું કોઈ નોખું ઘર શોધી લઈશ. તમે નિશ્ચિંત રહેજો, તમારી એક પણ ખાનગી વાત બહાર નહિ જાય. પણ હું મળતો હળતો તો બધાને રહીશ. મારે તો સામાવાળા સાથે પણ મિત્રાચારી સાધવી છે. મારાથી બને તો હું તો આ કેસ ઘરમેળે પતે એવું પણ કરું. છેવટ તો તૈયબ શેઠ તમારા સગા જ છે ના?'

પ્રતિસ્પર્ધી મરહૂમ તૈયબ હાજી ખાનમહમદ અબદુલ્લા શેઠના નજીકના સગા હતા.

અબદુલ્લા શેઠ કંઈક ચમક્યા એમ મેં જોયું. પણ આ વાત થઈ ત્યારે મને ડરબનમાં પહોંચ્યાને છ સાત દિવસ થઈ ગયા હતા. અમે એકબીજાને જાણતા ને સમજતા થઈ ગયા હતા. હું 'સફેદ હાથી' લગભગ મટી ગયો હતો. તે બોલ્યા :

'હા...આ...આ. જો સમાધાની થાય તો એના જેવું તો કંઈ જ રૂડું નહિ. પણ અમે તો સગા છીએ, એટલે એકબીજાને બરોબર ઓળખીએ. તૈયબ શેઠ ઝટ માને એવા નથી. આપણે ભોળા થઈએ તો આપણા પેટની વાત કઢાવે ને પછી આપણને ફસાવે. માટે જે કરો તે ચેતીને કરજો.'

હું બોલ્યો, 'તમે મુદ્દલ ફિકર ન કરજો. મારે કેસની વાત તૈયબ શેઠ કે કોઈની પાસે કરવાની જ ન હોય. હું તો એટલું જ કહું કે બન્ને ઘરમેળે કેસ સમજી લો તો વકીલોનાં ઘર ભરવાં ન પડે.'

સાતમે કે આઠમે દહાડે હું ડરબનથી રવાના થયો. મારે સારુ પહેલા વર્ગની ટિકિટ કઢાવી. ત્યાં સૂવાની પથારી જોઈએ તો પાંચ શિલિંગની નોખી ટિકિટ કઢાવવી પડતી હતી. અબદુલ્લા શેઠે તે કઢાવવા આગ્રહ કર્યો, પણ મેં હઠમાં, મદમાં ને પાંચ શિલિંગ બચાવવા પથારીની ટિકિટ કઢાવવાની ના પાડી.

અબદુલ્લા શેઠે મને ચેતવ્યો, 'જો જો. આ મુલક જુદો છે, હિંદુસ્તાન નથી. ખુદાની મહેરબાની છે. તમે પૈસાની કંજૂસાઈ ન કરજો. જોઈતી સગવડ મેળવી લેજો.'

મેં આભાર માન્યો ને તેમને ચિંતા ન કરવા કહ્યું.

નાતાલની રાજધાની મેરિત્સબર્ગમાં ટ્રેન નવેક વાગ્યે પહોંચી. અહીં પથારી આપવામાં આવતી હતી. કોઈ રેલવેના નોકરે આવી પૂછ્યું, 'તમારે પથારી જોઈએ છે?'

મેં કહ્યું, 'મારી પાસે મારી પથારી છે.'

તે ચાલ્યો ગયો. દરમ્યાન એક ઉતારુ આવ્યો. તેણે મારી સામે જોયું. મને ભાતીગર જોઈ મૂંઝાયો. બહાર નીકળ્યો. એક બે અમલદારોને લઈ આવ્યો. કોઈએ મને કંઈ ન કહ્યું. છેવટે એક અમલદાર આવ્યો. તેણે કહ્યું, 'આમ આવો. તમારે છેલ્લા ડબ્બામાં જવાનું છે.'

મેં કહ્યું, 'મારી પાસે પહેલા વર્ગની ટિકિટ છે.'

પેલે જવાબ આપ્યો, 'તેની ફિકર નહિ. હું તમને કહું છું કે તમારે છેલ્લા ડબ્બામાં જવાનું છે.'

'હું કહું છું કે, મને આ ડબ્બામાં ડરબનથી બેસાડવામાં આવ્યો છે ને હું તેમાં જ જવા ધારું છું.'

અમલદાર બોલ્યો, 'એમ નહિ બને. તમારે ઉતરવું પડશે, ને નહિ ઊતરો તો સિપાઈ ઉતારશે.'

મેં કહ્યું, 'ત્યારે ભલે સિપાઈ ઉતારે, હું મારી મેળે નહિ ઊતરું.'

સિપાઈ આવ્યો. તેણે હાથ પકડ્યો ને મને ધક્કો મારીને નીચે ઉતાર્યો. મારો સામાન ઉતારી લીધો. મેં બીજા ડબ્બામાં જવાની ના પાડી. ટ્રેન રવાના થઈ. હું વેટિંગ રૂમમાં બેઠો. મારું હાથપાકીટ સાથે રાખ્યું. બાકી સામાનને હું ન અડક્યો. રેલવેવાળાએ સામાન ક્યાંક મૂક્યો.

આ મોસમ શિયાળાની હતી. દક્ષિણ આફ્રિકાનો શિયાળો ઊંચાણના ભાગોમાં બહુ સખત હોય છે. મેરિત્સબર્ગ ઊંચા પ્રદેશમાં હતું તેથી ટાઢ ખૂબ લાગી. મારો ઓવરકોટ મારા સામાનમાં હતો. સામાન માગવાની હિમ્મત ન ચાલી. ફરી અપમાન થાય તો? ટાઢે થથર્યો. કોટડીમાં દીવો નહોતો. મધરાતને સુમારે એક ઉતારુ આવેલો. તે કંઈ વાત કરવા માગતો હોય એમ લાગ્યું, પણ હું વાત કરવાની મનોદશામાં નહોતો.

મેં મારો ધર્મ વિચાર્યો: 'કાં તો મારે મારા હકોને સારુ લડવું અથવા પાછા જવું, નહિ તો જે અપમાનો થાય તે સહન કરવાં ને પ્રિટોરિયા પહોંચવું, અને કેસ પૂરો કરીને દેશ જવું. કેસ પડતો મૂકીને ભાગવું એ તો નામર્દી ગણાય. મારા ઉપર દુઃખ પડ્યું તે તો ઉપરચોટિયું દરદ હતું; ઊંડે રહેલા એક મહારોગનું તે લક્ષણ હતું. આ મહારોગ તે રંગદ્વેષ. એ ઊંડા રોગ નાબૂદ કરવાની શક્તિ હોય તો તે શક્તિનો ઉપયોગ કરવો. તેમ કરતાં જાત ઉપર દુઃખ પડે તે બધાં સહન કરવાં. અને તેનો વિરોધ રંગદ્વેષ દૂર કરવા પૂરતો જ કરવો.'

આવો નિશ્ચય કરી બીજી ટ્રેનમાં ગમે તે રીતે પણ આગળ જવું જ એમ નિશ્ચય કર્યો.

સવારના પહોરમાં મેં જનરલ મૅનેજરને ફરિયાદનો લાંબો તાર કર્યો. દાદા અબદુલ્લાને પણ ખબર આપ્યા. અબદુલ્લા શેઠ તુરત જનરલ મૅનેજરને મળ્યા. જનરલ મૅનેજરે પોતાના માણસોના વર્તનનો બચાવ કર્યો, પણ જણાવ્યું કે મને વગર હરકતે મારે સ્થળ પહોંચાડવા સ્ટેશન માસ્તરને ભલામણ કરી છે. અબદુલ્લા શેઠે મૅરિત્સબર્ગના હિંદુ વેપારીઓને પણ મને મળવા ને મારી બરદાસ કરવા તાર કર્યો ને બીજાં સ્ટેશનોએ પણ તેવા તારો મોકલ્યા. તેથી વેપારીઓ મને સ્ટેશન ઉપર મળવા આવ્યા. તેમણે પોતાની ઉપર પડતાં દુઃખોનું વર્ણન મારી પાસે કર્યું અને મને કહ્યું કે તમારા ઉપર વીત્યું તે કંઈ નવાઈની વાત નથી. પહેલા બીજા વર્ગમાં હિંદીઓ મુસાફરી કરે તેને અમલદારો તેમ જ મુસાફર તરફથી અડચણ તો પહોંચે જ. આવી વાતો સાંભળવામાં દિવસ ગયો. રાત પડી. ટ્રેન આવી. મારે સારુ જગ્યા તૈયાર જ હતી. જે પથારીની ટિકિટ લેવા મેં ડરબનમાં ના પાડી હતી તે મૅરિત્સબર્ગમાં લીધી. ટ્રેન મને ચાર્લ્સટાઉન લઈ ચાલી.

## ૯

# વધુ હાડમારી

ચાર્લ્સટાઉન ટ્રેન સવારે પહોંચે. ચાર્લ્સટાઉનથી જોહાનિસબર્ગ સુધી પહોંચવાને સારુ તે કાળે ટ્રેન નહોતી પણ ઘોડાનો સિગરામ હતો. અને વચમાં સ્ટૅંડરટનમાં એક રાત રહેવાનું હતું. મારી પાસે સિગરામની ટિકિટ હતી. એ ટિકિટ કાંઈ હું એક દિવસ મોડો પહોંચ્યો તેથી રદ થતી નહોતી. વળી અબદુલ્લા શેઠે ચાર્લ્સટાઉન સિગરામવાળા ઉપર તાર પણ મોકલાવ્યો હતો. પણ એને તો બહાનું જ કાઢવું હતું તેથી મને કેવળ અજાણ્યો જાણી કહ્યું, 'તમારી ટિકિટ તો રદ થઈ છે.' મેં યોગ્ય જવાબ આપ્યો. ટિકિટ રદ થઈ છે એમ મને કહેવાનું કારણ તો જુદું જ હતું. ઉતારુઓ બધા સિગરામની અંદર જ બેસે. પણ હું તો 'કુલી' ગણાઉં. અજાણ્યો લાગું. તેથી મને ગોરા ઉતારુઓની પાસે બેસાડવો ન પડે તો સારું, એવી સિગરામવાળાની દાનત. સિગરામની બહાર, એટલે હાંકનારને પડખે ડાબી અને જમણી બાજુએ, એમ બે બેઠકો હતી. તેમાંની એક બેઠક ઉપર સિગરામની કંપનીનો એક મુખી ગોરો બેસતો. એ અંદર બેઠો અને મને હાંકનારની પડખે બેસાડ્યો. હું સમજી ગયો કે આ કેવળ અન્યાય જ છે. અપમાન છે. પણ મેં એ અપમાનને પી જવું યોગ્ય ધાર્યું. મારાથી બળજોરી કરીને અંદર બેસી શકાય એવું તો નહોતું જ. હું તકરારમાં ઊતરું તો સિગરામ જાય અને વળી મારે એક દિવસની ખોટી થાય; ને બીજે દિવસે વળી શું થાય એ તો દૈવ જાણે. એટલે

હું ડાહ્યો થઈને બહાર બેસી ગયો. મનમાં તો ખૂબ કોચવાયો.

ત્રણેક વાગ્યે સિગરામ પારડીકોપ પહોંચ્યો. હવે પેલા ગોરા મુખીને હું જ્યાં બેઠો હતો ત્યાં બેસવાની ઇચ્છા થઈ. તેને બીડી પીવી હતી. જરા હવા પણ ખાવી હશે. એટલે એણે એક મેલું સરખું ગૂણિયું પડ્યું હતું તે પેલા હાંકનારની પાસેથી લઈ પગ રાખવાના પાટિયા ઉપર પાથર્યું ને મને કહ્યું, 'સામી, તું અહીંયાં બેસ, મારે હાંકનારની પાસે બેસવું છે.' આ અપમાન સહન કરવા હું અસમર્થ હતો. તેથી મેં બીતાં બીતાં તેને કહ્યું, 'તમે મને અહીં બેસાડ્યો એ અપમાન મેં સહન કરી લીધું; મારી જગ્યા તો અંદર બેસવાની, પણ તમે અંદર બેસીને મને અહીં બેસાડ્યો. હવે તમને બહાર બેસવાની ઇચ્છા થઈ છે અને બીડી પીવી છે, તેથી તમે મને તમારા પગ આગળ બેસાડવા ઇચ્છો છો. હું અંદર જવા તૈયાર છું. પણ હું તમારા પગની પાસે બેસવા તૈયાર નથી.'

આટલું હું માંડ કહી રહું તેટલામાં તો મારા ઉપર તમાચાનો વરસાદ વરસ્યો અને પેલાએ મારું બાવડું ઝાલીને મને નીચે ઘસડવા માંડ્યો. મેં બેઠકની પાસેના પીતળના સળિયા હતા તે ઝોડની જેમ પકડી રાખ્યા, અને કાંડું ખડે તોયે સળિયા નથી છોડવા એમ નિશ્ચય કર્યો. મારા ઉપર વીતી રહી હતી તે પેલા ઉતારુઓ જોઈ રહ્યા હતા. પેલો મને ગાળો કાઢી રહ્યો હતો, ખેંચી રહ્યો હતો, ને મારી પણ રહ્યો હતો, અને હું ચૂપ હતો. પેલો બળવાન ને હું બળહીન. ઉતારુઓમાંના કેટલાકને દયા આવી અને તેમનામાંના કોઈ બોલી ઊઠ્યા: 'અલ્યા એ, એ બિચારાને ત્યાં બેસવા દે; તેને નકામો માર નહિ. તેની વાત સાચી છે. ત્યાં નહિ તો તેને અમારી પાસે અંદર બેસવા દે.' પેલો બોલી ઊઠ્યો:

'કદી નહિ.' પણ જરા બોડો પડ્યો ખરો. તેથી મને તેણે મારવાનું બંધ કર્યું, મારું બાવડું છોડ્યું. બે ચાર ગાળો તો વધારે દીધી, પણ એક હોટેન્ટોટ નોકર પેલી બાજુએ હતો તેને પોતાના પગ આગળ બેસાડ્યો અને પોતે બહાર બેઠો. ઉતારુઓ અંદર બેઠા. સીટી વાગી. સિગરામ ચાલ્યો. મારી છાતી તો થડકતી જ હતી. હું જીવતો મુકામે પહોંચીશ કે નહિ એ વિષે મને શક હતો. પેલો મારી સામે ડોળા કાઢ્યાં જ કરે. આંગળી બતાવી બબડ્યાં કરે: 'યાદ રાખ, સ્ટૅન્ડરટન પહોંચવા દે, પછી તને ખબર પાડીશ.' હું તો મૂંગો જ રહ્યો અને મારી વહાર કરવા પ્રભુને અરજ કરતો રહ્યો.

રાત પડી. સ્ટૅન્ડરટન પહોંચ્યા. કેટલાક હિંદી ચહેરા જોયા. મને કંઈક શાંતિ વળી. નીચે ઊતરતાં જ હિંદીઓએ કહ્યું: 'અમે તમને ઈસા શેઠની દુકાને લઈ જવાને જ ઊભા છીએ. અમારા ઉપર દાદા અબદુલ્લાનો તાર છે.' હું બહુ રાજી થયો. તેમની સાથે શેઠ ઈસા હાજી સુમારની દુકાને ગયો. મારી આસપાસ શેઠ અને તેમના વાણોતરો વીંટળાઈ વળ્યા. મારા ઉપર જે વીતી હતી તેની વાત કરી. તેઓ બહુ દિલગીર થયા અને પોતાના કડવા અનુભવો વર્ણવી મને આશ્વાસન આપ્યું. મારે તો સિગરામ કંપનીના એજંટને મારા ઉપર વીતેલી જણાવવી હતી. મેં એજંટ ઉપર ચિઠ્ઠી લખી, પેલા માણસે ધમકી આપી હતી તે પણ જણાવ્યું, અને સવારે આગળ મુસાફરી થાય ત્યારે મને અંદર બીજા ઉતારુઓને પડખે જગ્યા મળે એવી ખાતરીની માગણી કરી. ચિઠ્ઠી એજંટને મોકલી. એજંટે મને સંદેશો મોકલ્યો: 'સ્ટૅન્ડરટનથી મોટો સિગરામ હોય છે અને હાંકનારા વગેરે બદલાય છે. જેની સામે તમે ફરિયાદ કરી છે તે માણસ આવતી કાલે નહિ હોય. તમને બીજા ઉતારુઓની પડખે જ

જગ્યા મળશે.' આ સંદેશાથી મને કાંઈક નિરાંત વળી. પેલા મારનારની ઉપર કાંઈ પણ કામ ચલાવવાનો વિચાર તો મેં કર્યો જ નહોતો, એટલે આ મારનું પ્રકરણ અહીં જ બંધ રહ્યું. સવારે મને ઈસા શેઠના માણસો સિગરામ પર લઈ ગયા. મને યોગ્ય જગ્યા મળી. કોઈ જાતની હલાકી વિના તે રાત્રે જોહાનિસબર્ગ પહોંચ્યો.

સ્ટૅંડરટન નાનકડું ગામ. જોહાનિસબર્ગ વિશાળ શહેર. ત્યાં પણ અબદુલ્લા શેઠે તાર તો કર્યો જ હતો. મને મહમદ કાસમ કમરુદ્દીનની દુકાનનાં નામઠામ પણ આપ્યાં હતાં. તેમનો માણસ જ્યાં સિગરામ ઊભા રહેતો હતો ત્યાં આવેલ, પણ ન મેં તેને જોયો, ન માણસ મને ઓળખી શક્યો. મેં હોટેલમાં જવાનો વિચાર કર્યો. બે ચાર હોટેલનાં નામ જાણી લીધાં હતાં. ગાડી કરી, ગ્રૅંડ નૅશનલ હોટેલમાં હાંકી જવા તેને કહ્યું. ત્યાં પહોંચતાં મૅનેજરની પાસે ગયો. જગ્યા માગી. મૅનેજરે ક્ષણ વાર મને નિહાળ્યો. વિવેકની ભાષા વાપરી. 'હું દિલગીર છું, બધી કોટડીઓ ભરાઈ ગઈ છે,' આમ કહી મને વિદાય કર્યો! એટલે મેં ગાડીવાળાને મહમદ કાસમ કમરુદ્દીનની દુકાને હાંકી જવાને કહ્યું. ત્યાં તો અબદુલ ગની શેઠ મારી રાહ જ જોઈ રહ્યા હતા. તેમણે મને વધાવી લીધો. હોટેલમાં મારા ઉપર વીતેલી વાત તેમને કહી બતાવી. તેઓ ખડખડ હસી પડ્યા. 'હોટેલમાં તે વળી આપણને ઊતરવા દે કે?'

મેં પૂછ્યું : 'કેમ નહિ?'

'એ તો જ્યારે તમે થોડા દિવસ રહેશો ત્યારે જાણશો. આ દેશમાં તો અમે જ રહી શકીએ. કારણ, અમારે પૈસા કમાવા છે. એટલે, ઘણાંય અપમાનો સહન કરીએ છીએ, અને પડ્યા છીએ.' એમ કહી તેમણે ટ્રાન્સવાલમાં પડતાં દુઃખોનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

આ અબદુલ ગની શેઠનો પરિચય આપણે આગળ જતાં વધારે કરવો પડશે. તેમણે કહ્યું, 'આ મુલક તમારા જેવાને સારુ નથી. જુઓને, તમારે કાલે પ્રિટોરિયા જવું છે. તેમાં તમને તો ત્રીજા વર્ગમાં જ જગ્યા મળશે. ટ્રાન્સવાલમાં નાતાલ કરતાં વધારે દુઃખ. અહીં આપણા લોકોને પહેલા કે બીજા વર્ગમાં ટિકિટ આપતા જ નથી.'

મેં કહ્યું, 'તમે એનો પૂરો પ્રયત્ન નહિ કર્યો હોય.'

અબદુલ ગની શેઠ બોલ્યા, 'અમે કાગળવહેવાર તો ચલાવ્યો છે, પણ આપણા માણસો ઘણા પહેલાબીજા વર્ગમાં બેસવા ઇચ્છે પણ શાના ?'

મેં રેલવેના કાયદા માગ્યા. તે જોયા. તેમાં બારી હતી. ટ્રાન્સવાલના અસલી કાયદાઓ બારીકીથી નહોતા ઘડાતા. રેલવેના ધારાનું તો પૂછવું જ શું હોય !

મેં શેઠને કહ્યું, 'હું તો ફર્સ્ટ ક્લાસમાં જ જઇશ.' અને તેમ નહિ જવાય તો પ્રિટોરિયા અહીંથી સાડત્રીસ જ માઇલ છે ત્યાં હું ઘોડાગાડી કરીને જઇશ.'

અબદુલ ગની શેઠે તેમાં થતા ખર્ચ અને લાગતા વખત તરફ મારું ધ્યાન ખેંચ્યું. પણ મારી સૂચનાને અનુકૂળ થયા, અને સ્ટેશન-માસ્તર ઉપર ચિઠ્ઠી મોકલી. ચિઠ્ઠીમાં હું બારિસ્ટર છું એમ તેને જણાવ્યું; હમેશાં પહેલા વર્ગમાં જ મુસાફરી કરું છું એમ પણ જણાવ્યું; પ્રિટોરિયા તુરત પહોંચવાની આવશ્યકતા તરફ તેનું ધ્યાન ખેંચ્યું; અને તેને લખ્યું કે, તેના જવાબની રાહ જોવા જેટલો મને વખત નહિ રહે તેથી એ ચિઠ્ઠીનો જવાબ લેવા હું પંડે જ સ્ટેશન ઉપર પહોંચીશ અને પહેલા વર્ગની ટિકિટ મેળવવાની આશા રાખીશ. આમાં મારા મનમાં થોડોક પેચ હતો. મેં એમ ધાર્યું હતું કે સ્ટેશન-માસ્તર લિખિતવાર જવાબ તો 'ના'નો જ આપશે. વળી 'કુલી' બારિસ્ટર કોણ જાણે કેવાયે રહેતા હશે એ પણ

એ કાંઈ વિચારી ન શકે. તેથી હું અણીશુદ્ધ અંગ્રેજી પોશાકમાં તેની સામે જઈ ઊભો રહીશ, અને તેની સાથે વાતો કરીશ એટલે સમજી જઈ તે કદાચ મને ટિકિટ આપશે. તેથી હું ફ્રોકકોટ, નેકટાઈ વગેરે ચડાવીને સ્ટેશને પહોંચ્યો. માસ્તરની સામે ગીની કાઢીને મૂકી અને પહેલા વર્ગની ટિકિટ માગી.

તેણે કહ્યું, 'તમે જ મને ચિઠ્ઠી લખી છે કે?'

મેં કહ્યું, 'એ જ હું. મને તમે ટિકિટ આપશો તો હું આભારી થઈશ. મારે પ્રિટોરિયા આજે પહોંચવું જોઈએ.'

સ્ટેશન માસ્તર હસ્યો. તેને દયા આવી. તે બોલ્યો, 'હું ટ્રાન્સવાલર નથી. હું હોલૅન્ડર છું. તમારી લાગણી સમજી શકું છું. તમારા તરફ મારી દિલસોજી છે. હું તમને ટિકિટ આપવા ઇચ્છું છું. પણ એક શરતે—જો તમને રસ્તામાં ગાર્ડ ઉતારી પાડે અને ત્રીજા વર્ગમાં બેસાડે તો તમારે મને સંડોવવો નહિ, એટલે કે, તમારે રેલવે ઉપર દાવો ન કરવો. હું ઇચ્છું છું કે તમારી મુસાફરી નિર્વિઘ્ને પાર ઊતરો. તમે સજ્જન છો એમ હું જોઈ શકું છું.' આમ કહી તેણે ટિકિટ કાપી. મેં તેનો ઉપકાર માન્યો અને તેને નિશ્ચિંત કર્યો. અબદુલ ગની શેઠ વળાવવા આવ્યા હતા. આ કૌતક જોઈ તેઓ રાજી થયા, આશ્ચર્ય પામ્યા, પણ મને ચેતવ્યો: 'પ્રિટોરિયા સાંગોપાંગ પહોંચો એટલે પત્યું. મને ધાસ્તી છે કે ગાર્ડ તમને પહેલા વર્ગમાં સુખે બેસવા નહિ દે. અને ગાર્ડ બેસવા દેશે તો ઉતારુઓ નહિ બેસવા દે.'

હું તો પહેલા વર્ગના ડબ્બામાં બેઠો. ટ્રેન ચાલી. જર્મિસ્ટન પહોંચી ત્યાં ગાર્ડ ટિકિટ તપાસવા નીકળ્યો. મને જોઈને જ ચિડાયો. આંગળી વતી ઇસારો કરીને કહ્યું: 'ત્રીજા વર્ગમાં જા.' મેં મારી પહેલા વર્ગની ટિકિટ બતાવી. તેણે કહ્યું, 'તેનું કંઈ નહિ; જા ત્રીજા વર્ગમાં.'

આ ડબ્બામાં એક જ અંગ્રેજ ઉતારુ હતો. તેણે પેલા ગાર્ડને ધમકાવ્યો : 'તું આ ગૃહસ્થને કેમ પજવે છે? તું જોતો નથી કે એની પાસે પહેલા વર્ગની ટિકિટ છે? મને તેના બેસવાથી જરાયે અડચણ નથી.' એમ કહીને તેણે મારી સામું જોયું અને તેણે કહ્યું: 'તમે તમારે નિરાંતે બેઠા રહો.'

ગાર્ડ બબડ્યો. 'તમારે કુલીની જોડે બેસવું હોય તો મારે શું?' એમ કહીને ચાલતો થયો.

રાતના આઠેક વાગ્યે ટ્રેન પ્રિટોરિયા પહોંચી.

## ૧૦

# પ્રિટોરિયામાં પહેલો દિવસ

પ્રિટોરિયા સ્ટેશને દાદા અબદુલ્લાના વકીલ તરફથી કોઈક માણસ મને મળશે એવી મેં આશા રાખી હતી. કોઈ હિંદી તો મને લેવા ન જ આવ્યા હોય એ હું જાણતો હતો, અને કોઈ પણ હિંદીને ત્યાં રહેવા ન જવાના વચનથી બંધાયો હતો. વકીલે કોઈ માણસને સ્ટેશન પર નહોતો મોકલ્યો. પાછળથી હું સમજી શક્યો કે હું પહોંચ્યો તે દિવસ રવિવાર હોવાથી, કંઈક અગવડ ભોગવ્યા વિના એ કોઈને મોકલી શકે એમ નહોતું. હું મૂંઝાયો. ક્યાં જવું એના વિચારમાં પડ્યો. કોઈ હોટેલ મને નહિ સંઘરે એવી મને ધાસ્તી હતી. ૧૮૯૩ની સાલનું પ્રિટોરિયા સ્ટેશન ૧૯૧૪ના પ્રિટોરિયા સ્ટેશન કરતાં જુદું જ હતું. ઝાંખી ઝાંખી બત્તીઓ બળતી હતી. ઉતારુઓ પણ ઘણા નહોતા. મેં બધા ઉતારુઓને જવા દીધા અને વિચાર્યું કે, જરા નવરો થાય એટલે ટિકિટ-કલેક્ટરને મારી ટિકિટ આપીશ અને એ મને કોઈ નાનકડી હોટેલ અથવા એવું કોઈક મકાન બતાવે તો ત્યાં જઈશ, અથવા તો રાત સ્ટેશન ઉપર પડ્યો રહીશ. આટલું પૂછવા પણ મન નહોતું વધતું, કેમકે અપમાન થવાનો ડર હતો.

સ્ટેશન ખાલી થયું. મેં ટિકિટ-કલેક્ટરને ટિકિટ આપીને પૂછવાનું શરૂ કર્યું. તેણે વિનયપૂર્વક જવાબો આપ્યા, પણ મેં જોયું કે તે બહુ મદદ કરી શકે એમ નહોતું. તેને

પડખે એક અમેરિકન હબસી ગૃહસ્થ ઊભા હતા. તેણે મારી સાથે વાત શરૂ કરી :

'હું જોઉં છું કે તમે તદ્દન અજાણ્યા છો અને તમારે કોઈ મિત્ર નથી. મારી સાથે આવો તો હું તમને એક નાનકડી હોટલ છે ત્યાં લઈ જાઉં. તેનો માલિક અમેરિકન છે અને તેને હું સારી રીતે ઓળખું છું. મને લાગે છે કે એ તમને સંઘરશે.'

મને કંઈક શક તો આવ્યો, પણ મેં આ ગૃહસ્થનો ઉપકાર માન્યો અને તેની સાથે જવાનું કબૂલ કર્યું. તે મને જોન્સ્ટનની ફૅમિલી હોટલમાં લઈ ગયો. પ્રથમ તેણે મિ. જોન્સ્ટનને એક કોરે લઈ જઈ થોડી વાત કરી. મિ. જોન્સ્ટને મને એક રાતને સારુ રાખવાનું કબૂલ કર્યું. તે પણ એવી શરતે કે મને ખાવાનું મારી કોટડીમાં પહોંચાડે.

'હું તમને ખાતરી આપું છું કે મને તો કાળા ધોળાનો મુદ્દલ ભેદ નથી. પણ મારી ઘરાકી કેવળ ગોરાઓની જ છે. અને જો તમને હું ખાણાઘરમાં ખાવા દઉં તો મારા ઘરાકો કોચવાય અને કદાચ જતા રહે.' મિ. જોન્સ્ટને કહ્યું.

મેં જવાબ આપ્યો, 'મને તમે એક રાતને સારુ સંઘરો એ પણ હું તો તમારો ઉપકાર સમજું. આ મુલકની સ્થિતિથી હું કંઈક કંઈક વાકેફ થયો છું. તમારી મુશ્કેલી હું સમજી શકું છું. મને તમે સુખેથી મારી કોટડીમાં પીરસજો. આવતી કાલે તો હું બીજો બંદોબસ્ત કરી લેવાની ઉમેદ રાખું છું.'

મને કોટડી આપી. હું તેમાં પેઠો. એકાંત મળ્યે ખાણાની રાહ જોતો વિચારગ્રસ્ત થયો. આ હોટલમાં ઘણા ઉતારુઓ નહોતા રહેતા. થોડી વારમાં ખાણું લઈને વેટરને આવતો જોવાને બદલે મેં મિ. જોન્સ્ટનને જોયા. તેણે કહ્યું,

'મેં તમને અહીં પીરસાશે એમ કહ્યું એની મને શરમ લાગી. તેથી મેં મારા ઘરાકોને તમારે વિષે વાત કરી ને તેઓને પૂછ્યું. તેમને તમે ખાણાઘરમાં જમો એ સામે કશો વાંધો નથી. વળી તમે અહીંયાં ગમે તેટલી મુદત રહો તેમાંયે તેમને અડચણ નથી. એટલે હવે તમારી ઇચ્છા હોય તો તમે ખાણાઘરમાં આવો અને તમારી મરજીમાં આવે ત્યાં લગી અહીં રહેજો.'

મેં ફરી ઉપકાર માન્યો, અને હું ખાણાના ઓરડામાં ગયો. નિશ્ચિંતપણે ખાધું.

બીજે દિવસે સવારે વકીલને ત્યાં ગયો. તેમનું નામ એ. ડબલ્યુ. બેકર. તેમને મળ્યો. અબદુલ્લા શેઠે તેમનું કંઈક વર્ણન મને આપ્યું હતું, એટલે અમારી પહેલી મુલાકાતથી મને કંઈ આશ્ચર્ય ન લાગ્યું. તે મને ભાવથી ભેટયા ને મારે વિષે થોડી હકીકત પૂછી, જે મેં તેમને કહી. તેમણે કહ્યું, 'બારિસ્ટર તરીકે તો તમારો ઉપયોગ અહીંયાં કંઈ જ થાય એમ નથી, અમે સારામાં સારા બારિસ્ટરોને આ કેસમાં રોકી લીધેલા છે. કેસ લાંબો અને ગૂંચવાડાભરેલો છે, એટલે તમારી પાસેથી તો મને જોઈતી હકીકત વગેરે મળી શકે એટલું જ કામ હું લઈ શકીશ. પણ મારા અસીલ સાથે પત્રવ્યવહાર કરવાનું હવે મને સહેલું થઈ પડશે, અને જે હકીકત તેમની પાસેથી જોઈશે તે તમારી મારફતે હું મંગાવી શકીશ, એ ફાયદો છે ખરો. તમારે સારુ ઘર તો હજી સુધી મેં નથી શોધ્યું. તમને જોયા પછી શોધવું એમ મેં વિચાર રાખ્યો હતો. અહીં રંગભેદ બહુ છે, એટલે ઘર શોધવું સહેલું નથી. પણ એક બાઈને હું જાણું છું. તે ગરીબ છે, ભઠિયારાની સ્ત્રી છે. મને લાગે છે કે એ તમને રાખશે. એને પણ કંઈક મદદ થશે. ચાલો, આપણે તેને ત્યાં જઈએ.'

આમ કહીને મને ત્યાં લઈ ગયા. બાઈની સાથે મિ. બેકરે એક બાજુએ જઈ થોડી વાત કરી અને તેણે મને સંઘરવાનો સ્વીકાર કર્યો. અઠવાડિયાના ૩૫ શિલિંગથી મને ત્યાં રાખ્યો.

મિ. બેકર વકીલ તેમ જ ધર્મચુસ્ત પાદરી હતા. હજુ તેઓ હયાત છે ને હાલ કેવળ પાદરીનું જ કામ કરે છે. વકીલાતનો ધંધો છોડી દીધો છે. પૈસેટકે સુખી છે. તેમણે હજુ મારી સાથે પત્રવ્યવહાર કાયમ રાખ્યો છે. કાગળોનો વિષય એક જ હોય છે. જુદી જુદી રીતે ખ્રિસ્તીધર્મની ઉત્તમતા વિષે પોતાના કાગળમાં મારી સાથે ચર્ચા કરે છે, અને ઈશુને ઈશ્વરના એકમાત્ર પુત્ર તરીકે સ્વીકાર્યા વિના અને તેને તારણહાર માન્યા વિના પરમ શાંતિ મળવાની નથી એ વસ્તુનું પ્રતિપાદન કરે છે.

અમારી પહેલી જ મુલાકાત દરમ્યાન મિ. બેકરે ધર્મ સંબંધી મારી મનોદશા જાણી લીધી. મેં તેમને કહી દીધું: 'હું જન્મે હિંદુ છું. એ ધર્મનું પણ મને બહુ જ્ઞાન નથી. બીજા ધર્મોનું ઓછું જ્ઞાન છે. હું ક્યાં છું, હું શું માનું છું, મારે શું માનવું જોઈએ, એ બધું હું જાણતો નથી. મારા પોતાના ધર્મનું ઊંડાણથી નિરીક્ષણ કરવા ઇચ્છું છું. બીજા ધર્મોનો પણ અભ્યાસ યથાશક્તિ કરવાનો મારો ઇરાદો છે.'

આ બધું સાંભળી મિ. બેકર રાજી થયા અને મને કહ્યું, 'હું પોતે સાઉથ આફ્રિકા જનરલ મિશનનો એક ડિરેક્ટર છું. મારે પોતાને ખરચે મેં એક દેવળ બાંધ્યું છે. તેમાં વખતોવખત હું ધર્મનાં વ્યાખ્યાનો આપું છું. હું રંગભેદ માનતો નથી. મારી સાથે કેટલાક સાથીઓ પણ કામ કરનારા છે. અમે હમેશાં એક વાગ્યે થોડી મિનિટ મળીએ છીએ અને આત્માની શાંતિ તેમ જ પ્રકાશ (જ્ઞાનના ઉદય)ને ખાતર પ્રાર્થના કરીએ છીએ. એમાં તમે આવશો

તો હું રાજી થઈશ. ત્યાં મારા સાથીઓની પણ તમને ઓળખાણ કરાવીશ. તેઓ બધા તમને મળીને રાજી થશે. અને તમને પણ તેમનો સમાગમ ગમશે એવી મારી ખાતરી છે. હું કેટલાંક ધર્મપુસ્તકો પણ તમને વાંચવા આપીશ. પણ ખરું પુસ્તક તો બાઇબલ જ છે. તે વાંચવા મારી તમને ખાસ ભલામણ છે.'

મેં મિ. બેકરનો ઉપકાર માન્યો અને એક વાગ્યે તેમના મંડળમાં પ્રાર્થનાને સારુ, બની શકે ત્યાં લગી, જવાનું કબૂલ કર્યું.

'ત્યારે આવતી કાલે એક વાગ્યે અહીં જ આવજો ને આપણે સાથે પ્રાર્થનામંદિરમાં જઈશું.'

અમે છૂટા પડ્યા. ઘણા વિચારો કરવાની હજુ મને નવરાશ નહોતી. મિ. જૉન્સ્ટન પાસે ગયો. બિલ ચૂકવ્યું. નવા ઘરમાં ગયો. ત્યાં જમ્યો. ઘરધણી બાઈ ભલી હતી. તેણે મારે સારુ અન્નાહાર તૈયાર કર્યો હતો. આ કુટુંબની અંદર તુરત ભળી જતાં મને વાર ન લાગી. ખાઈપરવારીને દાદા અબદુલ્લાના જે મિત્ર ઉપર મને કાગળ હતો તેમને મળવા ગયો. તેમની ઓળખાણ કરી. તેમની પાસેથી હિંદીઓની હાડમારીની વિશેષ વાતો જાણી. તેમણે પોતાને ત્યાં રહેવાનો મને આગ્રહ કર્યો. મેં ઉપકાર માન્યો અને મારે સારુ જે વ્યવસ્થા થઈ ગઈ હતી તેની વાત કરી. જોઈતુંકારવતું માગી લેવા તેમણે મને આગ્રહપૂર્વક કહ્યું.

સાંજ પડી. વાળુ કર્યું. ને હું તો મારી કોટડીમાં જઈ વિચારના વમળમાં પડ્યો. મેં મારે સારુ તુરત કંઈ કામ જોયું નહિ. અબદુલ્લા શેઠને ખબર આપી. મિ. બેકરની મિત્રાચારીનો શો અર્થ હોઈ શકે? એમના ધર્મબંધુઓ પાસેથી હું શું મેળવીશ? મારે ખ્રિસ્તીધર્મના અભ્યાસમાં ક્યાં સુધી જવું? હિંદુધર્મનું સાહિત્ય ક્યાંથી મેળવવું? તે

જાણ્યા વિના ખ્રિસ્તીધર્મનું સ્વરૂપ મારાથી કેમ જાણી શકાય? એક જ નિર્ણય કરી શક્યો: મારે જે અભ્યાસ પ્રાપ્ત થાય તે નિષ્પક્ષપાતપણે કરવો, અને મિ. બેકરના સમુદાયને તે તે વખતે ઈશ્વર સુઝાડે તે જવાબ આપી દેવો. મારો ધર્મ હું પૂરો સમજી ન શકું ત્યાં લગી મારે બીજા ધર્મોનો સ્વીકાર કરવાનો વિચાર ન કરવો. આમ વિચાર કરતાં હું નિદ્રાવશ થયો.

૧૧

# ખ્રિસ્તી સંબંધો

બીજે દિવસે એક વાગ્યે હું મિ. બેકરની પ્રાર્થનાસમાજમાં ગયો. ત્યાં મિસ હેરિસ, મિસ ગેબ, મિ. કોટ્સ આદિની ઓળખાણ થઈ. બધાંએ ઘૂંટણીએ પડીને પ્રાર્થના કરી. મેં પણ તેમનું અનુકરણ કર્યું. પ્રાર્થનામાં જેની જે ઇચ્છામાં આવે તે ઈશ્વર પાસે માગે. દિવસ શાંતિથી જાઓ, ઈશ્વર અમારાં હૃદયનાં દ્વાર ખોલો, ઇત્યાદિ તો હોય જ. મારે સારુ પણ પ્રાર્થના થઈ: 'અમારી વચ્ચે જે નવો ભાઈ આવ્યો છે તેને તું માર્ગ બતાવજે. જે શાંતિ તેં અમને આપી છે તે તેને પણ આપજે. જે ઈશુએ અમને મુક્ત કર્યાં છે તે તેને પણ મુક્ત કરો. આ બધું અમે ઈશુને નામે માગીએ છીએ.' આ પ્રાર્થનામાં ભજનકીર્તન નહિ. માત્ર કંઈક પણ ખાસ માગણી ઈશ્વર પાસે કરવી ને નોખા પડવું. સહુને બપોરનું ખાણું ખાવાનો આ વખત. એટલે સહુ આમ પ્રાર્થના કરી પોતપોતાના ખાણા સારુ જાય. પ્રાર્થનામાં પાંચ મિનિટથી વધારે ન જ જાય.

મિસ હેરિસ અને મિસ ગેબ એ બે પીઢ કુમારિકાઓ હતી. મિ. કોટ્સ ક્વેકર હતા. આ બે બાઈઓ સાથે રહેતી. તેમણે મને દર રવિવારે તેમને ત્યાં ચાર વાગ્યાની ચા લેવાને સારુ નોતર્યો. મિ. કોટ્સ મળે ત્યારે દર રવિવારે મારે તેમને અઠવાડિયાની ધાર્મિક રોજનીશી સંભળાવવાનું હોય. શાં શાં પુસ્તકો વાંચ્યાં, મારા મન ઉપર તેમની શી

અસર થઈ, એ ચર્ચા કરીએ. આ બાઈઓ પોતાના મીઠા અનુભવો સંભળાવે અને પોતાની પરમ શાંતિની વાત કરે.

મિ. કોટ્સ એક નિખાલસ મનના ચુસ્ત જુવાન ક્વેકર હતા. તેમની સાથે મારો સંબંધ ગાઢ થયો. અમે ઘણી વેળા ફરવા પણ જઈએ. તે મને બીજા ખ્રિસ્તીઓને ત્યાં લઈ જાય.

કોટ્સે મને પુસ્તકોથી લાદ્યો. જેમ જેમ તે મને ઓળખતા જાય તેમ તેમ તેમને યોગ્ય લાગે તે પુસ્તકો વાંચવા મને આપે. મેં પણ કેવળ શ્રદ્ધાથી તે તે પુસ્તકો વાંચવા કબૂલ કર્યું. આ પુસ્તકોની અમે ચર્ચા પણ કરીએ.

આવાં પુસ્તકો મેં સન ૧૮૯૩ના વર્ષમાં ઘણાં વાંચ્યાં. તેમાંનાં બધાંનાં નામ તો મને યાદ નથી. પણ તેમાં સિટિ ટેમ્પલવાળા દા. પારકરની ટીકા, પિયર્સનનાં 'મેનિ ઇનફૉલિબલ પ્રૂફ્સ,' બટલરની 'ઍનેલૉજી' ઇત્યાદિ હતાં. આમાંનું કેટલુંક ન સમજાય, કેટલુંક ગમે, કેટલુંક ન ગમે. આ બધું કોટ્સને હું સંભળાવું. 'મેનિ ઇનફૉલિબલ પ્રૂફ્સ' એટલે ઘણા સચોટ પુરાવા; એટલે કે, બાઇબલમાં જે ધર્મ કર્તાએ જોયો તેના સમર્થનના પુરાવા. આ પુસ્તકની મારા ઉપર કંઈ જ છાપ ન પડી. પારકરની ટીકા નીતિવર્ધક ગણી શકાય, પણ જેને ખ્રિસ્તીધર્મની ચાલુ માન્યતાઓ વિષે શંકા હોય તેને મદદ કરે તેવી નહોતી. બટલરની 'ઍનેલૉજી' બહુ ગંભીર ને કઠણ પુસ્તક લાગ્યું. તે પાંચ સાત વાર વાંચવું જોઈએ. તે નાસ્તિકને આસ્તિક બનાવવા સારુ લખાયેલું પુસ્તક જણાયું. તેમાંની ઈશ્વરની હસ્તી વિષે રજૂ કરવામાં આવેલી દલીલનો મને ઉપયોગ નહોતો; કેમકે આ સમય મારો નાસ્તિકતાનો નહોતો. પણ જે દલીલો ઈશુના અદ્વિતીય અવતાર વિષે ને તેના મનુષ્ય અને ઈશ્વર વચ્ચે સંધિ કરનાર હોવા વિષે હતી તેની છાપ મારા પર ન પડી.

પણ કોટ્સ કંઈ હારે એમ નહોતા. તેમની માયાનો પાર નહોતો. તેમણે મારા ગળામાં વૈષ્ણવની કંઠી જોઈ. તેમને આ વહેમ લાગ્યો ને તે જોઈ દુઃખ થયું. 'આ વહેમ તારા જેવાને ન શોભે, લાવ તે તોડું.'

'એ કંઠી ન તૂટે; માતુશ્રીની પ્રસાદી છે.'

'પણ તમે તેને માનો છો?'

'એનો ગૂઢાર્થ હું જાણતો નથી. એ ન પહેરું તો મારું અનિષ્ટ થાય એવું મને નથી લાગતું. પણ જે માળા મને માતુશ્રીએ પ્રેમપૂર્વક પહેરાવી, જે પહેરાવવામાં તેણે મારું શ્રેય માન્યું, તેનો વિના કારણ હું ત્યાગ નહિ કરું. કાળે કરીને તે જીર્ણ થઈ તૂટી જશે ત્યારે બીજી મેળવી પહેરવાનો મને લોભ નહિ રહે. પણ આ કંઠી ન તૂટે.'

કોટ્સ મારી દલીલની કદર ન કરી શકયા, કેમકે તેમને તો મારા ધર્મને વિષે જ અનાસ્થા હતી. તે તો મને અજ્ઞાનકૂપમાંથી ઉગારવાની આશા રાખતા હતા. અન્ય ધર્મોમાં ભલે કંઈક સત્ય હોય, પણ પૂર્ણ સત્યરૂપ ખ્રિસ્તીધર્મના સ્વીકાર વિના મને મોક્ષ ન જ મળે, અને ઈશુની દરમ્યાનગીરી વગર પાપપ્રક્ષાલન થાય જ નહિ ને પુણ્યકર્મો બધાં નિરર્થક છે, એ તેમને બતાવવું હતું. કોટ્સે જેમ પુસ્તકોનો પરિચય કરાવ્યો તેમ જેમને તે ધર્મચુસ્ત ખ્રિસ્તી માનતા હતા તેમનો પરિચય પણ કરાવ્યો.

આ પરિચયોમાં એક 'પ્લીમથ બ્રધરન'નું કુટુંબ હતું. 'પ્લીમથ બ્રધરન' નામનો એક ખ્રિસ્તી સંપ્રદાય છે. કોટ્સે કરાવેલા ઘણા પરિચયો મને સારા લાગ્યા. તે માણસો ઈશ્વરથી ડરનારા હતા એમ લાગ્યું. પણ આ કુટુંબમાં મારી સાથે આવી દલીલ થઈ: 'અમારા ધર્મની ખૂબી જ તમે ન સમજી શકો. તમારા બોલવા ઉપરથી હું જોઉં છું કે, તમારે હમેશાં ક્ષણે ક્ષણે તમારી ભૂલનો વિચાર કરવો રહ્યો,

હમેશાં તેને સુધારવી રહી, ન સુધરે તો તમારે પશ્ચાત્તાપ કરવો રહ્યો, પ્રાયશ્ચિત્ત કરવું રહ્યું. આ ક્રિયાકાંડમાંથી તમે ક્યારે મુક્તિ પામો? તમને શાંતિ તો ન જ મળે. આપણે પાપી છીએ એ તો તમે કબૂલ કરો જ છો. હવે જુઓ અમારી માન્યતાની પરિપૂર્ણતા. આપણો પ્રયત્ન ફોગટ છે. છતાં મુક્તિ તો જોઈએ જ. પાપનો બોજો કેમ ઊપડે? આપણે તે ઈશુ ઉપર ઢોળીએ. તે તો ઈશ્વરનો એકમાત્ર નિષ્પાપ પુત્ર છે. તેનું વરદાન છે કે જેઓ તેને માને તેનાં પાપ તે ધુએ છે. ઈશ્વરની આ અગાધ ઉદારતા છે. ઈશુની આ મુક્તિની યોજનાનો અમે સ્વીકાર કર્યો છે તેથી અમને અમારાં પાપ વળગતાં નથી. પાપ તો થાય જ. આ જગતમાં પાપ વિના કેમ રહેવાય? તેથી જ ઈશુએ આખા જગતના પાપનું એકીવખતે પ્રાયશ્ચિત્ત કર્યું. જેને તેના મહાબલિદાનનો સ્વીકાર કરવો હોય તે તેમ કરીને શાંતિ મેળવી શકે છે. ક્યાં તમારી અશાંતિ ને ક્યાં અમારી શાંતિ?'

મને આ દલીલ મુદ્દલ ગળે ન ઊતરી. મેં નમ્રતાપૂર્વક જવાબ વાળ્યો: 'જો સર્વમાન્ય ખ્રિસ્તીધર્મ આ હોય તો તે મારે ન ખપે. હું પાપના પરિણામથી મુક્તિ નથી માગતો, હું તો પાપવૃત્તિમાંથી, પાપી કર્મમાંથી મુક્તિ માગું છું. તે ન મળે ત્યાં લગી મારી અશાંતિ મને પ્રિય રહેશે.'

પ્લીમથ બ્રધરે ઉત્તર આપ્યો: 'હું તમને ખાતરી આપું છું કે તમારો પ્રયત્ન ફોગટ છે. મારું કહેવું ફરી વિચારજો.'

અને આ ભાઈએ જેવું કહ્યું તેવું પોતાના વર્તનમાં કરી પણ બતાવ્યું: ઇરાદાપૂર્વક અનીતિ કર્યાનું દર્શન કરાવ્યું.

પણ કંઈ બધા ખ્રિસ્તીની આવી માન્યતા ન હોય, એટલું તો હું આ પરિચયો પૂર્વે જ જાણી શક્યો હતો.

કોટ્સ પોતે જ પાપથી ડરીને ચાલનાર હતા. તેમનું હૃદય નિર્મળ હતું. તે હૃદયશુદ્ધિની શક્યતા માનનાર હતા. પેલી બહેનો પણ તેવી જ હતી. મારા હાથમાં આવેલાં પુસ્તકોમાંનાં કેટલાંક ભક્તિપૂર્ણ હતાં. તેથી આ પરિચયથી કોટ્સને થયેલો ગભરાટ મેં શાંત પાડ્યો ને ખાતરી આપી કે એક પ્લીમથ બ્રધરની અનુચિત માન્યતાથી હું ખ્રિસ્તીધર્મ સામે ભરમાઈ જાઉં તેમ નથી. મારી મુશ્કેલીઓ તો બાઇબલ વિષે ને તેના રૂઢ અર્થ વિષે હતી.

# ૧૨

# હિંદીઓનો પરિચય

ખ્રિસ્તી સંબંધોને વિષે વધારે લખું તે પહેલાં તે જ કાળના બીજા અનુભવોની નોંધ લેવી આવશ્યક છે.

નાતાલમાં જે સ્થાન દાદા અબદુલ્લાનું હતું તે સ્થાન પ્રિટોરિયામાં શેઠ તૈયબ હાજી ખાનમહમદનું હતું. તેમના વિના એક પણ જાહેર પ્રવૃત્તિ ન ચાલી શકે. તેમની ઓળખ મેં પહેલે જ અઠવાડિયે કરી લીધી. પ્રિટોરિયાના દરેક હિંદીના સંબંધમાં આવવાનો મારો વિચાર મેં તેમને જણાવ્યો. હિંદીઓની સ્થિતિનો અભ્યાસ કરવાની મારી ઇચ્છા પ્રગટ કરી ને મેં આ બધાં કાર્યમાં તેમની મદદ માગી. તેમણે ખુશીથી મદદ આપવાનું કબૂલ કર્યું.

મારું પ્રથમ પગલું તો બધા હિંદીઓની એક સભા ભરી તેમની આગળ સ્થિતિનો ચિતાર મૂકવાનું હતું. શેઠ હાજી મહમદ હાજી જુસબ, જેમની ઉપર મને ભલામણપત્ર મળ્યો હતો, તેમને ત્યાં આ સભા ભરાઈ. તેમાં મુખ્ય ભાગે મેમણ વેપારીઓ હાજર હતા. થોડા હિંદુ પણ હતા. પ્રિટોરિયામાં હિંદુઓની વસતી જ ઘણી થોડી હતી.

આ મારું જિંદગીનું પહેલું ભાપણ ગણાય. મેં તૈયારી ઠીક કરી હતી. મારે સત્ય વિષે બોલવું હતું. વેપારમાં સત્ય ન ચાલે એવું હું વેપારીઓને મોઢેથી સાંભળતો આવ્યો હતો. એ વાત હું ત્યારે નહોતો માનતો. આજ પણ નથી માનતો. વેપારને અને સત્યને ન બને એમ કહેનારા વેપારી મિત્ર આજ પણ પડ્યા છે. તેઓ વેપારને વ્યવહાર કહે છે,

સત્યને ધર્મ કહે છે, અને દલીલ કરે છે કે વ્યવહાર એક વસ્તુ છે, ધર્મ બીજી. વ્યવહારમાં શુદ્ધ સત્ય ન જ ચાલે; તેમાં તો યથાશક્તિ જ સત્ય બોલાયચલાય, એવી તેઓની માન્યતા. આ સ્થિતિનો મેં મારા ભાષણમાં સારી પેઠે વિરોધ કર્યો ને વેપારીઓને તેમની બેવડી ફરજનું ભાન કરાવ્યું. પરદેશમાં આવવાથી તેમની જવાબદારી દેશમાં હોય તેના કરતાં વધી, કેમકે ખોબા જેટલા હિંદીઓની રહેણીકરણી ઉપરથી હિંદના કરોડોનું માપ થતું હતું.

અંગ્રેજોની રહેણીની સરખામણીમાં આપણી રહેણીમાં રહેલી ગંદકી હું જોઈ ગયો હતો તે તરફ પણ ધ્યાન ખેંચ્યું.

હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, અથવા ગુજરાતી, મદ્રાસી, પંજાબી, સિંધી, કચ્છી, સુરતી વગેરે ભેદો ભૂલી જવા ઉપર ભાર મૂક્યો.

ને છેવટમાં, એક મંડળ સ્થાપી હિંદીઓને પડતી હાડમારીઓના ઇલાજ અમલદારોને મળી અરજીઓ કરીને કરવો જોઈએ એમ સૂચવ્યું, ને તેમાં મને મળે તેટલો વખત વગરવેતને આપવાનું મેં જણાવ્યું.

સભામાં અસર ઠીક થઈ એમ મેં જોયું.

ચર્ચા થઈ. કેટલાકે હકીકતો મારી પાસે મૂકવાનું કહ્યું. મને હિમ્મત આવી. મેં જોયું કે આ સભામાં અંગ્રેજી જાણનારા થોડા જ હતા. આવા પરમુલકમાં અંગ્રેજી જ્ઞાન હોય તો સારું એમ મને લાગ્યું. તેથી મેં જેને નવરાશ હોય તેને અંગ્રેજી ભણવાની ભલામણ કરી. મોટી ઉમ્મરે પહોંચ્યા પછી પણ અભ્યાસ કરાય એમ કહી તેવા અભ્યાસ કરનારાનાં દૃષ્ટાંતો આપ્યાં. મેં પોતે એક વર્ગ નીકળે તો તેને અથવા છૂટાછવાયા ભણનારા નીકળે તો તેમને ભણાવવાનું માથે લીધું. વર્ગ તો ન નીકળ્યો, પણ ત્રણ જણ પોતાની સગવડ

ને તેમને ઘેર ભણાવવા જાઉં તો ભણવા તૈયાર થયા. આમાં બે મુસલમાન હતા. તેમાંનો એક હજામ હતો, એક કારકુન હતો. એક હિંદુ નાનકડો દુકાનદાર હતો. બધાને હું અનુકૂળ થયો. મારી શીખવવાની શક્તિ વિષે તો મને મુદ્દલ અવિશ્વાસ હતો જ નહિ. મારા શિષ્યો થાક્યા ગણીએ તો થાક્યા કહેવાય, પણ હું ન થાક્યો. કોઈ વેળા તેમને ત્યાં જાઉં ત્યારે તેઓને નવરાશ ન હોય. મેં ધીરજ ન ખોઈ. આમાંના કોઈને અંગ્રેજીનો ઊંડો અભ્યાસ તો નહોતો જ કરવો. પણ બેએ આઠેક માસમાં સારી પ્રગતિ કરી ગણાય. બેને નામું માંડવાનું ને સામાન્ય કાગળો લખવાનું જ્ઞાન મળ્યું. હજામને તો તેના ઘરાકની સાથે બોલવાજોગું જ શીખવું હતું. બે જણ પોતાના અભ્યાસને લીધે ઠીક કમાવાની શક્તિ પણ મેળવી શક્યા.

સભાના પરિણામથી મને સંતોષ થયો. આવી સભા દરમાસે કે દરઅઠવાડિયે ભરવાનો નિશ્ચય થયો. ઓછીવત્તી નિયમિત રીતે એ સભા ભરાતી ને વિચારોની આપલે થતી. પરિણામે પ્રિટોરિયામાં ભાગ્યે કોઈ હિંદી રહ્યા હશે જેને હું ઓળખતો નહિ થયો હોઉં, અથવા તો જેની સ્થિતિથી હું વાકેફ નહિ થયો હોઉં. હિંદીઓની સ્થિતિનું આવું જ્ઞાન મેળવવાનું પરિણામ એ આવ્યું કે, મને પ્રિટોરિયામાં રહેતા બ્રિટિશ એજંટની ઓળખાણ કરવાની ઇચ્છા થઈ. હું મિ. જેકોબ્સ ડિ-વેટને મળ્યો. તેમની લાગણી હિંદીઓ તરફ હતી. તેમની વગ ઓછી હતી; પણ તેમણે બનતી મદદ કરવા અને જ્યારે મળવું હોય ત્યારે મળવા મને કહ્યું. રેલવે સત્તાવાળાઓ સાથે પત્રવ્યવહાર ચલાવ્યો ને તેમના જ કાયદા પ્રમાણે હિંદીને મનાઈ ન થઈ શકે એમ મેં સૂચવ્યું. પરિણામે, સારાં કપડાં પહેરેલાં હોય તેવા હિંદીને ઉપલા વર્ગની રેલવે ટિકિટ દેવામાં આવશે એવો કાગળ મળ્યો. એથી પૂરી

સગવડ તો ન મળી. સારાં કપડાં કોણે પહેર્યાં ગણાય એ તો સ્ટેશન માસ્તર જ ઠરાવેના !

બ્રિટિશ એજંટે મને તેની વચ્ચે થયેલા પત્રવ્યવહાર વિષે કેટલાંક કાગળિયાં વાંચવા આપ્યાં. તૈયબ શેઠે પણ આપ્યાં હતાં. તેમાંથી ઓરેંજ ફ્રી સ્ટેટમાંથી હિંદીનો પગ કેવી નિર્દયતાથી કાઢી નાખવામાં આવ્યો હતો તે મેં જાણ્યું. ટૂંકામાં, ટ્રાન્સવાલના ને ફ્રી સ્ટેટના હિંદીઓની આર્થિક, સામાજિક અને રાજ્યપ્રકરણી સ્થિતિનો ઊંડો અભ્યાસ હું પ્રિટોરિયામાં કરી શક્યો. આ અભ્યાસનો પાછળ જતાં મને પૂરો ઉપયોગ થવાનો છે એની મને મુદ્દલ ખબર નહોતી. મારે તો એક વર્ષને અંતે અથવા કેસ વહેલો પૂરો થાય તો તે પહેલાં દેશ જતું રહેવું હતું.

પણ ઈશ્વરે બીજું જ ધાર્યું હતું.

૧૩

# કુલીપણાનો અનુભવ

ટ્રાન્સવાલ અને ઑરેંજ ફ્રી સ્ટેટના હિંદીઓની હાલતનો પૂરો ચિતાર આપવાનું આ સ્થાન નથી. તેનો ખ્યાલ મેળવવા ઇચ્છનારે 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' વાંચવો જોઈએ. પણ તેની રૂપરેખા આપવી આવશ્યક છે.

ઑરેંજ ફ્રી સ્ટેટમાં તો એક કાયદો કરી સન ૧૮૮૮માં કે તે પૂર્વે હિંદીઓના બધા હક છીનવી લેવામાં આવ્યા હતા. ત્યાં માત્ર હોટેલના વેટર તરીકે કે એવી કોઈ મજૂરીમાં રહેવા જેટલી હિંદીઓને છૂટ રહી. જે હિંદી વેપારીઓ હતા તેમને નામના અવેજ આપી કાઢી મેલ્યા. હિંદી વેપારીઓએ અરજી વગેરે તો કર્યાં, પણ તેમની તૂતીનો અવાજ કોણ સાંભળે?

ટ્રાન્સવાલમાં ૧૮૮૫માં સખત કાયદો થયો. ૧૮૮૬માં કંઈક સુધારો થયો. તેને પરિણામે હિંદીમાત્ર દાખલ ફીના ત્રણ પાઉંડ આપે એમ ઠર્યું. જમીનની માલિકી તેઓ માત્ર તેમને સારુ નીમેલા વાડામાં જ ધરાવી શકે. આમાંયે માલિકી તો મળી જ નહિ. એમને મતાધિકાર તો ન જ હોય. આ તો ખાસ એશિયાવાસીઓને લગતા કાયદા. વળી જે કાયદા શ્યામ વર્ણના લોકોને લાગુ પડે તે પણ એશિયાવાસીઓને લાગુ ખરા જ. તે મુજબ હિંદીઓ પગથી ('ફૂટપાથ') ઉપર હકપૂર્વક ન ચાલી શકે, રાતના નવ વાગ્યા પછી પરવાના વિના બહાર ન નીકળી શકે. આ છેલ્લા કાનૂનનો અમલ હિંદીઓ સામે ઓછાવત્તા પ્રમાણમાં થતો.

જેઓ આરબ તરીકે ખપતા તેઓને મહેરબાની દાખલ આમાં ન ગણવામાં આવે. એટલે આવી રાહત પોલીસની ઇચ્છા ઉપર રહે.

આ બન્ને નિયમોની અસર મારે પોતાને વિષે તપાસવી પડી હતી. મિ. કોટ્સની સાથે ઘણી વેળા હું રાતે ફરવા નીકળતો. ઘેર જતાં દસ પણ વાગે. એટલે મને પોલીસ પકડે તો ? આ ધાસ્તી મને હતી તેના કરતાં કોટ્સને વધારે હતી. કેમકે પોતાના હબસીઓને તો તે જ પરવાના આપે. મને શી રીતે પરવાનો આપી શકે ! પરવાનો પોતાના નોકરને જ આપવાનો શેઠને અધિકાર હતો. હું લેવા માગું ને કોટ્સ દેવા તૈયાર થાય તોયે તે ન જ આપી શકાય, કેમકે તે દગો ગણાય.

તેથી કોટ્સ કે પછી તેમના કોઈ મિત્ર મને ત્યાંના સરકારી વકીલ ડા. ક્રાઉઝેની પાસે લઈ ગયા. અમે બન્ને એક જ 'ઇન'ના બારિસ્ટર નીકળ્યા. રાતે નવ વાગ્યા પછી બહાર નીકળવાને સારુ મારે પરવાનો લેવો જોઈએ એ વાત તેમને અસહ્ય લાગી. તેમણે મારા તરફ દિલસોજી બતાવી. મને પરવાનો આપવાને બદલે પોતાના તરફથી એક કાગળ આપ્યો. તેની મતલબ એ હતી કે, હું ગમે તે વખતે ગમે ત્યાં નીકળું તેમાં પોલીસે મારી વચ્ચે ન પડવું. આ કાગળિયું હમેશ મારી સાથે રાખીને હું ફરતો. તેનો ઉપયોગ કોઈ દિવસ કરવો નહોતો પડ્યો. પણ એ કેવળ અકસ્માત જ ગણાવો જોઈએ.

ડા. ક્રાઉઝેએ મને પોતાને ઘેર આવવાનું નિમંત્રણ આપ્યું. અમારી વચ્ચે મિત્રાચારી બંધાઈ એમ કહું તો ચાલે. કોઈ કોઈ વેળા તેમને ત્યાં જતો થયો. તેમની મારફતે તેમના વધારે પ્રખ્યાત ભાઈની મારે ઓળખાણ થઈ. એ જોહાનિસબર્ગમાં પબ્લિક પ્રોસિક્યુટર નિમાયા હતા. તેમના

ઉપર બોઅર લડાઈ વખતે અંગ્રેજ અમલદારનું ખૂન કરાવવાનું કાવતરું કરવા બાબત કામ પણ ચાલ્યું હતું ને તેમને સાત વર્ષની જેલ મળી હતી. તેમની સનદ પણ બેન્ચરોએ છીનવી લીધી હતી. લડાઈ પૂરી થયા પછી આ દા. ક્રાઉઝ જેલમાંથી છૂટ્યા, માન સહિત ટ્રાન્સવાલની કોર્ટમાં પાછા દાખલ થયા, ને પોતાને ધંધે વળગ્યા. આ સંબંધોનો મને પાછળથી જાહેર ઉપયોગ થઈ શક્યો હતો અને મારું કેટલુંક જાહેર કામ સરળ થઈ શક્યું હતું.

પગથી ઉપર ચાલવાનો પ્રશ્ન મારે સારુ જરા ગંભીર પરિણામવાળો નીવડ્યો. હું હંમેશાં પ્રેસિડેંટ સ્ટ્રીટમાં થઈને એક ખુલ્લા મેદાનમાં જતો. આ મહોલ્લામાં પ્રેસિડેંટ ક્રુગરનું ઘર હતું. એ ઘરને વિષે આડંબર જરાયે નહોતો. તેને ફરતું કંપાઉંડ પણ ન હતું. બીજાં પડખેનાં ઘરોમાં અને આમાં કશો તફાવત માલૂમ ન પડે. લક્ષાધિપતિઓનાં ઘણાનાં ઘર પ્રિટોરિયામાં આ ઘર કરતાં ઘણાં મોટાં, શોભીતાં ને વાડવાળાં હતાં. પ્રેસિડેંટની સાદાઈ પ્રખ્યાત હતી. આ ઘર કોઈ અમલદારનું છે એમ તેની સામે એક સિપાઈ ફરતો હોય તે ઉપરથી જ જણાય. આ સિપાઈની લગોલગ થઈને જ લગભગ હંમેશાં હું જાઉં. પણ સિપાઈ મને કંઈ ન કરે. સિપાઈ વખતોવખત બદલાય. એક વેળા એક સિપાઈએ, ચેતવ્યા વિના, પગથી પરથી ઊતરી જવાનું કહ્યા વિના, મને ધક્કો માર્યો, લાત મારી, ને ઉતારી મૂક્યો. હું તો વિમાસણમાં જ પડ્યો. લાત મારવાનું કારણ હું પૂછવા જાઉં તે પહેલાં કોટ્સ જે ઘોડેસવાર થઈ તે જ વેળા ત્યાંથી પસાર થતા હતા તેમણે મને પોકારીને કહ્યું :

‘ગાંધી, મેં બધું જોયું છે. તારે કેસ કરવો હોય તો હું સાક્ષી આપીશ. મને બહુ દિલગીરી થાય છે કે તારી ઉપર આવી રીતે હુમલો થયો.’

મેં કહ્યું: 'તેમાં દિલગીરીનું કારણ નથી. સિપાઈ બિચારો શું જાણે? તેને મન તો કાળા એટલા કાળા જ. તે હબસીઓને પગથી ઉપરથી આમ જ ઉતારતો હશે એટલે તેણે મને પણ ધક્કો માર્યો. મેં તો નિયમ જ કર્યો છે કે મારી જાત ઉપર વીતે તેને સારુ મારે અદાલતે ન જ ચડવું. એટલે મારે કેસ નથી કરવો.'

'એ તો તેં તારા સ્વભાવ પ્રમાણે જ વાત કરી, પણ તું ફરી વિચારી જોજે. આવા માણસને કંઈક પાઠ તો શીખવવો જ જોઈએ.' આટલું બોલી પેલા સિપાઈની સાથે વાત કરી તેને ઠપકો આપ્યો. હું બધી વાત તો ન સમજી શક્યો. સિપાઈ ડચ હતો ને તેની સાથે વાત ડચમાં થઈ. સિપાઈએ મારી માફી માગી, હું તો માફી આપી જ ચૂક્યો હતો.

પણ મેં ત્યારથી આ શેરીનો ત્યાગ કર્યો. બીજા સિપાઈને આ બનાવની શી ખબર હોય? મારે હાથે કરીને ફરી લાત શા સારુ વહોરવી? એટલે મેં ફરવા જવાને સારુ બીજી શેરી પસંદ કરી.

આ બનાવે હિંદી નિવાસીઓ પ્રત્યેની મારી લાગણી વધારે તીવ્ર કરી. આ ધારાઓ વિષે બ્રિટિશ એજંટની સાથે ચર્ચા કરીને, પ્રસંગ આવે તો તે વિષે એક 'ટેસ્ટ' (નમૂના દાખલ) કેસ કરવાની વાત હિંદીઓ જોડે ચર્ચી.

આમ મેં હિંદીઓની હાડમારીઓનો વાંચીને, સાંભળીને અને અનુભવીને અભ્યાસ કર્યો. મેં જોયું કે સ્વમાન જાળવવા ઇચ્છનાર હિંદીને સારુ દક્ષિણ આફ્રિકા યોગ્ય મુલક નથી. આ સ્થિતિ કેમ બદલી શકાય એ વિચારોમાં મારું મન વધારે ને વધારે રોકાવા લાગ્યું. પણ હજુ મારો મુખ્ય ધર્મ તો દાદા અબદુલ્લાના કેસને જ સંભાળવાનો હતો.

# ૧૪

# કેસની તૈયારી

પ્રિટોરિયામાં મને જે એક વર્ષ મળ્યું તે મારા જીવનમાં અમૂલ્ય હતું. જાહેર કામ કરવાની મારી શક્તિનું કંઈક માપ મને અહીં મળ્યું, તે શીખવાનું અહીં મળ્યું. ધાર્મિક ભાવના એની મેળે તીવ્ર થવા લાગી. અને ખરી વકીલાત પણ અહીં જ શીખ્યો એમ કહેવાય. નવો બારિસ્ટર પુરાણા બારિસ્ટરની આફિસમાં રહી જે વસ્તુ શીખે છે તે વસ્તુ હું અહીં શીખી શક્યો. વકીલ તરીકે હું તદ્દન નાલાયક નહિ રહું એવો વિશ્વાસ મને અહીં આવ્યો. વકીલ થવાની ચાવી પણ મને અહીં જ હાથ લાગી.

દાદા અબદુલ્લાનો કેસ નાનો ન હતો. દાવો ૪૦,૦૦૦ પાઉંડનો, એટલે રૂપિયા છ લાખનો હતો. તે વેપારને અંગે હોઈ તેમાં નામાની ગૂંચવણો ઘણી હતી. કેટલોક ભાગ પ્રોમિસરી નોટ ઉપર ને કેટલોક ભાગ પ્રોમિસરી નોટ આપવાનું વચન પળાવવા ઉપર હતો. બચાવ એ હતો કે પ્રોમિસરી નોટ ફરેબથી લેવામાં આવી હતી અને પૂરો અવેજ નહોતો મળ્યો. આમાં હકીકત અને કાયદાની બારીઓ પુષ્કળ હતી. નામાની ગૂંચો પણ ઘણી હતી.

બન્ને પક્ષે સારામાં સારા સૉલિસિટરો ને બારિસ્ટરો રોકવામાં આવ્યા હતા. આથી મને તેઓના બન્નેના કામનો અનુભવ મેળવવાની સુંદર તક મળી. વાદીનો કેસ સૉલિસિટરને સારુ તૈયાર કરવાનો ને હકીકતો શોધવાનો બધો બોજો મારા ઉપર હતો. તેમાંથી સૉલિસિટર કેટલું રાખે છે ને સૉલિસિટરે

તૈયાર કરેલામાંથી બારિસ્ટર કેટલાનો ઉપયોગ કરે છે તે મને જોવા મળતું હતું. હું સમજી ગયો કે આ કેસ તૈયાર કરવામાં મારી ગ્રહણશક્તિનું ને ગોઠવણની શક્તિનું માપ મને ઠીક મળી રહેશે.

મેં કેસમાં પૂરો રસ લીધો. તેમાં હું તન્મય થયો. આગળપાછળનાં બધાં કાગળિયાં વાંચી ગયો. અસીલના વિશ્વાસનો ને તેની હોશિયારીનો પાર નહોતો. તેથી મારું કામ ઘણું સરળ થઈ પડ્યું. મેં નામાનો ઝીણવટથી અભ્યાસ કરી લીધો. ઘણા ગુજરાતી કાગળો હતા તેના તરજુમા પણ મારે જ કરવા પડતા. તેથી તરજુમા કરવાની શક્તિ વધી.

મારો ઉદ્યોગ ખૂબ હતો. જોકે ઉપર લખી ગયો તેમ, ધાર્મિક ચર્ચા વગેરેમાં ને જાહેર કામમાં મને ખૂબ રસ હતો અને તેમાં વખત આપતો, છતાં એ વસ્તુ મારે મન ગૌણ હતી. કેસની તૈયારીને હું પ્રધાનપદ આપતો હતો. તેને અંગે કાયદાનું વાચન કે જે કંઈ બીજું વાંચવું પડે તે હું હમેશાં પહેલું કરી લેતો. પરિણામે, કેસની હકીકત ઉપર મેં એટલો કાબૂ મેળવ્યો કે તેટલું જ્ઞાન વાદીપ્રતિવાદીને પણ કદાચ ન હોય. કેમકે મારી પાસે તો બન્નેનાં કાગળિયાંઓ હોય.

મને મરહૂમ મિ. પિંકટના શબ્દો યાદ આવ્યા. તેનું વધારે સમર્થન પાછળથી દક્ષિણ આફ્રિકાના સુપ્રસિદ્ધ બારિસ્ટર મરહૂમ મિ. લેનર્ડે એક પ્રસંગે કર્યું હતું. 'હકીકત એ ત્રણચતુર્થાંશ કાયદો છે,' એ મિ. પિંકટનું વચન હતું. એક કેસને પ્રસંગે હું જાણતો હતો કે ન્યાય કેવળ અસીલ તરફ હતો, પણ કાયદો વિરુદ્ધ જતો જણાયો. હું નિરાશ થઈ મિ. લેનર્ડની મદદ લેવા ધાયો. તેમને પણ હકીકતે કેસ મજબૂત લાગ્યો. તે બોલી ઊઠ્યા, 'ગાંધી, હું એક વાત શીખ્યો છું કે જો આપણે હકીકત ઉપર બરોબર કાબૂ મેળવીએ તો કાયદો એની મેળે આપણને મળી રહેશે. આ

કેસની હકીકત આપણે જાણીએ.' આમ કહી તેમણે મને ફરી એક વાર હકીકત પચાવવા ને ત્યાર પછી ફરી મળવાનું સૂચવ્યું. એ જ હકીકતને ફરી તપાસતાં, તેનું મનન કરતાં, મેં તેને જુદી રીતે જોઈ અને તેને લગતો દક્ષિણ આફ્રિકામાં થયેલો એક જૂનો કેસ પણ હાથ લાગ્યો. હું હર્ષભેર મિ. લેનર્ડને ત્યાં પહોંચ્યો. તે રાજી થયા ને બોલ્યા : 'જા, આપણે એ કેસ જીતવો જોઈએ. કયા જજ બેંચ ઉપર હશે તે જરા ધ્યાનમાં રાખવું પડશે.'

દાદા અબદુલ્લાના કેસની તૈયારી કરતો હતો ત્યારે હકીકતનો મહિમા હું આટલે દરજ્જે નહોતો પારખી શક્યો. હકીકત એટલે સત્ય વાત. સત્ય વાતને વળગી રહેતાં કાયદા એની મેળે આપણી મદદમાં ગોઠવાઈ જાય છે.

મેં તો અસીલના કેસને અંતે જોઈ લીધું કે તેનો કેસ ઘણો મજબૂત છે. કાયદા તેની મદદે પહોંચવો જ જોઈએ.

પણ કેસ લડતાં બન્ને સગા, એક જ શહેરમાં રહેનારા ખુવાર થઈ જશે એ મેં જોયું. કેસનો અંત કોઈ જોઈ ન શકે. કોર્ટમાં રહે તો કેસ ઇચ્છામાં આવે તેટલો લંબાવી શકાય. લંબાવવામાં બેમાંથી એકેને ફાયદો ન થાય. આથી કેસનો અંત થતો હોય તો તે બેઉ જણ ઇચ્છતા જ હતા.

તૈયબ શેઠને મેં વીનવ્યા. ઘરમેળે પતાવવાની સલાહ આપી. તેમના વકીલને મળવાનું મેં સૂચવ્યું. બન્નેને વિશ્વાસ આવે તેવા પંચને તેઓ નીમે તો કેસ ઝટ પતી જાય. વકીલોનાં ખર્ચ એટલાં બધાં ચડતાં હતાં કે તેમાં મોટા વેપારી પણ ખપી જાય. બન્ને એટલી ચિંતાથી કેસ લડતા હતા કે એકે નિરાંતે બીજું કશું કામ ન કરી શકે. દરમ્યાન વેર પણ વધ્યે જ જતાં હતાં. મને વકીલાત ઉપર તિરસ્કાર છૂટચો. વકીલ તરીકે તો બન્નેના વકીલોએ એકબીજાને જીતવાની કાયદાની બારીઓ જ શોધી

દેવાની રહી. જીતનારને બધું ખર્ચ કોઈ દિવસ નથી મળી શકતું એ મેં આ કેસમાં પ્રથમ જાણ્યું. પક્ષકારની પાસેથી લઈ શકાય એવી ફીનો એક આંકડો હોય, ને તે ઉપરાંત અસીલ વકીલ વચ્ચેનો બીજો આંકડો હોય. આ બધું મને અસહ્ય લાગ્યું. મને તો લાગ્યું કે મારો ધર્મ બન્નેની મિત્રતા કરવાનો હતો, બન્ને સગાને મેળવવાનો હતો. મે સમાધાનીને સારુ કાળજાતૂટ મહેનત કરી. તૈયબ શેઠ માન્યા. છેવટે પંચ નિમાયા. કેસ ચાલ્યો. કેસમાં દાદા અબદુલ્લા જીત્યા.

પણ એટલેથી મને સંતાપ ન થયો. જો પંચના ઠરાવની બજાવણી થાય તો તૈયબ હાજી ખાનમહમદ એટલા પૈસા એકાએક ન જ આપી શકે. દક્ષિણ આફ્રિકામાં વસતા પોરબંદરના મેમણોમાં એક ઘરમેળેનો અલિખિત કાયદો હતો કે પોતે મરે પણ દેવાળું ન કાઢે. તૈયબ શેઠ ૩૭,૦૦૦ પાઉંડ ને ખર્ચ એકાએક ન જ આપી શકે. તેમને એક દમડી ઓછી નહોતી આપવી. દેવાળું નહોતું જ કાઢવું. રસ્તો માત્ર એક જ હતો કે દાદા અબદુલ્લાએ તેમને પૂરતો વખત આપવો. દાદા અબદુલ્લાએ ઉદારતા વાપરી ને ખૂબ લાંબો વખત આપ્યો. પંચ નિમાવવામાં મને જેટલી મહેનત પડી તેના કરતાં આ લાંબા હપતા કરાવવામાં વધારે મહેનત કરવી પડી. બન્ને પક્ષ રાજી થયા. બન્નેની પ્રતિષ્ઠા વધી. મારા સંતોષનો પાર ન રહ્યો. હું ખરી વકીલાત શીખ્યો, મનુષ્યની સારી બાજુ ખોળી કાઢતાં શીખ્યો, મનુષ્યહૃદયમાં પ્રવેશ કરતાં શીખ્યો. મેં જોયું કે વકીલનું કર્તવ્ય પક્ષકારોની વચ્ચે પડેલી તૂટ સાંધવાનું છે. આ શિક્ષણે મારા મનમાં એવી જડ ઘાલી કે મારી વીસ વર્ષની વકીલાતનો મુખ્ય કાળ મારી ઑફિસમાં બેઠાં સેંકડો કેસોની સમાધાનીઓ કરાવવામાં જ ગયો. તેમાં મેં ખોયું નહિ. દ્રવ્ય ખોયું એમ પણ ન કહેવાય. આત્મા તો ન જ ખોયો.

૧૫

# ધાર્મિક મંથન

હવે પાછો ખ્રિસ્તી મિત્રો સાથેનો સંબંધ વિચારવાનો સમય આવ્યો છે.

મારા ભવિષ્યને વિષે મિ. બેકરની ચિંતા વધતી જતી હતી. તે મને વેલિંગ્ટન કન્વેન્શનમાં લઈ ગયા. પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓમાં થોડે થોડે વર્ષે ધર્મજાગૃતિ એટલે આત્મશુદ્ધિને સારુ વિશેષ પ્રયત્નો કરવામાં આવે છે. આને ધર્મની પુનઃપ્રતિષ્ઠા અથવા ધર્મના પુનરુદ્ધારને નામે આપણે ઓળખીએ. તેવું સંમેલન વેલિંગ્ટનમાં હતું. તેના સભાપતિ ત્યાંના પ્રખ્યાત ધર્મનિષ્ઠ પાદરી રેવરંડ ઍન્ડ્રુ મરે હતા. મિ. બેકરને એવી આશા હતી કે આ સંમેલનમાં થનારી જાગૃતિ, ત્યાં આવનારા લોકોનો ધાર્મિક ઉત્સાહ, તેમની નિખાલસતા મારા હૃદય ઉપર એવી ઊંડી છાપ પાડશે કે હું ખ્રિસ્તી થયા વિના નહિ રહી શકું.

પણ મિ. બેકરનો અંતિમ આધાર પ્રાર્થનાની શક્તિ ઉપર હતો. પ્રાર્થનાને વિષે તેમને ખૂબ શ્રદ્ધા હતી. અંતઃકરણપૂર્વક થયેલી પ્રાર્થના ઈશ્વર સાંભળે જ છે એવો તેમનો વિશ્વાસ હતો. પ્રાર્થનાથી જ મુલર (એક પ્રખ્યાત ભાવિક ખ્રિસ્તી) જેવા માણસો પોતાનો વ્યવહાર ચલાવતા તેનાં દૃષ્ટાંતો તે મને આપતા. પ્રાર્થનાના મહિમા વિષે મેં બધું તટસ્થપણે સાંભળ્યું. ખ્રિસ્તી થવાનો અંતર્નાદ આવે તો તેનો સ્વીકાર કરતાં કોઈ પણ વસ્તુ મને આડે આવે તેમ નહોતી, એમ મેં તેમને કહ્યું. અંતર્નાદને વશ થવાનું

તો હું આ અગાઉ કેટલાંક વર્ષ થયાં શીખી ચૂક્યો હતો. તેને વશ થવામાં મને આનંદ આવતો. તેની વિરુદ્ધ જવું મને કઠિન અને દુઃખરૂપ હતું.

અમે વેલિંગ્ટન ગયા. મને 'શ્યામળા સાથી'ને સાથે લેવો એ મિ. બેકરને ભારે પડ્યું. અનેક વેળા મારે ખાતર તેમને અગવડ ભોગવવી પડતી. રસ્તામાં અમારે મુકામ કરવાનો હતો, કેમકે મિ. બેકરનો સંઘ રવિવારે મુસાફરી ન કરે, અને વચ્ચે રવિવાર આવતો હતો. વચ્ચે તેમ જ સ્ટેશને હોટેલમાં મને દાખલ કરવાની અને રકઝક બાદ દાખલ કર્યા પછી ખાણાઘરમાં જમવા દેવાની હોટેલના માલિકે ના પાડી. પણ મિ. બેકર એમ નમતું મેલે તેમ નહોતા. તેઓ હોટેલમાં ઊતરનારના હક ઉપર કાયમ રહ્યા. પણ તેમની મુશ્કેલીઓ હું કળી શક્યો. વેલિંગ્ટનમાંયે મારો ઉતારો તેમની સાથે જ હતો. ત્યાં પણ ઝીણી ઝીણી અગવડો, ને ઢાંકવાના તેમના શુભ પ્રયત્ન છતાં, હું જોઈ જતો હતો.

સંમેલનમાં ભાવિક ખ્રિસ્તીઓનો મેળાપ થયો. તેમની શ્રદ્ધા જોઈ હું રાજી થયો. મિ. મરેની મુલાકાત કરી. મારે સારુ ઘણા પ્રાર્થના કરતા હતા એમ મેં જોયું. તેમનાં કેટલાંક ભજનો મને બહુ મીઠાં લાગ્યાં.

સંમેલન ત્રણ દિવસ ચાલ્યું. સંમેલનમાં આવનારાંની ધાર્મિકતા હું સમજી શક્યો, તેની કદર કરી શક્યો. પણ મને મારી માન્યતામાં — મારા ધર્મમાં ફેરફાર કરવાનું કારણ ન મળ્યું. હું મને ખ્રિસ્તી કહેવડાવીને જ સ્વર્ગે જઈ શકું કે મોક્ષ મેળવી શકું એવું મને ન જણાયું. આ વાત મેં જ્યારે ભલા ખ્રિસ્તી મિત્રોને કહી ત્યારે તેમને આઘાત તો પહોંચ્યો, પણ હું લાચાર હતો.

મારી મુશ્કેલીઓ ઊંડી હતી. 'ઈશુ ખ્રિસ્ત એ જ એક ઈશ્વરનો પુત્ર છે, તેને જે માને તે તરે,' એ વાત મને

ગળે ન ઊતરે. ઈશ્વરને જો પુત્રો હોઈ શકે તો આપણે બધા તેના પુત્રો છીએ. ઈશુ જો ઈશ્વરસમ હોય, ઈશ્વર જ હોય, તો મનુષ્યમાત્ર ઈશ્વરસમ છે; ઈશ્વર થઈ શકે. ઈશુના મૃત્યુથી ને તેના લોહીથી જગતમાં પાપ ધોવાય એ અક્ષરશઃ અર્થમાં માનવા બુદ્ધિ તૈયાર જ ન થાય. રૂપક તરીકે તેમાં સત્ય ભલે હો. વળી ખ્રિસ્તી માન્યતા મુજબ મનુષ્યને જ આત્મા છે, બીજા જીવોને નથી, ને દેહના નાશની સાથે તેમનો સર્વથા નાશ થઈ જાય છે; ત્યારે મારી માન્યતા આથી વિરુદ્ધ હતી. ઈશુને એક ત્યાગી, મહાત્મા, દૈવી શિક્ષક તરીકે હું સ્વીકારી શકતો હતો, પણ તેને અદ્વિતીય પુરુષરૂપે નહોતો સ્વીકારી શકતો. ઈશુના મૃત્યુથી જગતને ભારે દૃષ્ટાંત મળ્યું, પણ તેના મૃત્યુમાં કંઈ ગુહ્ય ચમત્કારી અસર હતી એમ મારું હૃદય સ્વીકારી નહોતું શકતું. ખ્રિસ્તીઓના પવિત્ર જીવનમાંથી મને એવું ન મળ્યું કે જે બીજા ધર્મીઓના જીવનમાંથી નહોતું મળતું. તેમનાં પરિવર્તન જેવાં જ પરિવર્તન બીજાના જીવનમાં થતાં મેં જોયાં હતાં. સિદ્ધાંતની દૃષ્ટિએ ખ્રિસ્તી સિદ્ધાંતોમાં મેં અલૌકિકતા ન ભાળી. ત્યાગની દૃષ્ટિએ હિંદુધર્મીઓનો ત્યાગ મને ચડતો જણાયો. ખ્રિસ્તીધર્મને હું સંપૂર્ણ અથવા સર્વોપરી ધર્મ તરીકે ન સ્વીકારી શક્યો.

આ હૃદયમંથન મેં પ્રસંગો આવતાં ખ્રિસ્તી મિત્રોની પાસે મૂક્યું. તેના જવાબ તેઓ મને સંતોષ તેવો ન આપી શક્યા.

પણ હું જેમ ખ્રિસ્તીધર્મનો સ્વીકાર ન કરી શક્યો, તેમ હિંદુધર્મની સંપૂર્ણતા વિષે અથવા તેના સર્વોપરીપણા વિષે પણ હું ત્યારે નિશ્ચય ન કરી શક્યો. હિંદુધર્મની ત્રુટીઓ મારી નજર આગળ તર્યાં કરતી હતી. અસ્પૃશ્યતા જો હિંદુધર્મનું અંગ હોય તો તે સડેલું ને વધારાનું અંગ જણાયું. અનેક સંપ્રદાયો, અનેક નાતજાતોની હસ્તી, હું

સમજી ન શક્યો. વેદ જ ઈશ્વરપ્રણીત એટલે શું? વેદ ઈશ્વરપ્રણીત તો બાઇબલ અને કુરાન કાં નહિ?

જેમ ખ્રિસ્તી મિત્રો મારા ઉપર અસર કરવા મથી રહ્યા હતા તેમ મુસલમાન મિત્રોનો પણ પ્રયત્ન હતો. અબદુલ્લા શેઠ મને ઇસ્લામનો અભ્યાસ કરવા લલચાવી રહ્યા હતા. તેની ખૂબીઓની ચર્ચા તો કર્યા જ કરે.

મેં મારી મુસીબતો રાયચંદભાઈ આગળ મૂકી. હિંદુસ્તાનના બીજા ધર્મશાસ્ત્રીઓ સાથે પણ પત્રવ્યવહાર ચલાવ્યો. તેમના જવાબ ફરી વળ્યા. રાયચંદભાઈના પત્રથી મને કંઈક શાંતિ થઈ. તેમણે મને ધીરજ રાખવા ને હિંદુધર્મનો ઊંડો અભ્યાસ કરવા ભલામણ કરી. તેમના એક વાક્યનો ભાવાર્થ આ હતો: 'હિંદુધર્મમાં જે સૂક્ષ્મ અને ગૂઢ વિચારો છે, આત્માનું નિરીક્ષણ છે, દયા છે, તેવું બીજા ધર્મમાં નથી, એવી નિષ્પક્ષપાતપણે વિચારતાં મને પ્રતીતિ થઈ છે.'

મેં સેલનું કુરાન ખરીદી તે વાંચવાનું શરૂ કર્યું. બીજાં પણ ઇસ્લામી પુસ્તકો મેળવ્યાં. વિલાયતના ખ્રિસ્તી મિત્રો સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેમાંના એકે એડવર્ડ મેટલૅંડની સાથે ઓળખ કરાવી. તેમની સાથે પત્રવ્યવહાર ચાલ્યો. તેમણે એના કિંગ્સફર્ડની સાથે મળીને 'પરફેક્ટ વે' (ઉત્તમ માર્ગ) નામનું પુસ્તક લખ્યું હતું તે મને વાંચવા મોકલ્યું. પ્રચલિત ખ્રિસ્તીધર્મનું તેમાં ખંડન હતું. 'બાઇબલનો નવો અર્થ' નામનું પુસ્તક પણ તેમણે મને મોકલ્યું. આ પુસ્તકો મને ગમ્યાં. તેમાંથી હિંદુ મતને પુષ્ટિ મળી. ટૉલ્સ્ટૉયના 'વૈકુંઠ તમારા હૃદયમાં છે' નામના પુસ્તકે મને ઘેર્યો. તેની છાપ મારા ઉપર બહુ ઊંડી પડી. આ પુસ્તકની સ્વતંત્ર વિચારશૈલી, તેની પ્રૌઢ નીતિ, તેના સત્ય આગળ મિ. કોટ્સે આપેલાં બધાં પુસ્તકો શુષ્ક લાગ્યાં.

આમ મારો અભ્યાસ ખ્રિસ્તી મિત્રો ન ઇચ્છે તે દિશામાં મને લઈ ગયો. એડવર્ડ મેટલૅંડ સાથે મારો પત્રવ્યવહાર ઠીક લંબાયો. કવિ (રાયચંદભાઈ)ની સાથે તો છેવટ સુધી ટક્યો. તેમણે કેટલાંક પુસ્તકો મોકલ્યાં તે પણ મેં વાંચ્યાં. તેમાં 'પંચીકરણ,' 'મણિરત્નમાળા,' યોગવાસિષ્ઠનું 'મુમુક્ષુ પ્રકરણ,' હરિભદ્રસૂરીનું 'ષડ્દર્શનસમુચ્ચય' ઇત્યાદિ હતાં.

આમ, જોકે હું ખ્રિસ્તી મિત્રોએ ન ધારેલે માર્ગે ચડ્યો છતાં તેમના સમાગમે મારામાં જે ધર્મજિજ્ઞાસા જાગૃત કરી તેને સારુ તો હું તેમનો સદાયનો ઋણી બન્યો. એ મારો સંબંધ મને હંમેશાં યાદ રહી જશે. તેવા મીઠા અને પવિત્ર સંબંધો ભવિષ્યમાં વધતા ગયા, પણ ઘટ્યા નહિ.

# ૧૬

# કો જાને કલ કી?

ખબર નહિ ઇસ જુગમે પલ કી
સમજ મન ! કો જાને કલ કી ?

કેસ પૂરો થયો એટલે પ્રિટોરિયામાં રહેવાનું મને પ્રયોજન ન રહ્યું. હું ડરબન ગયો. ત્યાં જઈ હિંદુસ્તાન પાછા જવાની તૈયારી કરી. અબદુલ્લા શેઠ મને માનપાન વિના જવા દે તેમ નહોતું. તેમણે સિડનહૅમમાં મારે સારુ ખાનપાનનો મેળાવડો કર્યો. ત્યાં આખો દિવસ ગાળવાનો હતો.

મારી પાસે કેટલાંક છાપાં પડ્યાં હતાં. તે હું જોઈ રહ્યો હતો. તેના એક ખૂણામાં મેં એક નાનકડો ફકરો જોયો. મથાળું 'ઇંડિયન ફ્રેંચાઇઝ' હતું. તેનો અર્થ 'હિંદી મતાધિકાર' થયો. ફકરાની મતલબ એ હતી કે. હિંદીઓને નાતાલની ધારાસભામાં સભ્યોની ચૂંટણી કરવાના હક હતા તે લઈ લેવા. આને લગતા કાયદા ધારાસભામાં ચર્ચાઈ રહ્યો હતો. હું આ કાયદાથી અજાણ્યો હતો. મિજલસમાંના કોઈને હિંદીઓના હક લઈ લેનારા આ ખરડા વિષે કંઈ ખબર નહોતી.

મેં અબદુલ્લા શેઠને પૂછ્યું. તેમણે કહ્યું, 'આવી બાબતમાં અમે શું જાણીએ? અમને તો વેપાર ઉપર કંઈ આફત આવે તો તેની ખબર પડે. જુઓની, ઑરેંજ ફ્રી સ્ટેટમાં અમારા વેપારની જડ ઊખડી ગઈ. તે બાબત અમે મહેનત કરી. પણ અમે તો અપંગ રહ્યા. છાપાં વાંચીએ

તોએ ભાવતાલ જેટલું સમજીએ. કાયદાની વાતોની શી ખબર પડે? અમારાં આંખકાન અમારા ગોરા વકીલો.'

'પણ અહીં જન્મેલા ને અંગ્રેજી ભણેલા આટલા બધા નૌજવાન હિંદીઓ આપણે ત્યાં છે તેનું શું?' મેં પૂછ્યું.

'અરે ભાઈ,' અબદુલ્લા શેઠે કપાળે હાથ મૂક્યો. 'તેમની પાસેથી તે શું મળે? તે બિચારા આમાં શું સમજે? તેઓ અમારી પાસે પણ ન ફરકે, ને સાચું પૂછાવો તો અમે પણ તેમને ન ઓળખીએ. એ રહ્યા ખ્રિસ્તી એટલે પાદરીઓના પંજામાં. અને પાદરીઓ ગોરા, તે સરકારને તાબે!'

મારી આંખ ઊઘડી. આ વર્ગને અપનાવવો જોઈએ. ખ્રિસ્તીધર્મના આ જ અર્થ! તેઓ ખ્રિસ્તી એટલે દેશના મટ્યા! ને પરદેશી થયા!

પણ મારે તો દેશ પાછા ફરવું હતું એટલે ઉપરના વિચારોને મેં મૂર્તિમંત ન કર્યા. અબદુલ્લા શેઠને પૂછ્યું:

'પણ આ કાયદા જો એમ ને એમ પસાર થાય તો તમને ભારે પડવાના. આ તો હિંદીઓની હસ્તીના નાશનું પહેલું પગથિયું છે. આમાં સ્વમાનની હાનિ છે.'

'તે હોય. પણ તમને હું આ ફરેંચાઈઝ (આમ અંગ્રેજી ભાષાના ઘણા શબ્દો પલટાઈને દેશીઓમાં રૂઢ થઈ ગયા હતા. 'મતાધિકાર' કહો તો કોઈ ન સમજે.)નો ઇતિહાસ કહું. અમે તો એમાં કંઈ જ ન સમજીએ. પણ આપણા મોટા વકીલ મિ. એસ્કંબ છે એ તો તમે જાણો જ છો. એ જબરો લડવૈયો છે. તેની ને અહીંના ફુરજાના એંજિનિયરની વચ્ચે ખૂબ લડાઈ ચાલે છે. મિ. એસ્કંબને ધારાસભામાં જવામાં આ લડાઈ આડે આવતી હતી. તેણે અમને અમારી સ્થિતિનું ભાન કરાવ્યું. તેના કહેવાથી અમે અમારાં નામ મતાધિકારપત્રમાં નોંધાવ્યાં ને તે બધા મત

મિ. એસ્કંબને આપ્યા. હવે તમે જોશો કે અમે આ જાતની કિંમત તમે આંકો છો તેની કેમ નથી આંકી. પણ તમે કહો છો તે હવે અમારાથી સમજી શકાય છે. વારુ, ત્યારે તમે શી સલાહ આપો છો?'

આ વાત બીજા મહેમાનો ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા હતા. તેમાંના એકે કહ્યું, 'હું તમને સાચી વાત કહું? જો તમે આ સ્ટીમરમાં ન જાઓ ને મહિનોમાસ રોકાઈ જાઓ તો અમે કહો તે પ્રમાણે લડીએ.'

બીજા બોલી ઊઠ્યા:

'એ ખરી વાત છે. અબદુલ્લા શેઠ, તમે ગાંધીભાઈને રોકી રાખો.'

અબદુલ્લા શેઠ ઉસ્તાદ હતા. તે બોલ્યા, 'હવે તેમને રોકવાનો મારો અધિકાર નથી, અથવા તો મને તેટલો તમને. પણ તમે કહો છો તે બરાબર છે. આપણે બધા તેમને રોકીએ. પણ એ તો બારિસ્ટર છે, એમની ફીનું શું?'

હું દુભાયો ને વચ્ચે પડ્યો.

'અબદુલ્લા શેઠ, આમાં મારી ફીની વાત હોય જ નહિ. જાહેર સેવામાં ફી કેવી? હું રોકાઉં તો એક સેવક તરીકે રોકાઈ શકું. આ ભાઈઓને બધાને હું બરોબર ન ઓળખું. પણ તમે માનતા હો કે બધા મહેનત કરશે તો હું એક મહિનો રોકાઈ જવા તૈયાર છું. એટલું ખરું કે, જોકે તમારે મને કંઈ આપવાનું નથી છતાં આવાં કામ તદ્દન વગરપૈસે તો ન જ થાય. આપણે તારો કરવા પડે, કંઇ છપાવવું પડે. જ્યાં ત્યાં જવું જોઈએ તેનાં ગાડીભાડાં થાય. વખતે આપણે સ્થાનિક વકીલનીયે સલાહ લેવી પડે. મને અહીંના કાયદાની ખબર ન હોય. કાયદાનાં પુસ્તકો તપાસવાં

જોઈએ. વળી આવાં કામ એક હાથે ન થાય. ઘણાએ તેમાં ભળવું જોઈએ.'

ઘણા અવાજ એકસાથે સંભળાયા: 'ખુદાની મહેર છે. પૈસા તો ભેળા થઈ રહેશે. માણસો પણ છીએ. તમે રહેવાનું કબૂલ કરો એટલે બસ.'

મિજલસ મટી ને કાર્યવાહક સમિતિ થઈ પડી. ખાવા-પીવાનું વહેલું ઉકેલી ઘેર પહોંચવાનું મેં સૂચવ્યું. લડતની રૂપરેખા મેં મનમાં ગોઠવી. મતાધિકાર કેટલાને છે વગેરે જાણી લીધું. મેં એક માસ રહી જવાનો નિશ્ચય કર્યો.

આમ દક્ષિણ આફ્રિકામાં મારા સ્થાયી રહેઠાણનો પાયો ઈશ્વરે રચ્યો ને સ્વમાનની લડતનું બીજ રોપાયું.

## ૧૭

# રહ્યો

સન ૧૮૯૩ની સાલમાં નાતાલમાં હિંદી કોમના અગ્રગણ્ય નેતા શેઠ હાજી મહમદ હાજી દાદા ગણાતા. સાંપત્તિક સ્થિતિમાં શેઠ અબદુલ્લા હાજી આદમ મુખ્ય હતા. પણ તેઓ તેમ જ બીજા જાહેર કામમાં શેઠ હાજી મહમદને જ પ્રથમ સ્થાન આપતા. એટલે તેમના પ્રમુખપણા નીચે અબદુલ્લા શેઠના મકાનમાં એક સભા ભરાઈ. તેમાં ફ્રેંચાઇઝ બિલની સામે થવાનો ઠરાવ થયો. સ્વયંસેવકો નોંધાયા. આ સભામાં નાતાલમાં જન્મેલા હિંદીઓ, એટલે ખ્રિસ્તી જુવાનિયાને પણ એકઠા કર્યા હતા. મિ. પોલ ડરબનની કોર્ટના દુભાષિયા હતા. મિ. સુભાન ગૉડફ્રે મિશન સ્કૂલના હેડમાસ્તર હતા. તેમણે પણ સભામાં હાજરી આપી, ને તેમની અસરથી તે વર્ગના જુવાનિયા સારી સંખ્યામાં આવ્યા હતા. આ બધા સ્વયંસેવક તરીકે જોડાયા. વેપારી તો ઘણા હતા જ. તેમાંનાં જાણવાજોગ નામ, શેઠ દાઉદ મહમદ, મહમદ કાસમ કમરુદ્દીન, શેઠ આદમજી મિયાંખાન, એ. કોલંદાવેલ્લુ પીલે, સી. લછીરામ, રંગસામી પડિયાચી, આમદ જીવા, વગેરે હતા. પારસી રુસ્તમજી તો હોય જ. મહેતા વર્ગમાંથી પારસી માણેકજી, જોશી, નરસીરામ વગેરે, દાદા અબદુલ્લા ઇત્યાદિની મોટી પેઢીઓના નોકરો હતા. આ બધાને જાહેર કામમાં જોડાવાથી આશ્ચર્ય લાગ્યું. આમ જાહેર કામમાં નોતરાવાનો ને ભાગ લેવાનો તેમનો આ પ્રથમ અનુભવ હતો. આવી પડેલા દુઃખની સામે નીચઊંચ, નાનામોટા, શેઠનોકર, હિંદુમુસલમાન, પારસી, ઇસાઈ, ગુજરાતી, મદ્રાસી, સિંધી, વગેરે ભેદ ભુલાઈ ગયા હતા. સહુ હિંદનાં સંતાન અને સેવક હતા.

બિલની બીજી સુનાવણી થઈ ગઈ હતી કે થવાની હતી. તે વખતે થયેલાં ધારાસભાનાં ભાષણોમાં એવી ટીકા હતી કે, કાયદો આવો સખત હતો છતાં હિંદીઓ તરફથી કશો વિરોધ નહોતો, તે હિંદી કોમની બેદરકારી અને તેની મતાધિકાર ભોગવવાની નાલાયકીનો પુરાવો હતો.

મેં વસ્તુસ્થિતિ સભાને સમજાવી. પ્રથમ કાર્ય તો એ થયું કે ધારાસભાના પ્રમુખને તાર મોકલવો કે તેમણે બિલનો વધુ વિચાર મુલતવી રાખવો. એવો જ તાર મુખ્ય પ્રધાન, સર જૉન રૉબિન્સનને પણ મોકલ્યો, ને બીજો દાદા અબદુલ્લાના મિત્ર તરીકે મિ. એસ્કંબને. આ તારનો જવાબ તુરત વળ્યો કે બિલની ચર્ચા બે દિવસ મુલતવી રહેશે. સહુ રાજી થયા.

અરજી ઘડાઈ. તેની ત્રણ નકલ મોકલવાની હતી. પ્રેસને સારુ પણ નકલ તૈયાર કરવાની હતી. અરજીમાં બની શકે તેટલી સહીઓ લેવાની હતી. આ કામ બધું એક રાતમાં પૂરું કરવાનું હતું. પેલા શિક્ષિત સ્વયંસેવકો અને બીજા લગભગ આખી રાત જાગ્યા. સારા અક્ષર લખનાર તેમાંના એક મિ. આર્થર બુઢ્ઢા હતા. તેમણે સુંદર અક્ષરે અરજીની નકલ કરી. બીજાઓએ તેની બીજી નકલો કરી. એક બોલે ને પાંચ લખતા જાય. એમ પાંચ નકલ એકસાથે થઈ. વેપારી સ્વયંસેવકો પોતપોતાની ગાડીઓ લઈ કે પોતાને ખર્ચે ગાડીઓ ભાડે કરી સહીઓ લેવા નીકળી પડ્યા.

અરજી ગઈ. છાપાંમાં છપાઈ. તેને વિષે અનુકૂળ ટીકાઓ થઈ. ધારાસભા ઉપર પણ અસર થઈ. તેની ચર્ચા પણ ખૂબ થઈ. અરજીમાં આપેલી દલીલના રદિયા અપાયા, પણ તે આપનારને પણ લૂલા લાગ્યા. બિલ તો પાસ થયું.

આ પરિણામ આવશે એમ સહુ જાણતા હતા. પણ કોમમાં નવજીવન રેડાયું. એક કોમ છીએ, માત્ર વેપારી

હકોને જ સારુ નહિ પણ કોમી હકોને સારુ લડવાનો પણ સહુનો ધર્મ છે, એમ સહુ સમજ્યા.

આ સમયે લૉર્ડ રિપન સંસ્થાનોના પ્રધાન હતા. તેમને એક જંગી અરજી કરવાનો ઠરાવ કર્યો. આ અરજીમાં જેટલાની બને તેટલાની સહીઓ લેવાની હતી. એ કામ એક દહાડામાં ન જ થાય. સ્વયંસેવકો નિમાયા ને કામ ઉકેલવાનું સહુએ હાથ લીધું.

અરજીની પાછળ મેં બહુ મહેનત લીધી. મારે હાથ આવ્યું તે બધું સાહિત્ય વાંચી લીધું. હિંદુસ્તાનમાં આપણે એક પ્રકારનો મતાધિકાર ભોગવીએ છીએ એ સિદ્ધાંતની દલીલને, અને હિંદુઓની વસ્તી જૂજ છે એ વ્યાવહારિક દલીલને, મેં મધ્યબિંદુ બનાવ્યું.

અરજીમાં દશ હજાર સહીઓ થઈ. એક પખવાડિયામાં અરજી મોકલવા જોગી સહીઓ મળી રહી. આટલા સમયમાં નાતાલમાં દસ હજાર સહીઓ લેવી એને વાંચનાર નાનીસૂની વાત ન સમજે. સહીઓ આખા નાતાલમાંથી લેવાની હતી. માણસો આવા કામથી અજાણ્યા હતા. શેમાં સહી કરે છે તે સમજે નહિ ત્યાં સુધી સહી ન લેવાનો નિશ્ચય હતો, તેથી ખુદ્દામ સ્વયંસેવકોને મોકલીને જ સહી લેવાય તેમ હતું. ગામડાં દૂર દૂર હતાં. એટલે, ઘણા કામ કરનારા ચીવટથી કામ કરે તો જ આવાં કામ શીઘ્રતાથી થઈ શકે. તેમ જ થયું. આમાં બધાએ ઉત્સાહપૂર્વક કામ કર્યું. આમાંના શેઠ દાઉદ મહમદ, પારસી રુસ્તમજી, આદમજી મિયાંખાન, અને આમદ જીવાની મૂર્તિઓ અત્યારે પણ મારી નજરે તરે છે. તેઓ ઘણી સહીઓ લાવ્યા હતા. દાઉદ શેઠ આખા દહાડો પોતાની ગાડી લઈ નીકળી પડતા. કોઈએ ખીસાખર્ચ સુધ્ધાં ન માગ્યું.

દાદા અબદુલ્લાનું મકાન ધર્મશાળા કે જાહેર ઑફિસ જેવું થઈ પડયું હતું. શિક્ષિત ભાઈઓ તો મારી પાસે જ

હોય. તેઓનું અને બીજા કામદારોનું ખાવાનું દાદા અબદુલ્લાને ત્યાં જ થાય. આમ સહુ ખૂબ ખર્ચમાં ઊતર્યા.

અરજી ગઈ, તેની એક હજાર નકલ છપાવી હતી. તે અરજીએ હિંદુસ્તાનની જાહેર પ્રજાને નાતાલનો પહેલો પરિચય કરાવ્યો. જેટલાં છાપાંનાં અને જાહેર આગેવાનોનાં નામ હું જાણતો હતો તેટલાંને તે અરજીની નકલો મોકલી.

'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ તે ઉપર અગ્રલેખ લખ્યો ને હિંદીઓની માગણીને સરસ ટેકો આપ્યો. વિલાયતમાં પણ અરજીની નકલ બધા પક્ષના આગેવાનોને મોકલવામાં આવી હતી. ત્યાં લંડનના 'ટાઇમ્સ'નો ટેકો મળ્યો. એટલે બિલને મંજૂરી ન મળવાની આશા બંધાઈ.

હવે મારાથી નાતાલ છોડાય એવું ન રહ્યું. લોકોએ મને ચોમેરથી ઘેર્યો ને નાતાલમાં જ સ્થાયી રહેવાનો અતિશય આગ્રહ કર્યો. મેં મારી મુશ્કેલીઓ જણાવી. મારા મનની સાથે મેં નિશ્ચય કર્યો હતો કે મારે જાહેર ખરચે ન જ રહેવું. નોખું ઘર માંડવાની મેં આવશ્યકતા જોઈ. ઘર પણ સારું અને સારા લત્તામાં લેવું જોઈએ એમ મેં તે વેળા માન્યું.

બીજા બારિસ્ટરો રહે તેમ મારે રહેવામાં કોમનું માન વધે એમ મેં વિચાર્યું. આવું ઘર હું વર્ષના ૩૦૦ પાઉંડ વિના ન જ ચલાવી શકું એમ મને લાગ્યું. તેટલા પૈસાની વકીલાતની બાળાધરી મળી શકે તો જ રહેવાય એમ મેં નિશ્ચય કર્યો ને તે કોમને જણાવ્યો.

'પણ એટલા પૈસા તમે જાહેર કામને સારુ લો તે અમને પરવડે તેમ છે, ને તેટલા એકઠા કરવા એ અમારે સારુ સહેલું છે. વકીલાત કરતાં મળે તે તમારું.' આમ સાથીઓએ દલીલ કરી.

'મારાથી એમ પૈસા લેવાય નહિ. મારા જાહેર કામની હું એટલી કિમ્મત ન ગણું. મારે કંઈ તેમાં વકીલાત

ડહોળવાની નથી, મારે તો લોકોની પાસેથી કામ લેવાનું રહ્યું છે. તેના પૈસા કેમ લેવાય? વળી મારે તમારી પાસેથી જાહેર કામને અર્થે પૈસા કઢાવવા રહ્યા. જો હું મારે સારુ પૈસા લઉં તો તમારી પાસેથી મોટી રકમો કઢાવતાં મને સંકોચ થાય ને છેવટે આપણું વહાણ અટકે. કોમની પાસે તો હું દરવર્ષે ૩૦૦ પાઉંડ કરતાં વધારે જ ખરચ કરાવવાનો.' મેં જવાબ આપ્યો.

'પણ તમને અમે ઓળખતા થઈ ગયા છીએ. તમારે ક્યાં તમારે સારુ પૈસા માગવા છે? તમારે રહેવાનો ખરચ તો અમારે આપવો જોઈએ ના!'

'એ તો તમારો સ્નેહ અને તાત્કાલિક ઉત્સાહ બોલાવે છે. આ જ ઉત્સાહ ને આ જ સ્નેહ સદાય ટકે એમ આપણે કેમ માની લઈએ? મારે તો તમને કોઈ વેળા કડવાં વેણ પણ કહેવાં પડે. ત્યારે પણ તમારો સ્નેહ હું જાળવી શકું કે નહિ એ તો દૈવ જાણે. પણ મૂળ વાત એ છે કે જાહેર સેવાને સારુ મારે પૈસા ન જ લેવા. તમે બધા તમારું વકીલકામ મને આપવા બંધાઓ એટલું મારે સારુ બસ છે. આટલું પણ તમને કદાચ ભારે પડે. હું કંઈ ગોરો બારિસ્ટર નથી. કોર્ટ મને દાદ આપે કે નહિ એ હું શું જાણું? મને વકીલાત કરતાં કેવું આવડશે તે પણ હું ન જાણું. એટલે મને પહેલેથી વકીલશી આપવામાં પણ તમારે જોખમ ખેડવાનું છે. છતાં તમે મને વકીલશી આપો એ તો કેવળ મારી જાહેર સેવાને લીધે જ ગણાય ના!'

આમ ચર્ચા કરતાં છેવટ એ આવ્યું કે વીસેક વેપારીઓએ મને એક વર્ષનું વર્ષાસન બાંધી આપ્યું. તે ઉપરાંત દાદા અબદુલ્લા મને વિદાયગીરી વખતે ભેટ આપવાના હતા તેને બદલે તેમણે મને જોઈતું ફર્નિચર લઈ આપ્યું ને હું નાતાલમાં રહ્યો.

## ૧૮

# કાળો કાંઠલો

અદાલતોનું ચિહ્ન ત્રાજવું છે. તેને ઝાલનાર એક નિષ્પક્ષપાતી, આંધળી પણ ડાહી ડોશી છે. તેને વિધિએ આંધળી ઘડી છે, જેથી તે મોં જોઈને ટીલું ન કરે. પણ જે ગુણે યોગ્ય હોય તેને જ ટીલું કરે. આથી ઊલટું, નાતાલની અદાલત પાસે તો મોં જોઈને ટીલું કરાવવા ત્યાંની વકીલસભા નીકળી પડી હતી. અદાલતે આ પ્રસંગે પોતાના ચિહ્નને શોભાવ્યું.

મારે વકીલાતની સનદ લેવાની હતી. મારી પાસે મુંબઈની વડી અદાલતનું પ્રમાણપત્ર હતું. વિલાયતનું મુંબઈની અદાલતને દફતરે હતું. દાખલ થવાની અરજીની સાથે સારા વર્તનનાં બે પ્રમાણપત્રોની જરૂર ગણાતી. મેં ધાર્યું કે આ પ્રમાણપત્ર ગોરાઓનાં હશે તો ઠીક ગણાશે, તેથી અબદુલ્લા શેઠની મારફતે મારા સંબંધમાં આવેલા બે પ્રસિદ્ધ ગોરા વેપારીનાં પ્રમાણપત્રો લીધાં હતાં. અરજી કોઈ વકીલ મારફત થવી જોઈએ, ને સામાન્ય નિયમ એ હતો કે આવી અરજી એટર્ની-જનરલ વગરફીએ કરે. મિ. એસ્કંબ એટર્ની-જનરલ હતા. અબદુલ્લા શેઠના તે વકીલ હતા એ તો આપણે જાણીએ છીએ. તેમને હું મળ્યો ને તેમણે ખુશીથી મારી અરજી રજૂ કરવાનું સ્વીકાર્યું.

એવામાં ઓચિંતી વકીલસભા તરફથી મને નોટિસ મળી. નોટિસમાં મારા દાખલ થવા સામે વિરોધ ઉઠાવવામાં આવ્યો હતો. એમાં એક કારણ એ બતાવ્યું હતું કે મેં

વકીલાત સારુ કરેલી અરજી સાથે અસલ પ્રમાણપત્ર જોડયું નહોતું. પણ વિરોધનો મુખ્ય મુદ્દો એ હતો કે, અદાલતમાં વકીલોને દાખલ કરવાના ધારા ઘડાયા ત્યારે કોઈ પણ કાળો કે પીળો માણસ અરજી કરે એવો સંભવ પણ માનવામાં ન આવેલો હોવો જોઈએ; નાતાલ ગોરાઓના સાહસથી બનેલું હતું ને તેથી તેમાં ગોરાઓને જ પ્રધાનપદ હોવું જોઈએ. જો કાળા વકીલ દાખલ થાય તો ધીમે ધીમે ગોરાઓનું પ્રધાનપદ જાય ને તેમની રક્ષાની વાડ ભાંગી પડે.

આ વિરોધની હિમાયત કરવા વકીલસભાએ એક પ્રખ્યાત વકીલને રોકયા હતા. આ વકીલને પણ દાદા અબદુલ્લા સાથે સંબંધ હતો. તેમની મારફતે તેમણે મને બોલાવ્યો. તેમણે મારી સાથે નિખાલસપણે વાત કરી. તેમણે મારો ઇતિહાસ પૂછ્યો. મેં તે આપ્યો. પછી તે બોલ્યા:

'મારે તો તમારી સામે કાંઈ કહેવાનું નથી. મને ભય એ હતો કે રખેને તમે અહીં જન્મેલા કોઈ ધૂર્ત હો! વળી તમારી પાસે અસલ પ્રમાણપત્ર નથી. તેથી મારા શકને ટેકો મળ્યો. એવા પણ માણસ પડયા છે જે પારકાં પ્રમાણપત્રોનો ઉપયોગ કરે છે. તમે ગોરાઓનાં પ્રમાણપત્ર રજૂ કર્યાં છે તેની મારા ઉપર અસર નથી થઈ. તેઓ તમને શું જાણે? તમારી સાથે તેઓની ઓળખાણ કેટલી?'

'પણ અહીં તો મને બધા જ નવા છે. અબદુલ્લા શેઠે પણ મને તો અહીં જ ઓળખ્યો.' હું વચ્ચે બોલ્યો.

'હા; પણ તમે તો કહો છો કે એ તમારા ગામના છે. અને તમારા બાપ ત્યાંના દીવાન હતા તેથી તે તમારા કુટુંબને તો ઓળખે જ ના? તેમનું સોગનનામું તમે રજૂ કરો તો મારે તો કંઈ કહેવાપણું નહિ રહે. હું વકીલસભાને લખી મોકલીશ કે મારાથી તમારો વિરોધ નહિ કરી શકાય.'

મને ક્રોધ આવ્યો, તે મેં રોક્યો. મને થયું, 'જો મેં અબદુલ્લા શેઠનું જ પ્રમાણપત્ર રજૂ કર્યું હોત તો તેની અવગણના થાત ને ગોરાની ઓળખાણ માગત. વળી મારા જન્મની સાથે મારી વકીલાતની લાયકાતને શો સંબંધ હોય? હું દુષ્ટ કે કંગાળ માબાપનો દીકરો હોઉં તો મારી લાયકાત તપાસવામાં તે મારી સામે શા સારુ વપરાય?' પણ આ બધા વિચારોને રોકી મેં જવાબ આપ્યો:

'જોકે આવી હકીકત માગવાને વકીલસભાને અધિકાર છે એમ હું કબૂલ નથી કરતો, છતાં તમે ઇચ્છો છો તેવું સોગનનામું મેળવવા હું તૈયાર છું.'

અબદુલ્લા શેઠનું સોગનનામું ઘડ્યું ને તે વકીલને આપ્યું. તેણે સંતોષ જાહેર કર્યો. પણ વકીલસભાને સંતોષ ન થયો. તેણે તો મારા દાખલ થવા સામેનો વિરોધ અદાલત આગળ રજૂ કર્યો. અદાલતે મિ. એસ્કંબનો જવાબ પણ સાંભળ્યા વિના સભાનો વિરોધ રદ કર્યો. વડા ન્યાયાધીશે કહ્યું:

'અરજદારે અસલ પ્રમાણપત્ર રજૂ નથી કર્યું એ દલીલમાં વજૂદ નથી. જો તેણે જૂઠા સોગન ખાધા હશે તો તેના ઉપર જૂઠા સોગનની ફોજદારી ચાલી શકશે ને તેનું નામ વકીલોમાંથી બાતલ થશે. અદાલતના ધારાઓમાં કાળાધોળાનો ભેદ નથી. અમને મિ. ગાંધીને વકીલાત કરતાં રોકવાનો અધિકાર નથી. અરજી મંજૂર કરવામાં આવે છે. મિ. ગાંધી, તમે સોગન લઈ શકો છો.'

હું ઊઠ્યો. રજિસ્ટ્રાર આગળ સોગન લીધા. લીધા કે તુરત વડા જડજે કહ્યું: 'હવે તમારે તમારી પાઘડી ઉતારવી જોઈએ. વકીલ તરીકે વકીલોને લગતો પોશાક વિષેનો અદાલતી નિયમ તમારે પણ પાળવો રહ્યો છે!'

હું મારી મર્યાદા સમજ્યો. ડરબનના મૅજિસ્ટ્રેટની કચેરીમાં જે પાઘડી પહેરી રાખવાનો મેં આગ્રહ રાખ્યો

હતો તે મેં અહીં ઉતારી. ઉતારવાની સામે દલીલ તો હતી જ. પણ મારે તો મોટી લડતો લડવી હતી. પાઘડી પહેરી રાખવાની હઠ કરવામાં મારી લડવાની કળાની સમાપ્તિ નહોતી. કદાચ તેને ઝાંખપ લાગત.

અબદુલ્લા શેઠ અને બીજા મિત્રોને મારી નરમાશ (કે નબળાઈ?) ન ગમી. મારે વકીલ તરીકે પણ પાઘડી પહેરી રાખવાનો આગ્રહ રાખવો જોઈતો હતો એમ તેમને લાગ્યું. મેં તેમને સમજાવવા પ્રયત્ન કર્યો. 'દેશ તેવો વેશ' એ કહેવતનું રહસ્ય સમજાવ્યું. હિંદુસ્તાનમાં પાઘડી ઉતારવાની ફરજ ગોરા અમલદાર કે જડજ પાડે તો તેની સામે થવાય. નાતાલ જેવા દેશમાં અને તે અદાલતના એક હોદ્દેદાર તરીકે મને અદાલતના રિવાજનો એવો વિરોધ કરવો શોભે નહિ.

આ અને આવી દલીલોથી મેં મિત્રોને કંઈક શાંત તો કર્યા, પણ હું નથી માનતો કે એક જ વસ્તુને જુદા સંજોગોમાં જુદી રીતે જોવાની યોગ્યતા, આ પ્રસંગે, હું તેઓને સંતોષ વળે તેમ ઠસાવી શક્યો. પણ મારા જીવનમાં આગ્રહ અને અનાગ્રહ હમેશાં સાથે સાથે જ ચાલતા આવ્યા છે. સત્યાગ્રહમાં આ અનિવાર્ય છે એમ મેં પાછળથી અનેક વેળા અનુભવ્યું છે. આ સમાધાનવૃત્તિને સારુ મારે જીવનું જોખમ અને મિત્રોનો અસંતોષ ઘણી વેળા ખેડવાં પડ્યાં છે. પણ સત્ય વજ્ર જેવું કઠણ છે ને કમળ જેવું કોમળ છે.

વકીલસભાના વિરોધે દક્ષિણ આફ્રિકામાં મારી બીજી જાહેરખબરની ગરજ સારી. ઘણાંખરાં છાપાંઓએ મારી સામેના વિરોધને વખોડ્યો ને વકીલો ઉપર ઈર્ષાનો આરોપ મૂક્યો. આ જાહેરાતથી મારું કામ કેટલેક અંશે સરળ થયું.

૧૯

# નાતાલ ઇંડિયન કૉંગ્રેસ

વકીલાતનો ધંધો કરવો એ મારે સારુ ગૌણ વસ્તુ હતી ને હમેશાં ગૌણ જ રહી. મારું નાતાલમાં રહેવું સાર્થક કરવા સારુ તો મારે જાહેર કામમાં તન્મય થવું જોઈએ. હિંદી મતાધિકાર પ્રતિબંધના કાયદાની સામે માત્ર અરજી કરીને તો ન જ બેસી રહેવાય. તે વિષે પ્રવૃત્તિ ચાલુ રહે તો જ સંસ્થાનોના પ્રધાન ઉપર અસર પડે. આને સારુ એક સંસ્થાની સ્થાપના કરવાની આવશ્યકતા જણાઈ. તેથી અબદુલ્લા શેઠ સાથે મસલત કરી. બીજા સાથીઓને મળ્યા ને એક જાહેર સંસ્થા બનાવવાનો અમે નિશ્ચય કર્યો.

તેનું નામ પાડવામાં કંઈ ધર્મસંકટ હતું. આ સંસ્થાને કોઈ પક્ષનો પક્ષપાત નહોતો કરવો. મહાસભા ( કૉંગ્રેસ ) નું નામ કનઝરવેટીવ ( પ્રાચીન ) પક્ષમાં અળખામણું હતું. એ હું જાણતો હતો. પણ મહાસભા હિંદનો પ્રાણ હતી. તેની શક્તિ વધવી જ જોઈએ. તે નામ છુપાવવામાં અથવા ધારણ કરતાં સંકોચ રાખવામાં નામર્દીની ગંધ આવતી હતી. તેથી મેં મારી દલીલો રજૂ કરીને સંસ્થાને 'કૉંગ્રેસ' નામ જ આપવા સૂચવ્યું, ને ૧૮૯૪ના મે માસની ૨૨મી તારીખે 'નાતાલ ઇંડિયન કૉંગ્રેસ'નો જન્મ થયો.

દાદા અબદુલ્લાનો મેડો ભરાઈ ગયો હતો. લોકોએ આ સંસ્થાને ઉત્સાહપૂર્વક વધાવી લીધી. બંધારણ સાદું રાખ્યું હતું. લવાજમ આકરું હતું. દરમાસે ઓછામાં ઓછા પાંચ શિલિંગ આપે તે જ સભ્ય થઈ શકે. વધારેમાં વધારે

જેટલું ધનિક વેપારી પાસેથી તેમને રીઝવીને લઈ શકાય તે લેવું. અબદુલ્લા શેઠની પાસે દરમાસે બે પાઉંડ લખાવ્યા. બીજા પણ બે ગૃહસ્થોના તેટલા લખાવ્યા. મેં પોતે વિચાર્યું કે મારાથી સંકોચ કરાય જ નહિ. તેથી મેં દરમાસનો એક પાઉંડ લખાવ્યો. આ જરા મારે વીમો કરવા જેવું હતું. પણ મેં વિચાર્યું કે જો મારું ખર્ચ ચાલવાનું જ હશે તો મને દરમાસે એક પાઉંડ વધારે નહિ પડે. ઈશ્વરે મારું ગાડું રેડવ્યું. એક પાઉંડવાળાની સંખ્યા ઠીક થઈ. દશ શિલિંગવાળા તેથી વધારે. આ ઉપરાંત સભ્ય થયા વિના ભેટ તરીકે તો હરકોઈ ઇચ્છા પ્રમાણે આપે તે લેવાનું હતું.

અનુભવે જોયું કે કોઈ ઉઘરાણી કર્યા વિના લવાજમ ભરે તેમ ન હતું. ડરબન બહારનાને ત્યાં વખતોવખત જવું અસંભવિત હતું. 'આરંભે શૂરા'નો દોષ તુરત પ્રગટ થયો. ડરબનમાં પણ ઘણા ફેરા ખવાય ત્યારે પૈસા મળે. હું મંત્રી હતો. પૈસા ઉઘરાવી લેવાનો બોજો મારે માથે હતો. મારે મારા મહેતાને લગભગ આખો દહાડો ઉઘરાણાંના કામમાં જ રોકવાનો પ્રસંગ આવી પડ્યો. મહેતો પણ કાયર થયો. મને લાગ્યું કે માસિક નહિ પણ વાર્ષિક લવાજમ હોવું જોઈએ ને તે સહુએ અગાઉથી જ આપવું જોઈએ. સભા બોલાવી. સહુએ સૂચના વધાવી લીધી ને ઓછામાં ઓછા ત્રણ પાઉંડ વાર્ષિક લવાજમ લેવાનું ઠર્યું ને ઉઘરાણાંનું કામ સરળ થયું.

આરંભમાં જ મેં શીખી લીધું હતું કે જાહેર કામ કદી કરજ કરીને કરવું નહિ. લોકોનો બીજાં કામો વિષે ભલે વિશ્વાસ કરાય, પણ પૈસાના વાયદાનો વિશ્વાસ ન કરાય. ભરાવેલી રકમ આપવાનો ધર્મ લોકો ક્યાંયે નિયમિત રીતે પાળતા નથી એમ મેં જોઈ લીધું હતું. નાતાલના હિંદીઓ

અપવાદરૂપે નહોતા. તેથી 'નાતાલ ઇંડિયન કોંગ્રેસે' કદી કરજ કરીને કામ કર્યું જ નથી.

સભ્યો બનાવવામાં સાથીઓએ અસીમ ઉત્સાહ બતાવ્યો હતો. તેમાં તેમને રસ આવતો હતો. તેમાં અમૂલ્ય અનુભવ મળતો હતો. ઘણા લોકો રાજી થઈને નામ નોંધાવતા ને તુરત પૈસા આપી દેતા. દૂર દૂરનાં ગામોમાં જરા મુશ્કેલી આવતી. જાહેર કામ શું તે લોકો નહોતા સમજતા. ઘણી જગ્યાએ તો લોકો પોતાને ત્યાં આવવાનાં આમંત્રણ મોકલે, અગ્રેસર વેપારીને ત્યાં ઉતારો ગોઠવે. પણ આ મુસાફરીઓમાં એક જગ્યાએ આરંભમાં જ અમને મુશ્કેલી આવી. ત્યાં છ પાઉંડ મળવા જોઈતા હતા, પણ તે વેપારી ત્રણથી આગળ ન જ વધે. જો તેટલા લેવાય તો બીજાઓ પાસેથી વધુ ન મળે. ઉતારો તેમને ત્યાં જ હતો. અમે બધા ભૂખ્યા હતા. પણ લવાજમ ન મળે ત્યાં લગી ખવાય કેમ? આ ભાઈને ખૂબ વીનવ્યા. એકના બે થાય જ નહિ. ગામના બીજા વેપારીઓએ પણ તેમને સમજાવ્યા. આખી રાત રકઝકમાં ગઈ. ક્રોધ તો ઘણા સાથીઓને ચડ્યો. પણ કોઈએ વિનય ન છોડ્યો. છેક સવારે આ ભાઈ પીગળ્યા ને છ પાઉંડ આપ્યા. અમને જમાડ્યા. આ બનાવ ટોંગાટમાં બનેલો. આની અસર ઉત્તર કિનારા પર છેક સ્ટેંગર સુધી ને અંદર છેક ચાર્લ્સ-ટાઉન સુધી પડી. ઉઘરાણાનું અમારું કામ સરળ થઈ પડ્યું.

પણ પૈસા જ એકઠા કરવા એ મતલબ તો ન જ હતી. જોઈએ તે કરતાં વધારે પૈસા ન રાખવા એ તત્ત્વ પણ હું સમજી ગયો હતો.

સભા દર અઠવાડિયે કે દરમાસે જરૂર પ્રમાણે થાય. તેમાં આગલી સભાનો હેવાલ વંચાય ને અનેક પ્રકારની ચર્ચા થાય. ચર્ચા કરવાની અને ટૂંકું ને મુદ્દાસર બોલવાની ટેવ તો લોકોને ન જ હતી. લોકો ઊભા થઈને બોલતાં સંકોચાય.

સભાના નિયમો સમજાવ્યા ને લોકોએ તેને માન આપ્યું. તેમને થતો ફાયદો તેઓ જોઈ શક્યા ને જેઓને કદી જાહેરમાં બોલવાની ટેવ નહોતી તે જાહેર કામો વિષે બોલતા ને વિચાર કરતા થયા.

જાહેર કામ ચલાવતાં ઝીણું ખર્ચ ઘણા પૈસા લઈ જાય છે એ પણ હું જાણતો હતો. આરંભમાં તો રસીદ બુક સુધ્ધાં ન છપાવવાનો નિશ્ચય મેં રાખ્યો હતો. મારી ઓફિસમાં સાઇક્લોસ્ટાઇલ રાખ્યું હતું તેમાં પહોંચો છપાવી. રિપોર્ટ પણ તેવી જ રીતે છપાવતા. જ્યારે તિજોરીમાં પૈસા ઠીક આવ્યા, સભ્યો વધ્યા, કામ વધ્યું ત્યારે જ પહોંચ ઇત્યાદિ છપાવવાનું રાખ્યું. આવી કરકસર દરેક સંસ્થામાં આવશ્યક છે, છતાં એ હમેશાં નથી જળવાતી એમ હું જાણું છું. તેથી આ નાનકડી ઊગતી સંસ્થાના ઉછેરકાળની વિગતમાં ઊતરવું મેં દુરસ્ત ધાર્યું છે. લોકો પહોંચની દરકાર ન રાખતા. છતાં તેમને આગ્રહપૂર્વક પહોંચ અપાતી. આથી હિસાબ પ્રથમથી જ પાઈએ પાઈના ચોખ્ખા રહ્યા, ને હું માનું છું કે, આજે પણ નાતાલ કોંગ્રેસના દફતરમાં ૧૮૯૪ના સંપૂર્ણ વિગતવાળા ચોપડા મળી આવવા જોઈએ. હરકોઈ સંસ્થાના ઝીણવટથી રખાયેલા હિસાબ તેનું નાક છે, તેના વિના તે સંસ્થા છેવટે ગંદી ને પ્રતિષ્ઠારહિત થઈ જાય છે. શુદ્ધ હિસાબ વિના શુદ્ધ સત્યની રખેવાળી અસંભવિત છે.

કોંગ્રેસનું બીજું અંગ સંસ્થાનમાં જન્મેલ ભણેલા હિંદીઓની સેવા કરવાનું હતું. તેને અંગે 'કોલોનિયલ બોર્ન ઇંડિયન એજ્યુકેશનલ એસોસિયેશન'ની સ્થાપના કરી. તેમાં આ નવયુવકો જ મુખ્યત્વે સભ્ય હતા. તેમણે આપવાનું લવાજમ જૂજ હતું. આ સભા વાટે તેઓની હાજતો જણાય ને તેઓની વિચારશક્તિ વધે, તેઓનો વેપારીઓ સાથે સંબંધ બંધાય ને તેઓને પોતાને પણ સેવાનું સ્થાન મળે. આ

સંસ્થા ચર્ચાસમાજ જેવી હતી. તેની નિયમસર સભા થાય, તેમાં તેઓ જુદા જુદા વિષય ઉપર ભાષણો કરે, નિબંધો વાંચે. તેને અંગે એક નાનું પુસ્તકાલય પણ સ્થપાયું.

કૉંગ્રેસનું ત્રીજું અંગ બાહ્ય પ્રવૃત્તિ. આમાં દક્ષિણ આફ્રિકાના અંગ્રેજોમાં તેમ જ બહાર ઇંગ્લંડમાં ને હિંદુસ્તાનમાં ખરી સ્થિતિ પ્રગટ કરવાનું કામ હતું. એ હેતુથી મેં બે ચોપાનિયાં લખ્યાં. પ્રથમ ચોપાનિયું 'દક્ષિણ આફ્રિકામાં વસતા દરેક અંગ્રેજને વિનંતિ' એ નામનું હતું. તેમાં નાતાલવાસી હિંદીઓની સામાન્ય સ્થિતિનું દિગ્દર્શન પુરાવાઓ સહિત હતું. બીજું 'હિંદી મતાધિકાર — એક વિનંતિ' નામનું ચોપાનિયું જેમાં હિંદી મતાધિકારનો ઇતિહાસ આંકડાઓ અને પુરાવા સહિત આપવામાં આવ્યો હતો. આ બન્ને ચોપાનિયાંની પાછળ ખૂબ મહેનત અને અભ્યાસ હતાં. તેનું ફળ પણ તેવું જ આવ્યું. તેનો બહોળો પ્રચાર કરવામાં આવ્યો. આ પ્રવૃત્તિને અંગે દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના મિત્રો ઉત્પન્ન થયા. ઇંગ્લંડમાં અને હિંદુસ્તાનમાં બધા પક્ષ તરફથી મદદ મળી. અને કાર્ય લેવાનો માર્ગ મળ્યો ને અંકાયો.

# ૨૦

## બાલાસુંદરમ

જેની જેવી ભાવના તેવું તેને થાય, એ નિયમ મારે વિષે લાગુ પડતો મેં અનેક વેળા જોયો છે. લોકની એટલે ગરીબની સેવાની મારી પ્રબળ ઇચ્છાએ ગરીબોની સાથે મારું અનુસંધાન સદાય અનાયાસે કરી આપ્યું છે.

'નાતાલ ઇંડિયન કૉંગ્રેસ'માં જોકે સંસ્થાનમાં જન્મ પામેલા હિંદીઓએ પ્રવેશ કર્યો હતો, મહેતાવર્ગ દાખલ થયો હતો, છતાં તેમાં છેક મજૂર, ગિરમીટિયાવર્ગે પ્રવેશ નહોતો કર્યો. કૉંગ્રેસ તેમની નહોતી થઈ. તેઓ તેમાં લવાજમ ભરી દાખલ થઈ તેને અપનાવી શકતા નહોતા. તેઓને કૉંગ્રેસ પ્રત્યે ભાવ પેદા ત્યારે જ થાય જ્યારે કૉંગ્રેસ તેમને સેવે. એવો પ્રસંગ એની મેળે આવ્યો, અને તે એવે વખતે કે જ્યારે હું પોતે અથવા તો કૉંગ્રેસ ભાગ્યે જ તૈયાર હતાં. કેમકે હજુ મને વકીલાત શરૂ કર્યાને બે ચાર માસ ભાગ્યે થયા હતા. કૉંગ્રેસની પણ બાળવય હતી. તેટલામાં એક દિવસ એક ફાટેલાં કપડાં પહેરેલો, ધ્રૂજતો, મોઢેથી લોહી ઝરતો, જેના આગલા બે દાંત પડી ગયા હતા એવો, મદ્રાસી હિંદી ફેંટો હાથમાં રાખીને રોતો રોતો મારી સમક્ષ આવી ઊભો. તેને તેના માલિકે સખત માર માર્યો હતો. મારો મહેતો જે તામિલ જાણતો હતો તેની મારફત મેં તેની સ્થિતિ જાણી. બાલાસુંદરમ એક પ્રતિષ્ઠિત ગોરાને ત્યાં મજૂરી કરતો હતો. માલિકને કંઈ ગુસ્સો ચડ્યો હશે, તે ભાન ભૂલ્યો ને તેણે બાલાસુંદરમને સારી પેઠે માર માર્યો. પરિણામે બાલાસુંદરમના બે દાંત તૂટી ગયા.

મેં તેને દાક્તરને ત્યાં મોકલ્યો. તે કાળે ગોરા દાક્તરો જ મળતા. ઈજા વિષેના પ્રમાણપત્રની મને ગરજ હતી. તે મેળવી હું બાલાસુંદરમને મૅજિસ્ટ્રેટ પાસે લઈ ગયો. ત્યાં બાલાસુંદરમનું સોગનનામું રજૂ કર્યું. એ વાંચી મૅજિસ્ટ્રેટ માલિક ઉપર ગુસ્સે થયો. તેના ઉપર તેણે સમન કાઢવાનો હુકમ કર્યો.

મારી નેમ માલિકને સજા કરાવવાની નહોતી. મારે તો બાલાસુંદરમને તેની પાસેથી છોડાવવો હતો. હું ગિરમીટિયાને લગતો કાયદો તપાસી ગયો. સામાન્ય નોકર જો નોકરી છોડે તો શેઠ તેના ઉપર દીવાની દાવો માંડી શકે. તેને ફોજદારીમાં ન લઈ જઈ શકે. ગિરમીટ અને સામાન્ય નોકરીમાં ઘણો ભેદ હતો, પણ મુખ્ય ભેદ એ હતો કે ગિરમીટિયો શેઠને છોડે તો તે ફોજદારી ગુનો ગણાય ને તેને સારુ તેને કેદ ભોગવવી પડે. આથી જ સર વિલિયમ વિલ્સન હંટરે આ સ્થિતિને લગભગ ગુલામીના જેવી ગણી. ગુલામની જેમ ગિરમીટિયો શેઠની મિલકત ગણાય. બાલાસુંદરમને છોડાવવાના બે જ ઇલાજ હતા: કાં તો ગિરમીટિયાને અંગે નિમાયેલો અમલદાર, જે કાયદામાં તેમના રક્ષક તરીકે ઓળખાતો હતો, તે ગિરમીટ રદ કરે અથવા બીજાને નામે ચડાવી આપે, અથવા માલિક પોતે તેને છોડાવવા તૈયાર થાય. હું માલિકને મળ્યો. તેને કહ્યું, 'મારે તમને સજા નથી કરાવવી. આ માણસને સખત માર પડ્યો છે એ તો તમે જાણો જ છો. તમે તેનું ગિરમીટ બીજાને નામે ચડાવવામાં સંમત થાઓ તો મને સંતોષ છે.' માલિકને તો એ જ જોઈતું હતું. પછી હું રક્ષકને મળ્યો. તેણે પણ સંમત થવાનું કબૂલ કર્યું, પણ એ શરતે કે બાલાસુંદરમને સારુ નવો શેઠ મારે શોધી કાઢવો.

મારે નવો અંગ્રેજ માલિક શોધવાનો હતો. હિંદીઓને ગિરમીટિયા રાખવા નહોતા દેતા. હું હજુ થોડા જ અંગ્રેજોને

ઓળખતા હતા. તેમાંના એકને મળ્યો. તેમણે મારા પર મહેરબાની કરી બાલાસુંદરમને રાખવાનું સ્વીકાર્યું. મેં મહેરબાનીનો સ્વીકાર કર્યો. મૅજિસ્ટ્રેટે માલિકને ગુનેગાર ઠરાવી તેણે બાલાસુંદરમની ગિરમીટ બીજાને નામે ચડાવી આપવા કબૂલ્યાની નોંધ કરી.

બાલાસુંદરમના કેસની વાત ગિરમીટિયામાં ચોમેર ફેલાઈ ને હું તેમનો બંધુ ઠર્યો. મને આ વાત ગમી. મારી ઑફિસે ગિરમીટિયાઓની સેર શરૂ થઈ ને તેમનાં સુખદુ:ખ જાણવાની મને બારે સગવડ મળી.

બાલાસુંદરમના કેસના ભણકારા છેક મદ્રાસ ઇલાકા સુધી સંભળાયા. એ ઇલાકાના જે જે પ્રદેશોમાંથી લોકો નાતાલની ગિરમીટમાં જતા તેમને ગિરમીટિયાઓએ જ આ કેસની જાણ કરી. કેસમાં એવું મહત્ત્વ નહોતું, પણ લોકોને નવાઈ લાગી કે તેમને સારુ જાહેર રીતે કામ કરનાર કોઈ નીકળી પડ્યું છે. આ વાતની તેમને હૂંફ મળી.

હું ઉપર જણાવી ગયો કે બાલાસુંદરમ પોતાનો ફેંટો ઉતારી તે પોતાના હાથમાં રાખી દાખલ થયો હતો. આ વાતમાં બહુ કરુણ રસ ભર્યો છે; તેમાં આપણી નામોશી ભરેલી છે. મારી પાઘડી ઉતારવાનો કિસ્સો તો આપણે જોઈ ગયા. ગિરમીટિયા તેમ જ બીજા અજાણ્યા હિંદી કોઈ પણ ગોરાને ત્યાં દાખલ થાય ત્યારે તેના માનાર્થે પાઘડી ઉતારે — પછી તે ટોપી હો કે બાંધેલી પાઘડી હો કે વીંટાળેલો ફેંટો. બે હાથે સલામ ભરે તે બસ ન થાય. બાલાસુંદરમે વિચાર્યું કે મારા આગળ પણ તેમ જ અવાય. મારી સામે બાલાસુંદરમનું આ દૃશ્ય એ પહેલો અનુભવ હતો. હું શરમાયો. મેં બાલાસુંદરમને ફેંટો બાંધવા કહ્યું. બહુ સંકોચથી તેણે ફેંટો બાંધ્યો. પણ તેથી તેને થયેલી ખુશાલી હું વરતી શક્યો. બીજાને નામોશ કરી મનુષ્યો પોતે કેમ માન માની શકતાં હશે એ કોયડો હજુ લગી હું ઉકેલી નથી શક્યો.

# ૨૧

## ત્રણ પાઉંડનો કર

બાલાસુંદરમના કિસ્સાએ મને ગિરમીટિયા હિંદીઓના સંબંધમાં જોડ્યો. પણ તેમના ઉપર કર નાંખવાની જે હિલચાલ ચાલી તેને પરિણામે મારે તેમની સ્થિતિનો ઊંડો અભ્યાસ કરવો પડ્યો.

આ ૧૮૯૪ની સાલમાં ગિરમીટિયા હિંદીઓ ઉપર દરવર્ષે પાઉંડ ૨૫નો, એટલે રૂ. ૩૭૫નો કર નાંખવાનો ખરડો નાતાલની સરકારે તૈયાર કર્યો. આ ખરડો વાંચીને હું તો દિઙ્મૂઢ જ બની ગયો. મેં તે સ્થાનિક કૉંગ્રેસ પાસે રજૂ કર્યો; કૉંગ્રેસે તે બાબત જે હિલચાલ કરવી જોઈએ તે કરવાનો ઠરાવ કર્યો.

આ કરની હકીકત થોડી સમજીએ.

સુમારે ૧૮૬૦માં જ્યારે નાતાલમાં શેરડીનો સારો પાક થઈ શકે એમ છે એવું ત્યાં વસતા ગોરાઓએ જોયું ત્યારે તેમણે મજૂરોની ખોજ કરવા માંડી. મજૂર ન મળે તો શેરડી પાકે નહિ, સાકરખાંડ થાય નહિ. નાતાલના હબસીઓ આ મજૂરી કરે તેમ નહોતા. તેથી નાતાલવાસી ગોરાઓએ હિંદી સરકાર સાથે મસલત ચલાવીને હિંદી મજૂરને નાતાલ જવા દેવાની રજા મેળવી. તેમને પાંચ વર્ષ મજૂરી કરવાની બંધણી, ને પાંચ વર્ષને અંતે સ્વતંત્ર રીતે નાતાલમાં વસવાની છૂટ, એવી લાલચો આપવામાં આવી હતી. તેમને જમીનની માલિકી ધરાવવાના પૂરા હક પણ રાખ્યા હતા. તે વખતે ગોરાઓ ઇચ્છતા હતા કે હિંદી મજૂર પોતાનાં

પાંચ વર્ષ પૂરાં કર્યાં પછી જમીન ખેડે ને પોતાના ઉદ્યમનો લાભ નાતાલને આપે.

આ લાભ હિંદી મજૂરે ધાર્યા ઉપરાંત આપ્યો. શાકભાજી પુષ્કળ વાવ્યાં. હિંદુસ્તાનનાં કેટલાંક મીઠાં શાકો વાવ્યાં. જે શાક થતાં હતાં તે સોંઘાં કર્યાં, હિંદુસ્તાનથી આંબો લાવીને વાવ્યો. પણ તેની સાથે તેણે તો વેપાર પણ કરવા માંડ્યો. ઘર બાંધવાને સારુ જમીનો ખરીદી ને મજૂર મટી ઘણા સારા જમીનદાર અને ઘરધણી થયા. મજૂરમાંથી થયેલા આવા ઘરધણીઓની પાછળ સ્વતંત્ર વેપારીઓ પણ આવ્યા. તેમાંના મરહૂમ શેઠ અબુબકર આમદ પ્રથમ દાખલ થનાર હતા. તેમણે પોતાનું કામ ખૂબ જમાવ્યું.

ગોરા વેપારી ચમક્યા. તેમણે પહેલા હિંદી મજૂરને વધાવ્યા ત્યારે તેમને તેઓની વેપારશક્તિનો ખ્યાલ નહોતો આવ્યો. તેઓ ખેડૂત તરીકે સ્વતંત્ર રહે ત્યાં લગી તો તેઓને તે વખતે હરકત નહોતી. પણ વેપારમાં તેમની હરીફાઈ અસહ્ય લાગી.

આ હિંદીઓ સાથેના વિરોધનું મૂળ.

તેમાં બીજી વસ્તુઓ ભળી. આપણી નોખી રહેણીકરણી, આપણી સાદાઈ, આપણને ઓછા નફાથી થતો સંતોષ, આરોગ્યના નિયમો વિષે આપણી બેદરકારી, ઘરઆંગણાને સાફ રાખવાનું આળસ, તેને સમારવામાં કંજૂસાઈ, આપણા જુદા ધર્મ — આ બધું વિરોધને ઉત્તેજન આપનાર નીવડ્યું.

તે વિરોધ પેલા મતાધિકારને ખૂંચવી લેવારૂપે ને ગિરમીટિયા ઉપર કર નાંખવારૂપે કાયદામાં મૂર્તિમંત થયો. કાયદાની બહાર તો નાના પ્રકારની ખણખોદ ચાલુ થઈ જ ચૂકી હતી.

પ્રથમ સૂચના તો એ હતી કે ગિરમીટ પૂરી થવા આવે એટલે હિંદીઓને જબરજસ્તીથી પાછા મોકલવા, એવી રીતે

કે તેનો કરાર હિંદુસ્તાનમાં પૂરો થાય. આ સૂચના હિંદી સરકાર કબૂલ રાખે તેમ નહોતું. એટલે એવી સૂચના થઈ કે,

૧. મજૂરીનો કરાર પૂરો થયે ગિરમીટિયા પાછો હિંદુસ્તાન જાય, અથવા

૨. બબ્બે વર્ષની ગિરમીટ નવેસર કરાવ્યા કરે ને તેવી દર વેળાએ તેને પગારમાં કંઈક વધારો મળે;

૩. જો પાછો ન જાય, ને ફરી મજૂરીનું કરારનામું પણ ન કરે તો તેણે દરવર્ષે પાઉંડ ૨૫ કરના આપવા.

આ સૂચના કબૂલ કરાવવા સારુ સર હેનરી બીન્સ તથા મિ. મેસનનું ડેપ્યુટેશન હિંદુસ્તાનમાં મોકલવામાં આવ્યું. લૉર્ડ એલ્ગિન વાઇસરૉય હતા. તેમણે પચીસ પાઉંડનો કર તો નામંજૂર કર્યો; પણ તેવા દરેક હિંદી પાસેથી પાઉંડ ત્રણનો કર લેવો એમ સ્વીકાર્યું. મને ત્યારે લાગેલું ને હજુ લાગે છે કે, વાઇસરૉયની આ ગંભીર ભૂલ હતી. તેમણે આમાં હિંદુસ્તાનનું હિત મુદ્દલ ન વિચાર્યું. નાતાલના ગોરાઓને આવી સગવડ કરી આપવાનો તેમનો મુદ્દલ ધર્મ નહોતો. ત્રણ ચાર વર્ષ બાદ આ કર તેવા હિંદીની સ્ત્રી પાસેથી અને તેમના દરેક ૧૬ વર્ષ અને તેથી વધુ ઉમ્મરના દરેક પુત્ર ને ૧૩ અને તેથી વધુ વર્ષની ઉમ્મરની દરેક પુત્રી પાસેથી પણ લેવાનું ઠર્યું. આમ પતિપત્ની અને બે બાળકોનું કુટુંબ,—જેમાંથી પતિને ભાગ્યે બહુ બહુ તો માસિક ૧૪ શિલિંગ મળતા હોય,—તેની પાસેથી પાઉંડ ૧૨ એટલે રૂ. ૧૮૦ કર લેવો એ મહા જુલમ ગણાય. આવો કર દુનિયામાં ક્યાંયે આવી સ્થિતિના ગરીબ માણસો પાસેથી લેવાતો નહોતો.

આ કરની સામે સખત લડત મંડાઈ. જો નાતાલ ઇંડિયન કૉંગ્રેસ તરફથી મુદ્દલ પોકાર ન થયો હોત તો વાઇસરૉય કદાચ ૨૫ પાઉંડ પણ કબૂલ કરત. પાઉંડ

૨૫ના પાઉંડ ૩ થયા, તે પણ કૉંગ્રેસની હિલચાલના જ પ્રતાપ હોવાનો પૂરો સંભવ છે. પણ આ કલ્પનામાં મારી ભલે ભૂલ થતી હોય. એવો ભલે સંભવ હોય કે હિંદી સરકારે ૨૫ પાઉંડની વાતનો પ્રથમથી જ ઇન્કાર કર્યો હોય. ને ભલે તે કૉંગ્રેસના વિરોધ વિના પણ પાઉંડ ૩નો જ કર સ્વીકારત. તોયે તે હિંદુસ્તાનના હિતનો ભંગ તો હતો જ. હિંદુસ્તાનના હિતરક્ષક તરીકે આવો અમાનુષી કર વાઇસરૉયે કદી કબૂલ કરવો નહોતો જોઈતો.

પચીસના ત્રણ પાઉંડ (રૂ. ૩૭૫ના રૂ. ૪૫) થવાને સારુ કૉંગ્રેસ શો જશ લે? કૉંગ્રેસ ગિરમીટિયાના હિતની પૂરી રક્ષા ન કરી શકી એ જ તેને તો સાલ્યું. ને ત્રણ પાઉંડનો કર કોઈ દિવસ તો જવો જ જોઈએ એ નિશ્ચય કૉંગ્રેસે કદી જતો નહોતો કર્યો. એ નિશ્ચય પાર પડતાં ૨૦ વર્ષ વીત્યાં. તેમાં નાતાલના જ નહિ પણ આખા દક્ષિણ આફ્રિકાના હિંદીઓને સંડોવાવું પડ્યું. તેમાં ગોખલેને નિમિત્ત થવું પડ્યું. તેમાં ગિરમીટિયા હિંદીઓને પૂરો ભાગ લેવો પડ્યો. તેને અંગે કેટલાકને ગોળીબારથી મરવું પડ્યું. દશ હજારથી ઉપરાંત હિંદીઓને જેલ ભોગવવી પડી.

પણ અંતે સત્યનો જય થયો. હિંદીઓની તપશ્ચર્યામાં સત્ય મૂર્તિમંત થયું. તેને સારુ અડગ શ્રદ્ધાની, ધીરજની અને સતત પ્રવૃત્તિની આવશ્યકતા હતી. જો કોમ હારીને બેસી જાત, કૉંગ્રેસ લડતને ભૂલી જાત, ને કરને અનિવાર્ય સમજી તેને શરણ થાત, તો એ કર આજ લગી ગિરમીટિયા હિંદીની પાસેથી લેવાતો હોત, અને એની નામોશી સ્થાનિક હિંદીઓને તેમ જ સમસ્ત હિંદુસ્તાનને લાગત.

## ૨૨

# ધર્મનિરીક્ષણ

આમ જો હું કોમી સેવામાં ઓતપ્રોત થઈ ગયો હતો તો તેનું કારણ આત્મદર્શનની અભિલાષા હતું. ઈશ્વરની ઓળખ સેવાથી જ થશે એમ ધારી સેવાધર્મનો સ્વીકાર કર્યો હતો. હિંદની સેવા કરતો હતો કેમકે તે સેવા મને સહજપ્રાપ્ત હતી, તેની મને આવડત હતી. તેને મારે શોધવા નહોતું જવું પડ્યું. હું તો મુસાફરી કરવા, કાઠિયાવાડની ખટપટમાંથી છૂટવા અને આજીવિકા શોધવા દક્ષિણ આફ્રિકા ગયો હતો. પણ પડી ગયો ઈશ્વરની શોધમાં — આત્મદર્શનના પ્રયત્નમાં. ખ્રિસ્તી ભાઈઓએ મારી જિજ્ઞાસા બહુ તીવ્ર કરી મૂકી હતી. તે કેમે શમે તેમ નહોતી; ન ખ્રિસ્તી ભાઈબહેનો, હું શાંત થવા માગું તોયે, થવા દે તેમ હતું. કેમકે ડરબનમાં મિ. સ્પેન્સર વૉલ્ટન, જે દક્ષિણ આફ્રિકાના મિશનના મુખી હતા, તેમણે મને ખોળી કાઢ્યો. તેમના ઘરમાં હું કુટુંબી જેવો થઈ પડ્યો. આ સંબંધનું મૂળ પ્રિટોરિયામાં થયેલા સમાગમ હતા. મિ. વૉલ્ટનની શૈલી કંઈક જુદા પ્રકારની હતી. તેમણે મને ખ્રિસ્તી થવા નોતર્યો હોય એવું યાદ નથી. પણ પોતાના જીવનને તેમણે મારી આગળ મૂકી દીધું ને પોતાની પ્રવૃત્તિઓ મને જોવા દીધી. તેમની ધર્મપત્ની અતિ નમ્ર પણ તેજસ્વી બાઈ હતી.

મને આ દંપતીની પદ્ધતિ પસંદ પડતી હતી. અમારી વચ્ચે રહેતા મૌલિક ભેદો અમે બન્ને જાણતાં હતાં. એ ભેદો ચર્ચા કરી ભૂંસી શકાય તેવું નહોતું. જ્યાં જ્યાં ઉદારતા, સહિષ્ણુતા અને સત્ય છે ત્યાં ભેદો પણ લાભદાયક નીવડે છે. મને આ દંપતીનાં નમ્રતા, ઉદ્યમ, કાર્યપરાયણતા પ્રિય હતાં. તેથી અમે વખતોવખત મળતાં.

આ સંબંધે મને જાગૃત રાખ્યો. ધાર્મિક વાચનને સારુ જે નવરાશ મને પ્રિટોરિયામાં મળી ગઈ તે તો હવે અશક્ય હતી, પણ જે કંઈ વખત બચતો તેનો ઉપયોગ હું તેવા વાચનમાં કરતો. મારો પત્રવ્યવહાર જારી હતો. રાયચંદભાઈ મને દોરી રહ્યા હતા. કોઈ મિત્રે મને નર્મદાશંકરનું 'ધર્મવિચાર' પુસ્તક મોકલ્યું. તેની પ્રસ્તાવના મને મદદરૂપ થઈ પડી. નર્મદાશંકરના વિલાસી જીવનની વાતો મેં સાંભળી હતી. તેમના જીવનમાં થયેલ ફેરફારના પ્રસ્તાવનામાં કરેલા વર્ણને મને આકર્ષ્યો, ને તેથી તે પુસ્તક પ્રત્યે મને આદર થયો. હું તે ધ્યાનપૂર્વક વાંચી ગયો. મૅક્સમૂલરનું પુસ્તક 'હિંદુસ્તાન શું શીખવે છે?' એ મેં બહુ રસપૂર્વક વાંચ્યું. થિયૉસૉફિકલ સોસાયટીએ પ્રગટ કરેલ ઉપનિષદનું ભાષાંતર વાંચ્યું. મારો હિંદુધર્મ પ્રત્યેનો આદર વધ્યો. તેની ખૂબી હું સમજવા લાગ્યો. પણ બીજા ધર્મો પ્રત્યે મને અભાવ ન થયો. વૉશિંગ્ટન અરવિંગકૃત મહમદનું ચરિત્ર અને કાર્લાઇલની મહમદસ્તુતિ વાંચ્યાં. પેગંબર પ્રત્યે મારું માન વધ્યું. 'જરથુસ્તનાં વચનો' નામનું પુસ્તક પણ વાંચ્યું.

આમ મેં જુદા જુદા સંપ્રદાયોનું ઓછુંવત્તું જ્ઞાન મેળવ્યું. આત્મનિરીક્ષણ વધ્યું. જે વાંચવું ને પસંદ કરવું તેનો અમલ કરવો એ ટેવ દૃઢ થઈ, તેથી હિંદુધર્મમાં સૂચવેલી પ્રાણાયામ વિષેની કેટલીક ક્રિયાઓ, જેવી હું પુસ્તકમાંથી સમજી શક્યો તેવી, મેં શરૂ કરી. પણ મારો મેળ ન જામ્યો. હું તેમાં આગળ ન વધી શક્યો. હિંદુસ્તાન પાછો જાઉં ત્યારે તેનો અભ્યાસ કોઈ શિક્ષકની દેખરેખ નીચે કરવાનો ઇરાદો રાખ્યો. તે કદી પાર પડી ન શક્યો.

ટૉલ્સ્ટૉયનાં પુસ્તકોનું વાચન વધારી મૂક્યું. તેનું 'ગૉસ્પેલ્સ ઇન બ્રીફ' (નવા કરારનો સાર), 'વૉટ ટુ ડુ' (ત્યારે કરીશું શું?) વગેરે પુસ્તકોએ મારા મન ઉપર ઊંડી

છાપ પાડી. વિશ્વપ્રેમ મનુષ્યને ક્યાં લગી જઈ શકે છે એ હું વધારે ને વધારે સમજવા લાગ્યો.

આ જ સમયે એક બીજા ખ્રિસ્તી કુટુંબ સાથે મારે સંબંધ બંધાયો. તેની ઇચ્છાથી હું વેસ્લિયન દેવળમાં દર રવિવારે જતો. ઘણે ભાગે દર રવિવારે સાંજે તેને ઘેર જમવાનું પણ મને હોય. વેસ્લિયન દેવળની મારા ઉપર સારી અસર ન પડી. ત્યાં અપાતાં પ્રવચનો મને શુષ્ક લાગ્યાં. પ્રેક્ષકોમાં મેં ભક્તિભાવ ન ભાળ્યો. આ અગિયાર વાગ્યાની મંડળી મને ભક્તોની ન લાગી, પણ કંઈ વિનોદ કરવા ને કંઈક રિવાજને વશ થઈને આવેલાં સંસારી જીવોની જણાઈ. કોઈ કોઈ વેળા આ સભામાં અનિચ્છાએ મને ઝોલાં આવતાં. હું શરમાતો. પણ મારી આસપાસના પણ કોઈને ઝોલાં ખાતા જોઉં તેથી મારી શરમ હળવી પડે. મારી આ સ્થિતિ મને ન ગમી. છેવટે મેં આ દેવળમાં જવાનું મૂકી દીધું.

જે કુટુંબમાં હું દર રવિવારે જતો ત્યાંથી તો મને રજા જ મળી કહેવાય. ઘરધણી બાઈ ભોળાં, ભલાં, પણ સાંકડા મનવાળાં લાગ્યાં. તેમની સાથે દર વખતે કંઈક ને કંઈક ધર્મચર્ચા તો થાય જ. તે વેળા હું ઘેર 'લાઈટ ઑફ એશિયા' વાંચી રહ્યો હતો. અમે જીસસ અને બુદ્ધના જીવનની સરખામણીમાં પડ્યાં :

'જુઓને ગૌતમની દયા. તે મનુષ્યજાતને ઓળંગી બીજાં પ્રાણીઓ સુધી ગઈ. તેના ખભા ઉપર રમતા ઘેટાનો ચિતાર આંખો સામે આવતાં જ તમારું હૃદય પ્રેમથી નથી ઊભરાતું? આ પ્રાણી માત્ર પ્રત્યેનો પ્રેમ હું ઈશુના ઇતિહાસમાં નથી જોતો.'

બહેનને દુઃખ લાગ્યું. હું સમજ્યો. મેં મારી વાત આગળ ન લંબાવી. અમે ખાવાના ઓરડામાં ગયાં. તેમનો પાંચેક વર્ષનો હસમુખો બાળક પણ અમારી સાથે હતો.

છોકરાં મને મળે એટલે બીજું શું જોઈએ! તેની સાથે મેં દોસ્તી તો કરી જ હતી. મેં તેની થાળીમાં પડેલા માંસના ટુકડાની મજાક કરી, ને મારી રકાબીમાં શોભી રહેલા સફરજનની સ્તુતિ શરૂ કરી. નિર્દોષ બાળક પલળ્યો, ને સફરજનની સ્તુતિમાં ભળ્યો.

પણ માતા? તે બિચારી દુભાઈ.

હું ચેત્યો. ચૂપ રહ્યો. વાતનો વિષય બદલ્યો.

બીજે અઠવાડિયે સાવધાન રહી હું તેમને ત્યાં ગયો ખરો, પણ મારો પગ ભારે થયો હતો. મારે જ ત્યાં જવાનું બંધ કરવું એ મને ન સૂઝ્યું, ન ઉચિત લાગ્યું. ભલી બહેને જ મારી મુશ્કેલીનો નિકાલ કર્યો. તે બોલી, 'મિ. ગાંધી, તમે દુઃખ ન લગાડશો. પણ મારે તમને કહેવું જોઈએ કે તમારી સોબતની મારા બાળક ઉપર માઠી અસર થવા લાગી છે. હવે તે રોજ માંસ ખાવાની આનાકાની કરે છે ને પેલી તમારી ચર્ચા યાદ દેવડાવી ફળ માગે છે. મને આ ન પરવડે. મારો છોકરો માંસાહાર છોડે તો માંદો ન પડે તોયે નબળો તો થાય જ. એ મારાથી કેમ સહન થાય? તમે જે ચર્ચા કરો તે આપણી ઘડાયેલાંની વચ્ચે શોભે. બાળકો ઉપર તેની ખરાબ જ અસર થાય.'

'મિસિસ..., હું દિલગીર છું. તમારી માતા તરીકેની લાગણી હું સમજી શકું છું. મારે પણ છોકરાં છે. આ આપત્તિનો અંત સહેલાઈથી આવી શકે છે. હું બોલું તેની અસર થાય તેના કરતાં જે ખાઉં ન ખાઉં તે જોયાની અસર બાળક ઉપર ઘણી વધારે થાય. એટલે સારો રસ્તો એ છે કે મારે હવેથી તમારે ત્યાં રવિવારે ન આવવું. આપણી મિત્રતામાં તેથી કશી ખલેલ નહિ આવે.'

'તમારો પાડ માનું છું,' બાઈએ રાજી થઈને ઉત્તર આપ્યો.

# ઘરકારભાર

મુંબઈમાં અને વિલાયતમાં ઘર માંડીને હું બેઠો હતો તેમાં ને નાતાલમાં ઘર માંડવું તેમાં ભેદ હતો. નાતાલમાં કેટલોક ખર્ચ કેવળ પ્રતિષ્ઠાને અર્થે રાખી રહ્યો હતો. નાતાલમાં હિંદી બારિસ્ટર તરીકે અને હિંદીઓના પ્રતિનિધિ તરીકે મારે ઠીક ખર્ચ રાખવું જોઈએ એમ મેં માનેલું, તેથી સરસ લત્તામાં ને મારું ઘર રાખ્યું હતું. ઘરનો શણગાર પણ સારો રાખ્યો હતો. ખાવાનું સાદું હતું. પણ અંગ્રેજ મિત્રોને નોતરવાનું રહેતું, તેમ જ હિંદી સાથીઓને પણ નોતરતો, તેથી સહેજે તે ખર્ચ પણ વધ્યું.

નોકરની ભીડ તો બધે જણાય જ. કોઈને નોકર તરીકે રાખતાં મને આવડ્યું જ નથી.

મારી સાથે એક સાથી હતો, એક રસોઇયો રાખ્યો હતો. તે કુટુંબીરૂપ બન્યો. ઑફિસમાં જે મહેતા રાખ્યા હતા તેમાંથી પણ જેમને રાખી શકાય તેમને ઘરમાં રાખ્યા હતા.

આ અખતરો ઠીક ફળ્યો ગણું છું. પણ તેમાંથી મને સંસારના કડવા અનુભવો પણ મળ્યા.

પેલો સાથી બહુ હોશિયાર ને મારી સમજ પ્રમાણે વફાદાર હતો. પણ હું તેને ન ઓળખી શક્યો. ઑફિસના એક મહેતાને મેં ઘરમાં રાખ્યા હતા. તેની આ સાથીને અદેખાઈ થઈ. તેણે એવી જાળ રચી કે જેથી હું મહેતા ઉપર શક લાવું. આ મહેતા બહુ સ્વતંત્ર સ્વભાવના હતા. તેમણે ઘર અને ઑફિસ બન્ને છોડ્યાં. મને દુઃખ થયું. તેમને અન્યાય થયો હશે તો ! આ વિચાર મને કોરી રહ્યો હતો.

તેવામાં જે રસોઇયાને મેં રાખ્યો હતો તેને કંઈ કારણસર બીજે જવું પડ્યું. મેં તેને મિત્રની સારવારને સારુ રાખ્યો હતો. એટલે તેને બદલે બીજા રસોઇયાને રોક્યો. આ માણસ ઊડતાં પંખી પાડનાર હતો એમ મેં પાછળથી જોયું. પણ, મને કેમ જાણે તેવાની જ જરૂર ન હોય તેમ તે મને ઉપયોગી થઈ પડ્યો.

આ રસોઇયાને રાખ્યાને બે કે ત્રણ દિવસ ભાગ્યે થયા હશે, તેવામાં તેણે મારા ઘરમાં મારી જાણ બહાર ચાલતો સડો જોઈ લીધો ને મને ચેતવવાનો નિશ્ચય કર્યો. હું વિશ્વાસશીલ અને પ્રમાણમાં સારો છું એવી માન્યતા લોકોમાં ફેલાઈ હતી. તેથી આ રસોઇયાને મારા જ ઘરમાં ચાલતી ગંદકી ભયાનક જણાઈ.

હું ઑફિસેથી બપોરના ખાણાને સારુ એક વાગ્યે ઘેર જતો. બારેક વાગ્યાનો સુમાર હતો. એવામાં આ રસોઇયો હાંફતો હાંફતો આવ્યો ને મને કહ્યું, 'તમારે કંઈક જોવું હોય તો ઊભે પગે ઘેર ચાલો.'

મેં કહ્યું, 'આનો શો અર્થ? મને તારે કહેવું જોઈએ કે શું કામ છે. આવે ટાણે મારે ઘેર આવવાનું ને જોવાનું શું હોય?'

'નહિ આવો તો પસ્તાશો. હું તમને આથી વધારે કહેવા નથી માગતો,' રસોઇયો બોલ્યો.

તેની દૃઢતાથી હું તણાયો. મારા મહેતાને સાથે લઈને હું ઘેર ગયો. રસોઇયો આગળ ચાલ્યો.

ઘેર પહોંચતાં તે મને મેડી ઉપર લઈ ગયો. જે કોટડીમાં પેલો સાથી રહેતો હતો તે બતાવીને બોલ્યો, 'આ કોટડી ઉઘાડીને જુઓ.'

હું હવે સમજ્યો. મેં કોટડીનો દરવાજો ઠોક્યો.

જવાબ શાનો મળે? મેં ઘણા જોરથી દરવાજો ઠોક્યો. દીવાલ ધ્રૂજી. દરવાજો ઊઘડ્યો. અંદર એક બદચાલ ઓરત

જોઈ. મેં તેને કહ્યું, 'બહેન, તું તો અહીંથી ચાલી જ જા. હવે કદી ફરી આ ઘરમાં પગ ન મૂકજે.'

સાથીને કહ્યું, 'આજથી તમારો ને મારો સંબંધ બંધ છે. હું ખૂબ દગાયો ને મૂરખ બન્યો. મારા વિશ્વાસનો આ બદલો નહોતો ઘટતો.'

સાથી વીફર્યો. મારું બધું ઉઘાડું પાડવાની મને ધમકી આપી.

'મારી પાસે કંઈ છૂપું છે જ નહિ. મેં જે કંઈ કર્યું હોય તે તમે સુખેથી જાહેર કરજો. પણ તમારી સાથેનો સંબંધ બંધ છે.'

સાથી વધારે તપ્યો. મેં નીચે ઊભેલા મહેતાને કહ્યું, 'તમે જાઓ. પોલીસ સુપરિન્ટેન્ડન્ટને મારી સલામ કહો ને કહો કે મારા એક સાથીએ મને દગો દીધો છે, તેને હું મારા ઘરમાં રાખવા નથી માગતો, છતાં તે નીકળવાની ના પાડે છે. મહેરબાની કરીને મને મદદ મોકલો.'

ગુનો રાંક છે. મેં આમ કહ્યું તેવો જ સાથી મોળો પડ્યો. તેણે માફી માગી. સુપરિન્ટેન્ડન્ટને ત્યાં માણસ ન મોકલવા આજીજી કરી ને તુરત ઘર છોડી જવાનું કબૂલ કર્યું. ઘર છોડ્યું.

આ બનાવે મારી જિંદગીની ઠીક ચોખવટ કરી. આ સાથી મારે સારુ મોહરૂપ અને અનિષ્ટ હતો, એમ હું હવે જ સ્પષ્ટ રીતે જોઈ શક્યો. આ સાથીને રાખવામાં મેં સારું કરવા બૂરા સાધનને સહ્યું હતું. મેં કડવીની વેલમાં મોગરાની આશા રાખી હતી. સાથીનું ચાલચલણ સારું નહોતું. છતાં મારા પ્રત્યેની તેની વફાદારી મેં માની લીધી હતી. તેને સુધારવાનો પ્રયત્ન કરતાં હું પોતે લગભગ ખરડાયો હતો. મારા હિતેચ્છુઓની સલાહનો મેં અનાદર કર્યો હતો. મોહે મને આંધળોભીંત બનાવ્યો હતો.

જો મજકૂર અકસ્માતથી મારી આંખ ઊઘડી ન હોત, મને સત્યની ખબર ન પડી હોત, તો સંભવ છે કે જે સ્વાર્પણ હું કરી શક્યો છું તે કરવા હું કદી સમર્થ ન થાત. મારી સેવા હમેશાં અધૂરી રહેત, કેમકે તે સાથી મારી પ્રગતિને અવશ્ય રોકત. તેને મારે મારો કેટલોક વખત દેવો પડત. મને અંધારામાં રાખવાની ને આડે દોરવાની તેની શક્તિ હતી.

પણ જેને રામ રાખે તેને કોણ ચાખે? મારી નિષ્ઠા શુદ્ધ હતી. તેથી મારી ભૂલો છતાં હું ઊગર્યો. ને મારા પ્રાથમિક અનુભવે મને સાવધાન કર્યો.

પેલા રસોઇયાને કેમ જાણે ઈશ્વરે જ પ્રેર્યો હોય નહિ! તેને રસોઈ આવડતી નહોતી. તે મારે ત્યાં રહી ન શકત. પણ તેના આવ્યા વિના મને બીજું કોઈ જાગૃત ન કરી શકત. પેલી બાઈ કંઈ મારા ઘરમાં પહેલી જ આવી હતી એમ નહોતું. પણ આ રસોઇયા જેટલી બીજાની હિમ્મત ચાલે જ શાની? સાથીના ઉપરના મારા અનહદ વિશ્વાસથી સહુ વાકેફગાર હતા.

આટલી સેવા કરી રસોઇયે તે જ દહાડે ને તે જ ક્ષણે રજા માગી:

'હું તમારા ઘરમાં નહિ રહી શકું. તમે ભોળા રહ્યા. મારું અહીં કામ નહિ.'

મેં આગ્રહ ન કર્યો.

પેલા મહેતાની ઉપર શક ઉપજાવનાર આ સાથી જ હતો એ મને હવે જણાયું. તેને ન્યાય દેવા મેં બહુ પ્રયત્ન કર્યો. પણ હું કદી તેને સંપૂર્ણ સંતોષ ન આપી શક્યો. એ મને સદાય દુઃખની વાત રહી. તૂટ્યું વાસણ ગમે તેવું મજબૂત સાંધો છતાં તે સાંધેલું જ ગણાશે, આખું કદી નહિ થાય.

## ૨૪

# દેશ ભણી

હવે હું દક્ષિણ આફ્રિકામાં ત્રણ વર્ષ રહી ચૂક્યો હતો. લોકોને હું ઓળખતો થયો હતો. તેઓ મને ઓળખતા થયા હતા. સને ૧૮૯૬ની સાલમાં મેં છ માસને સારુ દેશ જવાની પરવાનગી માગી. મેં જોયું કે મારે દક્ષિણ આફ્રિકામાં લાંબી મુદત રહેવું જોઈશે. મારી વકીલાત ઠીક ચાલતી હતી એમ કહેવાય. જાહેર કામમાં મારી હાજરીની જરૂર લોકો જોતા હતા. હું પણ જોતો હતો. તેથી મેં દક્ષિણ આફ્રિકામાં કુટુંબ સહિત રહેવાનો નિશ્ચય કર્યો અને તે સારુ દેશ જઈ આવવું દુરસ્ત ધાર્યું. વળી, જો દેશ જાઉં તો કંઈક જાહેર કામ થઈ શકે એમ જોયું. દેશમાં લોકમત કેળવી આ પ્રશ્નમાં વધારે રસ ઉત્પન્ન કરાય એમ જણાયું. ત્રણ પાઉંડનો કર ભરનીંગળ હતું. તે નાબૂદ ન થાય ત્યાં લગી શાંતિ હોય નહિ.

પણ જો હું દેશ જાઉં તો કૉંગ્રેસનું ને કેળવણીમંડળનું કામ કોણ ઉપાડે? બે સાથીઓ ઉપર દૃષ્ટિ પડી: આદમજી મિયાંખાન અને પારસી રુસ્તમજી. વેપારીવર્ગમાંથી ઘણા કામ કરનાર તરી આવ્યા હતા. પણ મંત્રીનું કામ ઉપાડે એવા, નિયમિત કામ કરવાવાળા, અને દક્ષિણ આફ્રિકામાં જન્મેલા હિંદીઓનું મન હરણ કરનારા આ બે પ્રથમ પંક્તિમાં મૂકી શકાય તેવા હતા. મંત્રીને સામાન્ય અંગ્રેજી જ્ઞાનની જરૂર તો હતી જ. આ બેમાંથી મરહૂમ આદમજી મિયાંખાનને મંત્રીપદ આપવાની ભલામણ કૉંગ્રેસને કરી ને તે કબૂલ રહી.

અનુભવે આ પસંદગી ઘણી સરસ નીવડી. ખંત, ઉદારતા, મીઠાશ ને વિવેકથી શેઠ આદમજી મિયાંખાને સહુને સંતોષ્યા; ને સહુને વિશ્વાસ આવ્યો કે મંત્રીનું કામ કરવાને સારુ વકીલબારિસ્ટરની કે ડિગ્રી લીધેલા બહુ અંગ્રેજી ભણેલાની જરૂર નહોતી.

૧૮૯૬ના મધ્યમાં હું દેશ જવા 'પોંગોલા' સ્ટીમરમાં ઊપડ્યો. આ સ્ટીમર કલકત્તે જનારી હતી.

સ્ટીમરમાં ઉતારુ ઘણા હતા. બે અંગ્રેજ ઑફિસર હતા. તેમની સાથે મને સોબત થઈ. એકની સાથે હમેશાં એક કલાક શેતરંજ રમવામાં ગાળતો. સ્ટીમરમાં દાક્તરે મને એક તામિલ-શિક્ષક આપ્યું. એટલે મેં તેનો અભ્યાસ શરૂ કર્યો.

નાતાલમાં મેં જોયું હતું કે મારે મુસલમાનોની સાથે વધારે નિકટ સંબંધમાં આવવા સારુ ઉર્દૂ શીખવું જોઈએ, ને મદ્રાસી હિંદીઓની સાથે તેવો સંબંધ બાંધવા સારુ તામિલ શીખવું જોઈએ.

ઉર્દૂને સારુ પેલા અંગ્રેજ મિત્રની માગણીથી મેં ડેકના ઉતારુઓમાંથી એક સુંદર મુનશી શોધી કાઢ્યો ને અમારો અભ્યાસ સરસ ચાલ્યો. અંગ્રેજ અમલદાર પોતાની યાદ-શક્તિમાં મારાથી ચડી જતો હતો. ઉર્દૂ અક્ષરો ઉકેલતાં મને મુશ્કેલી આવતી, પણ તે તો એક વખત શબ્દ જુએ પછી ભૂલે નહિ. મેં મારો ઉદ્યમ વધાર્યો. પણ હું તેને ન પહોંચી શક્યો.

તામિલ અભ્યાસ પણ ઠીક ચાલ્યો. તેમાં મદદ નહોતી મળી શકતી. પુસ્તક પણ એવી રીતે લખાયું હતું કે મદદની જરૂર બહુ ન પડે.

મારી ઉમેદ હતી કે આ આરંભેલો અભ્યાસ હું દેશ પહોંચ્યા પછી જારી રાખી શકીશ. પણ તે તો ન જ બન્યું. ૧૮૯૩ની સાલ પછીનું મારું વાચન ને મારો અભ્યાસ મુખ્યત્વે

તો જેલમાં જ થયાં. આ બંને ભાષાનું જ્ઞાન મેં આગળ વધાર્યું ખરું, પણ તે બધું જેલમાં જ. તામિલનું દક્ષિણ આફ્રિકાની જેલમાં ને ઉર્દૂનું યેરવડામાં. પણ તામિલ બોલતાં કદી ન શીખ્યો, ને વાંચતાં ઠીક ઠીક શીખ્યો હતો તે મહાવરાને અભાવે કટાતું જાય છે. આ અભાવનું દુઃખ મને હજુ સાલે છે. દક્ષિણ આફ્રિકાના મદ્રાસી હિંદીઓ પાસેથી મેં પ્રેમરસનાં કૂંડાં પીધાં છે. તેમનું સ્મરણ મને પ્રતિક્ષણ રહે છે. તેમની શ્રદ્ધા, તેમનો ઉદ્યોગ, તેમનામાંના ઘણાનો નિસ્વાર્થ ત્યાગ, કોઈ પણ તામિલ તેલુગુને હું જોઉં છું ત્યારે મને યાદ આવ્યા વિના રહેતા જ નથી. અને આ બધા લગભગ નિરક્ષર ગણાય. જેવા પુરુષો તેવી સ્ત્રીઓ હતી. દક્ષિણ આફ્રિકાની લડાઈ જ નિરક્ષરોની હતી, ને તેમાં નિરક્ષર લડવૈયા હતા,—ગરીબોની હતી, ને ગરીબો તેમાં ઝૂઝ્યા.

આ ભોળા ને ભલા હિંદીઓનું ચિત્ત ચોરવામાં મને ભાષાનો અંતરાય કદી આવ્યો નથી. તેમને તૂટી હિંદુસ્તાની આવડે, તૂટી અંગ્રેજી આવડે ને અમારું ગાડું ચાલે. પણ હું તો એ પ્રેમના બદલારૂપે તામિલ તેલુગુ શીખવા માગતો હતો. તામિલ તો કંઈક ચાલ્યું. તેલુગુ ઝીલવાનો પ્રયાસ હિંદુસ્તાનમાં કર્યો, પણ કક્કાને જોઈ લેવા ઉપરાંત આગળ ન ચાલી શક્યો.

મેં તામિલ તેલુગુ તો ન કર્યાં. હવે ભાગ્યે જ થઈ શકે. તેથી આ દ્રાવિડભાષાભાષીઓ હિંદુસ્તાની શીખશે એવી આશા હું રાખી રહ્યો છું. દક્ષિણ આફ્રિકાના દ્રાવિડ 'મદ્રાસી' તો અવશ્ય થોડું ઘણું હિંદી બોલે છે. મુશ્કેલી અંગ્રેજી ભણેલાની છે. કેમ જાણે અંગ્રેજીનું જ્ઞાન આપણને આપણી ભાષાઓ શીખવામાં અંતરાયરૂપે ન હોય !

પણ આ તો વિષયાંતર થયું. આપણે મુસાફરી પૂરી કરીએ.

હજુ 'પાંગોલા'ના નાખુદાની ઓળખાણ કરાવવી બાકી છે. અમે મિત્ર બન્યા હતા. આ ભલા નાખુદા પ્લીમથ બ્રધરના સંપ્રદાયનો હતો. તેથી વહાણવિદ્યાની વાતોના કરતાં આધ્યાત્મિક વિદ્યાની જ વાતો અમારી વચ્ચે વધારે થઈ. તેણે નીતિ અને ધર્મશ્રદ્ધા વચ્ચે ભેદ પાડ્યો. તેની દૃષ્ટિએ બાઇબલનું શિક્ષણ રમતવાત હતી. તેની ખૂબી જ તેની સહેલાઈમાં હતી. બાળકો, સ્ત્રી, પુરુષો બધાં ઈશુને અને તેના બલિદાનને માને એટલે તેમનાં પાપ ધોવાય. આ પ્લીમથ બ્રધરે મારો પ્રિટોરિયાના બ્રધરનો પરિચય તાજો કર્યો. નીતિની ચોકી જેમાં કરવી પડે એ ધર્મ તેને નીરસ લાગ્યો. મારો અન્નાહાર આ મિત્રના અને આ આધ્યાત્મિક ચર્ચાના મૂળમાં હતો. હું કેમ માંસ ન ખાઉં, ગોમાંસમાં શો દોષ હોય, ઝાડપાલાની જેમ પશુપક્ષીઓને ઈશ્વરે મનુષ્યના આનંદ તેમ જ આહારને સારુ સરજેલાં નથી શું ? આવી પ્રશ્નમાળા આધ્યાત્મિક વાર્તાલાપ ઉત્પન્ન કર્યા વિના ન જ રહે.

અમે એકબીજાને સમજાવી ન શક્યા. હું મારા વિચારમાં દૃઢ થયો કે ધર્મ અને નીતિ એક જ વસ્તુનાં વાચક છે. કપ્તાનને પોતાના અભિપ્રાયના સત્યને વિષે શંકા મુદ્દલ નહોતી.

ચોવીસ દિવસને અંતે આ આનંદદાયક મુસાફરી પૂરી થઈ ને હુગલીનું સૌંદર્ય નિહાળતો હું કલકત્તા ઊતર્યો. તે જ દિવસે મેં મુંબઈ જવાની ટિકિટ કપાવી.

## ૨૫

# હિંદુસ્તાનમાં

કલકત્તેથી મુંબઈ જતાં પ્રયાગ વચમાં આવતું હતું. ત્યાં ટ્રેન ૪૫ મિનિટ રોકાતી હતી. તે દરમ્યાન મેં શહેરમાં જરા આંટો મારી આવવા ધાર્યું. મારે કેમિસ્ટને ત્યાંથી દવા પણ લેવી હતી. કેમિસ્ટ ઊંઘતો બહાર નીકળ્યો. દવા આપતાં ઠીક વખત લીધો. હું સ્ટેશને પહોંચ્યો તેવી જ ગાડી ચાલતી જોઈ. ભલા સ્ટેશન માસ્તરે ગાડી એક મિનિટ રોકેલી, પણ મને પાછો આવતો ન જોતાં મારો સામાન ઉતારી લેવાની તેણે કાળજી લીધી.

મેં કેલનરની હોટેલમાં ઉતારો રાખ્યો ને અહીંથી જ મારું કામ આદરવાનો નિશ્ચય કર્યો. અહીંના 'પાયોનિયર' પત્રની ખ્યાતિ મેં સાંભળી હતી. પ્રજાની આકાંક્ષાઓ સામે તેનો વિરોધ હું જાણતો હતો. તે વેળા નાના મિ. ચેઝની અધિપતિ હતા એવો મને ખ્યાલ છે. મારે તો બધા પક્ષને મળી દરેકની મદદ મેળવવી હતી. તેથી મિ. ચેઝનીને મેં મુલાકાત સારુ ચિઠ્ઠી લખી, ટ્રેન ખોયાનું જણાવ્યું, ને વળતે દહાડે મારે પ્રયાગ છોડવાનું હતું એમ લખ્યું. જવાબમાં તેમણે મને તરત મળવા જણાવ્યું. હું રાજી થયો. તેમણે મારી વાત ધ્યાનપૂર્વક સાંભળી. હું કંઈ પણ લખું તો પોતે તેની તુરત નોંધ લેશે એમ કહ્યું, ને ઉમેર્યું: 'પણ તમારી બધી માગણીનો હું સ્વીકાર કરી જ શકીશ એમ તમને નથી કહી શકતો. કૉલોનિયલ દૃષ્ટિબિંદુ પણ અમારે તો સમજવું ને જોવું જોઈએ.'

મેં ઉત્તર આપ્યો, 'તમે આ પ્રશ્નનો અભ્યાસ કરશો ને ચર્ચશો એટલું મને બસ છે. હું શુદ્ધ ન્યાય સિવાય બીજું કશું માગતો કે ઇચ્છતો નથી.'

બાકીનો દિવસ પ્રયાગના ભવ્ય ત્રિવેણીસંગમના દર્શનમાં ને મારી પાસે રહેલા કામના વિચારમાં ગાળ્યો.

આ આકસ્મિક મુલાકાતે મારા ઉપર નાતાલમાં થયેલા હુમલાનું બીજ રોપ્યું.

મુંબઈથી વગરરોકતે રાજકોટ ગયો ને એક ચોપાનિયું લખવાની તૈયારી કરી. ચોપાનિયું લખવામાં ને છાપવામાં લગભગ મહિનો થઈ ગયો. એને લીલું પૂઠું કરાવ્યું હતું. તેથી પાછળથી એ 'લીલા ચોપાનિયા' તરીકે પ્રસિદ્ધિ પામ્યું. તેમાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સ્થિતિનો ચિતાર મે ઇરાદાપૂર્વક હળવો કર્યો હતો. નાતાલમાંનાં બે ચોપાનિયાં, જેનો ઇશારો હું આગળ કરી ગયો છું, તેમાં મેં જે ભાષા વાપરી હતી તેનાથી અહીં હળવી વાપરી, કેમકે હું જાણતો હતો કે નાનું દુઃખ પણ દૂરથી જોતાં મોટું જણાય છે.

લીલા ચોપાનિયાની દસ હજાર નકલ છપાવી હતી, ને તે આખા હિંદુસ્તાનમાં છાપાંઓને અને જાણીતા બધા પક્ષના લોકોને મોકલી. 'પાયોનિયર'માં તેના ઉપર સૌ પહેલા લેખ પ્રગટ થયો. તેનું તારણ વિલાયત ગયું. ને એ તારણનુ તારણ પાછું રૉઇટર મારફતે નાતાલ ગયું. એ તાર તો ત્રણ લીટીનો હતો. તેમાં નાતાલમાં હિંદીઓ ઉપર કેવી વર્તણૂક ચાલે છે તેના મેં આપેલા ચિત્રની નાની આવૃત્તિ હતી. તે મારા શબ્દોમાં નહોતી. તેની જે અસર થઈ તે હવે પછી જોઈશું. ધીમે ધીમે બધાં અગત્યનાં છાપાંઓમાં આ પ્રશ્નની બહોળી નોંધ લેવાઈ.

આ ચોપાનિયાંને ટપાલને સારુ તૈયાર કરાવવાં એ મુશ્કેલીનું ને, જો પૈસે કરાવું તો, ખરચાળ કામ હતું. મેં

સહેલી યુક્તિ શોધી કાઢી. શેરીનાં બધાં છોકરાંને ભેળાં કર્યાં ને તેમના સવારના ભાગના બેત્રણ કલાક, જેટલા આપી શકે તેટલા, માગ્યા. છોકરાંઓએ ખુશીથી આટલી સેવા કબૂલ કરી. મારા તરફથી મેં તેમને મારી પાસે ભેળી થતી વપરાયેલી ટપાલટિકિટો આપવાનું ને તેમને આશીર્વાદ આપવાનું કબૂલ્યું. છોકરાંઓએ રમતવાતમાં મારું કામ પૂરું કરી દીધું. છેક બાળકોને આમ સ્વયંસેવક બનાવવાનો મારો આ પહેલો અખતરો હતો. આ બાળકોમાંના બે આજે મારા સાથી છે.

આ જ અરસામાં મુંબઈમાં પહેલવહેલી મરકી ફાટી નીકળી. ચોમેર ગભરાટ ફેલાઈ રહ્યો હતો. રાજકોટમાં પણ મરકી ફેલાવાનો ડર હતો. મને લાગ્યું કે મને આરોગ્યખાતામાં કામ કરતાં આવડે ખરું. મેં મારી સેવા સ્ટેટને આપવાને લખ્યું. સ્ટેટે કમિટી નીમી ને તેમાં મને દાખલ કર્યો. પાયખાનાની સ્વચ્છતા ઉપર મેં ભાર મૂક્યો ને કમિટીએ શેરીએ શેરીએ જઈને પાયખાનાં તપાસવાનો નિશ્ચય કર્યો. ગરીબ લોકોએ પોતાનાં પાયખાનાં તપાસવા દેવામાં મુદ્દલ આનાકાની ન કરી, એટલું જ નહિ, પણ તેમને સૂચવ્યા તે સુધારા પણ તેમણે કર્યા. પણ જ્યારે અમે મુત્સદ્દીવર્ગનાં ઘરો તપાસવા નીકળ્યા, ત્યારે કેટલીક જગ્યાએ તો અમને પાયખાનાં તપાસવાની પણ પરવાનગી ન મળતી. સુધારાની તો વાત જ શી? અમારો સામાન્ય અનુભવ એ થયો કે ધનિકવર્ગનાં પાયખાનાં વધારે ગંદાં જોવામાં આવ્યાં. તેમાં અંધારું, બદબો અને પાર વિનાની ગંદકી. બેઠક ઉપર કીડા ખદબદે. જીવતે નરકવાસમાં જ રોજ પ્રવેશ કરવા જેવું એ હતું. અમે સૂચવેલા સુધારા તદ્દન સાદા હતા. મેલું ભોંય ઉપર પડવા દેવાને બદલે કૂંડામાં પડવા દેવું. પાણી પણ જમીનમાં સોસાવાને બદલે કૂંડીમાં જાય

તેમ કરવું. બેઠક અને ભંગીને આવવાની જગ્યા વચ્ચે જે દીવાલ રાખવામાં આવતી તે તોડવી કે જેથી બધો ભાગ ભંગી બરાબર સાફ કરી શકે ને પાયખાનાં પ્રમાણમાં મોટાં થઈ તેમાં હવાઅજવાળું દાખલ થાય. મોટા લોકોએ આ સુધારો દાખલ કરવામાં બહુ વાંધા ઉઠાવ્યા ને છેવટે પૂરો તો ન જ કર્યો.

કમિટીને ઢેડવાડામાં પણ જવાનું તો હતું જ. કમિટીના સભ્યોમાંથી મારી સાથે માત્ર એક જ ત્યાં આવવા તૈયાર થયા. ત્યાં જવું ને વળી પાયખાનાં તપાસવાં? પણ મને તો ઢેડવાડો જોઈને સાનંદાશ્ચર્ય જ થયું. ઢેડવાડાની આ મારી તો જિંદગીમાં પહેલી જ મુલાકાત હતી. ઢેડ ભાઈ-બહેનો અમને જોઈ આશ્ચર્ય પામ્યાં. એમનાં પાયખાનાં જોવાની મેં માગણી કરી. તેમણે કહ્યું:

'અમારે ત્યાં પાયખાનાં કેવાં? અમારાં પાયખાનાં જંગલમાં. પાયખાનાં તમારે મોટાં માણસને.'

'ત્યારે તમારાં ઘર અમને જોવા દેશો?' મેં પૂછ્યું.

'આવોની ભાઈસાહેબ. તમારી મરજીમાં આવે ત્યાં જાઓ. અમારાં ઘર એવાં જ તો.'

હું અંદર ગયો ને ઘરની તેમ જ આંગણાની સફાઈ જોઈ ખુશ થઈ ગયો. ઘરની અંદર બધું લીંપેલું જોયું. આંગણું વાળેલું, અને જે જૂજ વાસણો હતાં તે સાફ અને ચકચકિત હતાં.

એક પાયખાનાની નોંધ કર્યા વિના રહેવાય તેમ નથી. દરેક ઘરમાં મોરી તો હોય જ. તેમાં પાણી ઢોળાય ને લઘુશંકા પણ થાય; એટલે ભાગ્યે કોઈ કોટડી બદબો વિનાની હોય. પણ એક ઘરમાં તો સૂવાની કોટડીમાં મોરી અને પાયખાનું બન્ને જોયાં, અને તે બધું મેલું નળી વાટે

નીચે ઊતરે. એ કોટડીમાં ઊભવું જાય તેમ નહોતું. તેમાં ઘરધણી કેમ સૂઈ શકતા તે તો વાંચનારે વિચારી જોવું.

કમિટીએ હવેલીની પણ મુલાકાત લીધી હતી. હવેલીના મુખિયાજીની સાથે ગાંધી કુટુંબને સારો સંબંધ હતો. મુખિયાજીએ હવેલી જોવા દેવાની અને બની શકે તેટલા સુધારા કરવાની હા પાડી. તેમણે પોતે તે ભાગ કોઈ દિવસ જોયો નહોતો. હવેલીમાં જે એઠવાડ અને પત્રાવળ થાય તે પાછળ રાંગ ઉપરથી ફેંકી દેવામાં આવતાં, ને તે ભાગ કાગડાસમડીઓનો વાસ થઈ પડ્યો હતો. પાયખાનાં તો ગંદા હતાં જ. મુખિયાજીએ કેટલો સુધારો કર્યો એ જોવા હું ન પામ્યો. હવેલીની ગંદકી જોઈને દુઃખ તો થયું જ. જે હવેલીને આપણે પવિત્ર સ્થાન સમજીએ ત્યાં તો આરોગ્યના નિયમોનું ખૂબ પાલન થવાની આશા રખાય. સ્મૃતિકારોએ બાહ્યાંતર શૌચ ઉપર ખૂબ ભાર મૂક્યો છે એ મારા ધ્યાન બહાર ત્યારે પણ નહોતું.

## ૨૬

# રાજનિષ્ઠા અને શુશ્રૂષા

શુદ્ધ રાજનિષ્ઠા મેં જેટલી મારે વિષે અનુભવી છે તેટલી ભાગ્યે જ બીજામાં મેં જોઈ હોય. એ રાજનિષ્ઠાનું મૂળ સત્ય ઉપરનો મારો સ્વાભાવિક પ્રેમ હતો એમ હું જોઈ શકું છું. રાજનિષ્ઠાનો કે બીજી કોઈ વસ્તુનો ડોળ મારાથી કોઈ દિવસ કરી જ નથી શકાયો. નાતાલમાં જ્યારે હું કોઈ સભામાં જતો ત્યારે ત્યાં 'ગૉડ સેવ ધ કિંગ' તો ગવાય જ. મને લાગ્યું કે મારે પણ તે ગાવું જોઈએ. બ્રિટિશ રાજનીતિમાં ખોટો ત્યારે પણ હું જોતો, છતાં એકંદરે મને તે નીતિ સારી લાગતી હતી. બ્રિટિશ અમલનું ને અમલદારોનું વલણ એકંદરે પ્રજાનું પોષક છે એમ હું ત્યારે માનતો.

દક્ષિણ આફ્રિકામાં ઊલટી નીતિ જોતો, રંગદ્વેષ જોતો. તે ક્ષણિક અને સ્થાનિક છે એમ માનતો. તેથી રાજનિષ્ઠામાં હું અંગ્રેજોની હરીફાઈ કરવા મથતો. ખંતથી અંગ્રેજોના રાષ્ટ્રગીત 'ગૉડ સેવ ધ કિંગ'ના સૂર મેં શીખી લીધા. તે સભાઓમાં ગવાય તેમાં મારો સૂર ભેળવતો. અને જે જે પ્રસંગો આડંબર વિના વફાદારી બતાવવાના આવે તેમાં હું ભાગ લેતો.

એ રાજનિષ્ઠાને મારી જિંદગીભરમાં મેં કોઈ દિવસ વટાવી નથી. મારો અંગત લાભ સાધવાનો મને વિચાર સરખોયે નથી થયો. વફાદારીને કરજ સમજી મેં સદાય તે અદા કરી છે.

જ્યારે હિંદુસ્તાન આવ્યો ત્યારે રાણીની ડાયમંડ જ્યુબિલીની તૈયારીઓ શરૂ થઈ હતી. રાજકોટમાં પણ એક સમિતિ નિમાઈ. તેમાં મને આમંત્રણ થયું. મેં તે સ્વીકાર્યું. મને તેમાં દંભની ગંધ આવી. તેમાં દેખાવને સારુ બહુ થતું મેં જોયું. એ જોઈ મને દુઃખ થયું. સમિતિમાં રહેવું કે નહિ એ પ્રશ્ન મારા આગળ ખડો થયો. અંતે મારા કર્તવ્યનું પાલન કરીને સંતોષ માનવાનો મેં ઠરાવ કર્યો.

વૃક્ષારોપણ કરવાની એક સૂચના હતી. આમાં હું દંભ જોઈ ગયો. વૃક્ષારોપણ કેવળ સાહેબલોકને પ્રસન્ન કરવા પૂરતું કરવાનું હતું એમ જણાયું. લોકોને મેં સમજાવવા પ્રયત્ન કર્યો કે વૃક્ષારોપણની કોઈ ફરજ નથી પાડતું. એ ભલામણરૂપે છે. વાવવાં તો દિલ દઈને વાવવાં અથવા તો મુદ્દલ નહિ. મને કંઈ સ્મરણ છે કે આમ કહેતો ત્યારે લોકો મારી વાત હસી કાઢતા. મેં મારા ભાગનું ઝાડ તો બરોબર વાવ્યું, ને તે ઊછર્યું એટલું મને યાદ છે.

'ગૉડ સેવ ધ કિંગ' હું કુટુંબનાં બાળકોને શીખવતો. મેં ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને શીખવ્યાનું મને સ્મરણ છે. પણ તે આ જ પ્રસંગે કે સાતમા એડવર્ડના રાજ્યારોહણ પ્રસંગે એ મને બરોબર યાદ નથી. આગળ જતાં મને આ ગીત ગાવું ખટક્યું. અહિંસાના મારા વિચારો મારામાં જેમ પ્રબળ થતા ગયા તેમ મારી વાણી અને વિચારો ઉપર હું વધારે ચોકી કરવા લાગ્યો. એ ગીતમાં બે લીટી આ પણ છે:

> તેના શત્રુઓનો નાશ કરજે,
> તેમનાં કાવતરાંને નિષ્ફળ કરજે.

આ ગાવાનું મને ખટક્યું. મારા મિત્ર દા. બૂથને મેં મારી મુશ્કેલીની વાત કરી. તેમણે પણ કબૂલ કર્યું કે એ ગાવું અહિંસક મનુષ્યને શોભે નહિ. શત્રુ કહેવાયા તે દગો જ કરે

એમ કેમ માની લેવાય? શત્રુ માન્યા તે ખોટા જ હોય એમ કેમ કહેવાય? ઈશ્વરની પાસે તો ન્યાયની જ માગણી કરાય. દા. બૂથે આ દલીલ સ્વીકારી. તેમણે પોતાના સમાજમાં ગાવા સારુ નવું જ ગીત રચ્યું. દા. બૂથની વિશેષ ઓળખાણ હવે પછી કરીશું.

જેમ વફાદારીનો ગુણ મારામાં સ્વાભાવિક હતો તેમ શુશ્રૂષાનો. માંદાં, પછી સગાં હોય કે પરાયાં, તેમની સેવા કરવાનો મને શોખ હતો એમ કહી શકાય. રાજકોટમાં મારું દક્ષિણ આફ્રિકાનું કામ ચાલતું હતું તે દરમ્યાન હું મુંબઈ જઈ આવ્યો. મુખ્ય શહેરોમાં સભાઓ ભરીને લોકમત વિશેષ કેળવવાનો ઇરાદો હતો. એને અંગે જ હું ગયેલો. પ્રથમ તો ન્યાયમૂર્તિ રાનડેને મળ્યો. તેમણે મારી વાત ધ્યાન દઈને સાંભળી ને મને સર ફિરોજશાને મળવાની સલાહ આપી. પછી હું જસ્ટિસ બદરુદ્દીન તૈયબજીને મળ્યો. તેમણે પણ મારી વાત સાંભળીને તે જ સલાહ આપી. 'જસ્ટિસ રાનડે અને હું તમને બહુ થોડા દોરી શકશું. અમારી સ્થિતિ તો તમે જાણો છો. અમારાથી જાહેરમાં ભાગ ન લઈ શકાય. પણ અમારી લાગણી તો તમારી સાથે છે જ. ખરા દોરનાર સર ફિરોજશા છે.'

સર ફિરોજશાને તો હું મળવાનો હતો જ. પણ આ બે વડીલોને મોઢેથી તેમની સલાહ પ્રમાણે ચાલવાનું સાંભળી, સર ફિરોજશાના પ્રજા ઉપરના કાબૂનું મને વિશેષ ભાન થયું.

સર ફિરોજશાને મળ્યો. હું તેમનાથી અંજાવાને તો તૈયાર હતો જ. તેમને અપાતાં વિશેષણો સાંભળ્યાં જ હતાં. 'મુંબઈના સિંહ,' 'મુંબઈના બેતાજ બાદશાહ'ને મારે મળવાનું હતું. પણ બાદશાહે મને ડરાવ્યો નહિ. વડીલ જે પ્રેમથી પોતાના જુવાન દીકરાને મળે તેમ તે મળ્યા. મારે તેમના ચેમ્બરમાં તેમને મળવાનું હતું. તેમની પાસે અનુયાયીઓનો

ડાયરો તો જામેલો જ હોય. વાચ્છા હતા, કામા હતા. તેમની સાથે મારી ઓળખાણ કરાવી. વાચ્છાનું નામ મેં સાંભળ્યું હતું જ. એ ફિરોજશાનો જમણો હાથ ગણાતા. આંકડાશાસ્ત્રી તરીકે વીરચંદ ગાંધીએ મને તેમની ઓળખ આપી હતી. તેમણે કહ્યું, 'ગાંધી, આપણે પાછા મળશું.'

આ બધું થતાં તો ભાગ્યે બે મિનિટ થઈ હશે. સર ફિરોજશાએ મારી વાત સાંભળી લીધી. ન્યાયમૂર્તિ રાનડે અને તૈયબજીને મળ્યો હતો તે પણ મેં તેમને જણાવ્યું. 'ગાંધી, તારે સારુ મારે જાહેર સભા કરવી પડશે. તને મદદ દેવી જોઈએ.' મુનશીની તરફ વળ્યા, ને તેને સભાનો દિવસ મુકરર કરવાનું કહ્યું. દિવસ મુકરર કરી મને વિદાયગીરી આપી. સભાને આગલે દહાડે પોતાને મળવાનું ફરમાવ્યું. હું નિર્ભય થઈ મનમાં મલકાતો ઘેર ગયો.

મુંબઈની આ મુલાકાત દરમ્યાન મારા બનેવી જે મુંબઈમાં રહેતા તેમને હું મળવા ગયો. તે માંદા હતા. તેમની સ્થિતિ ગરીબ હતી. બહેન એકલી તેમની સારવાર કરી શકે તેમ નહોતું. માંદગી સખત હતી. મેં તેમને મારી જોડે રાજકોટ ચાલવા કહ્યું. તેઓ રાજી થયાં. બહેનબનેવીને લઈ હું રાજકોટ ગયો. માંદગી ધાર્યા કરતાં વધારે ગંભીર થઈ પડી. મેં તેમને મારી ઓરડીમાં રાખ્યા. આખો દિવસ હું તેમની પાસે જ રહેતો. રાતના પણ જાગવું પડતું. તેમની સેવા કરતાં દક્ષિણ આફ્રિકાનું કામ હું કરી રહ્યો હતો. બનેવીનો સ્વર્ગવાસ થયો. પણ તેમના છેલ્લા દિવસોમાં તેમની સેવા કરવાનો પ્રસંગ મને મળ્યો એથી મને ભારે સંતોષ થયો.

શુશ્રૂષાના મારા આ શોખે આગળ જતાં વિશાળ સ્વરૂપ પકડ્યું. તે એટલે સુધી કે, તે કરવામાં હું મારો ધંધો છોડતો, મારી ધર્મપત્નીને રોકતો ને આખા ઘરને રોકી દેતો. આ

વૃત્તિને મેં શોખ તરીકે ઓળખાવી છે, કેમકે હું જોઈ શક્યો છું કે આ ગુણો જ્યારે આનંદદાયક થઈ પડે છે ત્યારે જ નભી શકે છે. તાણીતૂશીને અથવા દેખાવ કે શરમને ખાતર થાય છે ત્યારે તે માણસને કચડી નાંખે છે, ને તે કરતો છતો માણસ કરમાય છે. જે સેવામાં આનંદ નથી મળતો તે નથી સેવકને ફળતી, નથી સેવ્યને ભાવતી. જે સેવામાં આનંદ મળે છે તે સેવા આગળ એશઆરામ કે ધનોપાર્જન ઇત્યાદિ પ્રવૃત્તિ તુચ્છ લાગે છે.

२७

# મુંબઈમાં સભા

બનવીના દેહાંતને બીજે જ દિવસે મારે મુંબઈની સભાને સારુ જવાનું હતું. જાહેર સભાને સારુ ભાષણ વિચારવા જેટલો મને વખત નહોતો મળ્યો. ઉજાગરાઓનો થાક લાગ્યો હતો. સાદ ભારે થઈ ગયો હતો. ઈશ્વર જેમ તેમ મને નિભાવી લેશે એમ મનમાં વિચારતો હું મુંબઈ ગયો. ભાષણ લખવાનું તો મને સ્વપ્નેય નહોતું.

સભાની તારીખને આગલે દહાડે સાંજે પાંચ વાગ્યે હુકમ પ્રમાણે હું સર ફિરોજશાની ઑફિસે હાજર થયો.

'ગાંધી, તમારું ભાષણ તૈયાર છે કે?' તેમણે પૂછ્યું.

'ના જી, મેં તો ભાષણ મોઢેથી જ કરવાનો વિચાર રાખ્યો છે,' મેં બીતાં બીતાં ઉત્તર આપ્યો.

'એ મુંબઈમાં નહિ ચાલે. અહીં રિપોર્ટિંગ ખરાબ છે, ને આ સભાથી આપણે કશો લાભ ઉઠાવવા માગતા હોઈએ તો તમારું ભાષણ લખેલું જ હોવું જોઈએ ને તે રાતોરાત છપાવું જોઈએ. ભાષણ રાતોરાત લખી શકશો ના?'

હું ગભરાયો. પણ મેં લખવાનો પ્રયત્ન કરવાની હા પાડી.

'ત્યારે મુનશી તમારી પાસે ભાષણ લેવા ક્યારે આવે?' મુંબઈના સિંહ બોલ્યા.

'અગિયાર વાગ્યે,' મેં ઉત્તર આપ્યો.

સર ફિરોજશાએ મુનશીને તે કલાકે ભાષણ મેળવી રાતોરાત છપાવવા હુકમ કરી મને વિદાય કર્યો.

બીજે દહાડે સભામાં ગયો. ભાષણ લખવાનું કહેવામાં કેટલું ડહાપણ હતું એ હું જોઈ શક્યો. ફરામજી કાવસજી ઇન્સ્ટિટયુટના હૉલમાં સભા હતી. મેં સાંભળેલું કે સર ફિરોજશા બોલવાના હોય તે સભામાં ઊભવાની જગા ન હોય. આમાં મુખ્યત્વે વિદ્યાર્થીવર્ગ રસ લેનારો હોય.

આવી સભાનો આ મારો પહેલો અનુભવ હતો. મારો સાદ કોઈ નહિ સાંભળી શકે એવી મારી ખાતરી થઈ. મેં ધ્રૂજતાં ધ્રૂજતાં ભાષણ વાચવાનું શરૂ કર્યું. સર ફિરોજશા મને ઉત્તેજન આપતા જાય. 'હજુ જરા ઊંચે સાદે' એમ કહેતા જાય. મને તો લાગે છે કે મારો સાદ તેમ તેમ નીચો પડતો જતો હતો.

પુરાણા મિત્ર કેશવરાવ દેશપાંડે મારી વહારે ધાયા. તેમના હાથમાં મેં ભાષણ મૂક્યું. તેમનો સાદ તો બરાબર જ હતો. પણ પ્રેક્ષકગણ શેના સાંભળે? 'વાચ્છા' 'વાચ્છા'થી હૉલ ગાજી રહ્યો. વાચ્છા ઊઠ્યા. તેમણે દેશપાંડે પાસેથી કાગળ લીધા ને મારું કામ થયું. સભા તુરત શાંત થઈ, ને અથથી ઇતિ સુધી સભાએ ભાષણ સાંભળ્યું. શિરસ્તા મુજબ જોઈએ ત્યાં 'શેમ શેમ' ને જોઈએ ત્યાં તાળીઓ હોય જ. હું રાજી થયો.

સર ફિરોજશાને ભાષણ ગમ્યું. મને ગંગા નાહ્યા જેટલો સંતોષ થયો.

આ સભાને પરિણામે દેશપાંડે તેમ જ એક પારસી ગૃહસ્થ પલળ્યા. પારસી ગૃહસ્થ આજે હોદ્દો ભોગવે છે, એટલે તેમનું નામ પ્રગટ કરતાં ડરું છું. તેમના નિશ્ચયને જજ ખરશેદજીએ ડોલાવ્યો, ને તે ડોલવાની પાછળ એક પારસી બહેન હતી. વિવાહ કરે કે દક્ષિણ આફ્રિકામાં આવે? વિવાહ કરવાનું તેમણે વધારે યોગ્ય ધાર્યું. પણ આ પારસી મિત્રની વતી પારસી રુસ્તમજીએ પ્રાયશ્ચિત્ત કર્યું, ને પારસી બહેનની

વતીનું પ્રાયશ્ચિત્ત બીજી પારસી બહેનો સેવિકાનું કામ કરી ખાદી પાછળ વૈરાગ્ય લઈને કરી રહી છે. તેથી આ દંપતીને મેં માફી આપી છે. દેશપાંડેને પરણવાનું પ્રલોભન નહોતું, પણ તે ન આવી શક્યા. તેનું પ્રાયશ્ચિત્ત તો તેઓ પોતે જ કરી રહ્યા છે. વળતાં ઝાંઝીબાર આવતું હતું ત્યાં એક તૈયબજીને મળેલો. તેમણે પણ આવવાની આશા આપેલી, પણ દક્ષિણ આફ્રિકા કંઈ એ આવે ? આ ન આવવાના ગુનાનો બદલો અબ્બાસ તૈયબજી વાળી રહ્યા છે. પણ બારિસ્ટર મિત્રોને દક્ષિણ આફ્રિકા આવવા લલચાવવાના મારા પ્રયત્નો આમ નિષ્ફળ ગયા.

અહીં મને પેસ્તનજી પાદશાહ યાદ આવે છે. તેમની સાથે મને વિલાયતથી જ મીઠો સંબંધ હતો. પેસ્તનજીની ઓળખ મને લંડનની અન્નાહાર આપનારી વીશીમાં થયેલી. તેમના ભાઈ બરજોરજીની દીવાના તરીકેની ખ્યાતિ હું જાણતો હતો, મળ્યો નહોતો. પણ મિત્રમંડળ કહેતું કે તે 'ચક્રમ' છે. ઘોડાની દયા ખાઈ ટ્રામમાં ન બેસે; શતાવધાની જેવી સ્મરણ-શક્તિ છતાં ડિગ્રીઓ ન લે; મિજાજે એવા સ્વતંત્ર કે કોઈની શેહમાં ન આવે; અને પારસી છતાં અન્નાહારી! પેસ્તનજી છેક તેવા ન ગણાતા. પણ તેમની હોશિયારી પંકાયેલી હતી. તે ખ્યાતિ વિલાયતમાં પણ હતી. પણ અમારી વચ્ચેના સંબંધનું મૂળ તો તેમનો અન્નાહાર હતો. તેમની હોશિયારીને પહોંચવું મારી શક્તિ બહાર હતું.

મુંબઈમાં પેસ્તનજીને ખોળી કાઢ્યા હતા. એ પ્રોથો-નોટરી હતા. હું મળ્યો ત્યારે બૃહદ ગુજરાતી શબ્દકોષના કામમાં રોકાયેલા હતા. દક્ષિણ આફ્રિકામાંના કામમાં મદદ માગવાની બાબતમાં એકે મિત્રને મેં છોડ્યા નહોતા. પેસ્તનજી પાદશાહે તો મને પણ દક્ષિણ આફ્રિકા ન જવાની સલાહ આપી! 'મારાથી તમને મદદ તો શી થાય, પણ તમારું

દક્ષિણ આફ્રિકા પાછા જવું જ મને તો પસંદ નથી. અહીં આપણા દેશમાં જ ક્યાં ઓછું કામ છે? જુઓની, આપણી ભાષાની જ સેવા ક્યાં ઓછી કરવાની છે? મારે વિજ્ઞાનને લગતા શબ્દોના અર્થ કાઢવાના છે. આ તો એક જ ક્ષેત્ર. દેશની ગરીબાઈનો વિચાર કરો. દક્ષિણ આફ્રિકામાં આપણા લોકોને મુસીબત છે, પણ તેમાં તમારા જેવા ખરચાઈ જાય એમ હું સહન ન કરું. આપણે જો અહીંયાં આપણા હાથમાં રાજ્યસત્તા મેળવીએ તો ત્યાં એની મેળે મદદ થઈ રહે. તમને તો હું નહિ સમજાવી શકું, પણ તમારા જેવા બીજા સેવકોને તમારી સાથ કરાવવામાં હું મદદ તો નહિ જ કરું.' આ વચન મને ન ગમ્યાં, પણ પેસ્તનજી પાદશાહને વિષે મારું માન વધ્યું. તેમનો દેશપ્રેમ, ભાષાપ્રેમ જોઈ હું મોહિત થયો. અમારી વચ્ચેની પ્રેમગાંઠ આ પ્રસંગથી વધારે સજ્જડ થઈ. તેમનું દૃષ્ટિબિન્દુ હું પૂરેપૂરું સમજી શક્યો. પણ દક્ષિણ આફ્રિકાનું કામ છોડવાને બદલે તેમની દૃષ્ટિએ પણ મારે તો તેને વધારે વળગી રહેવું જોઈએ એમ મને લાગ્યું. દેશપ્રેમી એક પણ અંગને બને ત્યાં લગી જતું ન કરે, ને મારે સારુ તો ગીતાનો શ્લોક તૈયાર જ હતો:

> श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात ।
> स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ *

ચડિયાતા પરધર્મ કરતાં ઊતરતો સ્વધર્મ સારો છે. સ્વધર્મમાં મોત પણ સારું, પરધર્મ એ ભયકર્તા છે.

---

* અ૦ ૩, શ્લોક ૩૫

૨૮

# પૂનામાં

સર ફિરોજશાએ મારો રસ્તો સરળ કરી મૂક્યો. મુંબઈથી હું પૂના ગયો. પૂનામાં બે પક્ષ હતા એ મને ખબર હતી. મારે તો બધાની મદદ જોઈતી હતી. લોકમાન્યને મળ્યો. તેમણે કહ્યું :

'બધા પક્ષની મદદ મેળવવાનો તમારો વિચાર તદ્દન બરાબર છે. તમારા પ્રશ્ન વિષે મતભેદ ન જ હોય. પણ તમારે સારુ તટસ્થ પ્રમુખ જોઈએ. તમે પ્રોફેસર ભાંડારકરને મળો. તેઓ આજકાલ કોઈ હિલચાલમાં ભાગ નથી લેતા. પણ કદાચ આ કામને સારુ બહાર પડે. તેમને મળ્યા પછી મને પરિણામ જણાવજો. હું તમને પૂરી મદદ કરવા માગું છું. તમે પ્રોફેસર ગોખલેને તો મળશો જ. મારી પાસે જ્યારે આવવું હોય ત્યારે વિનાસંકોચે આવજો.'

લોકમાન્યનાં આ મને પ્રથમ દર્શન હતાં. તેમની લોકપ્રિયતાનું કારણ હું તુરત સમજી શક્યો.

અહીંથી હું ગોખલે પાસે ગયો. તે ફરગ્યુસન કૉલેજમાં હતા. મને ખૂબ પ્રેમથી ભેટ્યા ને પોતાનો કરી લીધો. તેમનો પણ મને પહેલો પરિચય હતો. પણ, કેમ જાણે અમે પૂર્વે મળ્યા ન હોઈએ તેમ લાગ્યું. સર ફિરોજશા તો મને હિમાલય જેવા લાગ્યા. લોકમાન્ય સમુદ્ર જેવા લાગ્યા. ગોખલે ગંગા જેવા લાગ્યા. તેમાં હું નાહી શકું. હિમાલય ચડાય નહિ. સમુદ્રમાં ડૂબવાનો ભય રહે. ગંગાની તો ગોદમાં રમાય. તેમાં હોડકાં લઈને તરાય. ગોખલેએ મારી ઝીણવટથી તપાસ કરી,

જેમ એક નિશાળિયો નિશાળમાં દાખલ થવા જાય તેની થાય તેમ. કોને કોને મળવું ને કેમ મળવું એ બતાવ્યું, ને મારું ભાષણ જોવા માગ્યું. મને કૉલેજની ગોઠવણ બતાવી. જ્યારે મળવું હોય ત્યારે ફરી મળવાનું કહી, ડા. ભાંડારકરનો જવાબ સંભળાવવાનું કહી, મને વિદાય કર્યો. રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં જે સ્થાન ગોખલેએ જીવતાં મારા હૃદયમાં ભોગવ્યું ને હજી દેહાંત થયા છતાં ભોગવે છે તે કોઈ ભોગવી શક્યું નથી.

જેમ દીકરાને બાપ વધાવે તેમ રામકૃષ્ણ ભાંડારકરે મને વધાવ્યો. તેમને ત્યાં ગયો ત્યારે મધ્યાહ્નકાળ હતો. આવે સમયે હું મારું કામ કરી રહ્યો હતો એ વસ્તુ જ આ ઉદ્યમી શાસ્ત્રજ્ઞને વહાલી લાગી; ને તટસ્થ પ્રમુખ માટેનો મારો આગ્રહ સાંભળી 'ધૅટ્સ ઇટ,' 'ધૅટ્સ ઇટ' 'એ જ બરોબર.' 'એ જ બરોબર'ના ઉદ્‌ગાર તેમના મુખમાંથી સહેજે નીકળી ગયા.

વાતને અંતે તેઓ બોલ્યા, 'ગમે તેને પૂછશો તો તે તમને કહેશે કે, હું હાલ કોઈ રાજ્યપ્રકરણી કામમાં ભાગ લેતો નથી. પણ તમને હું ન તરછોડી શકું. તમારો કેસ એવો મજબૂત છે ને તમારો ઉદ્યમ એવો સ્તુત્ય છે કે મારાથી તમારી સભામાં આવવાની ના ન પડાય. રા. તિલક અને રા. ગોખલેને તમે મળ્યા એ સારું કર્યું છે. તેઓને કહેજો કે હું ખુશીથી બન્ને પક્ષ બોલાવે તે સભામાં આવીશ ને પ્રમુખપદ લઈશ. વખતની બાબત મને પૂછવાની જરૂર નથી. જે વખત બન્ને પક્ષને અનુકૂળ હશે તેને હું અનુકૂળ થઈશ.' આમ કહી મને ધન્યવાદ અને આશીર્વાદ આપી વિદાય કર્યો.

કશી હોહા વિના, આડંબર વિના, એક સાદા મકાનમાં પૂનાના આ વિદ્વાન અને ત્યાગી મંડળે સભા ભરી ને મને સંપૂર્ણ પ્રોત્સાહન સાથે વિદાય કર્યો.

હું અહીંથી મદ્રાસ ગયો. મદ્રાસ તો ઘેલું થઈ ગયું. બાલાસુંદરમના કિસ્સાની સભા ઉપર ઊંડી અસર પડી. મારું

ભાષણ મારે સારુ પ્રમાણમાં લાંબુ હતું. બધું છાપેલું હતું. પણ શબ્દેશબ્દ સભાએ ધ્યાનપૂર્વક સાંભળ્યો. સભાને અંતે પેલા લીલા ચોપાનિયા ઉપર ધાડ પડી. મદ્રાસમાં સુધારાવધારાસહિત તેની બીજી આવૃત્તિ દસ હજારની છપાવી. તેમાંનો ઘણો ભાગ ઊપડી ગયો. પણ મેં જોયું કે દસ હજારની જરૂર નહોતી. ઉત્સાહની મારી આંકણી વધારેપડતી હતી. મારા ભાષણની અસર તો અંગ્રેજી બોલનાર વર્ગ ઉપર જ પડી હતી. તે વર્ગમાંથી એકલા મદ્રાસમાં દસ હજાર નકલની જરૂર ન પડે.

અહીં મને મોટામાં મોટી મદદ સ્વ૦ જી. પરમેશ્વરન્ પિલ્લેની મળી. તેઓ 'મદ્રાસ સ્ટૅંડર્ડ'ના અધિપતિ હતા. તેમણે આ પ્રશ્નનો અભ્યાસ સારો કરી લીધો હતો. તેમની ઑફિસે મને વખતોવખત બોલાવે ને દોરે. 'હિંદુ'ના જી. સુબ્રહ્મણ્યમને પણ મળ્યો હતો. તેમણે અને દા. સુબ્રહ્મણ્યમે પણ પૂરી દિલસોજી બતાવી હતી. પણ જી. પરમેશ્વરન્ પિલ્લેએ તો મને પોતાના છાપાનો આ કામને સારુ જે ઉપયોગ કરવો હોય તે કરવા દીધો ને મેં તે છૂટથી કર્યો. સભા પાચ્યાપ્પા હૉલમાં થયેલી ને તેમાં દા. સુબ્રહ્મણ્યમ્ પ્રમુખ થયા હતા એવો મને ખ્યાલ છે.

મદ્રાસમાં મેં ઘણાઓનો પ્રેમ અને ઉત્સાહ એટલો બધો અનુભવ્યો કે, જોકે ત્યાં સહુની સાથે મુખ્યત્વે અંગ્રેજીમાં જ બોલવાનું હતું, છતાં મને ઘર જેવું જ લાગ્યું. પ્રેમ કયાં બંધનોને તોડી શકતો નથી!

## ૨૯

# ‘જલદી પાછા ફરો’

મદ્રાસથી કલકત્તા ગયો. કલકત્તામાં મને મુશ્કેલીઓનો પાર ન રહ્યો. ત્યાં ‘ગ્રેટ ઇસ્ટર્ન’ હોટેલમાં ઊતર્યો. કોઈને ઓળખું નહિ. હોટેલમાં ‘ડેલી ટેલિગ્રાફ’ના પ્રતિનિધિ મિ. એલરથોર્પની ઓળખ થઈ. તે રહેતા હતા બંગાળ ક્લબમાં. ત્યાં મને તેમણે નોતર્યો. તે વખતે તેમને ખબર નહોતી કે હોટેલના દીવાનખાનામાં કોઈ હિંદીને ન લઈ જઈ શકાય. પાછળથી તેમણે આ પ્રતિબંધ વિષે જાણ્યું. તેથી તે મને પોતાની કોટડીમાં લઈ ગયા. હિંદીઓ તરફના સ્થાનિક અંગ્રેજોના આ અણગમાનો તેમને ખેદ થયો. મને દીવાનખાનામાં ન લઈ જવા સારુ માફી માગી.

‘બંગાળના દેવ’ સુરેંદ્રનાથ બેનરજીને તો મળવાનું હતું જ. તેમને મળ્યો. હું મળ્યો ત્યારે તેમની આસપાસ બીજા મળનારાઓ હતા. તેમણે કહ્યું, ‘તમારા કામમાં લોકો રસ નહિ લે એવો મને ભય છે. તમે તો જુઓ છો કે અહીં જ કંઈ થોડી વિટંબણાઓ નથી. છતાં તમારે તો બને તે કરવું જ. આ કામમાં તમારે મહારાજાઓની મદદ જોઈશે. બ્રિટિશ ઇંડિયા એસોસિયેશનના પ્રતિનિધિઓને મળજો. રાજા સર પ્યારીમોહન મુકરજી અને મહારાજા ટાગોરને મળજો. બન્ને ઉદાર વૃત્તિના છે ને જાહેર કામમાં ઠીક ભાગ લે છે.’ હું આ ગૃહસ્થોને મળ્યો. ત્યાં મારી ચાંચ ન બૂડી. બન્નેએ કહ્યું, ‘કલકત્તામાં જાહેર સભા કરવી સહેલું કામ નથી. પણ કરવી જ હોય તો ઘણો આધાર સુરેંદ્રનાથ બેનરજી ઉપર છે.’

મારી મુશ્કેલીઓ વધતી જતી હતી. ‘અમૃત બજાર પત્રિકા’ની ઓફિસે ગયો. ત્યાં પણ જે ગૃહસ્થો મને મળ્યા તેમણે માની લીધેલું કે હું કોઈ ભમતારામ હોવો જોઈએ.

'બંગવાસી'એ તો હદ વાળી. મને એક કલાક સુધી તો બેસાડી જ મૂક્યો. બીજાઓની સાથે અધિપતિસાહેબ વાતો કરતા જાય; તેઓ જતા જાય, પણ પોતે મારી તરફ પણ ન જુએ. એક કલાક રાહ જોઈને મેં મારો પ્રશ્ન છેડ્યો ત્યારે તેમણે કહ્યું, 'તમે જોતા નથી અમને કેટલું કામ પડ્યું છે! તમારા જેવા તો ઘણા અમારે ત્યાં ચાલ્યા આવે છે. તમે વિદાય થાઓ તેમાં જ સારું છે. અમારે તમારી વાત સાંભળવી નથી.' મને ઘડીભર દુઃખ તો થયું, પણ હું અધિપતિનું દૃષ્ટિબિંદુ સમજ્યો. 'બંગવાસી'ની ખ્યાતિ તો સાંભળી હતી. અધિપતિને ત્યાં માણસો આવતા જતા હતા તે હું જોઈ શક્યો હતો. તેઓ બધા તેમને ઓળખનારા. તેમનું છાપું તો ભરપૂર રહેતું હતું. દક્ષિણ આફ્રિકાનું તે વેળા તો નામ પણ માંડ જણાયેલું. નિતનવા માણસો પોતાનાં દુઃખ રડવા ચાલ્યા જ આવે. તેમને તો પોતાનું દુઃખ મોટામાં મોટો સવાલ હોય. પણ અધિપતિની પાસે તો એવાં દુખિયાં થોકબંધ હોય. બધાંનું એ બાપડો શું કરે? વળી દુઃખીને મન છાપાના અધિપતિની સત્તા એટલે મોટી વાત હોય. અધિપતિ પોતે તો જાણતો હોય કે તેની સત્તા તેની કચેરીના દરવાજાનો ઉંબર પણ ન ઓળંગતી હોય.

હું હાર્યો નહિ. બીજા અધિપતિઓને મળવાનું ચાલુ રાખ્યું. મારા રિવાજ મુજબ અંગ્રેજોને પણ મળ્યો. 'સ્ટેટ્સમૅન' અને 'ઇંગ્લિશમૅન' બન્ને દક્ષિણ આફ્રિકાના સવાલનું મહત્ત્વ જાણતાં હતાં. તેમણે લાંબી મુલાકાતો છાપી. 'ઇંગ્લિશમૅન'ના મિ. સૉંડર્સે મને અપનાવ્યો. તેમની ઑફિસ મારે સારુ ખુલ્લી, તેમનું છાપું મારે સારુ ખુલ્લું. પોતાના અગ્રલેખમાં સુધારોવધારો કરવાની પણ મને છૂટ આપી. અમારી વચ્ચે સ્નેહ બંધાયો એમ કહું તો અતિશયોક્તિ નથી. તેમણે જે મદદ થઈ શકે તે કરવાનું મને વચન આપ્યું. હું પાછો

દક્ષિણ આફ્રિકા જાઉં પછી પણ પોતાને પત્ર લખવા મને કહ્યું, ને પોતે પોતાથી બનતું કરશે એવું વચન આપ્યું. મેં જોયું કે આ વચન તેમણે અક્ષરશઃ પાળ્યું, ને તેમની તબિયત ખરાબ થઈ ત્યાં લગી તેમણે મારી સાથે પત્રવ્યવહાર જારી રાખ્યો. મારી જિંદગીમાં આવા અણધાર્યા મીઠા સંબંધો અનેક બંધાયા છે. મિ. સૉંડર્સને મારામાં જે ગમ્યું તે અતિશયોક્તિનો અભાવ અને સત્યપરાયણતા હતાં. તેમણે મારી ઊલટતપાસ કરવામાં કચાશ નહોતી રાખી. તેમાં તેમણે જોયું કે દક્ષિણ આફ્રિકાના ગોરાઓના પક્ષને નિષ્પક્ષપાતપણે મૂકવામાં ને તેની તુલના કરવામાં મેં ન્યૂનતા નહોતી રાખી.

મારો અનુભવ મને કહે છે કે સામા પક્ષને ન્યાય આપીને આપણે ન્યાય વહેલો મેળવીએ છીએ.

આમ મને અણધારી મદદ મળવાથી કલકત્તામાં પણ જાહેર સભા ભરવાની આશા બંધાઈ. તેવામાં ડરબનથી તાર મળ્યો : 'પાર્લામેંટ જાનેવારીમાં મળશે. જલદી પાછા ફરો.'

આથી એક કાગળ છાપાંઓમાં લખી તુરત ઊપડી જવાની અગત્ય જણાવી મેં કલકત્તા છોડ્યું, ને પહેલી સ્ટીમરે જવાની ગોઠવણ કરવા દાદા અબદુલ્લાના મુંબઈના એજંટને તાર કર્યો. દાદા અબદુલ્લાએ પોતે 'કુરલૅંડ' સ્ટીમર વેચાતી લીધી હતી. તેમાં મને તથા મારા કુટુંબને મફત લઈ જવાનો આગ્રહ ધર્યો. મેં ઉપકાર સહિત તે સ્વીકાર્યો અને હું ડિસેમ્બરના આરંભમાં 'કુરલૅંડ'માં મારી ધર્મપત્ની, બે દીકરા ને મારા સ્વર્ગસ્થ બનેવીના એકના એક દીકરાને લઈને દક્ષિણ આફ્રિકા તરફ બીજી વાર રવાના થયો. આ સ્ટીમરની સાથે જ બીજી સ્ટીમર 'નાદરી' પણ ડરબન રવાના થઈ. તેના એજંટ દાદા અબદુલ્લા હતા. બન્ને સ્ટીમરમાં મળી આઠસેંક હિંદી ઉતારુઓ હશે. તેમાંનો અરધ ઉપરાંત ભાગ ટ્રાન્સવાલ જનારો હતો.

## ૧

# તોફાનના ભણકારા

કુટુંબ સહિત દરિયાની આ મારી પહેલી મુસાફરી હતી. મેં ઘણી વેળા લખ્યું છે કે હિંદુ સંસારમાં વિવાહ બાળવયે થતા હોવાથી, અને મધ્યમ વર્ગના લોકોમાં મોટે ભાગે પતિ સાક્ષર અને પત્ની નિરક્ષર એવી સ્થિતિ હોય છે તેથી, પતિ-પત્નીના જીવન વચ્ચે અંતર રહે છે અને પતિએ પત્નીના શિક્ષક બનવું પડે છે. મારે મારી ધર્મપત્નીના ને બાળકોના પોશાકની, ખાવાપહેરવાની તેમ જ બોલચાલની સંભાળ રાખવી રહી હતી. મારે તેમને રીતભાત શીખવવી રહી હતી. કેટલાંક સ્મરણો મને અત્યારેય હસાવે છે. હિંદુ પત્ની પતિપરાયણતામાં પોતાના ધર્મની પરાકાષ્ઠા માને છે; હિંદુ પતિ પોતાને પત્નીનો ઈશ્વર માને છે. એટલે પત્નીએ જેમ તે નચાવે તેમ નાચવું રહ્યું.

જે સમય વિશે હું લખી રહ્યો છું તે સમયે હું માનતો કે સુધરેલા ગણાવાને સારુ અમારો બાહ્યાચાર બને ત્યાં લગી યુરોપિયનને મળતો હોવો જોઈએ. આમ કરવાથી જ પો પડે ને પો પડ્યા વિના દેશસેવા ન થાય.

તેથી પત્નીનો અને બાળકોનો પોશાક મેં જ પસંદ કર્યો. બાળકો વગેરેને કાઠિયાવાડનાં વાણિયાં તરીકે ઓળખાવવાં તે કેમ સારું લાગે? પારસી વધારેમાં વધારે સુધરેલા ગણાય. એટલે, જ્યાં યુરોપિયન પોશાકનું અનુકરણ અઠીક જ લાગ્યું ત્યાં પારસીનું કર્યું. પત્નીને સારુ સાડીઓ પારસી બહેનો પહેરે છે તેવી લીધી; બાળકોને સારુ પારસી કોટપાટલૂન લીધાં. બધાંને બૂટમોજાં તો જોઈએ જ.

પત્નીને તેમ જ બાળકોને બન્ને વસ્તુ ઘણા માસ લગી ન ગમી. જોડા કેડે, મોજાં ગંધાય. પગ કુગાય. આ અડચણોના જવાબ મારી પાસે તૈયાર હતા. જવાબની યોગ્યતા કરતાં હુકમનું બળ તો વધારે હતું જ. એટલે લાચારીથી પત્નીએ તેમ જ બાળકોએ પોશાકના ફેરફાર સ્વીકાર્યા. તેટલી જ લાચારીથી અને એથીયે વધુ અણગમાથી ખાવામાં છરીકાંટાનો ઉપયોગ કરવા માંડ્યો. જ્યારે મારો મોહ ઊતર્યો ત્યારે વળી પાછો તેમણે બૂટમોજાં, છરીકાંટા ઇત્યાદિનો ત્યાગ કર્યો. ફેરફારો જેમ દુઃખકર્તા હતા તેમ ટેવ પડ્યા પછી તેનો ત્યાગ પણ દુઃખકર હતો. પણ અત્યારે હું જોઉં છું કે અમે બધાં સુધારાની કાંચળી ઉતારીને હળવાં થયાં છીએ.

આ જ સ્ટીમરમાં કેટલાંક બીજાં સગાં તેમ જ ઓળખીતાં પણ હતાં. તેમના તેમ જ ડેકના બીજા ઉતારુઓના પરિચયમાં પણ હું ખૂબ આવતો. અસીલ ને વળી મિત્રની સ્ટીમર એટલે ઘરના જેવી લાગતી અને હું હરજગ્યાએ છૂટથી ફરી શકતો.

સ્ટીમર બીજાં બંદર કર્યા વગર નાતાલ પહોંચવાની હતી, એટલે માત્ર અઢાર દિવસની મુસાફરી હતી. કેમ જાણે અમને પહોંચતાંવેંત ભાવી તોફાનની ચેતવણી આપવી ન હોય, તેમ અમારે પહોંચવાને ત્રણ કે ચાર દિવસ બાકી હતા એવામાં દરિયામાં ભારે તોફાન ઊપડ્યું. આ દક્ષિણના પ્રદેશમાં ડિસેમ્બર માસ ગરમીનો અને ચોમાસાનો સમય હોય છે, એટલે દક્ષિણ સમુદ્રમાં આ દિવસોમાં નાનાં મોટાં તોફાન હોય જ. તોફાન એવું તો સખત હતું અને એટલું લંબાયું કે મુસાફરો ગભરાયા.

આ દૃશ્ય ભવ્ય હતું. દુઃખમાં સૌ એક થઈ ગયા. ભેદ ભૂલી ગયા. ઈશ્વરને હૃદયથી સંભારવા લાગ્યા. હિંદુ મુસલમાન બધા સાથે મળી ઈશ્વરને યાદ કરવા લાગ્યા.

કોઈએ માનતાઓ માની. કપ્તાન પણ ઉતારુઓની સાથે ભળ્યા ને સૌને આશ્વાસન આપી કહ્યું કે, જોકે તોફાન તીખું ગણાય તેવું હતું, તોપણ તેના કરતાં ઘણાં વધારે તીખાં તોફાનોનો પોતાને અનુભવ થયો હતો. સ્ટીમર મજબૂત હોય તો એકાએક ડૂબતી નથી. ઉતારુઓને તેમણે આવું ઘણું સમજાવ્યું, પણ એથી ઉતારુઓને કરાર ન વળે. સ્ટીમરમાં અવાજો તો એવા થાય કે જાણે હમણાં ક્યાંકથી તૂટશે, હમણાં ગાબડું પડશે. ગોથાં એવાં ખાય કે હમણાં ઊથલી પડશે એમ લાગે. ડેક ઉપર તો કોઈ રહી જ શેનું શકે? 'ઈશ્વર રાખે તેમ રહેવું' એ સિવાય બીજો ઉદ્‌ગાર નહોતો સંભળાતો.

મને સ્મરણ છે તે પ્રમાણે, આવી ચિંતામાં ચોવીસ કલાક વીત્યા હશે. છેવટે વાદળ વીખરાયું. સૂર્યનારાયણે દર્શન દીધાં. કપ્તાને કહ્યું: 'તોફાન ગયું છે.'

લોકોના ચહેરા ઉપરથી ચિંતા દૂર થઈ ને તેની જ સાથે ઈશ્વર પણ અલોપ થઈ ગયો! મોતનો ડર ભુલાયો તેની જ સાથે ગાનતાન, ખાનપાન શરૂ થયાં. માયાનું આવરણ પાછું ચડયું. નિમાજ રહી, ભજનો રહ્યાં, પણ તોફાનટાણે તેમાં જે ગાંભીર્ય દેખાયું હતું તે ગયું!

પણ આ તોફાને મને ઉતારુઓની સાથે ઓતપ્રોત કરી મૂકયો હતો. એમ કહી શકાય કે, મને તોફાનનો ભય નહોતો અથવા તો ઓછામાં ઓછો હતો. લગભગ આવાં તોફાન મેં અગાઉ અનુભવ્યાં હતાં. મને દરિયો લાગતો નથી, ફેર આવતા નથી. તેથી હું ઉતારુઓમાં નિર્ભય થઈ ફરી શકતો હતો, તેમને આશ્વાસન આપી શકતો હતો, અને કપ્તાનના વરતારા સંભળાવતો હતો. આ સ્નેહગાંઠ મને બહુ ઉપયોગી થઈ પડી.

અમે ૧૮મી કે ૧૯મી ડિસેમ્બરે ડરબનના બારામાં લંગર કર્યું. 'નાદરી' પણ તે જ દહાડે પહોંચી.

ખરા તોફાનનો અનુભવ તો હજુ હવે થવાનો હતો.

## ૨

# તોફાન

અઢારમી ડિસેમ્બરની આસપાસ બન્ને સ્ટીમરો નાંગરી. દક્ષિણ આફ્રિકાનાં બંદરોમાં ઉતારુઓના આરોગ્યની પૂરી તપાસ થાય છે. જો રસ્તામાં કોઈને ચેપી રોગ લાગુ પડચો હોય તો સ્ટીમરને સૂતકમાં — ક્વૉરેન્ટીનમાં — રાખે છે. અમે મુંબઈ છોડયું ત્યારે ત્યાં મરકી તો ચાલતી જ હતી. તેથી અમને કંઈક સૂતક નડવાનો તો ભય હતો જ. બંદરમાં નાંગર્યા પછી સ્ટીમરને પ્રથમ તો પીળો વાવટો જ ચડાવવો પડે છે. દાક્તરી તપાસ પછી જ્યારે દાક્તર મુક્તિ આપે ત્યારે પીળો વાવટો ઊતરે છે ને પછી ઉતારુઓનાં સગાંસાંઈ વગેરેને સ્ટીમર ઉપર આવવાની રજા મળે છે.

આ પ્રમાણે અમારી સ્ટીમર ઉપર પણ પીળો વાવટો ફરકતો હતો. દાક્તર આવ્યા. તપાસ કરી પાંચ દિવસનું સૂતક નાંખ્યું, કેમકે મરકીનાં જંતુ ત્રેવીસ દિવસ સુધી દેખા દે છે એવી તેમની માન્યતા હતી. અને તેથી તેમણે મુંબઈ છોડચા પછી ત્રેવીસ દિવસ સુધી સ્ટીમરોને સૂતકમાં રાખવી એમ ઠરાવ્યું.

પણ આ સૂતકના હુકમનો હેતુ કેવળ આરોગ્ય નહોતો. અમને પાછા હાંકી કાઢવાની હિલચાલ ડરબનમાંના ગોરા શહેરીઓ કરી રહ્યા હતા, તે પણ આ હુકમમાં કારણ-ભૂત હતી.

દાદા અબદુલ્લા તરફથી અમને શહેરમાં ચાલી રહેલી આ હિલચાલની ખબરો મળ્યાં કરતી હતી. ગોરાઓ

ઉપરાઉપર જંગી સભાઓ કરતા હતા. દાદા અબદુલ્લા ઉપર ધમકીઓ મોકલતા હતા. તેમને લાલચ પણ દેતા હતા. જો દાદા અબદુલ્લા બંને સ્ટીમરોને પાછી લઈ જાય તો તેમને નુકસાની ભરી આપવા તૈયાર હતા. દાદા અબદુલ્લા કોઈની ધમકીથી ડરે એવા નહોતા. આ વેળા ત્યાં શેઠ અબદુલ કરીમ હાજી આદમ પેઢીએ હતા. તેમણે ગમે તે નુકસાન વેઠીને પણ સ્ટીમરને બંદર પર લાવવાની ને ઉતારુઓને ઉતારવાની પ્રતિજ્ઞા લીધી હતી. મારા ઉપર હમેશાં તેમના વીગતવાર કાગળો આવતા. સારે નસીબે આ વેળા મરહૂમ મનસુખલાલ હીરાલાલ નાજર મને મળવા ડરબન આવી પહોંચ્યા હતા. તેઓ બાહોશ અને બહાદુર હતા. તેમણે કોમને નેક સલાહ આપી. વકીલ મિ. લોટન હતા. તે પણ તેવા જ બહાદુર હતા. તેમણે ગોરાઓનું કામ વખોડી કાઢ્યું, ને આ વેળા કોમને જે સલાહ આપી ને કેવળ વકીલ તરીકે પૈસા લઈને નહિ પણ એક સાચા મિત્ર તરીકે આપી.

આમ ડરબનમાં દ્વંદ્વયુદ્ધ જામ્યું. એક તરફથી મૂઠીભર ગરીબડા હિંદીઓ અને તેમના ગણ્યાગાંઠ્યા અંગ્રેજ મિત્રો; બીજી તરફથી ધનબળ, બાહુબળ, અક્ષરબળ, ને સંખ્યાબળમાં પૂરા અંગ્રેજો. આ બળવાન પ્રતિપક્ષીને સત્તાબળ પણ મળ્યું, કેમકે નાતાલની સરકારે ઉઘાડી રીતે તેને મદદ કરી. મિ. હેરી એસ્કમ્બ, જેઓ પ્રધાનમંડળમાં હતા ને તેમાં કર્તાહર્તા હતા, તેમણે આ મંડળની સભામાં જાહેર રીતે ભાગ લીધો.

એટલે. અમારું સૂતક કેવળ આરોગ્યના નિયમોને જ આભારી નહોતું. કેમે કરીને એજંટને અથવા ઉતારુઓને દબાવીને અમને પાછા કાઢવા હતા. એજંટને તો ધમકી હતી જ. હવે અમારા ઉપર પણ ધમકીઓ આવી: 'જો તમે પાછા નહિ જાઓ તો તમને દરિયામાં ડુબાવી દેવામાં

આવશે. પાછા જશો તો તમારું પાછા જવાનું ભાડું પણ કદાચ તમને મળે.' હું ઉતારુઓમાં ખૂબ ફર્યો. તેમને ધીરજ આપી. 'નાદરી'ના ઉતારુઓને પણ ધીરજના સંદેશા મોકલ્યા. ઉતારુઓ શાંત રહ્યા ને તેમણે હિંમત બતાવી.

ઉતારુઓના વિનોદને સારુ સ્ટીમરમાં રમતો ગોઠવવામાં આવી હતી. નાતાલના દિવસો આવ્યા. કપ્તાને તે સમયે પહેલા વર્ગના ઉતારુઓને ખાણું આપ્યું. ઉતારુઓમાં મુખ્યત્વે તો હું અને મારું કુટુંબ જ હતાં. ખાણા પછી ભાષણો તો હોય જ. મેં પશ્ચિમના સુધારા ઉપર ભાષણ કર્યું. હું જાણતો હતો કે આ અવસર ગંભીર ભાષણનો ન હોય. પણ મારાથી બીજું ભાષણ થઈ શકે એમ નહોતું. વિનોદમાં હું ભાગ લેતો હતો, પણ મારું દિલ તો ડરબનમાં ચાલી રહેલી લડતમાં જ હતું.

કેમકે, આ હુમલામાં મધ્યબિંદુ હું હતો. મારા ઉપર બે તહોમત હતાં :

૧. મેં હિંદુસ્તાનમાં નાતાલવાસી ગોરાઓની અઘટિત નિંદા કરી હતી;

૨. હું નાતાલને હિંદીઓથી ભરી દેવા માગતો હતો. અને તેથી 'કુરલેંડ' અને 'નાદરી'માં ખાસ નાતાલમાં વસાવવા ખાતર હિંદીઓને ભરી લાવ્યો હતો.

મને મારી જવાબદારીનું ભાન હતું. મારે લીધે દાદા અબદુલ્લા ભારે નુકસાનમાં ઊતર્યા હતા. ઉતારુઓના જાન જોખમમાં હતા ને મારા કુટુંબને સાથે લાવીને તેને પણ મેં દુઃખમાં હોમ્યું હતું.

વળી હું પોતે તદ્દન નિર્દોષ હતો. મેં કોઈને નાતાલ જવા લલચાવ્યા નહોતા. 'નાદરી'ના ઉતારુઓને હું ઓળખતો પણ નહોતો. 'કુરલેંડ'માં મારા બે ત્રણ સગાઓ ઉપરાંતના સેંકડો ઉતારુઓનાં હું નામઠામ સરખાં જાણતો નહોતો. મેં

હિંદુસ્તાનમાં નાતાલના અંગ્રેજોને વિષે એવો એક અક્ષરે નહોતો કહ્યો કે જે હું નાતાલમાં ન કહી ચૂક્યો હોઉં, ને જે હું બોલ્યો હતો તેને સારુ મારી પાસે પુષ્કળ પુરાવા હતા.

તેથી, જે સુધારાની નાતાલના અંગ્રેજો નીપજ હતા, જેના તેઓ પ્રતિનિધિ અને હિમાયતી હતા, તે સુધારાને વિષે મને ખેદ ઊપજ્યો. હું તેનો જ વિચાર કર્યાં કરતો હતો, તેથી તેના જ વિચારો મેં આ નાનકડી સભા આગળ રજૂ કર્યા ને શ્રોતાવર્ગે તે સહન કર્યા. જે ભાવથી મેં તે રજૂ કર્યા તે જ ભાવથી કપ્તાન ઇત્યાદિએ તે ઝીલ્યા. તે ઉપરથી તેઓના જીવનમાં કંઈ ફેરફાર થયા કે નહિ તે હું નથી જાણતો. પણ આ ભાષણ પછી મારે કપ્તાન તેમ જ બીજા અમલદારો જોડે સુધારા વિષે ઘણી વાતો થઈ. પશ્ચિમના સુધારાને મેં પ્રધાનપણે હિંસક તરીકે ઓળખાવ્યો; પૂર્વનાને અહિંસક તરીકે. પ્રશ્નકારોએ મારા સિદ્ધાન્ત મને જ લાગુ પાડ્યા. ઘણું કરીને કપ્તાને જ પૂછ્યું :

'ગોરાઓ જેવી ધમકી આપે છે તે જ પ્રમાણે જો તેઓ તમને ઈજા કરે તો તમારા અહિંસાના સિદ્ધાન્તોનો તમે કેવી રીતે અમલ કરો!'

મેં જવાબ આપ્યો : 'મારી ઉમેદ છે કે તેઓને માફ કરવાની અને તેમના ઉપર કામ ન ચલાવવાની હિંમત ને બુદ્ધિ ઈશ્વર મને આપશે. આજે પણ મને તેમના ઉપર રોષ નથી. તેઓના અજ્ઞાનનો, તેઓની સંકુચિત દૃષ્ટિનો મને ખેદ થાય છે. તેઓ જે કહી રહ્યા છે ને કરી રહ્યા છે એ યોગ્ય છે એમ તેઓ શુદ્ધ ભાવે માને છે, એવું હું માનું છું. એટલે મને રોષનું કારણ નથી.' પૂછનાર હસ્યો. મારું કહેવું તેણે કદાચ માન્યું નહિ હોય.

આમ અમારા દહાડા ગયા ને લંબાયા. સૂતક બંધ કરવાની મુદત છેવટ લગી મુકરર ન રહી. આ ખાતાના

અમલદારને પૂછતાં તે કહે, 'મારી સત્તાની બહારની આ વાત છે. સરકાર મને હુકમ કરે ત્યારે હું ઊતરવા દઉં.'

છેવટે, ઉતારુઓ ઉપર અને મારા ઉપર અલ્ટીમેટમ આવ્યાં. બન્નેને જીવના જોખમની ધમકી આપવામાં આવી હતી. બન્નેએ નાતાલના બંદરમાં ઊતરવાના પોતાના હક વિષે લખ્યું, ને ગમે તે જોખમે તે હકને વળગી રહેવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો.

છેવટે, ત્રેવીસ દહાડે, એટલે ૧૮૯૭ના જાનેવારીની ૧૩મી તારીખે સ્ટીમરને મુક્તિ મળી ને ઉતારુઓને ઊતરવાનો હુકમ બહાર પડ્યો.

# ૩

# કસોટી

આગબોટ ફુરજા ઉપર આવી. ઉતારુઓ ઊતર્યા. પણ મારે માટે મિ. એસ્કમ્બે કપ્તાનને કહેવડાવ્યું હતું : 'ગાંધીને તથા તેના કુટુંબને સાંજે ઉતારજો. તેની સામે ગોરાઓ બહુ ઉશ્કેરાઈ ગયા છે ને તેનો જાન જોખમમાં છે. ફુરજાના સુપરિન્ટેન્ડન્ટ ટેટમ તેને સાંજે તેડી જશે.'

કપ્તાને આ સંદેશાની મને ખબર આપી. મેં તે મુજબ કરવાનું કબૂલ કર્યું. પણ આ સંદેશો મળ્યાને અર્ધો કલાક પણ નહિ થયો હોય તેવામાં મિ. લોટન આવ્યા ને કપ્તાનને મળી તેને કહ્યું, 'જો મિ. ગાંધી મારી સાથે આવે તો હું તેમને મારે જોખમે લઈ જવા ઇચ્છું છું. સ્ટીમરના એજંટના વકીલ તરીકે હું તમને કહું છું કે, મિ. ગાંધીને લગતો જે સંદેશો તમને મળ્યો છે તે બાબતમાં તમે મુક્ત છો.' કપ્તાનની સાથે આમ વાતચીત કરી પોતે મારી પાસે આવ્યા ને મને કંઈક આ પ્રમાણે કહ્યું : 'જો તમને જિંદગીનો ડર ન હોય તો હું ઇચ્છું છું કે, મિસિસ ગાંધી અને બાળકો ગાડીમાં રુસ્તમજી શેઠને ત્યાં જાય, અને તમે તથા હું સરિયામ રસ્તે થઈને ચાલતા જઈએ. તમે અંધારું થયે છાનામાના શહેરમાં દાખલ થાઓ એ મને તો મુદ્દલ રુચતું નથી. મને લાગે છે કે તમારો વાળ સરખો વાંકો નથી થવાનો. હવે તો બધું શાંત છે, ગોરાઓ બધા વીખરાઈ ગયા છે. પણ ગમે તેમ હોય તોયે તમારાથી છૂપી રીતે તો પ્રવેશ ન જ થાય એવો મારો અભિપ્રાય છે.'

હું સંમત થયો. મારી ધર્મપત્ની ને બાળકો રુસ્તમજી શેઠને ત્યાં ગાડીમાં ગયાં ને સહીસલામત પહોંચ્યાં. હું કપ્તાનની રજા લઈ મિ. લૉટનની સાથે ઊતર્યો. રુસ્તમજી શેઠનું ઘર લગભગ બે માઈલ દૂર હશે.

અમે આગબોટમાંથી ઊતર્યા તેવા જ કેટલાક છોકરાઓએ મને ઓળખી કાઢ્યો, અને 'ગાંધી, ગાંધી,' એમ બૂમ પાડી. લાગલા જ બેચાર માણસો એકઠા થયા ને બૂમો વધી. મિ. લૉટને જોયું ટોળું વધી જશે, તેથી તેમણે રિક્ષા મંગાવી. મને તો તેમાં બેસવાનું કદી ન ગમતું. આ મારો પહેલો જ અનુભવ થવાનો હતો. પણ છોકરાઓ શાના બેસવા દે? તેમણે રિક્ષાવાળાને ધમકી આપી એટલે તે નાઠો.

અમે આગળ ચાલ્યા. ટોળું પણ વધતું ગયું. સારી પેઠે ભીડ થઈ. સૌ પહેલાં તો ટોળાએ મને મિ. લૉટનથી નોખો પાડ્યો. પછી મારા ઉપર કાંકરાના, સડેલાં ઈંડાંના વરસાદ વરસ્યા. મારી પાઘડી કોઈએ ઉડાડી દીધી. લાતો શરૂ થઈ.

મને તમ્મર આવી. મેં પડખેના ઘરની જાળી પકડી શ્વાસ ખાધો. ત્યાં ઊભું રહેવાય એમ તો નહોતું જ. તમાચા પડવા લાગ્યા.

એટલામાં પોલીસના વડાની સ્ત્રી, જે મને ઓળખતી હતી, તે આ રસ્તે થઈને જતી હતી. મને જોતાં જ તે મારે પડખે આવી ઊભી, ને જોકે તડકો નહોતો છતાં પોતાની છત્રી ઉઘાડી. આથી ટોળું કંઈક નમ્યું. હવે ઘા કરે તો મિસિસ અલેક્ઝાંડરને બચાવીને જ કરવા રહ્યા.

દરમ્યાન કોઈ હિંદી જુવાન મારા ઉપર માર પડતો જોઈ પોલીસ થાણા પર દોડી ગયેલો. સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડરે એક ટુકડી મને ઘેરી વળીને બચાવી લેવા મોકલી. તે વેળાસર પહોંચી. મારો રસ્તો પોલીસ થાણા પાસે થઈને

જ જતો હતો. સુપરિન્ટેન્ડન્ટે મને થાણામાં આશ્રય લેવા સૂચવ્યું. મેં ના પાડી, ને કહ્યું, 'જ્યારે લોકો પોતાની ભૂલ જોશે ત્યારે શાંત થશે. મને તેમની ન્યાયબુદ્ધિમાં વિશ્વાસ છે.'

ટુકડીની સાથે રહીને હું સહીસલામત પારસી રુસ્તમજીને ઘેર પહોંચ્યો. મને પીઠ ઉપર મૂઢ ઘા પડ્યા હતા. એક જ જગ્યાએ થોડો છૂંદાયો હતો. સ્ટીમરના દાક્તર દાદી બરજોર ત્યાં જ હાજર હતા. તેમણે મારી સારવાર સરસ કરી.

આમ અંદર શાંતિ હતી, પણ બહાર તો ગોરાઓએ ઘરને ઘેર્યું. સાંજ પડી ગઈ હતી. અંધારું થયું હતું. હજારો લોક બહાર કિકિયારીઓ કરતા હતા, ને 'અમને ગાંધી સોંપી દો' એવી બૂમો ચાલી રહી હતી. સમય વરતીને સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડર ત્યાં પહોંચી ગયા હતા ને ટોળાને ધમકીથી નહિ પણ વિનોદથી વશ રાખી રહ્યા હતા.

છતાં તે ચિન્તામુક્ત નહોતા. તેમણે મને આવી મતલબનો સંદેશો મોકલ્યો : 'જો તમે તમારા મિત્રના મકાનને તેમ જ માલને તથા તમારા કુટુંબને બચાવવા માગતા હો તો તમારે હું સૂચવું તે રીતે આ ઘરમાંથી છૂપી રીતે ભાગવું જોઈએ.'

એક જ દહાડે મારે એકબીજાથી ઊલટાં બે કામ કરવા વખત આવ્યાં. જ્યારે જાનનો ભય માત્ર કાલ્પનિક લાગતો હતો ત્યારે મિ. લાટને મને ઉઘાડી રીતે બહાર નીકળવાની સલાહ આપી ને મેં તે માની. જ્યારે જોખમ પ્રત્યક્ષ મારી સામે ઊભું થયું, ત્યારે બીજા મિત્રે એથી ઊલટી સલાહ આપી ને તે પણ મેં માન્ય રાખી! કોણ કહી શકે કે, હું મારા જાનના જોખમથી ડર્યો, કે મિત્રના જાનમાલના જોખમથી, કે કુટુંબના, કે ત્રણેના? કોણ નિશ્ચયપૂર્વક કહી શકે કે, મારું સ્ટીમર ઉપરથી હિમ્મત બતાવી ઊતરવું ને પછી જોખમની પ્રત્યક્ષ હસ્તી વેળાએ છૂપી રીતે ભાગી છૂટવું યોગ્ય

હતું? પણ બનેલા બનાવોને વિષે આવી ચર્ચા જ મિથ્યા છે. બનેલાને સમજી લઈએ. તેમાંથી શીખવાનું મળે તેટલું શીખી લઈએ, એટલું જ ઉપયોગી છે. અમુક પ્રસંગે અમુક મનુષ્ય શું કરશે એ નિર્ણયપૂર્વક કહી જ ન શકાય. તેમ જ મનુષ્યના બાહ્યાચાર ઉપરથી તેના ગુણની જે પરીક્ષા થાય છે તે અધૂરી હોઈ અનુમાનમાત્ર હોય છે. એમ પણ આપણે જોઈ શકીએ છીએ.

ગમે તેમ હો. ભાગવાના કાર્યમાં ગૂંથાતાં મારા જખમોને ભૂલી ગયો. મેં હિંદી સિપાઈનો પહેરવેશ પહેર્યો. માથે કદાચ માર પડે તો તેમાંથી બચવા સારુ એક પીતળની તાસક રાખી, તે ઉપર મદ્રાસીનો મોટો ફેંટો લપેટ્યો. સાથે બે ડિટેક્ટિવ હતા, તેમાંના એકે હિંદી વેપારીનો પોશાક પહેર્યો. પોતાનું મોઢું હિંદીના જેવું રંગ્યું. બીજાએ શું પહેર્યું એ હું ભૂલી ગયો છું. અમે પડખેની ગલીમાં થઈને પડોશની એક દુકાનમાં પહોંચ્યા, ને ગોદામમાં ખડકેલી ગૂણોની થપ્પીઓ અંધારામાં ટપીને દુકાનને દરવાજેથી ટોળામાં થઈ પસાર થયા. શેરીને નાકે ગાડી ઊભી હતી તેમાં બેસાડી મને પેલા થાણામાં, જ્યાં આશ્રય લેવાનું સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડરે સૂચવ્યું હતું તે જ થાણામાં, હવે લઈ ગયા. મેં સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડરનો તેમ જ છૂપી પોલીસના અમલદારોનો ઉપકાર માન્યો.

આમ એક તરફ જ્યારે મને લઈ જતા હતા ત્યારે બીજી તરફ સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડર ટોળાને ગીત ગવડાવી રહ્યા હતા. તે ગીતનો તરજુમો આ છે:

'ચાલો આપણે ગાંધીને પેલે
આમલીના ઝાડે ફાંસી લટકાવીએ.'

જ્યારે હું સહીસલામત થાણે પહોંચ્યાની બાતમી સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડરને મળી ત્યારે તેમણે ટોળાને કહ્યું:

'તમારો શિકાર તો આ દુકાનમાંથી સહીસલામત સટકી ગયેલ છે.' ટોળામાંના કોઈ ગુસ્સે થયા, કોઈ હસ્યા. ઘણાએ આ વાત માનવા ના પાડી.

'ત્યારે તમારામાંથી જેને નીમો તેને હું અંદર લઈ જાઉં, ને તમે તપાસી જુઓ. જો તમે ગાંધીને શોધી કાઢો તો તેને તમારે હવાલે કરું, ન શોધી શકો તો તમારે વેરાઈ જવું. તમે પારસી રુસ્તમજીનું મકાન તો નહિ જ બાળો અને ગાંધીનાં બૈરાંછોકરાંને ઈજા નહિ કરો એ તો મારી ખાતરી જ છે.' આમ સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડર બોલ્યા.

ટોળાએ પ્રતિનિધિ નીમ્યા. પ્રતિનિધિઓએ ટોળાને નિરાશાજનક ખબર આપ્યા. સહુ સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાંડરની સમયસૂચકતા ને ચતુરાઈની સ્તુતિ કરતા, પણ કેટલાક ધૂંધવાતા વીખરાયા.

મરહૂમ મિ. ચેમ્બરલેને મારા ઉપર હુમલો કરનારાઓ પર કામ ચલાવવા ને મને ન્યાય મળે એમ થવા તાર કર્યો. મિ. એસ્કંબે મને પોતાની પાસે બોલાવ્યો. મને ઈજા થઈ તે માટે દિલગીરી બતાવીને કહ્યું, 'તમારો વાળ સરખો વાંકો થાય તેમાં હું રાજી ન જ હોઉં એ તો તમે માનશો જ. મિ. લોટનની સલાહ માની તમે તુરત ઊતરી જવાનું સાહસ કર્યું. તેમ કરવાનો તમને હક હતો. પણ મારા સંદેશાને માન આપ્યું હોત તો આ દુઃખદ બનાવ ન બનત. હવે જો તમે હુમલો કરનારાઓને ઓળખી શકો તો તેમને પકડાવવા તથા તેમના ઉપર કામ ચલાવવા હું તૈયાર છું. મિ. ચેમ્બરલેન પણ તેવી માગણી કરે છે.'

મેં જવાબ આપ્યો: 'મારે કોઈના ઉપર કામ ચલાવવું નથી. હુમલો કરનારાઓમાંથી એકબેને કદાચ હું ઓળખું, પણ તેમને સજા કરાવવાથી મને શો લાભ? વળી હું હુમલો કરનારાઓને દોષિત પણ નથી ગણતો. તેમને તો એમ

કહેવામાં આવ્યું કે, મેં હિંદુસ્તાનમાં અતિશયોક્તિ કરી નાતાલના ગોરાઓને વગોવ્યા. આ વાત તેઓ માને ને ગુસ્સો કરે તેમાં નવાઈ શી? દોષ તો ઉપરીઓનો અને, મને કહેવા દો તો, તમારો ગણાય. તમે લોકોને સીધી રીતે દોરી શકતા હતા. પણ તમે સુધ્ધાં રૉઇટરના તારને માન્યો ને મેં અતિશયોક્તિ કરી હશે એમ કલ્પી લીધું. મારે કોઈના ઉપર કામ ચલાવવું નથી. જ્યારે ખરી હકીકત જાહેર થશે ને લોકો જાણશે ત્યારે તેઓ પસ્તાશે.'

'ત્યારે તમે મને આ વાત લેખિતવાર આપશો? મારે તેવો તાર મિ. ચેમ્બરલેનને મોકલવો પડશે. તમે ઉતાવળે કશું લખી આપો એમ હું નથી માગતો. તમે મિ. લૉટનને તથા તમારા બીજા મિત્રોને પૂછીને જે યોગ્ય લાગે તે કરો એમ હું ઇચ્છું છું. એટલું કબૂલ કરું છું કે, જો તમે હુમલો કરનારાઓના ઉપર કામ નહિ ચલાવો તો બધું શાંત પાડવામાં મને મદદ બહુ મળશે ને તમારી પ્રતિષ્ઠા તો અવશ્ય વધશે જ.' મેં જવાબ આપ્યો: 'આ બાબતમાં મારા વિચાર ઘડાઈ ગયેલા છે. મારે કોઈના ઉપર કામ નથી ચલાવવું એ નિશ્ચય છે, એટલે હું અહીં જ તમને લખી દેવા ધારું છું.'

આમ કહી મેં ઘટતો કાગળ લખી આપ્યો.

## ૪

# શાંતિ

હુમલા પછી એકએક દહાડે જ્યારે હું મિ. એસ્કંબને મળ્યો ત્યારે હજુ પોલીસ થાણામાં જ હતો. મારી સાથે રક્ષણને અર્થે એકબે સિપાઈ રહેતા. પણ વાસ્તવિક રીતે જ્યારે મને મિ. એસ્કંબની પાસે લઈ જવામાં આવ્યો ત્યારે રક્ષણની જરૂર રહી નહોતી.

જે દહાડે હું ઊતર્યો તે જ દહાડે, એટલે પીળો વાવટો ઊતર્યો કે તુરત, 'નાતાલ એડવરટાઈઝર'નો પ્રતિનિધિ મને મળી ગયો હતો. તેણે મને ખૂબ પ્રશ્નો પૂછ્યા, ને તેના ઉત્તરમાં હું એકએક આરોપનો જવાબ સંપૂર્ણતાએ આપી શક્યો હતો. સર ફિરોજશાના પ્રતાપે હિંદુસ્તાનમાં તે વેળા મેં લખ્યા વિના તો એકે ભાષણ આપ્યું જ નહોતું. એ બધાં મારાં ભાષણો અને લેખોનો સંગ્રહ તો મારી પાસે હતો જ. મેં તે એને આપેલાં ને સાબિત કરી દીધેલું કે, મેં હિંદુસ્તાનમાં એવી એક પણ વસ્તુ નહોતી કહી કે જે વધારે જલદ શબ્દોમાં દક્ષિણ આફ્રિકામાં ન કહી હોય. મેં એમ પણ બતાવી આપ્યું હતું કે, 'કુરલૅંડ' તથા 'નાદરી' ના ઉતારુઓને લાવવામાં મારો હાથ મુદ્દલ નહોતો. તેઓનામાં ઘણા તો જૂના જ હતા, ને ઘણા નાતાલમાં રહેનારા નહિ પણ ટ્રાન્સવાલ જનારા હતા. તે વેળા નાતાલમાં મંદી હતી. કમાણી ટ્રાન્સવાલમાં ઘણી વધારે હતી. તેથી વધારે હિંદીઓ ત્યાં જ જવાનું પસંદ કરતા.

આ ખુલાસાની તેમ જ હુમલો કરનારાઓ ઉપર ફરિયાદ માંડવાના મેં કરેલા ઇનકારની અસર એટલી બધી પડી કે ગોરાઓ શરમાયા. છાપાંઓએ મને નિર્દોષ ઠરાવ્યો ને હુલ્લડ કરનારાઓને નિંદ્યા. એમ પરિણામે તો મને લાભ જ થયો. અને મારો લાભ તે કાર્યનો જ લાભ હતો. હિંદી કોમની પ્રતિષ્ઠા વધી ને મારો માર્ગ વધારે સરળ થયો.

ત્રણ કે ચાર દિવસમાં હું મારે ઘેર ગયો ને થોડા દિવસમાં થાળે પડી ગયો. મારો વકીલ તરીકેનો ધંધો પણ આ બનાવ ઉપરથી વધ્યો.

પણ, આમ જો હિંદીઓની પ્રતિષ્ઠા વધી તો તેમના પ્રત્યે દ્વેષ પણ વધ્યો. તેમનામાં દૃઢતાપૂર્વક લડવાની શક્તિ છે એવી ગોરાઓની ખાતરી થઈ તેની સાથે જ તેમનો ભય વધ્યો. નાતાલની ધારાસભામાં બે કાયદા દાખલ થયા, જેથી હિંદીઓની હાડમારી વધી. એકથી હિંદી વેપારીઓના ધંધાને નુકસાન પહોંચ્યું, બીજાથી હિંદીઓની આવજા ઉપર સખત અંકુશ મુકાયો. ભાગ્યજોગે મતાધિકારની લડત વખતે ફેંસલો થઈ ગયો હતો કે, હિંદીઓની સામે હિંદીઓ તરીકે કાયદો ન હોઈ શકે, એટલે કે કાયદામાં રંગભેદ કે જાતિભેદ ન હોવા જોઈએ. તેથી, ઉપરના બન્ને કાયદાઓ તેમની ભાષા જોતાં તો બધાને લાગુ પડતા જણાતા હતા. પણ તેનો હેતુ કેવળ હિંદી કોમ ઉપર દાબ મૂકવાનો હતો.

આ કાયદાઓએ મારું કામ બહુ વધારી દીધું ને હિંદીઓમાં જાગૃતિ વધારી. આ કાયદાઓની ઝીણી બારીકીઓથી પણ કોઈ હિંદી અજાણ્યા ન રહી શકે એવી રીતે કોમને તે સમજાવવામાં આવ્યા, અને અમે તેના તરજુમા પ્રગટ કર્યા. તકરાર છેવટે વિલાયત ગઈ. પણ કાયદા નામંજૂર ન થયા.

મારો ઘણોખરો સમય જાહેર કામમાં જ જવા લાગ્યો. મનસુખલાલ નાજર, નાતાલમાં હોવાનું હું લખી ગયો છું તે, મારી સાથે રહ્યા. તેમણે જાહેર કામમાં વધારે કાળો આપવા માંડ્યો ને મારું કામ કંઈક હળવું થયું.

મારી ગેરહાજરીમાં શેઠ આદમજી મિયાંખાને પોતાના મંત્રીપદને ખૂબ શોભાવ્યું હતું, સભ્યો વધાર્યા હતા, ને લગભગ એક હજાર પાઉંડ સ્થાનિક કોંગ્રેસના ખજાનામાં વધાર્યા હતા. ઉતારુઓ પરના હુમલાને લીધે તેમ જ ઉપલા કાયદાઓને લીધે જે જાગૃતિ થઈ તેથી મેં એ વધારામાંયે વધારો કરવાનો વિશેષ પ્રયત્ન કર્યો, ને ખજાનામાં લગભગ ૫,૦૦૦ પાઉંડ થયા. મારો લોભ એ હતો કે જો કોંગ્રેસને સ્થાયી ફંડ હોય, તેની જમીન લેવાય ને તેનું ભાડું આવે, તો કોંગ્રેસ નિર્ભય બને. જાહેર સંસ્થાનો આ મારો પહેલો અનુભવ હતો. મેં મારો વિચાર સાથીઓ આગળ મૂક્યો. તેઓએ તે વધાવી લીધો. મકાનો લેવાયાં ને તે ભાડે અપાયાં. તેનાં ભાડાંમાંથી કોંગ્રેસનું માસિક ખર્ચ તો સહેજે ચાલવા લાગ્યું. મિલકતનું મજબૂત ટ્રસ્ટ થયું. આમ આ મિલકત આજે મોજૂદ છે, પણ તે માંહોમાંહે કજિયાનું મૂળ થઈ પડેલ છે, ને મિલકતનું ભાડું આજે અદાલતમાં જમે થાય છે.

આ દુ:ખદ બનાવ તો મારા દક્ષિણ આફ્રિકા છોડ્યા બાદ બન્યો. પણ જાહેર સંસ્થાઓને સારુ સ્થાયી ફંડ રાખવા વિષે મારા વિચારો દક્ષિણ આફ્રિકામાં જ બદલાયા. ઘણી જાહેર સંસ્થાઓની ઉત્પત્તિને સારુ તેમ જ તેમના તંત્રને સારુ જવાબદાર રહ્યા પછી, મારો દૃઢ નિર્ણય એ થયો છે કે, કોઈ પણ જાહેર સંસ્થાએ સ્થાયી ફંડ ઉપર નભવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. તેમાં તેની નૈતિક અધોગતિનું બીજ રહેલું હોય છે.

જાહેર સંસ્થા એટલે લોકોની મંજૂરી ને લોકોનાં નાણાંથી ચાલતી સંસ્થા. એ સંસ્થાને જ્યારે લોકોની મદદ ન મળે ત્યારે તેને હસ્તી ભોગવવાનો અધિકાર જ નથી. સ્થાયી મિલકત ઉપર નભતી સંસ્થા લોકમતથી સ્વતંત્ર બની જતી જોવામાં આવે છે ને કેટલીક વેળા તો ઊલટાં આચરણ પણ કરે છે. આવો અનુભવ હિંદુસ્તાનમાં આપણને ડગલે ડગલે થાય છે. કેટલીક ધાર્મિક ગણાતી સંસ્થાઓના હિસાબકિતાબનું ઠેકાણું જ નથી. તેના વાલીઓ તેના માલિક થઈ પડ્યા છે ને કોઈને જવાબદાર હોય તેમ નથી. જેમ કુદરત પોતે રોજનું પેદા કરી રોજનું જમે છે તેમ જાહેર સંસ્થાઓનું હોવું જોઈએ, એ વિષે મને શંકા જ નથી. જે સંસ્થાને લોકો મદદ કરવા તૈયાર ન હોય તેને જાહેર સંસ્થા તરીકે નભવાનો અધિકાર જ નથી. પ્રતિવર્ષ મળતો ફાળો તે તે સંસ્થાની લોકપ્રિયતાની અને તેના સંચાલકોની પ્રામાણિકતાની કસોટી છે. અને દરેક સંસ્થાએ એ કસોટી ઉપર ચડવું જોઈએ એવો મારો અભિપ્રાય છે.

આ લખાણની ગેરસમજ ન થાઓ. ઉપરની ટીકા એવી સંસ્થાઓને લાગુ નથી પડતી કે જેને મકાન ઇત્યાદિની આવશ્યકતા હોય. જાહેર સંસ્થાઓનાં ચાલુ ખરચોનો આધાર લોકો પાસેથી મળતા ફાળા ઉપર રહેવો જોઈએ.

આ વિચારો દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના સમયમાં દૃઢ બન્યા. એ છ વર્ષની મહાન લડત સ્થાયી ફાળા વિના ચાલી, જોકે તેને અંગે લાખો રૂપિયાની આવશ્યકતા હતી. એવા સમય મને યાદ છે કે જ્યારે આવતા દહાડાનું ખર્ચ ક્યાંથી મળશે તેની મને ખબર નહોતી. પણ હવે પછી આપવાની બીનાઓનો ઉલ્લેખ હું અહીં ન કરું. ઉપરના અભિપ્રાયનું સમર્થન આ કથામાં વાંચનારને તે તે સ્થળે યોગ્ય પ્રસંગે મળી રહેશે.

# ૫

## બાળકેળવણી

સન ૧૮૯૭ના જાનેવારીમાં હું ડરબન ઊતર્યો ત્યારે મારી સાથે ત્રણ બાળક હતા. મારો ભાણેજ દશેક વર્ષની ઉમ્મરનો, મારો મોટો દીકરો નવ વર્ષનો, અને બીજો દીકરો પાંચ વર્ષનો. આ બધાને ક્યાં ભણાવવા?

ગોરાઓને સારુ જે નિશાળો હતી તેમાં હું મારા છોકરાઓને મોકલી શકતો હતો, પણ તે કેવળ મહેરબાની અને અપવાદ દાખલ. બીજાં બધાં હિંદી બાળકો ત્યાં ભણી શકે તેમ નહોતું. હિંદી બાળકોને ભણાવવા સારુ ખ્રિસ્તી મિશનની નિશાળો હતી. તેમાં હું મારા બાળકોને મોકલવા તૈયાર નહોતો. ત્યાં અપાતી કેળવણી મને ગમતી નહોતી. ગુજરાતી દ્વારા તો ત્યાં શિક્ષણ મળે જ ક્યાંથી? અંગ્રેજી દ્વારા જ મળે, અથવા બહુ પ્રયાસ કરીએ તો અશુદ્ધ તામિલ કે હિંદી દ્વારા. આ અને બીજી ખામીઓ હું જીરવી શકું તેમ નહોતું.

હું પોતે બાળકોને ભણાવવા થોડોક પ્રયત્ન કરતો, પણ તે અત્યંત અનિયમિત હતો. ગુજરાતી શિક્ષક મને અનુકૂળ આવે તેવો હું ન શોધી શક્યો.

હું મૂંઝાયો. મને રુચે તેવું શિક્ષણ બાળકોને મળે એવા અંગ્રેજી શિક્ષકને સારુ મેં જાહેરખબર આપી. તેનાથી જે શિક્ષક મળી આવે તેની મારફતે થોડું નિયમિત શિક્ષણ આપવું, ને બાકી મારે પંડે જેમતેમ ચલાવવું એમ ધાર્યું. એક અંગ્રેજ બાઈને સાત પાઉંડના પગારથી રોકી ને કંઈક આગળ ગાડું ચલાવ્યું.

મારો વ્યવહાર બાળકો સાથે કેવળ ગુજરાતીમાં જ રહેતો. તેમાંથી તેમને કંઈક ગુજરાતી મળી રહેતું. દેશ મોકલી દેવા હું તૈયાર નહોતો. મને તે વેળા પણ એમ લાગતું કે, બાળક છોકરાંઓ માબાપથી વિખૂટાં ન રહેવાં જોઈએ. જે કેળવણી બાળકો સુવ્યવસ્થિત ઘરમાં સહેજે પામે છે તે છાત્રાલયોમાં ન પામી શકે. તેથી મોટે ભાગે તેઓ મારી સાથે જ રહ્યા. ભાણેજ અને મોટા દીકરો એ બેને થોડાક મહિના દેશમાં મેં જુદાં જુદાં છાત્રાલયોમાં મોકલેલા ખરા, પણ ત્યાંથી તેમને તુરત પાછા બોલાવી લીધા. પાછળથી મારો મોટો દીકરો, ઠીક ઉમ્મરે પહોંચ્યા બાદ, પોતાની ઇચ્છાએ, અમદાવાદની હાઇસ્કૂલમાં ભણવા ખાતર, દક્ષિણ આફ્રિકા છોડી આવેલો. મારા ભાણેજને હું જે આપી શક્યો હતો તેથી તેને સંતોષ હતો એવો મને ખ્યાલ છે. તે ભરજુવાનીમાં થોડા જ દિવસની માંદગી ભોગવી દેવલોક પામ્યો. બીજા ત્રણ દીકરા કદી કોઈ નિશાળે ગયા જ નથી. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહને અંગે મેં સ્થાપેલી શાળામાં તેઓ થોડા નિયમિત અભ્યાસ પામેલા.

મારા આ પ્રયોગો અપૂર્ણ હતા. બાળકોને હું પોતે આપવા માગતો હતો એટલો સમય નહોતો આપી શક્યો. તેથી અને બીજા અનિવાર્ય સંજોગોને લઈને હું ઇચ્છું તેવું અક્ષરજ્ઞાન હું તેમને ન આપી શક્યો. મારા બધા દીકરાઓની ઓછાવત્તા પ્રમાણમાં આ બાબતમાં મારી સામે ફરિયાદ પણ રહી છે. કારણ, જ્યારે જ્યારે તેઓ 'બી.એ.', 'એમ.એ.' અને 'મેટ્રિક્યુલેટ'ના પણ પ્રસંગમાં આવે ત્યારે પોતે નિશાળમાં ન ભણ્યાની ખામી જુએ.

આમ છતાં મારો પોતાનો એવો અભિપ્રાય છે કે, જે અનુભવજ્ઞાન તેઓ પામ્યા છે, માતાપિતાનો જે સહવાસ તેઓ મેળવી શક્યા છે, સ્વતંત્રતાનો જે પદાર્થપાઠ તેમને શીખવા મળ્યો છે, તે જો મેં તેઓને ગમે તે રીતે નિશાળે મોકલવાનો

આગ્રહ રાખ્યો હોત તો તેઓ ન પામત. તેઓને વિષે જે નિશ્ચિંતતા મને આજે છે તે ન હોત; અને તેઓ જે સાદાઈ અને સેવાભાવ શીખ્યા છે તે મારાથી વિખૂટા પડી વિલાયતમાં કે દક્ષિણ આફ્રિકામાં કૃત્રિમ કેળવણી પામ્યા હોત તો, ન કેળવી શકત; બલકે તેઓની કૃત્રિમ રહેણી મારા દેશકાર્યમાં મને કદાચ વિઘ્નકર્તા થઈ પડત.

તેથી, જોકે હું તેઓને ઇચ્છું તેટલું અક્ષરજ્ઞાન નથી આપી શક્યો, તોપણ મારાં પાછલાં વર્ષોનો વિચાર કરું છું ત્યારે. તેઓના પ્રત્યેનો મારો ધર્મ મેં યથાશક્તિ નથી બજાવ્યો એવો ખ્યાલ મને નથી આવતો, નથી મને પશ્ચાત્તાપ થતો. એથી ઊલટું, મારા મોટા દીકરાને વિષે હું જે દુઃખદ પરિણામ જોઉં છું તે મારા અધકચરા પુર્વકાળનો પ્રતિધ્વનિ છે એમ મને હમેશાં ભાસ્યું છે. તે કાળે તેની ઉમ્મર, જેને મેં દરેક રીતે મારો મૂર્છાકાળ, વૈભવકાળ માન્યો છે તેનું તેને સ્મરણ રહે તેવડી હતી. તે કેમ માને કે તે મારો મૂર્છાકાળ હતો? તે કાં ન માને કે, તે કાળ મારો જ્ઞાનકાળ હતો અને તે પછી થયેલાં પરિવર્તનો અયોગ્ય અને મોહજન્ય હતાં? તે કાં એમ ન માને કે, તે કાળે હું જગતના ધોરી માર્ગે જતો હતો અને તેથી સુરક્ષિત હતો, અને ત્યાર પછી કરેલા ફેરફારો મારા સૂક્ષ્મ અભિમાનની અને અજ્ઞાનની નિશાની હતા? જો મારા દીકરા બારિસ્ટર ઇત્યાદિ પદવી પામ્યા હોત તો શું ખોટું થાત? મને તેમની પાંખ કાપવાનો શો અધિકાર હતો? મેં કાં તેમને પદવીઓ લેવા દઈ મનગમતો જીવનમાર્ગ પસંદ કરવાની સ્થિતિમાં ન મૂક્યા? આવી દલીલ મારા કેટલાક મિત્રોએ પણ મારી પાસે કરી છે.

મને આ દલીલમાં વજૂદ નથી લાગ્યું. હું અનેક વિદ્યાર્થીઓના પ્રસંગમાં આવ્યો છું. બીજાં બાળકો ઉપર મેં બીજા અખતરા પણ કર્યા છે અથવા કરાવવામાં હું

મદદગાર થયો છું. તેનાં પરિણામો પણ મેં જોયાં છે. એવાં બાળકો અને મારા દીકરાઓ આજે એક હોડીના છે. હું નથી માનતો કે તેઓ મારા દીકરાઓ કરતાં મનુષ્યત્વમાં ચડી જાય છે, અથવા તેઓની પાસેથી મારા દીકરાઓને ઝાઝું શીખવાપણું હોય.

છતાં, મારા અખતરાનું છેવટનું પરિણામ તો ભવિષ્યમાં જ જણાય. આ વિષયને અહીં ચર્ચવાનું તાત્પર્ય તો એ છે કે, મનુષ્યજાતિની ઉત્ક્રાન્તિનો અભ્યાસી, ગૃહકેળવણી અને નિશાળની કેળવણીના ભેદનું. અને પોતાની જિંદગીમાં માબાપોએ કરેલાં પરિવર્તનોની પોતાનાં બાળકો પર થતી અસરનું, યત્કિંચિત્ માપ કાઢી શકે.

વળી, સત્યનો પૂજારી આ અખતરામાંથી સત્યની આરાધના તેને ક્યાં સુધી લઈ જાય છે એ જોઈ શકે, અને સ્વતંત્રતા દેવીનો ઉપાસક એ દેવી કેવા ભોગો માગે છે એ જોઈ શકે, એ પણ આ પ્રકરણનું તાત્પર્ય છે. બાળકોને મારી સાથે રાખ્યા છતાં જો મેં સ્વમાન જતું કર્યું હોત, બીજાં હિંદી બાળકો ન પામી શકે તે મારાંને વિષે મારે ન ઇચ્છવું જોઈએ એ વિચારને મેં ન પોષ્યો હોત, તો હું મારા બાળકોને અક્ષરજ્ઞાન આપી શકત ખરો. પણ ત્યારે તેઓ જે સ્વતંત્રતા અને સ્વમાનનો પદાર્થપાઠ શીખ્યા તે ન શીખી શકત. અને જ્યાં સ્વતંત્રતા અને અક્ષરજ્ઞાન વચ્ચે જ પસંદગી રહી છે, ત્યાં કોણ કહેશે કે સ્વતંત્રતા અક્ષરજ્ઞાન કરતાં હજાર ગણી વધારે સારી નથી!

જે નવજુવાનોને મેં ૧૯૨૦ની સાલમાં સ્વતંત્રતાઘાતક નિશાળો ને કૉલેજો છોડવાનું નિમંત્રણ કર્યું, અને જેઓને મેં કહ્યું કે, સ્વતંત્રતાને ખાતર નિરક્ષર રહી જાહેર રસ્તા પર પથ્થર ફોડવા તે ગુલામીમાં રહીને અક્ષરજ્ઞાન મેળવવા કરતાં સારું છે, તેઓ હવે મારા કથનનું મૂળ કદાચ સમજી શકશે.

## ૬

# સેવાવૃત્તિ

મારો ધંધો ઠીક ચાલતો હતો, પણ તેથી સંતોષ નહોતો રહેતો. જીવન વધારે સાદું થવું જોઈએ, કંઈક શારીરિક સેવાકાર્ય હોવું જોઈએ, એવી ગડમથલ મનમાં ચાલ્યાં જ કરતી.

એવામાં એક દિવસ એક અપંગ, રક્તપિત્તથી પીડાતો માણસ ઘેર આવી પહોંચ્યો. તેને ખાવાનું આપીને કાઢી મૂકતાં જીવ ન ચાલ્યો. તેને એક કોટડીમાં રાખ્યો. તેના ઘા સાફ કર્યા ને તેની સેવા કરી.

પણ આમ લાંબો વખત ન ચાલી શકે. ઘરમાં હંમેશને માટે તેને રાખવાની મારી પાસે સગવડ નહોતી, મારી હિંમત નહોતી. મેં તેને ગિરમીટિયાઓને અંગે ચાલતી સરકારી ઇસ્પિતાલમાં મોકલ્યો.

પણ મને આશ્વાસન ન મળ્યું. એવું કંઈક શુશ્રૂષાનું કામ હંમેશાં કરું તો કેવું સારું! દા. બૂથ સેન્ટ એડમ્સ મિશનના ઉપરી હતા. તેઓ હંમેશાં જે આવે તેને મફત દવા આપતા. બહુ ભલા અને માયાળુ હતા. પારસી રુસ્તમજીની સખાવતને લીધે દા. બૂથના હાથ નીચે એક બહુ નાની ઇસ્પિતાલ ખૂલી. આ ઇસ્પિતાલમાં નર્સ તરીકે કામ કરવાની મને પ્રબળ ઇચ્છા થઈ. તેમાં દવા આપવાને અંગે એકથી બે કલાકનું કામ રહેતું. તેને સારુ દવા બનાવી આપનાર કોઈ પગારદાર માણસની અથવા સ્વયંસેવકની જરૂર હતી. આ કામ માથે લેવાનો ને તેટલો સમય મારા વખતમાંથી

બચાવવાનો મેં નિશ્ચય કર્યો. મારું વકીલાતનું ઘણું કામ તો ઑફિસમાં બેઠા સલાહ આપવાનું ને દસ્તાવેજો ઘડવાનું અથવા કજિયા ચૂકવવાનું રહેતું. થોડા કેસ મૅજિસ્ટ્રેટની અદાલતમાં હોય. તેમાંના ઘણા તો બિનતકરારી હોય. આવા કેસો જ્યારે હોય ત્યારે તે મિ. ખાન, જે મારી પાછળ આવ્યા હતા અને જેઓ તે વેળા મારી સાથે જ રહેતા હતા, તેમણે ચલાવી લેવાનું માથે લીધું. ને હું આ નાનકડી હૉસ્પિતાલમાં કામ કરતો થયો.

રોજ સવારના ત્યાં જવાનું રહેતું. આવતાં જતાં તેમ જ હૉસ્પિતાલમાં કામ કરતાં હમેશાં લગભગ બે કલાક જતા. આ કામથી મને કંઈક શાંતિ થઈ. મારું કામ દરદીનો કેસ સમજી લઈ તે દાક્તરને સમજાવવાનું અને દાક્તર બતાવે તે દવા તૈયાર કરી દરદીને આપવાનું હતું. આ કામથી હું દુઃખી હિંદીઓના ગાઢ સંબંધમાં આવ્યો. તેમનામાંનો મોટો ભાગ તામિલ અથવા તેલગુ અગર તો ઉત્તર હિંદુસ્તાની ગિરમીટિયાઓનો હોય.

આ અનુભવ મને ભવિષ્યમાં બહુ ઉપયોગી નીવડ્યો. બોઅર લડાઈ વેળા ઘાયલોની શુશ્રૂષાના કામમાં ને બીજા દરદીઓની માવજત કરવામાં મને તે ખૂબ ખપ લાગ્યો.

બાળકોના ઉછેરનો પ્રશ્ન તો મારી સામે હતો જ. દક્ષિણ આફ્રિકામાં મને બીજા બે પુત્ર થયા. તેમને ઉછેરીને કેમ મોટા કરવા એ પ્રશ્નનો ઉકેલ કરવામાં મને આ કામે સારી મદદ આપી. મારો સ્વતંત્ર સ્વભાવ મને બહુ તાવતો ને હજુ તાવે છે. સુવાવડ વગેરે શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે કરવાં એમ અમે બન્નેએ નિશ્ચય કર્યો હતો. તેથી, જોકે દાક્તર તેમ જ નર્સની ગોઠવણ તો હતી જ, છતાં કદાચ ખરી ઘડીએ દાક્તર ન મળે ને દાઈ ભાગે તો મારા શા હાલ થાય? દાઈ તો હિંદી જ રાખવાની હતી. શીખેલી હિંદી દાઈ હિંદુસ્તાનમાં

મુશ્કેલીથી મળે તો દક્ષિણ આફ્રિકામાં તો વાત જ શી! એટલે, મેં બાળઉછેરનો અભ્યાસ કરી લીધો. દા. ત્રિભુવનદાસનું 'માને શિખામણ' નામનું પુસ્તક વાંચ્યું. તેમાં સુધારાવધારા સાથે છેલ્લા બે બાળકોને મેં જાતે ઉછેર્યાં એમ કહી શકાય. દાઈની મદદ દરેક વખતે થોડા જ સમય — બે માસથી વધારે તો નહિ જ — લીધેલી; તે પણ મુખ્યત્વે ધર્મપત્નીની સેવાને ખાતર. બાળકોને નવડાવવા ધોવડાવવાનું કામ શરૂઆતમાં મારે હાથે થતું.

છેલ્લા બાળકના જન્મ વખતે મારી કસોટી પૂરેપૂરી થઈ. પ્રસૂતિની વેદના એકાએક શરૂ થઈ. દાક્તર ઘેર નહિ. દાઈને તેડાવવાની હતી. તે પાસે હોત તોપણ તેનાથી પ્રસવ કરાવવાનું કામ ન થઈ શકત. પ્રસવ વખતમાં બધું કાર્ય મારે હાથે જ કરવું પડ્યું. સદ્‌ભાગ્યે મેં આ વિષય 'માને શિખામણ'માંથી સૂક્ષ્મ રીતે વાંચી લીધો હતો, તેથી મને ગભરાટ ન થયો.

મેં જોયું કે, પોતાનાં બાળકોને યોગ્ય રીતે ઉછેરવાં હોય તો મા અને બાપ બન્નેએ બાળકોના ઉછેર વગેરેનું સામાન્ય જ્ઞાન મેળવી લેવું જોઈએ. મેં તો મારી આ વિષયની કાળજીના લાભ ડગલે ડગલે જોયા છે. જે સામાન્ય તંદુરસ્તી મારા બાળકો આજે ભોગવે છે તે જો મેં તે વિષે સામાન્ય જ્ઞાન મેળવી તેનો અમલ ન કર્યો હોત તો ન ભોગવી શકત. આપણામાં એવો વહેમ છે કે, પહેલાં પાંચ વર્ષ બાળકને કેળવણી પામવાપણું હોતું નથી. ખરી વાત એ છે કે, પહેલાં પાંચ વર્ષમાં બાળક જે પામે છે તે પછી પામતું જ નથી. બાળકની કેળવણી માતાના ઉદરમાંથી શરૂ થાય છે એમ હું અનુભવથી કહી શકું છું. ગર્ભાધાનકાળની માતાપિતાની શારીરિક તેમ જ માનસિક સ્થિતિની અસર બાળક ઉપર પડે છે. ગર્ભકાળની માતાની પ્રકૃતિ, માતાના આહારવિહારનાં

સારાં માઠાં ફળનો વારસો લઈ બાળક જન્મે છે. જન્મ્યા પછી તે માતપિતાનું અનુકરણ કરતું થઈ જાય છે, અને જાતે અપંગ હોવાથી તેના વિકાસનો આધાર માતપિતા ઉપર રહે છે.

આ વિચારો જે સમજુ દંપતી કરશે, તે તો કદી દંપતીસંગને વિષયવાસના સંતોષવાનું સાધન નહિ બનાવે; પણ જ્યારે તેમને સંતતિની ઇચ્છા થશે ત્યારે જ સંગ કરશે. રતિસુખ એક સ્વતંત્ર વસ્તુ છે એમ માનવામાં મને તો ઘોર અજ્ઞાન જ જણાય છે. જનનક્રિયા ઉપર સંસારની હસ્તીનો આધાર છે. સંસાર એ ઈશ્વરની લીલાનું સ્થાન છે, તેના મહિમાનું પ્રતિબિંબ છે. તેની સુવ્યવસ્થિત વૃદ્ધિને અર્થે જ રતિક્રિયા નિર્માયેલી છે એમ સમજનાર વિષયવાસનાને મહા-પ્રયત્ને કરીને પણ રોકશે; અને રતિભોગને પરિણામે જ સંતતિ થાય તેની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક રક્ષા કરવાને અંગે મેળવવું જોઈએ તે જ્ઞાન મેળવશે ને તેનો ઉપયોગ પોતાની પ્રજાને આપશે.

૭

# બ્રહ્મચર્ય — ૧

હવે બ્રહ્મચર્ય વિષે વિચાર કરવાનો સમય આવ્યો છે. એકપત્નીવ્રતને તો વિવાહ થતાં જ મારા હૃદયમાં સ્થાન હતું. પત્ની પ્રત્યેની વફાદારી મારા સત્યવ્રતનું અંગ હતું. પણ સ્વસ્ત્રી પ્રત્યે પણ બ્રહ્મચર્યનું પાલન કરવું એ મને દક્ષિણ આફ્રિકામાં જ સ્પષ્ટ સમજાયું. કયા પ્રસંગથી અથવા કયા પુસ્તકના પ્રભાવથી એ વિચાર મને ઉદ્‌ભવ્યો, એ અત્યારે મને ચોખ્ખું નથી યાદ આવતું. એટલું સ્મરણ છે કે, એમાં રાયચંદભાઈની અસરનું પ્રાધાન્ય હતું.

તેમની સાથેનો એક સંવાદ મને યાદ છે. એક વેળા હું મિસિસ ગ્લૅડસ્ટનના ગ્લૅડસ્ટન પ્રત્યેના પ્રેમની સ્તુતિ કરતો હતો. આમની સભામાં પણ મિસિસ ગ્લૅડસ્ટન પોતાના પતિને ચા બનાવીને પાતાં; આ વસ્તુનું પાલન આ નિયમબદ્ધ દંપતીના જીવનનો એક નિયમ થઈ પડ્યો હતો, એ મેં ક્યાંક વાંચેલું. તે મેં કવિને વાંચી સંભળાવ્યું, ને તેને અંગે મેં દંપતીપ્રેમની સ્તુતિ કરી. રાયચંદભાઇ બોલ્યા, ‘એમાં તમને મહત્ત્વનું શું લાગે છે? મિસિસ ગ્લૅડસ્ટનનું પત્નીપણું કે તેનો સેવાભાવ? જો તે બાઈ ગ્લૅડસ્ટનનાં બહેન હોત તો? અથવા, તેની વફાદાર નોકર હોત ને તેટલા જ પ્રેમથી ચા આપત તો? એવી બહેનો, એવી નોકરોનાં દૃષ્ટાંતો આપણને આજે નહિ મળે? અને નારીજાતિને બદલે એવો પ્રેમ નરજાતિમાં જોયો હોત તો તમને સાનંદાશ્ચર્ય ન થાત? હું કહું છું તે વિચારજો.’

રાયચંદભાઈ પોતે વિવાહિત હતા. એ વેળા તો મને તેમનું વચન કઠોર લાગેલું એવું સ્મરણ છે. પણ તે વચને મને લોહચુંબકની જેમ પકડ્યો. પુરુષ ચાકરની એવી વફાદારીની કિંમત પત્નીની વફાદારીની કિંમત કરતાં તો હજાર ગણી ચડે. પતિપત્ની વચ્ચે ઐકય હોય, એટલે તેમની વચ્ચે પ્રેમ હોય એમાં આશ્ચર્ય નથી. નોકરશેઠ વચ્ચે તેવો પ્રેમ કેળવવો પડે. દિવસે દિવસે કવિના વચનનું બળ મારી આગળ વધતું જણાયું.

મારે પત્નીની સાથે કેવો સંબંધ રાખવો? પત્નીને વિષયભોગનું વાહન બનાવવી એમાં પત્ની પ્રત્યે કયાં વફાદારી આવે છે? હું જ્યાં લગી વિષયવાસનાને આધીન રહું ત્યાં લગી મારી વફાદારીની પ્રાકૃત કિંમત જ ગણાય. મારે અહીં કહેવું જોઈએ કે, અમારી વચ્ચેના સંબંધમાં કોઈ દિવસ મને પત્ની તરફથી આક્રમણ થયું જ નથી. એ દૃષ્ટિએ હું જ્યારે ઇચ્છું ત્યારે મારે સારુ બ્રહ્મચર્યનું પાલન સુલભ હતું. મારી અશક્તિ અથવા આસક્તિ જ મને રોકી રહી હતી.

હું જાગૃત થયા પછી પણ બે વખત તો નિષ્ફળ જ ગયો. પ્રયત્ન કરું પણ પડું. પ્રયત્નમાં મુખ્ય હેતુ ઊંચો નહોતો. મુખ્ય હેતુ પ્રજોત્પત્તિ અટકાવવાનો હતો. તેના બાહ્યોપચારો વિષે કંઈક મેં વિલાયતમાં વાંચ્યું હતું. દાક્તર એલિન્સનના એ ઉપાયોના પ્રચારનો ઉલ્લેખ હું અન્નાહારવાળા પ્રકરણમાં કરી ચૂકયો છું. તેની કંઈક અને ક્ષણિક અસર મારા ઉપર થયેલી. પણ મિ. હિલ્સના તેના વિરોધની અને આંતરસાધનના — સંયમના સમર્થનની અસર ઘણી વધારે નીવડી અને અનુભવે ચિરસ્થાયી બની. તેથી પ્રજોત્પત્તિની અનાવશ્યકતા સમજાતાં સંયમપાલનનો પ્રયત્ન આદર્યો.

સંયમપાલનની મુશ્કેલીઓનો પાર નહોતો. નોખા ખાટલા રાખ્યા. રાત્રે થાકીને જ સૂવાનો પ્રયત્ન કર્યો. આ

બધા પ્રયત્નનું બહુ પરિણામ હું તુરત ન જોઈ શક્યો. પણ આજે ભૂતકાળની ઉપર આંખ ફેરવતાં જોઉં છું કે એ બધા પ્રયત્નોએ મને છેવટનું બળ આપ્યું.

અંતિમ નિશ્ચય તો છેક ૧૯૦૬ની સાલમાં જ કરી શક્યો. તે વખતે સત્યાગ્રહનો આરંભ નહોતો થયો. તેનું મને સ્વપ્ન સરખુંયે નહોતું. બોઅર યુદ્ધ પછી નાતાલમાં ઝૂલુ 'બળવો' થયો. એ વેળા હું જોહાનિસબર્ગમાં વકીલાત કરતો હતો. પણ મને લાગ્યું કે મારે તે 'બળવા'ને અંગે પણ મારી સેવા નાતાલ સરકારને અર્પવી જોઈએ. મેં તે અર્પી. તે કબૂલ થઈ. તેનું વર્ણન હવે પછી આવશે. પણ આ સેવાને અંગે મને તીવ્ર વિચારો ઉત્પન્ન થયા. મારા સ્વભાવ પ્રમાણે, મારા સાથીઓ જોડે મેં તેની ચર્ચા કરી. મને લાગ્યું કે પ્રજોત્પત્તિ અને પ્રજાઉછેર જાહેરસેવાનાં વિરોધી છે. આ 'બળવા'માં દાખલ થવા સારુ મારે મારું જોહાનિસબર્ગનું ઘર વીંખવું પડ્યું હતું. ટાપટીપથી વસાવેલા ઘરનો અને રાચરચીલાનો, તે વસાવ્યાં માંડ મહિનો થયો હશે તેટલામાં, મેં ત્યાગ કર્યો. પત્નીને અને બાળકોને ફીનિક્સમાં રાખ્યાં, ને હું ભાઈની ટુકડી લઈને નીકળી પડ્યો. કઠણ કૂચો કરતાં મેં જોયું કે, જો મારે લોકસેવામાં જ તન્મય થઈ જવું હોય તો પુત્રૈષણા તેમ જ વિત્તૈષણાનો ત્યાગ કરવો જોઈએ, અને વાનપ્રસ્થધર્મનું પાલન કરવું જોઈએ.

'બળવા'માં તો મારે દોઢ મહિનાથી વધુ ન રોકાવું પડ્યું. પણ આ છ અઠવાડિયાં મારી જિંદગીનો અતિશય કીમતી કાળ હતો. વ્રતનું મહત્ત્વ હું આ વેળા વધારેમાં વધારે સમજ્યો. મેં જોયું કે વ્રત બંધન નથી પણ સ્વતંત્રતાનું દ્વાર છે. આજ લગી મારા પ્રયત્નોમાં ઘટતી સફળતા ન મળી, કેમકે હું નિશ્ચયવાન નહોતો. મને મારી શક્તિનો અવિશ્વાસ હતો. મને ઈશ્વરકૃપાનો અવિશ્વાસ હતો. અને

તેથી મારું મન અનેક તરંગો ને અનેક વિકારોને વશ વર્તતું હતું. મેં જોયું કે વ્રતથી ન બંધાવામાં મનુષ્ય મોહમાં પડે છે. વ્રતથી બંધાવું એ વ્યભિચારમાંથી નીકળી એક પત્નીનો સંબંધ બાંધવા જેવું છે. 'હું પ્રયત્ન કરવામાં માનું છું, વ્રતથી બંધાવા નથી માગતો,' એ વચન નિર્બળતાની નિશાની છે ને તેમાં સૂક્ષ્મ રીતે ભોગની ઇચ્છા છે. જે વસ્તુ ત્યાજ્ય છે તેનો સર્વથા ત્યાગ કરવામાં હાનિ કેમ હોઈ શકે? જે સરપ મને કરડવાનો છે તેનો હું નિશ્ચયપૂર્વક ત્યાગ કરું છું, ત્યાગનો માત્ર પ્રયત્ન નથી કરતો. હું જાણું છું કે માત્ર પ્રયત્ન પર રહેવામાં મરવું રહેલું છે. પ્રયત્નમાં સરપની વિકરાળતાના સ્પષ્ટ જ્ઞાનનો અભાવ છે. તે જ પ્રમાણે, જે વસ્તુના ત્યાગનો આપણે માત્ર પ્રયત્ન કરીએ છીએ, તે વસ્તુના ત્યાગની યોગ્યતાને વિષે આપણને સ્પષ્ટ દર્શન નથી થયું એમ સિદ્ધ થાય છે. 'મારા વિચાર પાછળથી બદલાય તો?' આવી શંકા કરીને ઘણી વેળા આપણે વ્રત લેતાં ડરીએ છીએ. આ વિચારમાં સ્પષ્ટ દર્શનનો અભાવ જ છે. તેથી જ નિષ્કુળાનંદે કહ્યું છે કે,

'ત્યાગ ન ટકે રે વૈરાગ વિના.'

જ્યાં અમુક વસ્તુને વિષે સંપૂર્ણ વૈરાગ્ય ઉત્પન્ન થયો છે ત્યાં તેને વિષે વ્રત અનિવાર્ય વસ્તુ છે.

૮

# બ્રહ્મચર્ય — ૨

સારી પેઠે ચર્ચા કર્યા પછી અને પુખ્ત વિચારો કર્યા પછી સને ૧૯૦૬ની સાલમાં વ્રત લીધું. વ્રત લેતાં લગી મેં ધર્મપત્ની સાથે મસલત નહોતી કરી; પણ વ્રતને સમયે કરી. તેના તરફથી મને કશો વિરોધ ન થયો.

આ વ્રત લેતાં તો મને બહુ ભારે પડ્યું. મારી શક્તિ ઓછી હતી. વિકારોને દબાવવાનું કેમ બનશે? સ્વપત્નીની સાથે વિકારી સંબંધનો ત્યાગ એ નવાઈની વાત લાગતી હતી. છતાં એ જ મારું કર્તવ્ય હતું એ હું સ્પષ્ટ જોઈ શકતો હતો. મારી દાનત શુદ્ધ હતી. શક્તિ ઈશ્વર આપી રહેશે એમ વિચારી મેં ઝંપલાવ્યું.

આજે વીસ વર્ષ પછી તે વ્રતનું સ્મરણ કરતાં મને સાનંદાશ્ચર્ય થાય છે. સંયમ પાળવાની વૃત્તિ તો ૧૯૦૧થી પ્રબળ હતી, ને હું તે પાળી પણ રહ્યો હતો; પણ જે સ્વતંત્રતા અને આનંદ હું હવે ભોગવવા લાગ્યો તે સન ૧૯૦૬ પહેલાં ભોગવ્યાનું મને સ્મરણ નથી. કેમકે, તે વખતે હું વાસનાબદ્ધ હતો, ગમે ત્યારે તેને વશ થઈ શકતો. હવે વાસના મારા ઉપર સવારી કરવા અસમર્થ થઈ.

વળી, હવે બ્રહ્મચર્યનો મહિમા હું વધારે ને વધારે સમજવા લાગ્યો. વ્રત મેં ફીનિક્સમાં લીધું. ઘાયલોની મદદના કામમાંથી છૂટો થયે હું ફીનિક્સ ગયો હતો. ત્યાંથી મારે તુરત જોહાનિસબર્ગ જવાનું હતું. હું ત્યાં ગયો ને એક મહિનાની અંદર સત્યાગ્રહની લડતનો પાયો નખાયો. કેમ જાણે આ બ્રહ્મચર્યનું વ્રત તેને સારુ મને તૈયાર કરવા જ આવ્યું ન હોય! સત્યાગ્રહની કલ્પના મેં કંઈ રચી નહોતી

રાખી. તેની ઉત્પત્તિ અનાયાસે, અનિચ્છાએ થઈ. પણ મેં જોયું કે તે અગાઉનાં મારાં બધાં પગલાં—ફીનિક્સ જવું, જોહાનિસબર્ગનું મોટું ઘરખર્ચ ઓછું કરી નાંખવું, અને છેવટે બ્રહ્મચર્યવ્રત લેવું—જાણે તેની તૈયારીરૂપે હતાં.

બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન એટલે બ્રહ્મદર્શન. આ જ્ઞાન મને શાસ્ત્ર મારફતે નહોતું થયું. એ અર્થ મારી આગળ ધીરે ધીરે અનુભવસિદ્ધ થતો ગયો. તેને લગતાં શાસ્ત્રવાક્યો મેં પાછળથી વાંચ્યાં. બ્રહ્મચર્યમાં શરીરરક્ષણ, બુદ્ધિરક્ષણ અને આત્માનું રક્ષણ છે એ હું વ્રત પછી દિવસે દિવસે વધારે અનુભવવા લાગ્યો. કેમકે, હવે બ્રહ્મચર્યને એક ઘોર તપશ્ચર્યારૂપ રહેવા દેવાને બદલે તેને રસમય બનાવવાનું હતું; તેની જ ઓથે નભવું રહ્યું હતું. એટલે હવે તેની ખૂબીઓનાં નિત્યનવાં દર્શન થવા લાગ્યાં.

પણ જો આમ હું આમાંથી રસ લૂંટતો હતો તો તેની કઠિનતા નહોતો અનુભવતો એમ પણ કોઈ ન માને. આજે છપ્પન વર્ષ પૂરાં થયાં છે, ત્યારે પણ તેની કઠિનતાનો અનુભવ તો થાય જ છે. તે અસિધારાવ્રત છે એમ વધારે ને વધારે સમજું છું. નિરંતર જાગૃતિની આવશ્યકતા જોઉં છું.

બ્રહ્મચર્યનું પાલન કરવું હોય તો સ્વાદેન્દ્રિય ઉપર કાબૂ મેળવવો જ જોઈએ. જો સ્વાદને જિતાય તો બ્રહ્મચર્ય અતિશય સહેલું છે એ મેં જાતે અનુભવ્યું. તેથી હવે પછીના મારા ખોરાકના પ્રયોગો કેવળ અન્નાહારની દૃષ્ટિએ નહિ, પણ બ્રહ્મચર્યની દૃષ્ટિએ થવા લાગ્યા. ખોરાક ઓછો, સાદો, મસાલા વિનાનો, ને કુદરતી સ્થિતિમાં ખાવો જોઈએ એ મેં પ્રયોગો કરી અનુભવ્યું. બ્રહ્મચારીનો ખોરાક વનપક્વ ફળ છે એમ મારે અંગે તો મેં છ વર્ષનો પ્રયોગ કરીને જોયું. જ્યારે હું સૂકાં અને લીલાં વનપક્વ ફળ ઉપર જ રહેતો ત્યારે જે નિર્વિકારપણું અનુભવતો તે મેં ખોરાકમાં ફેરફાર કર્યા પછી

નથી અનુભવ્યું. ફળાહારને સમયે બ્રહ્મચર્ય સહજ હતું, દૂધાહારને અંગે તે કષ્ટસાધ્ય બન્યું છે. ફળાહારમાંથી દૂધાહાર ઉપર કેમ જવું પડયું એનો વિચાર યોગ્ય સ્થળે થશે. અહીં તો એટલું જ કહેવું બસ છે કે, બ્રહ્મચારીને સારુ દૂધનો આહાર વિઘ્નકર્તા છે એ વિષે મને શંકા નથી. આમાંથી કોઈ એવો અર્થ ન કાઢે કે બ્રહ્મચારીમાત્ર દૂધનો ત્યાગ કરશો ઘટે છે. ખોરાકની અસર બ્રહ્મચર્ય ઉપર કેટલી પડે છે એ વિષયને અંગે ઘણા પ્રયોગોની આવશ્યકતા છે. દૂધના જેવો સ્નાયુ બાંધનારો ને એટલી જ સહેલાઈથી પચનારો ફળાહાર હજુ મારે હાથ નથી લાગ્યો, નથી કોઈ વૈદ, હકીમ કે દાક્તર તેવાં ફળ કે અન્ન બતાવી શક્યા. તેથી, દૂધને વિકાર કરનારી વસ્તુ જાણતાં છતાં, હું તેના ત્યાગની ભલામણ હાલ કોઈને નથી કરી શકતો.

બાહ્ય ઉપચારોમાં જેમ ખોરાકની જાતની અને પ્રમાણની મર્યાદા આવશ્યક છે તેમ જ ઉપવાસનું સમજવું. ઇંદ્રિયો એવી બળવાન છે કે તેને ચોમેરથી, ઉપરથી અને નીચેથી એમ દશે દિશાએથી, ઘેરવામાં આવે ત્યારે જ અંકુશમાં રહે છે. ખોરાક વિના તે કામ નથી કરી શકતી એ સહુ જાણે છે. એટલે, ઇંદ્રિયદમનના હેતુથી ઇચ્છાપૂર્વક કરેલા ઉપવાસની ઇંદ્રિયદમનમાં બહુ મદદ મળે છે. એ વિષે મને શંકા નથી. કેટલાક લોકો ઉપવાસ કરતાં છતાં નિષ્ફળ જાય છે તેનું કારણ એ છે કે, ઉપવાસ જ બધું કરી શકશે એમ માની તેઓ માત્ર સ્થૂળ ઉપવાસ કરે છે ને મનથી છપ્પનભોગ આરોગે છે; ઉપવાસ દરમ્યાન, ઉપવાસ છૂટયે શું ખાઈશું એના વિચારોનો સ્વાદ લીધાં કરે છે, ને પછી ફરિયાદ કરે છે કે, નથી સ્વાદેંદ્રિયનો સંયમ થયો ને નથી થયો જનનેંદ્રિયનો! ઉપવાસની ખરી ઉપયોગિતા ત્યાં જ હોય જ્યાં માણસનું મન પણ દેહદમનમાં સાથ આપે. એટલે કે, મનને

વિષયભોગ પ્રત્યે વૈરાગ આવ્યો હોવો જોઈએ. વિષયનાં મૂળિયાં મનમાં રહેલાં છે. ઉપવાસાદિ સાધનોની મદદ જોકે ઘણી છતાં પ્રમાણમાં થોડી જ હોય છે. એમ કહી શકાય કે ઉપવાસ કરતો છતો મનુષ્ય વિષયાસક્ત રહી શકે છે ખરો. પણ ઉપવાસ વિના વિષયાસક્તિનો જડમૂળથી નાશ સંભવતો નથી. તેથી બ્રહ્મચર્યના પાલનમાં ઉપવાસ અનિવાર્ય અંગ છે.

બ્રહ્મચર્યનો પ્રયત્ન કરનારા ઘણા નિષ્ફળ જાય છે, કેમકે તેઓ ખાવાપીવામાં, જોવા ઇત્યાદિમાં અબ્રહ્મચારીની જેમ રહેવા માગતાં છતાં બ્રહ્મચર્યનું પાલન ઇચ્છે છે. આ પ્રયત્ન ઉષ્ણ ઋતુમાં શીત ઋતુનો અનુભવ લેવાના પ્રયત્ન જેવો કહેવાય. સંયમીના અને સ્વચ્છંદીના, ભોગીના અને ત્યાગીના, જીવન વચ્ચે ભેદ હોવો જ જોઈએ. સામ્ય હોય છે તે ઉપરથી દેખાતું જ. ભેદ ચોખ્ખો તરી આવવો જોઈએ. આંખનો ઉપયોગ બન્ને કરે. પણ બ્રહ્મચારી દેવદર્શન કરે, ભોગી નાટકચેટકમાં લીન રહે. બન્ને કાનનો ઉપયોગ કરે. પણ એક ઈશ્વરભજન સાંભળે, બીજો વિલાસી ગીતો સાંભળવામાં મોજ માણે. બન્ને જાગરણ કરે. પણ એક જાગૃતાવસ્થામાં હૃદયમંદિરમાં બિરાજતા રામને વીનવે, બીજો નાચરંગની ધૂનમાં સૂવાનું ભાન ભૂલી જાય. બન્ને જમે. પણ એક શરીરરૂપી તીર્થક્ષેત્રને નભાવવા પૂરતું દેહને ભાડું આપે, બીજો સ્વાદને ખાતર દેહમાં અનેક વસ્તુઓ ભરી તેને દુર્ગંધિત કરી મૂકે. આમ બન્નેના આચારવિચારમાં ભેદ રહ્યાં જ કરે; અને એ અંતર દિવસે દિવસે વધે, ઘટે નહિ.

બ્રહ્મચર્ય એટલે મનવચનકાયાથી સર્વ ઇંદ્રિયોનો સંયમ. આ સંયમને સારુ ઉપર પ્રમાણે ત્યાગોની આવશ્યકતા છે એમ હું દિવસે દિવસે જોતો ગયો. આજે પણ જોઈ રહ્યો છું. ત્યાગના ક્ષેત્રને સીમા જ નથી, જેમ બ્રહ્મચર્યના મહિમાને નથી. આવું બ્રહ્મચર્ય અલ્પ પ્રયત્ને સાધ્ય નથી. કરોડોને સારુ

તો એ હમેશાં કેવળ આદર્શરૂપે જ રહેશે. કેમકે, પ્રયત્નશીલ બ્રહ્મચારી પોતાની ઊણપોનું નિત્ય દર્શન કરશે, પોતાનામાં ખૂણેખોચરે છુપાઈ રહેલા વિકારોને ઓળખી લેશે, ને તેમને કાઢવા સતત પ્રયત્ન કરશે. જ્યાં લગી વિચારો ઉપર એવો કાબૂ નથી મળ્યો કે ઇચ્છા વિના એક પણ વિચાર ન આવે, ત્યાં લગી સંપૂર્ણ બ્રહ્મચર્ય નથી. વિચારમાત્ર વિકાર છે. તેને વશ કરવા એટલે મનને વશ કરવું. અને મનને વશ કરવું તે વાયુને વશ કરવા કરતાંયે કઠિન છે. આમ છતાં જો આત્મા છે, તો આ વસ્તુ પણ સાધ્ય છે જ. આપણને મુશ્કેલીઓ આવી નડે છે તેથી તે અસાધ્ય છે એમ કોઈ ન માને. એ પરમ અર્થ છે. અને પરમ અર્થને સારુ પરમ પ્રયત્નની આવશ્યકતા હોય એમાં શું આશ્ચર્ય !

પણ આવું બ્રહ્મચર્ય કેવળ પ્રયત્નસાધ્ય નથી એ મેં દેશમાં આવીને જોયું. ત્યાં લગી હું મૂર્છામાં હતો એમ કહી શકાય. ફળાહારથી વિકાર જડમૂળથી નાબૂદ થાય એમ મેં માની લીધેલું, ને હું અભિમાનથી માનતો કે હવે મારે કંઈ કરવાપણું નથી.

પણ આ વિચારના પ્રકરણને પહોંચવાને વાર છે. દરમ્યાન એટલું કહી દેવું આવશ્યક છે કે, ઈશ્વરસાક્ષાત્કાર કરવાને અર્થે, મેં વ્યાખ્યા આપી છે તેવા બ્રહ્મચર્યનું જેઓ પાલન ઇચ્છે છે, તેઓ જો પોતાના પ્રયત્નની સાથે જ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખનારા હોય, તો તેમને નિરાશ થવાનું કશું કારણ નથી.

विषया विनिवर्तंते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ *

તેથી, રામનામ ને રામકૃપા એ જ આત્માર્થીને છેવટનું સાધન છે, એ વસ્તુનો સાક્ષાત્કાર મેં હિંદુસ્તાનમાં જ કર્યો.

* નિરાહારીના વિષયો તો શાંત થાય છે, પણ રસ નથી શમતા; રસ પણ ઈશ્વરદર્શનથી શમે છે. ગીતા, અ૦ ૨, શ્લો૦ ૫૯.

## ૯

# સાદાઈ

ભોગો ભોગવવાનો આરંભ તો કર્યો, પણ તે ટકી ન શક્યો. રાચરચીલું વસાવતાં તો મને તે ઉપર મોહ ન જ ઊપજી શક્યો. એટલે ઘર વસાવ્યું તેવો જ મેં ખરચ ઓછું કરવાનો આરંભ કર્યો. ધોબીનું ખરચ પણ વધારે લાગ્યું. અને વળી ધોબી નિયમિતપણે કપડાં ન આપે તેથી બેત્રણ ડઝન ખમીસથી ને તેટલા કૉલરથી પણ મારું ન નભે. કૉલર રોજ બદલવા; ખમીસ રોજ નહિ તો એકાંતરે બદલવાં. એટલે બે તરફથી ખરચ થાય. આ મને નકામું જણાયું. એટલે ધોવાનો સરંજામ વસાવ્યો. ધોવાની કળાની ચોપડી વાંચીને ધોવાનું શીખ્યો. પત્નીને પણ શીખવ્યું. કંઈક બોજો તો વધ્યો જ, પણ નવું હતું એટલે વિનોદ થતો.

મારો પહેલો હાથે ધોયેલો કૉલર તો હું કદી ભૂલું તેમ નથી. એમાં આર વધારે ચડેલ ને ઇસ્તરી પૂરી ગરમ નહોતી. વળી, કૉલર દાઝી જવાની બીકે ઇસ્તરી બરોબર દાબી નહિ, તેથી તે અક્કડ તો બન્યો પણ તેમાંથી આર ખર્યા કરતો હતો!

આવે હાલે હું કોર્ટમાં ગયો ને બારિસ્ટરોને મજાક કરવાનું સાધન બન્યો. પણ મારામાં આવી મજાક સહન કરવાની શક્તિ તે કાળે પણ ઠીક હતી.

'કૉલર હાથે ધોવાનો આ પહેલો અખતરો છે, એટલે તેમાંથી આર ખરે છે. મને એ અડચણકર્તા નથી, ને વળી તમને બધાને આટલો વિનોદ પૂરો પાડું છું એ વધારાનો નફો.' મેં ખુલાસો કર્યો.

'પણ ધોબી ક્યાં નથી મળતા?' એક મિત્રે પૂછ્યું.

'અહીં ધોબીનો ખરચ મને તો અસહ્ય લાગે છે. કોલરની કિંમત જેટલી ધોવાઈ થાય અને એ આપતાં છતાં ધોબીની ગુલામી ભોગવવી. એના કરતાં હાથે ધોવું હું પસંદ કરું છું.'

આ સ્વાવલંબનની ખૂબી હું મિત્રોને ન સમજાવી શક્યો.

મારે કહેવું જોઈએ કે છેવટે ધોબીના ધંધામાં મારા કામપૂરતી કુશળતા મેં મેળવી લીધી હતી, અને ધોબીના ધોણ કરતાં ઘરનું ધોણ મુદ્દલ ઊતરતું નહોતું. કોલરનું અક્કડપણું તેમ જ ચળકાટ ધોબીના ધોયેલ કોલર કરતાં ઊતરતાં નહોતાં. ગોખલેની પાસે સ્વ. મહાદેવ ગોવિંદ રાનડેની પ્રસાદીરૂપ એક ઉપરણો હતો. એ ઉપરણો ગોખલે અતિશય જતનથી રાખતા અને ખાસ પ્રસંગે જ વાપરતા. જોહાનિસબર્ગમાં તેમના માનમાં જે ખાણું આપવામાં આવ્યું હતું તે મેળાવડાનો પ્રસંગ મહત્ત્વનો હતો. દક્ષિણ આફ્રિકામાં આ તેમનું મોટામાં મોટું ભાષણ હતું. તેથી તે પ્રસંગે તેમને પેલો ઉપરણો વાપરવો હતો. તે ચોળાયેલો હતો ને તેને ઇસ્તરી કરવાની જરૂર હતી. ધોબી મેળવી તેની પાસે તુરત ઇસ્તરી કરાવવી એ અસંભવિત હતું. મેં મારી કળાનો ઉપયોગ કરવા દેવાની મેં માગણી કરી.

'તારી વકીલાતનો હું વિશ્વાસ કરું, પણ આ ઉપરણા ઉપર તારી ધોબીકળાનો ઉપયોગ કરવા હું ન દઉં. એ ઉપરણાને તું ડાઘ પાડે તો? એની કિંમત તું જાણે છે?' આમ કહી અતિ ઉલ્લાસથી પ્રસાદીની કથા મને સંભળાવી.

મેં વિનય કર્યો ને ડાઘ ન પડવા દેવાની ખોળાધરી આપી. મને ઇસ્તરી કરવાની રજા મળી. મારી કુશળતાનું મને પ્રમાણપત્ર મળી ચૂક્યું! હવે મને જગત પ્રમાણપત્ર ન આપે તો શું થયું?

જેમ ધોબીની ગુલામીમાંથી હું છૂટયો તેમ હજામની ગુલામીમાંથી પણ છૂટવાનો પ્રસંગ આવ્યો. હજામત તો વિલાયત જનારા સહુ હાથે કરતાં શીખે જ. પણ વાળ કાપવાનું કોઈ શીખતા હોય એવો મને ખ્યાલ નથી. પ્રિટોરિયામાં હું એક વેળા એક અંગ્રેજ હજામની દુકાને પહોંચ્યો. તેણે મારી હજામત કરવાની ઘસીને ના પાડી, ને ના પાડવામાં જે તિરસ્કાર બતાવ્યો તે વધારાનો. મને દુઃખ થયું. હું પહોંચ્યો બજારમાં. વાળ કાપવાનો સંચો ખરીદ્યો ને અરીસાની સામે ઊભા રહી વાળ કાપ્યા. વાળ જેમતેમ કપાયા તો ખરા; પણ પાછળના કાપતાં બહુ મુશ્કેલી પડી. સીધા તો ન જ કપાયા. કોર્ટમાં હસાહસ.

'તારે માથે ઉંદર ફરી ગયા છે?'

મેં કહ્યું: 'ના; મારા કાળા માથાનો સ્પર્શ ગોરા હજામ કેમ કરે? એટલે જેવાતેવા પણ હાથે કાપેલા વાળ મને વધારે પ્રિય છે.'

આ જવાબથી મિત્રોને આશ્ચર્ય ન થયું. ખરું જોતાં પેલા હજામનો કશો દોષ નહોતો. જો તે શ્યામવર્ણ લોકોના વાળ કાપે તો તેની ઘરાકી જાય. આપણે ક્યાં આપણા અસ્પૃશ્યોના વાળ ઊંચવર્ણા હિંદુઓના હજામ પાસે કપાવા દઈએ છીએ? એનો બદલો મને દક્ષિણ આફ્રિકામાં એક નહિ પણ અનેક વેળા મળ્યો છે; અને આપણા દોષનું એ પરિણામ છે એવી મારી સમજ હોવાથી મને એ વાતનો કદી રોષ નથી ચડ્યો.

સ્વાવલંબન અને સાદાઈના મારા શોખે આગળ જતાં જે તીવ્ર સ્વરૂપ પકડ્યું તેનું વર્ણન તો તેને સ્થળે આવશે. તે વસ્તુનું મૂળ તો અસલથી જ હતું. તેને ફાલવાને સારુ માત્ર સિંચનની આવશ્યકતા હતી. તે સિંચન અનાયાસે જ મળી રહ્યું.

## ૧૦

# બોઅર યુદ્ધ

સને ૧૮૯૭થી '૯૯ દરમ્યાનના જિંદગીના બીજા અનેક અનુભવો છોડીને હવે બોઅર યુદ્ધ ઉપર આવું છું. આ યુદ્ધ જ્યારે થયું ત્યારે મારી પોતાની લાગણી કેવળ બોઅરો તરફ હતી. પણ આવી બાબતમાં વ્યક્તિગત વિચારો મુજબ કામ કરવાનો અધિકાર મને હજુ પ્રાપ્ત નથી થયો એમ હું માનતો હતો. આ બાબતની ગડમથલનું સૂક્ષ્મ નિરીક્ષણ મેં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસમાં કર્યું છે, તેથી અહીં કરવા નથી ઇચ્છતો. જિજ્ઞાસુને તે ઇતિહાસ વાંચી જવા સૂચવું છું. અહીં તો એટલું જ કહેવું બસ છે કે, બ્રિટિશ રાજ્ય તરફની મારી વફાદારી મને તે યુદ્ધમાં ભાગ લેવા બળાત્કારે ઘસડી ગઈ. મને લાગ્યું કે, જો હું બ્રિટિશ રૈયત તરીકે હકો માગી રહ્યો હતો, તો બ્રિટિશ રૈયત તરીકે બ્રિટિશ રાજ્યના રક્ષણમાં ભાગ આપવાનો મારો ધર્મ હતો. હિંદુસ્તાનની સંપૂર્ણ ઉન્નતિ બ્રિટિશ સામ્રાજ્યમાં થઈ શકે એવો મારો અભિપ્રાય તે કાળે હતો.

તેથી, જેટલા સાથીઓ મળ્યા તેટલા મેળવીને અને અનેક મુસીબતો વેઠીને અમે ઘાયલ થયેલાઓની શુશ્રૂષા કરનારી એક ટુકડી ઊભી કરી. અત્યાર સુધી સામાન્ય રીતે અહીંના અંગ્રેજોમાં હિંદીઓ જોખમનાં કામ ન ખેડે, સ્વાર્થ ઉપરાંત બીજું કશું તેમને ન સૂઝે, એવી જ માન્યતા હતી. તેથી ઘણા અંગ્રેજ મિત્રોએ મને નિરાશાના જ જવાબો આપ્યા. માત્ર દા. બૂથે ખૂબ ઉત્તેજન આપ્યું. તેમણે અમને

ઘાયલ યોદ્ધાઓની સારવાર કરવાની તાલીમ આપી. અમારી લાયકાતનાં દાક્તરનાં પ્રમાણપત્રો મેળવ્યાં. મિ. લૉટન તથા મરહૂમ મિ. એસ્કંબે પણ આ પગલું પસંદ કર્યું. આખરે લડાઈમાં સેવા કરવા દેવાની અમે સરકારને અરજી કરી. જવાબમાં સરકારે ઉપકાર માન્યો. પણ અમારી સેવાની તે વેળા જરૂર નહોતી એમ અમને જણાવવામાં આવ્યું.

પણ મારે એવી 'ના'થી સંતોષ માની બેસવું નહોતું. દા. બૂથની મદદ લઈ તેમની સાથે હું નાતાલના બિશપને મળ્યો. અમારી ટુકડીમાં ઘણા ખ્રિસ્તી હિંદીઓ હતા. બિશપને મારી માગણી બહુ ગમી. તેમણે મદદ કરવાનું વચન આપ્યું.

દરમ્યાન, સંજોગો પોતાનું કામ કરી રહ્યા હતા. બોઅરોની તૈયારી, દૃઢતા, વીરતા, ઇત્યાદિ ધાર્યા કરતાં વધારે તેજસ્વી નીવડ્યાં. સરકારને ઘણા રંગરૂટોનો ખપ પડ્યો, અને અંતે અમારી માગણીનો સ્વીકાર થયો.

આ ટુકડીમાં લગભગ ૧,૧૦૦ જણ હતા. તેમાં લગભગ ૪૦ મુખી હતા. બીજા ત્રણેક સ્વતંત્ર હિંદીઓ ભરતીમાં દાખલ થયા હતા. બાકીના ગિરમીટિયા હતા. દા. બૂથ પણ અમારી સાથે હતા. ટુકડીએ કામ સરસ કર્યું, જોકે તેને દારૂગોળાની બહાર કામ કરવાનું હતું અને તેને 'રેડ ક્રૉસ'*નું રક્ષણ હતું. છતાં બાકીને સમયે દારૂગોળાની હદની અંદર કામ કરવાની તક પણ અમને મળી. આવા જોખમમાં ન ઊતરવાનો કરાર સરકારે પોતાની ઇચ્છાથી અમારી જોડે કર્યો હતો. પણ સ્પિયાંકોપની હાર પછી સ્થિતિ

---

* એટલે લાલ સ્વસ્તિક. યુદ્ધમાં આ ચિહ્નવાળા પટા શુશ્રૂષાનાં કામ કરનારને ડાબે હાથે બાંધે છે. શત્રુ પણ તેમને ઈજા ન કરી શકે એવો નિયમ હોય છે. વધુ વિગત માટે જુઓ 'દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ' ખંડ ૧, પ્ર. ૯.

બહલાઈ. તેથી જનરલ બુલરે સંદેશો મોકલાવ્યો કે, જોકે અમે જોખમ વહોરવાને બંધાયેલા નહોતા, છતાં જો અમે તેવું જોખમ વહોરીને ઘાયલ સિપાઈઓને તેમ જ અમલદારોને રણક્ષેત્રમાંથી ઊંચકી ડોળીઓમાં ખસેડી લઈ જવા તૈયાર થઈશું તો સરકાર ઉપકાર માનશે. અમે તો જોખમ વહોરવા તત્પર જ હતા. એટલે સ્પિયાંકોપના યુદ્ધ પછી અમે દારૂગોળાની હદની અંદર કામ કરતા થઈ ગયા.

આ દિવસોમાં બધાને ઘણી વાર દહાડાની વીસપચીસ માઈલની મજલ કરવી પડતી; અને એક વખત તો ઘાયલોને ડોળીમાં ઊંચકીને તેટલા માઈલ ચાલવું પડ્યું હતું. જે ઘાયલ થયેલ યોદ્ધાઓને અમારે આમ ઊંચકીને જવાનું હતું તેમાં જનરલ વુડગેટ વગેરે પણ હતા.

૭ અઠવાડિયાંને અંતે અમારી ટુકડીને વિદાયગીરી આપવામાં આવી. સ્પિયાંકોપ અને વાલક્રાન્ઝની હાર પછી લેડીસ્મિથ વગેરે સ્થળોને બોઅરોના ઘેરામાંથી મહા વેગે મુક્ત કરવાનો વિચાર બ્રિટિશ સેનાપતિએ માંડી વાળ્યો હતો, અને ઇંગ્લંડથી તથા હિંદુસ્તાનથી બીજા વધારે લશ્કરની રાહ જોવાનો તથા ધીમે કામ લેવાનો નિશ્ચય કર્યો હતો.

અમારા નાનકડા કામની તે વેળા તો બહુ સ્તુતિ થઈ. એથી હિંદીઓની પ્રતિષ્ઠા વધી. 'છેવટ હિંદીઓ સામ્રાજ્યના વારસ તો છે જ' એવાં ગીતો ગવાયાં. જનરલ બુલરે અમારી ટુકડીના કાર્યની પોતાના ખરીતામાં તારીફ કરી. મુખીઓને લડાઈના ચાંદ પણ મળ્યા.

હિંદી કોમ વધારે સંગઠિત થઈ. હું ગિરમાટિયા હિંદીઓના પ્રસંગમાં ઘણો વધારે આવી શક્યો. તેમનામાં વધારે જાગૃતિ આવી. અને હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, મદ્રાસી, ગુજરાતી, સિંધી, બધા હિંદી છીએ એ લાગણી વધારે દૃઢ થઈ. સહુએ માન્યું કે હવે હિંદીઓ ઉપરનાં દુઃખ દૂર થવાં જ

જોઈએ. ગોરાઓની વર્તણૂકમાં પણ તે વખતે તો ચોખ્ખો ફેરફાર જણાયો.

લડાઈમાં જે ગોરાઓનો પ્રસંગ પડ્યો તે મીઠો હતો. હજારો 'ટોમી'ઓના સહવાસમાં અમે આવ્યા. તેઓ અમારી સાથે મિત્રભાવે વર્તતા ને અમે તેમની સેવા સારુ હતા એ જાણી ઉપકાર માનતા.

મનુષ્યસ્વભાવ દુઃખને સમયે કેવો પીગળે છે એનું એક મધુર સ્મરણ અહીં નોંધ્યા વિના ન રહી શકાય. અમે ચીવલી છાવણી તરફ જતા હતા. આ એ જ ક્ષેત્ર હતું જ્યાં લૉર્ડ રૉબર્ટ્સના પુત્ર લેફ્ટનન્ટ રૉબર્ટ્સને મરણઘા વાગ્યો હતો. લેફ્ટનન્ટ રૉબર્ટ્સના શબને લઈ જવાનું માન અમારી ટુકડી પામી હતી. વળતે દહાડે તાપ સખત હતો. અમે કૂચ કરી રહ્યા હતા. સહુ તરસ્યા હતા. પાણી પીવાને સારુ રસ્તામાં એક નાનકડો ઝરો હતો. કોણ પહેલાં પાણી પીએ? 'ટોમી'ઓ પી રહ્યા પછી આપણે પીશું એમ મેં ધાર્યું હતું. 'ટોમી'ઓએ અમને જોઈ તુરત અમને પહેલાં પાણી પીવા દેવા આગ્રહ માંડ્યો. ને એમ ઘણી વાર સુધી અમારી વચ્ચે 'તમે પહેલાં, અમે પછી' એવી મીઠી તાણાતાણ ચાલી.

# શહેરસુધરાઈ—દુકાળફાળો

સમાજનું એક પણ અંગ અવાવરું રહે એ મને હમેશાં ખૂચ્યું છે. પ્રજાના દોષો ઢાંકીને તેનો બચાવ કરવો અથવા દોષો દૂર કર્યા વિના હકો મેળવવા એ મને હમેશાં અરુચતું લાગ્યું છે. તેથી દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓ ઉપરનું એક તહોમત, જેમાં કંઈક વજૂદ હતું, તેનો ઇલાજ કરવાનું કાર્ય મારા ત્યાંના વસવાટના આરંભકાળમાં જ મેં યોજ્યું હતું. હિંદીઓ પોતાનાં ઘરબાર સ્વચ્છ નથી રાખતા ને બહુ મેલા રહે છે એ આળ વખતોવખત મૂકવામાં આવતું. આ આળને નાબૂદ કરવા આરંભમાં કોમના મુખ્ય ગણાતા માણસોનાં ઘરોમાં તો સુધારા શરૂ થઈ જ ગયા હતા. પણ ઘેરઘેર ફરવાનું તો જ્યારે ડરબનમાં મરકીના પ્રવેશનો ભય લાગ્યો ત્યારે શરૂ થયું. આમાં મ્યુનિસિપાલિટીના અમલદારોનો પણ ભાગ હતો અને એમની સંમતિ હતી. અમારી મદદ મળવાથી તેમનું કામ હળવું થયું ને હિંદીઓને ઓછી હાડમારી વેઠવી પડી. કેમકે, સામાન્ય રીતે જ્યારે મરકી ઇત્યાદિના ઉપદ્રવ થાય ત્યારે અમલદારો બાંધા થાય છે, વધારેપડતા ઉપાયો યોજે છે, ને તેમની નજરમાં જેઓ અળખામણા હોય તેઓની ઉપર તેમનો દાબ અસહ્ય થઈ પડે એવો નીવડે છે. આ સખતીમાંથી કોમ પોતાની મેળે જ ચાંપતા ઉપાયો લેવાથી ઊગરી ગઈ.

મને કેટલાક કડવા અનુભવો પણ થયા. મેં જોયું કે, સ્થાનિક સરકાર પાસે હકોની માગણી કરવામાં જેટલી સહેલાઈથી

હું કોમની મદદ લઈ શકતો હતો, તેટલી સહેલાઈથી લોકોની પાસે તેમની ફરજ અદા કરાવવાના કામમાં મદદ મેળવી શક્યો નહિ. કેટલીક જગ્યાએ અપમાન થતાં, કેટલીક જગ્યાએ વિનયપૂર્વક બેદરકારી બતાવવામાં આવતી. ગંદકી સાફ કરવાની તકલીફ લેવી એ વસમું લાગતું. પૈસા ખરચવાનું તો બને જ કેમ? લોકોની પાસેથી કંઈ પણ કામ કરાવવું હોય તો ધીરજ રાખવી જોઈએ એ પાઠ હું વધારે સારી રીતે શીખ્યો. સુધારાની ગરજ રહી સુધારકને પોતાને; જે સમાજમાં તે સુધારો ઇચ્છે છે ત્યાંથી તો તેણે વિરોધની, તિરસ્કારની, ને જાનના જોખમની પણ આશા રાખવી રહી. સુધારક જેને સુધારો માને તેને સમાજ કુધારો કાં ન માને? અથવા કદાચ કુધારો ન માને તોપણ તે તરફ ઉદાસીન કાં ન રહે!

આ આન્દોલનનું પરિણામ એ આવ્યું કે, હિંદી સમાજમાં ઘરબાર સ્વચ્છ રાખવાની અગત્યનો ઓછાવત્તા પ્રમાણમાં સ્વીકાર થયો. અમલદારવર્ગ આગળ મારી શાખ વધી. તેઓ સમજ્યા કે, મારો ધંધો માત્ર ફરિયાદો જ કરવાનો અથવા હકો જ માગવાનો નહોતો; પણ ફરિયાદ કરવામાં કે હકો માગવામાં હું જેટલો દૃઢ હતો તેટલો જ આંતરિક સુધારણાને સારુ પણ ઉત્સાહી ને દૃઢ હતો.

પણ હજુ સમાજની વૃત્તિને બીજી એક દિશામાં ખીલવવાનું બાકી રહેતું હતું. આ સંસ્થાનવાસીઓએ ભારતવર્ષ પ્રત્યેનો પોતાનો ધર્મ પણ પ્રસંગ આવ્યે સમજવાનો અને પાળવાનો હતો. ભારતવર્ષ તો કંગાળ છે. લોકો ધન કમાવાને સારુ પરદેશ વેઠે છે. તેમની કમાણીનો કંઈક ભાગ ભારતવર્ષને આપત્તિને સમયે મળવો જોઈએ. સન ૧૮૯૭માં દુકાળ હતો ને પાછો બીજો સખત દુકાળ ૧૮૯૯માં પડ્યો. આ બન્ને દુકાળને સમયે દક્ષિણ આફ્રિકાથી સારી મદદ ગયેલી. પહેલા દુકાળ વખતે જે રકમ એકઠી થઈ શકી હતી

તેના કરતાં બીજા દુકાળ વખતે ઘણી વધારે રકમ થઈ હતી. આ ઉઘરાણામાં અંગ્રેજોની પાસે પણ અમે ફાળો માગેલો. અને તેમના તરફથી સારો જવાબ મળ્યો હતો. ગિરમીટિયા હિંદીઓએ પણ પોતાનો ફાળો ભર્યો હતો.

આમ, આ બે દુકાળ વખતે જે પ્રથા પડી તે હજુ સુધી કાયમ છે. અને આપણે જોઈએ છીએ કે, ભારતવર્ષમાં સાર્વજનિક સંકટને સમયે દક્ષિણ આફ્રિકા તરફથી સારી રકમો ત્યાં વસતા હિંદીઓ હમેશાં મોકલે છે.

આ રીતે, દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સેવા કરતાં હું પોતે ઘણી વસ્તુઓ એક પછી એક અનાયાસે શીખી રહ્યો હતો. સત્ય એક વિશાળ વૃક્ષ છે. તેને જેમ સેવે તેમ તેમાંથી અનેક ફળો નીપજતાં જોવામાં આવે છે. તેને અંત જ હોતો નથી. જેમ જેમ તેમાં ઊંડે ઊતરીએ તેમ તેમ તેમાંથી રત્નો મળ્યાં કરે છે, સેવાના પ્રસંગો જડયાં કરે છે.

## ૧૨

# દેશગમન

લડાઈના કામમાંથી છૂટા થયા પછી મને લાગ્યું કે હવે મારું કામ દક્ષિણ આફ્રિકામાં નથી પણ દેશમાં છે. દક્ષિણ આફ્રિકામાં બેઠો બેઠો હું કાંઈક સેવા તો જરૂર કરું, પણ ત્યાં મારો મુખ્ય ધંધો તો પૈસા કમાવાનો જ થઈ પડે એમ મને લાગ્યું.

દેશથી મિત્રવર્ગની ખેંચ પણ દેશ આવવા તરફ ચાલુ હતી. મને પણ ભાસ્યું કે દેશ જવાથી મારો ઉપયોગ વધારે થઈ શકશે. નાતાલમાં મિ. ખાન અને મનસુખલાલ નાજર હતા જ.

મેં સાથીઓ આગળ મુક્ત થવાની માગણી કરી. ઘણી મુસીબતે એ માગણીનો શરતી સ્વીકાર થયો. શરત એ હતી કે, એક વર્ષની અંદર જો કોમને મારી જરૂર જણાય તો મારે પાછું દક્ષિણ આફ્રિકા જવું. મને આ શરત કઠણ લાગી, પણ પ્રેમપાશથી હું બંધાયેલો હતો :

> કાચે રે તાંતણે મને હરજીએ બાંધી
> જેમ તાણે તેમ તેમની રે
> મને લાગી કટારી પ્રેમની

આ મીરાંબાઈની ઉપમા થોડેઘણે અંશે મને લાગુ પડતી હતી. પંચ પણ પરમેશ્વર જ છે. મિત્રોના બોલને હું તરછોડી નહોતો શકતો. મેં વચન આપ્યું ને રજા મેળવી.

આ વેળા મારો નિકટ સંબંધ નાતાલ સાથે જ હતો એમ કહેવાય. નાતાલના હિંદીઓએ મને પ્રેમામૃતથી નવડાવી

મૂકયો. ઠેકઠેકાણું માનપત્રો આપવાની સભાઓ થઈ, અને દરેક ઠેકાણેથી કીમતી ભેટો આવી.

૧૮૯૬માં જ્યારે હું દેશ આવેલો ત્યારે પણ ભેટો મળેલી, પણ આ વખતની ભેટોથી ને સભાઓનાં દૃશ્યથી હું અકળાયો. ભેટોમાં સોનાચાંદીની વસ્તુઓ તો હતી જ, પણ તેમાં હીરાની વસ્તુઓ પણ હતી.

આ બધી વસ્તુઓનો સ્વીકાર કરવાનો મને શો અધિકાર હોય? એનો સ્વીકાર કરું તો કોમની સેવા હું પૈસા લઈને નહોતો કરતો એમ મારા મનને કેમ મનાવું? આ ભેટોમાં, થોડી અસીલોની બાદ કરતાં બાકીની બધી કેવળ મારી જાહેર સેવાને અંગે જ હતી. વળી મારે મન તો અસીલો અને બીજા સાથીઓ વચ્ચે કશો ભેદ નહોતો. મુખ્ય અસીલો બધા જાહેર કામમાં પણ મદદ દેનારા હતા.

વળી, આ ભેટોમાં એક પચાસ ગીનીનો હાર કસ્તુરબાઈને સારુ હતો. પણ એને મળેલી વસ્તુ પણ મારી સેવાને અંગે હતી, એટલે તેને નોખી તારવી ન શકાય.

જે સાંજે આમાંની મુખ્ય ભેટો મળી હતી તે રાત્રિ મેં બાવરાની જેમ જાગીને ગાળી. મારા ઓરડામાં આંટા માર્યા કર્યા. પણ કંઈ ગૂંચ ઊકલે નહિ. સેંકડોની ભેટો જતી કરવી એ ભારે પડતું હતું. રાખવી એ વધારે ભારે લાગતું હતું.

હું કદાચ ભેટો જીરવી શકું. પણ મારા બાળકોનું શું? સ્ત્રીનું શું? તેમને શિક્ષણ તો સેવાનું મળતું હતું. સેવાનું દામ લેવાય નહિ એમ હમેશાં સમજાવવામાં આવતું હતું. ઘરમાં કીમતી દાગીના વગેરે હું નહોતો રાખતો. સાદાઈ વધતી જતી હતી. આવી સ્થિતિમાં સોનાની ઘડિયાળો કોણ વાપરવી? સોનાના અછોડા ને હીરાની વીંટીઓ કોણે પહેરવાં? ઘરેણાંગાંઠાંનો મોહ તજવા ત્યારે પણ હું બીજાઓને કહેતો. હવે આ દાગીના ને ઝવેરાતનું મારે શું કરવું?

મારાથી આ વસ્તુઓ ન જ રખાય એવા નિર્ણય ઉપર હું આવ્યો. પારસી રુસ્તમજી ઇત્યાદિને આ દાગીનાઓના ટ્રસ્ટીઓ નીમી તેમના પર લખવાનો કાગળ ઘડ્યો, ને સવારમાં સ્ત્રીપુત્રાદિની સાથે મસલત કરી મારો ભાર હળવો કરવાનો નિશ્ચય કર્યો.

ધર્મપત્નીને સમજાવવાનું મુશ્કેલ પડશે એ હું જાણતો હતો. બાળકોને સમજાવવામાં મુદ્દલ મુશ્કેલી નહિ આવે એવી મને ખાતરી હતી. તેમને વકીલ નીમવાનો વિચાર કર્યો.

બાળકો તો તુરત સમજ્યા. 'અમારે એ દાગીનાઓનું કામ નથી. આપણે તે બધું પાછું જ આપવું. ને કદાચ આપણને એવી વસ્તુ જોઈતી હશે તો આપણે પોતે ક્યાં નથી લઈ શકતા?' આમ તેઓ બોલ્યા.

હું રાજી થયો. 'ત્યારે બાને તમે સમજાવશો ને?' મેં પૂછ્યું.

'જરૂર, જરૂર. એ અમારું કામ. એને ક્યાં એ દાગીના પહેરવા છે? એ તો અમારે સારુ રાખવા ઇચ્છે. અમારે એ ન જોઈએ, પછી એ શાની હઠ કરે?'

પણ કામ ધાર્યા કરતાં વસમું નીવડ્યું.

'તમારે ભલે ખપ ન હોય, તમારા છોકરાઓને ભલે ન હોય. બાળકોને જેમ ચડાવો તેમ ચડે. ભલે મને પહેરવા ન દો, પણ મારી વહુઓનું શું? એમને તો ખપ આવશે? અને કોણ જાણે છે કે કાલે શું થશે? એટલા હેતથી આપેલી વસ્તુઓ પાછી ન દેવાય.' આમ વાગ્ધારા ચાલી ને તેની સાથે અશ્રુધારા મળી. બાળકો મક્કમ રહ્યા, મારે ડગવાપણું નહોતું.

મેં હળવેથી કહ્યું: 'છોકરાઓ પરણે તો ખરા. આપણે ક્યાં બાળવયે પરણાવવા છે? મોટા થાય ત્યારે તો તે પોતે જ ભલે કરવું હોય તે કરે. અને આપણે ક્યાં

ઘરેણાંની શોખીન વહુઓ ગોતવી છે? છતાં કંઈ કરાવવું જ પડે તો હું ક્યાં નથી બેઠો?'

'જાણ્યા તમને. મારાં ઘરેણાં પણ લઈ લીધાં એ જ તમે ના? મને સુખે નથી પહેરવા દીધું એ તમે મારી વહુઓને સારુ શું લેવાના હતા? છોકરાઓને આજથી વેરાગી બનાવી રહ્યા છો! એ દાગીના નહિ પાછા અપાય. અને મારા હાર ઉપર તમારો શો હક?'

'પણ એ હાર તારી સેવાને ખાતર કે મારી સેવાને ખાતર મળ્યો છે?' મેં પૂછ્યું.

'ભલે ને. તમારી સેવા એટલે મારી પણ થઈ. મારી પાસે રાતદહાડો મજૂરી કરાવી એ સેવામાં નહિ ગણાતું હોય? રડાવીને પણ જેને તેને ઘરમાં રાખ્યા ને ચાકરીઓ કરાવી તેનું શું!'

આ બધાં બાણ અણિયાળાં હતાં. એમાંનાં કેટલાંક વાગતાં હતાં. પણ ઘરેણાં તો મારે પાછાં આપવાં જ હતાં. ઘણી બાતોમાં હું જેવી તેવી સંમતિ લઈ શક્યો. ૧૮૯૬માં મળેલી ને ૧૯૦૧માં મળેલી ભેટો પાછી આપી. તેનું ટ્રસ્ટ બન્યું ને તેનો જાહેર કામને સારુ ઉપયોગ, મારી ઇચ્છા મુજબ અથવા ટ્રસ્ટીઓની ઇચ્છા મુજબ, થાય એ શરતે તે બેંકમાં મુકાઈ. એ ઘરેણાં વેચવાને નિમિત્તે ઘણી વેળા હું પૈસા એકઠા કરી શક્યો છું. આજે પણ આપત્તિકાળા તરીકે તે મોજૂદ છે ને તેમાં વૃદ્ધિ થતી ગઈ છે.

આ પગલાને વિષે મને કદી પશ્ચાત્તાપ થયો નથી. દિવસો જતાં કસ્તુરબાને પણ તેની યોગ્યતા જણાઈ ગઈ. અમે ઘણી લાલચોમાંથી ઊગર્યાં છીએ.

જાહેર સેવકને અંગત ભેટો ન હોય એવા અભિપ્રાય ઉપર હું આવેલો છું.

## ૧૩

# દેશમાં

આમ દેશ જવા વિદાય થયો. રસ્તામાં મોરીશ્યસ આવતું હતું. ત્યાં સ્ટીમર લાંબો વખત રોકાઈ હતી. તેથી મોરીશ્યસમાં ઊતર્યો ને ત્યાંની સ્થિતિનો ઠીક અનુભવ મેળવી લીધો. એક રાત ત્યાંના ગવર્નર, સર ચાર્લ્સ બ્રૂસને ત્યાં પણ ગાળી હતી.

હિંદુસ્તાન પહોંચ્યા પછી થોડો સમય ફરવામાં ગાળ્યો. આ સને ૧૯૦૧ની સાલ હતી. એ વર્ષની મહાસભા કલકત્તે હતી. દીનશા એદલજી વાચ્છા પ્રમુખ હતા. મારે મહાસભામાં તો જવાનું હતું જ. મહાસભાનો મારો આ પહેલો અનુભવ હતો.

મુંબઈથી જે ગાડીમાં સર ફિરોજશા નીકળ્યા તે જ ગાડીમાં હું ગયો હતો. તેમની સાથે મારે દક્ષિણ આફ્રિકા વિષે વાત કરવાની હતી. મને તેમના ડબ્બામાં એક સ્ટેશન લગી જવાની આજ્ઞા હતી. તેમણે તો ખાસ સલૂન રોક્યું હતું. તેમના બાદશાહી ખરચથી ને દમામથી હું વાકેફ હતો. જે સ્ટેશને તેમના ડબ્બામાં જવાની મને આજ્ઞા હતી તે સ્ટેશને હું ગયો. તેમના ડબ્બામાં એ વખતે ને વેળાના દીનશાજી અને તે વેળાના ચીમનલાલ સેતલવાડ બેઠા હતા. તેમની સાથે રાજ્યપ્રકરણ ચાલી રહ્યું હતું. મને જોઈને સર ફિરોજશા બોલ્યા : 'ગાંધી, તમારું કામ સરવાનું નથી. તમે કહેશો તે ઠરાવ તો અમે પાસ કરી દઈશું, પણ આપણા દેશમાં જ આપણને શા હક મળે છે? હું તો માનું છું કે જ્યાં લગી

આપણા દેશમાં આપણને સત્તા નથી ત્યાં લગી સંસ્થાનોમાં તમારી સ્થિતિ સુધરી નહિ શકે.'

હું તો આભો જ થઈ રહ્યો. સર ચીમનલાલે ટાપશી પૂરી. સર દીનશાએ મારી સામે દયામણી નજરે જોયું.

મેં સમજાવવા કંઈક પ્રયત્ન કર્યો. પણ મુંબઈના બેતાજ બાદશાહને મારા જેવો શું સમજાવી શકે? મને મહાસભામાં ઠરાવ રજૂ કરવા દેશે એટલાથી મેં સંતોષ માન્યો.

'ઠરાવ ઘડીને મને બતાવજે હોં, ગાંધી!' સર દીનશા વાચ્છા મને ઉત્તેજન દેવા બોલ્યા.

મેં ઉપકાર માન્યો. બીજે સ્ટેશને જેવી ગાડી ઊભી રહી તેવો હું ભાગ્યો ને મારા ડબ્બામાં પેસી ગયો.

કલકત્તે પહોંચ્યા. શહેરીઓ પ્રમુખ વગેરે નેતાઓને ધામધૂમથી લઈ ગયા. મેં કોઈ સ્વયંસેવકને પૂછ્યું, 'મારે ક્યાં જવું?'

તે મને રિપન કૉલેજમાં લઈ ગયો. તેમાં ઘણા પ્રતિનિધિઓનો સમાસ હતો. મારે સદ્ભાગ્યે, જે વિભાગમાં હું હતો તેમાં જ લોકમાન્યનો પણ ઉતારો હતો. તેઓ એક દિવસ પાછળથી આવેલા એવું મને સ્મરણ છે. જ્યાં લોકમાન્ય હોય ત્યાં નાનો સરખો દરબાર તો ભરાયે જ. હું ચિતારો હોઉં તો, જે ખાટલા ઉપર તે બેસતા તેનું ચિત્ર આલેખી કાઢું. એટલું આબેહૂબ તે જગ્યાનું ને તેમની બેઠકનું સ્મરણ મને હજુ છે. તેમને મળવા આવનાર અસંખ્ય માણસોમાં એકનું જ નામ મને યાદ છે. 'અમૃતબજાર પત્રિકા'ના મોતીબાબુ. આ બેનું ખડખડાટ હસવું ને રાજ્યકર્તાઓના અન્યાયની તેમની વાતો ન ભુલાય તેવાં છે.

પણ આ ઉતારાની ગોઠવણ જરા તપાસીએ.

સ્વયંસેવકો એકબીજા સાથે અથડાય. જે કામ જેને સોંપો તે તેનું ન હોય. તે તુરત બીજાને બોલાવે; બીજો

ત્રીજાને. આપણા પ્રતિનિધિ તો નહિ ત્રણમાં, નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં.

મેં કેટલાક સ્વયંસેવકો જોડે દોસ્તી કરી. તેમને કંઈક દક્ષિણ આફ્રિકાની વાત કરી. તેથી તેઓ જરા શરમાયા. મેં તેમને સેવાનો મર્મ સમજાવવા પ્રયત્ન કર્યો. તે થોડું સમજ્યા. પણ સેવાની આવડત કંઈ બિલાડીના ટોપની પેઠે ઊગી નીકળતી નથી. તેને સારુ ઇચ્છા જોઈએ ને પછી મહાવરો. આ ભોળા ને ભલા સ્વયંસેવકોને ઇચ્છા તો ઘણીયે હતી. પણ તાલીમ ને મહાવરો ક્યાંથી મળે? મહાસભા વરસમાં ત્રણ દિવસ મળી સૂઈ જાય. દરવર્ષે ત્રણ દિવસની તાલીમથી કેટલું ઘડતર થાય!

જેવા સ્વયંસેવક તેવા જ પ્રતિનિધિ. તેમને પણ તેટલા જ દહાડાની તાલીમ. પોતાને હાથે પોતે કશું જ ન કરે. બધી વાતમાં હુકમ. 'સ્વયંસેવક, આ લાવો ને તે લાવો' ચાલ્યાં જ કરે.

અખા ભગતના 'અદકેરા અંગ'નો પણ ઠીક અનુભવ થયો. આભડછેટ ઘણાને લાગે. દ્રાવિડી રસોડું તો સાવ નિરાળું. આ પ્રતિનિધિઓને 'દૃષ્ટિદોષ' પણ લાગે! તેમને સારુ કૉલેજના કમ્પાઉન્ડમાં સાદડીઓનું રસોડું બાંધવામાં આવ્યું હતું. માણસ ગૂંગળાઈ જાય એટલો તેમાં ધુમાડો. ખાવાનું પીવાનું બધું તેમાં. રસોડું એટલે તિજોરી. ક્યાંયેથી ઉઘાડું ન જ હોવું જોઈએ!

મને આ વર્ણધર્મ અવળો લાગ્યો. મહાસભામાં આવનારા પ્રતિનિધિઓ જો આટલા અભડાય તો તેમને મોકલનારા કેટલા અભડાતા હશે, એમ ત્રિરાશિનો મેળ બાંધતાં જે જવાબ આવ્યો તેથી મેં નિસાસો મૂક્યો.

ગંદકીનો પાર નહોતો. બધે પાણી જ પાણી થઈ રહ્યું હતું. પાયખાનાં થોડાં જ હતાં. તેની દુર્ગંધનું સ્મરણ મને

હજુ પજવે છે. સ્વયંસેવકને મેં તે બતાવ્યું. તેણે હસીને કહ્યું, 'એ તો ભંગીનું કામ.' મેં સાવરણાની માગણી કરી. પેલો સામું જોઈ રહ્યો. મેં સાવરણો પેદા કરી લીધો. પાયખાનું સાફ કર્યું. પણ એ તો મારી સગવડ ખાતર. ભીડ એટલી હતી ને પાયખાનાં એટલાં ઓછાં હતાં કે દરેક ઉપયોગ પછી તે સાફ થવાં જોઈએ. તેમ કરવું મારી શક્તિ બહાર હતું. એટલે મેં મારા પૂરતી સગવડ કરી લઈ સંતોષ વાળ્યો. મેં જોયું કે બીજાઓને એ ગંદકી ખૂંચતી નહોતી.

પણ આટલેથી બસ નહોતું. રાતની વેળા કોઈ તો ઓરડાની ઓશરીનો જ ઉપયોગ કરી લેતા. સવારે સ્વયંસેવકને મેં મેલું બતાવ્યું. સાફ કરવા કોઈ તૈયાર નહોતું. એ સાફ કરવાનું માન તો મેં જ ભોગવ્યું.

આજે આ બાબતોમાં જોકે ઘણો સુધારો થયો છે, છતાં અવિચારી પ્રતિનિધિઓ હજુ મહાસભાની છાવણીને જ્યાંત્યાં મળત્યાગ કરી બગાડે છે ને બધા સ્વયંસેવકો તે સાફ કરવા તૈયાર નથી હોતા.

મેં જોયું કે આવી ગંદકીમાં જો મહાસભાની બેઠક વધુ વખત ચાલુ રહે તો અવશ્ય રોગચાળો ફાટી નીકળે.

## ૧૪

# કારકુન અને 'બૅરા'*

મહાસભાને ભરાવાને એક બે દિવસની વાર હતી. મેં નિશ્ચય કર્યો હતો કે મહાસભાના દફતરમાં જો મારી સેવાનો સ્વીકાર થાય તો મારે સેવા કરવી ને અનુભવ મેળવવો.

જે દિવસે અમે આવ્યા તે જ દિવસે નાહીધોઈને મહાસભાના દફતરમાં ગયો. શ્રી. ભૂપેન્દ્રનાથ બસુ અને શ્રી. ઘોષાળ મંત્રી હતા. ભૂપેનબાબુની પાસે પહોંચ્યો ને સેવા માગી. તેમણે મારી સામે જોયું ને બોલ્યા :

'મારી પાસે તો કંઈ કામ નથી, પણ કદાચ મિ. ઘોષાળ તમને કંઈક સોંપશે. તેમની પાસે જાઓ.'

હું ઘોષાળબાબુ પાસે ગયો. તેમણે મને નિહાળ્યો. જરા હસ્યા ને પૂછ્યું :

'મારી પાસે તો કારકુનનું કામ છે. તે કરશો ?'

મેં જવાબ આપ્યો : 'જરૂર કરીશ. મારી શક્તિ ઉપરાંત નહિ હોય તે બધું કરવા હું આપની પાસે આવ્યો છું.'

'નવજુવાન, એ જ ખરી ભાવના છે.'

સ્વયંસેવકો તેમની પડખે ઊભા હતા તેમની તરફ જોઈ બોલ્યા :

'તમે જુઓ છો કે આ જુવાન શું કહે છે ?'

પછી મારા તરફ વળીને બોલ્યા :

---

* અંગ્રેજી 'બૅરર' શબ્દનો અપભ્રંશ. અંગસેવા કરનાર, ખિજમતગાર. કલકત્તામાં હરકોઈ ઘરનોકરને માટે 'બૅરા' શબ્દ વપરાય છે.

'ત્યારે આ રહ્યો કાગળનો ઢગલો ને આ મારી સામે ખુરશી. તે તમે લો. તમે જુઓ છો કે મારી પાસે સેંકડો માણસો આવ્યાં કરે છે. તેમને મળું કે આ નવરા કાગળ લખી રહ્યા છે તેમને જવાબ આપું? મારી પાસે કારકુનો એવા નથી કે તેમની પાસેથી હું આ કામ લઈ શકું. આ બધા કાગળોમાંના ઘણામાં તો કંઈ જ નહિ હોય. પણ તમે બધા જોઈ જજો. જેની પહોંચ આપવી ઘટે તેની પહોંચ આપજો, ને જેના જવાબ વિષે મને પૂછવું ઘટે તે વિષે મને પૂછજો.' હું તો આ વિશ્વાસથી ખુશ ખુશ થઈ ગયો.

શ્રી. ઘોષાળ મને ઓળખતા ન હતા. નામઠામ જાણવાનું કામ તો તેમણે પાછળથી કર્યું. કાગળનો ઢગલો ઉકેલવાનું કામ મને બહુ સહેલું લાગ્યું. પડેલો ઢગલો તો મેં તુરત પૂરો કર્યો. ઘોષાળબાબુ ખુશ થયા. તેમનો વાતો કરવાનો સ્વભાવ હતો. હું જોતો કે વાતોમાં પોતે બહુ સમય ગાળતા. મારો ઇતિહાસ જાણ્યા પછી તો મને કારકુનનું કામ સોંપ્યાની તેમને જરા શરમ લાગી. મેં તેમને નિશ્ચિંત કર્યા.

'હું ક્યાં ને તમે ક્યાં! તમે મહાસભાના જૂના સેવક, મને તો વડીલ સમાન. હું રહ્યો બિનઅનુભવી નવજુવાન. આ કામ સોંપી મારા ઉપર તો તમે ઉપકાર જ કર્યો છે. કેમકે, મારે મહાસભામાં કામ કરવું છે. તેનો કારભાર સમજવાનો અલભ્ય અવસર તમે મને આપ્યો છે.'

'ખરું પુછાવો તો એ સાચી વૃત્તિ છે. પણ આજના જુવાનિયા એમ નથી માનતા. બાકી, હું તો મહાસભાને તેના જન્મથી જાણું છું. તેને જન્મ આપવામાં મિ. હ્યુમની સાથે મારો પણ ભાગ હતો.' ઘોષાળબાબુ બોલ્યા.

અમારી વચ્ચે ઠીક ઠીક ગાંઠ બંધાઈ. મને બપોરના ખાણામાં પોતાની સાથે જ રાખ્યો. ઘોષાળબાબુનાં બટન પણ 'બેરા' બીડતો. એ જોઈ 'બેરા'નું કામ મેં જ લઈ

લીધું. મને તે ગમતું. વડીલો તરફ મારો આદર ખૂબ હતો. જ્યારે મારી વૃત્તિ તેઓ સમજી ગયા ત્યારે મને પોતાની અંગત સેવાનું બધું કામ કરવા દેતા. બટન બિડાવતાં મને મલકાઈને કહેતા : 'જુઓને, મહાસભાના સેવકને બટન બીડવાનો સમય ન મળે, કેમકે તે વખતે પણ કામ કરવાનું રહે!' આ ભોળપણ ઉપર મને હસવું તો આવ્યું. પણ આવી સેવા પ્રત્યે મનમાં મુદ્દલ અભાવ ન થયો. મને જે લાભ થયો તેની તો કિંમત અંકાય તેમ નથી.

થોડા જ દિવસમાં મહાસભાના તંત્રની મને ખબર પડી. ઘણા આગેવાનોની ભેટ થઈ. ગોખલે, સુરેન્દ્રનાથ, વગેરે યોદ્ધાઓ આવજા કરે. તેમની રીતભાત હું જોઈ શક્યો. વખતની જે બરબાદી થતી હતી તેનું દર્શન પણ મને થયું. અંગ્રેજી ભાષાનું પ્રાબલ્ય પણ જોયું. તેથી ત્યારે પણ દુઃખી થયો. એકથી થાય તે કામમાં એકથી વધારે રોકાતા હતા તે મેં જોયું, ને કેટલાંક અગત્યનાં કામ કોઈ જ નહોતું કરતું એ પણ જોયું.

મારું મન આ બધી સ્થિતિની ટીકા કર્યાં કરતું હતું. પણ ચિત્ત ઉદાર હતું તેથી જે થાય છે તેમાં વધારે સુધારો અશક્ય હશે એમ માની લેતું હતું, ને કોઈના પ્રત્યે અણગમો નહોતો થતો.

## ૧૫

# મહાસભામાં

મહાસભા ભરાઈ. મંડપનો ભવ્ય દેખાવ, સ્વયંસેવકોની હાર, માંચડા ઉપર વડીલવર્ગ, વગેરેને જોઈ હું ગભરાયો. આ સભામાં મારો પત્તો શો લાગી શકે એ વિચારથી હું અકળાયો.

પ્રમુખનું ભાષણ તો એક પુસ્તક હતું. તે પૂરું વંચાય એવી સ્થિતિ જ નહોતી. તેમાંના કોઈ કોઈ ભાગ જ વંચાયા.

પછી વિષયવિચારિણી સમિતિના સભ્યો ચૂંટાયા. તેમાં મને ગોખલે લઈ ગયા હતા.

સર ફિરોજશાએ મારો ઠરાવ લેવાની હા તો પાડી હતી. પણ એ મહાસભાની વિષયવિચારિણી સમિતિમાં કોણ રજૂ કરશે, ક્યારે કરશે, એ વિચારતો હું સમિતિમાં બેઠો હતો. એકેએક ઠરાવની પાછળ લાંબાં ભાષણો, બધાં અંગ્રેજીમાં. એકેએકની પાછળ જાણીતી વ્યક્તિઓ. આ નગારાં વચ્ચે મારી તૂતીનો અવાજ કોણ સાંભળશે? રાત ચાલી જતી હતી તેમ તેમ મારું હૈયું ધડકતું હતું. છેવટના ઠરાવો હાલનાં વિમાનની ગતિએ ચાલતા હતા એવું મને યાદ આવે છે. સહુ ભાગવાની તૈયારીમાં છે. રાતના ૧૧ વાગ્યા છે. મારી બોલવાની હિંમત ન મળે. મેં ગોખલેને મળી લીધું હતું. તેમણે મારો ઠરાવ જોઈ લીધો હતો.

તેમની ખુરશીની પાસે જઈને મેં ધીમેથી કહ્યું:

'મારું કંઈક કરજો.'

તેમણે કહ્યું: 'તમારો ઠરાવ મારા ખ્યાલ બહાર નથી. અહીંની ઉતાવળ તમે જોઈ રહ્યા છો. પણ હું એ ઠરાવને ભુલાવા નહિ દઉં.'

'કેમ, હવે ખલાસ!' સર ફિરોજશા બોલ્યા.

'દક્ષિણ આફ્રિકાનો ઠરાવ તો છે જ ના? મિ. ગાંધી ક્યારના વાટ જોઈ બેઠા છે,' ગોખલે બોલી ઊઠયા.

'તમે તે ઠરાવ જોઈ ગયા છો?' સર ફિરોજશાએ પૂછ્યું.

'અલબત્ત.'

'તમને એ ગમ્યો?'

'બરાબર છે.'

'ત્યારે, ગાંધી, વાંચો.'

મેં ધ્રૂજતાં વાંચી સંભળાવ્યો.

ગોખલેએ ટેકો આપ્યો.

'એકમતે પસાર,' સહુ બોલી ઊઠયા.

'ગાંધી, તમે પાંચ મિનિટ લેજો,' વાચ્છા બોલ્યા.

આ દૃશ્યથી હું ખુશી ન થયો. કોઈએ ઠરાવ સમજવાની તકલીફ ન લીધી. સહુ ઉતાવળમાં હતા. ગોખલેએ જોયું હતું, એટલે બીજાઓને જોવા સાંભળવાની જરૂર ન જણાઈ.

સવાર પડ્યું.

મને તો મારા ભાષણની લાગી હતી. પાંચ મિનિટમાં શું બોલવું? મેં તૈયારી તો ઠીક ઠીક કરી, પણ શબ્દો જોઈએ તે ન આવે. ભાષણ લખેલું નથી વાંચવું એવો નિશ્ચય હતો. પણ, દક્ષિણ આફ્રિકામાં ભાષણ કરવાની છૂટ આવી હતી તે અહીં હું ખોઈ બેઠો હતો એમ લાગ્યું.

મારા ઠરાવનો સમય આવ્યો એટલે સર દીનશાએ મારું નામ પોકાર્યું. હું ઊભો થયો. માથું ફરે. જેમતેમ

ઠરાવ વાંચ્યો. કોઈ કવિએ પોતાનું કાવ્ય છપાવી બધા પ્રતિનિધિઓમાં વહેંચ્યું હતું. તેમાં પરદેશ જવાની ને દરિયો ખેડવાની સ્તુતિ હતી. તે મેં વાંચી સંભળાવ્યું ને દક્ષિણ આફ્રિકાનાં દુઃખોની કંઈક વાત કરી. તેટલામાં સર દીનશાની ઘંટડી વાગી. મારી ખાતરી હતી કે મેં હજુ પાંચ મિનિટ લીધી નહોતી. હું નહોતો જાણતો કે, એ ઘંટડી તો મને ચેતવણી આપવા બે મિનિટ બાકી હતી ત્યારે જ વગાડવામાં આવી હતી. મેં ઘણાઓને અરધો અરધો, પોણો પોણો કલાક બોલતાં સાંભળ્યા હતા, ને ઘંટડી નહોતી વાગી. મને દુઃખ તો લાગ્યું. ઘંટડી વાગી એટલે બેસી જ ગયો. પણ પેલા કાવ્યમાં સર ફિરોજશાને જવાબ મળ્યો. એમ મારી નાનકડી બુદ્ધિએ તે વેળા માની લીધું.

ઠરાવ પાસ થવા વિષે તો પૂછવું જ શું ? તે કાળે પ્રેક્ષક ને પ્રતિનિધિ એવો ભેદ ભાગ્યે જ હતો. ઠરાવોનો વિરોધ કરવાપણું હોય જ નહિ. સહુ હાથ ઊંચો કરે જ. બધા ઠરાવ એકમતે પાસ થાય. મારા ઠરાવનુંયે તેમ જ થયું. એટલે, મને ઠરાવનું મહત્ત્વ ન જણાયું. છતાં, મહાસભામાં ઠરાવ પસાર થયો એ વાત જ મારા આનંદને સારુ બસ હતી. મહાસભાની જેના ઉપર મહોર પડી તેના ઉપર આખા ભારતવર્ષની મહોર છે, એ જ્ઞાન કોને સારુ બસ ન થાય ?

## ૧૬

# લૉર્ડ કર્ઝનનો દરબાર

મહાસભા વીતી, પણ મારે તો દક્ષિણ આફ્રિકાના કામને અંગે કલકત્તામાં રહી ચેમ્બર ઑફ કૉમર્સ ઇત્યાદિ મંડળોને મળવાનું હતું. તેથી હું કલકત્તામાં એક માસ રહ્યો. આ વેળા મેં હોટેલમાં ઊતરવાને બદલે ઓળખાણ મેળવી 'ઇંડિયા ક્લબ'માં રહેવાનું ગોઠવ્યું. આ ક્લબમાં આગેવાન હિંદીઓનો ઉતારો રહેતો; તેથી તેમના પ્રસંગમાં આવી તેમને દક્ષિણ આફ્રિકાના કામમાં રસ લેતા કરીશ એવો લોભ હતો. આ ક્લબમાં ગોખલે હમેશાં નહિ તો વખતોવખત બિલિયર્ડ રમવા આવતા. હું કલકત્તામાં રોકાવાનો હતો એ તેમના જાણવામાં આવતાં જ તેમણે મને પોતાની સાથે રહેવા આમંત્રણ આપ્યું. મેં તે આભારસહિત સ્વીકાર્યું. પણ મારે મારી મેળે ત્યાં જવું એ તો મને ઠીક ન લાગ્યું. એકબે દિવસ રાહ જોઈ એટલામાં ગોખલે પોતાની સાથે જ મને લઈ ગયા. મારો સંકોચ જોઈ તેમણે કહ્યું: 'ગાંધી, તમારે તો દેશમાં રહેવું છે એટલે આવી શરમ કામ નહિ આવે. જેટલાના સંબંધમાં અવાય તેટલાના સંબંધમાં તમારે આવવું જોઈએ. મારે તમારી પાસેથી મહાસભાનું કામ લેવું છે.'

ગોખલેને ત્યાં જતાં પહેલાં 'ઇંડિયા ક્લબ'નો એક અનુભવ નોંધું.

આ જ અરસામાં લૉર્ડ કર્ઝનનો દરબાર હતો. તેમાં જનારા કોઈ રાજામહારાજા આ ક્લબમાં હતા. ક્લબમાં તો તેમને હું હમેશાં સુંદર બંગાળી ધોતી, પહેરણ તથા પછેડીના

પોશાકમાં જોતો. આજે તેમણે પાટલૂન, ઝબ્બા, ખાનસામાની પાઘડી અને ચમકદાર બૂટ પહેર્યાં. મને દુઃખ થયું ને મેં આવા ફેરફારનું કારણ પૂછ્યું.

'અમારું દુઃખ અમે જાણીએ. અમારા પૈસા ને અમારા ઇલકાબો રાખવા સારુ અમારે જે અપમાનો સહન કરવાં પડે છે તે તમે કઈ રીતે જાણો?' જવાબ મળ્યો.

'પણ આ ખાનસામાશાઈ પાઘડી ને આ બૂટ શાં?'

'અમારામાં ને ખાનસામામાં તમે શો ફેર ભાળ્યો? તેઓ અમારા તો અમે લૉર્ડ કર્ઝનના ખાનસામા. હું લેવીમાંથી ગેરહાજર રહું તોપણ મારે ભોગવવું પડે. હું મારા સામાન્ય પોશાકમાં જાઉં તો એ ગુનો ગણાય. અને ત્યાં જઈને પણ મને કંઈ લૉર્ડ કર્ઝનની સાથે વાત કરવા મળવાની કે? મુદ્દલ નહિ.'

મને આ નિખાલસ ભાઈ ઉપર દયા આવી.

આવા જ પ્રસંગનો બીજો એક દરબાર મને યાદ આવે છે. જ્યારે કાશી હિંદુ વિદ્યાપીઠનો પાયો લૉર્ડ હાર્ડિંગને હાથે નંખાયો ત્યારે તેમનો દરબાર હતો. તેમાં રાજામહારાજાઓ તો હોય જ. ભારતભૂષણ માલવીજીએ મને પણ તેમાં હાજરી આપવાનો ખાસ આગ્રહ કર્યો હતો. હું ત્યાં ગયો હતો. રાજામહારાજાઓના કેવળ ઓરતોને જ શોભે એવા પોશાક જોઈ હું દુઃખી થયો. રેશમી ઇજાર, રેશમી અંગરખાં ને ડોકમાં હીરામોતીની માળાઓ! હાથે બાજુબંધ ને પાઘડી ઉપર હીરામોતીનાં લટકણિયાં! આ બધાંની સાથે કેડે સોનાની મૂઠવાળી તલવાર લટકતી હોય. આ તેમના રાજ્યાધિકારની નહિ પણ તેમની ગુલામીની નિશાનીઓ હતી એમ કોઈએ કહ્યું. હું માનતો હતો કે, આવાં નામર્દીનાં આભૂષણ તેઓ સ્વેચ્છાએ પહેરતા હશે. મને ખબર મળી કે, આવા મેળાવડામાં રાજાઓએ પોતાનાં બધાં કીમતી ઘરેણાં પહેરવાં

જ જોઈએ એવી ફરજ હતી. મેં જાણી લીધું કે, કેટલાકને તો આવાં ઘરેણાં પહેરવાનો તિરસ્કાર હતો, ને આવા દરબારના પ્રસંગ સિવાય બીજે કોઈ વખતે તેઓ એવાં ઘરેણાં પહેરતા નહોતા. આ હકીકત કેટલે અંશે સાચી હતી તે હું નથી જાણતો. તેઓ બીજે પ્રસંગે પહેરતા હો યા ન પહેરતા હો, વાઇસરૉયના દરબારમાં શું કે બીજે શું, ઓરતોને જ શોભે એવાં આભૂષણો પહેરીને જવું પડે એ જ પૂરતો દુઃખદ પ્રસંગ છે. ધન, સત્તા અને માન મનુષ્યની પાસે કેટલાં પાપો ને અનર્થો કરાવે છે!

# ૧૭

# ગોખલે સાથે એક માસ—૧

પહેલે જ દહાડેથી ગોખલેએ મને હું મહેમાન છું એવું ન ગણવા દીધું. હું તેમનો સગો નાનો ભાઈ હોઉં એમ મને રાખ્યો. મારી હાજતો બધી જાણી લીધી ને તેને અનુકૂળ થવાની તજવીજ કરી લીધી. સારે નસીબે મારી હાજતો થોડી હતી. બધું જાતે કરી લેવાની ટેવ મેં કેળવી હતી, તેથી મારે થોડી જ સેવા લેવી રહેતી. સ્વાવલંબનની મારી આ ટેવની, મારી તે કાળની પોશાક વગેરેની સુઘડતાની, મારા ઉદ્યમની, ને મારી નિયમિતતાની તેમના ઉપર ઊંડી છાપ પડી, ને તેની હું અકળાઉં એટલી સ્તુતિ કરવા લાગ્યા.

તેમને મારાથી છાનું એવું કશું હોય એમ મને ન ભાસ્યું. જે કોઈ મોટા માણસો તેમને મળવા આવતા તેમની મને ઓળખાણ કરાવતા. આવી ઓળખાણોમાં મારી નજર આગળ અત્યારે સહુથી વધારે તરી આવે છે. દા. પ્રફુલ્લચંદ્ર રોય. તેઓ ગોખલેના મકાનની પાસે જ રહેતા ને લગભગ હમેશાં આવતા એમ કહી શકાય.

'આ પ્રોફેસર રોય, જેમને દર માસે આઠસો રૂપિયા મળે છે, અને જે પોતાના ખર્ચને સારુ રૂ. ૪૦ રાખી બાકીના બધા જાહેર કામમાં આપી દે છે. તેઓ પરણ્યા નથી ને પરણવા માગતા નથી.' આવા શબ્દોમાં ગોખલેએ મને તેમની ઓળખાણ કરાવી.

આજના દા. રોયમાં ને ત્યારના પ્રો. રોયમાં હું થોડો જ ભેદ જોઉં છું. જેવી જાતનો પોશાક ત્યારે પહેરતા તેવો

જ લગભગ આજે છે. હા, આજે ખાદી છે; ત્યારે ખાદી તો નહોતી જ; સ્વદેશી મિલની બનાવટનાં કપડાં હશે. ગોખલેની અને પ્રો. રોયની વાતો સાંભળતાં હું તૃપ્ત જ ન થતો, કેમકે તેમની વાતો દેશહિતને જ લગતી હોય અથવા કોઈ જ્ઞાનવાર્તા હોય. કેટલીક વાતો દુઃખદ પણ હોય, કેમકે તેમાં નેતાઓની ટીકા હોય. જેમને હું મહાન યોદ્ધા ગણતાં શીખ્યો હતો તેઓ નાના દેખાવા લાગ્યા.

ગોખલેની કામ કરવાની પદ્ધતિથી મને જેટલો આનંદ થયો તેટલું જ શીખવાનું મળ્યું. તેઓ પોતાની એક પણ ક્ષણ નકામી ન જવા દેતા. તેમના બધા સંબંધો દેશકાર્યને અંગે જ હતા એમ મેં અનુભવ્યું. બધી વાતો પણ દેશકાર્યને ખાતર. વાતોમાં મેં ક્યાંયે મલિનતા, દંભ કે જૂઠ ન જોયાં. હિંદુસ્તાનની કંગાલિયત અને પરાધીનતા તેમને પ્રતિક્ષણ ખૂંચતી. અનેક માણસો તેમને અનેક બાબતોમાં રસ લેવડાવવા આવે. તેમને એક જ જવાબ દેતા: 'તમે એ કામ કરો. મને મારું કરવા દો. મારે તો દેશની સ્વાધીનતા મેળવવી છે. તે મળ્યા પછી મને બીજું સૂઝશે. અત્યારે તો એ વ્યવસાયમાંથી મારી પાસે એક ક્ષણ પણ બાકી રહેતી નથી.'

રાનડે પ્રત્યેનો તેમનો પૂજ્યભાવ તો વાતવાતમાં જોઈ શકાય. 'રાનડે આમ કહેતા' એ તો એમની વાતચીતમાં લગભગ 'સૂત ઉવાચ' જેવું હતું. હું હતો તે દરમ્યાન રાનડેની જયંતી (કે પુણ્યતિથિ એનું અત્યારે સ્મરણ નથી) આવતી હતી. ગોખલે તે હમેશાં પાળતા હોય એમ લાગ્યું. તે વખતે મારા ઉપરાંત તેમના મિત્રો પ્રોફેસર કાથવટે અને બીજા એક સબજજ ગૃહસ્થ હતા. એમને તેમણે જયંતી ઊજવવા નોતર્યા, અને તે પ્રસંગે તેમણે અમારી આગળ રાનડેનાં અનેક સ્મરણો કહ્યાં. રાનડે, તેલંગ અને મંડલિકની સરખામણી પણ કરી. તેલંગની ભાષાની સ્તુતિ કર્યાનું મને સ્મરણ છે.

મંડલિકની સુધારક તરીકે સ્તુતિ કરી. પોતાના અસીલ પ્રત્યેની તેમની કાળજીના દૃષ્ટાંતમાં, રોજની ટ્રેન ચૂકી જવાથી પોતે સ્પેશ્યલ ટ્રેન કરીને કેવા ગયેલા, એ કિસ્સો સંભળાવ્યો. અને રાનડેની સર્વદેશી શક્તિનું વર્ણન કરી બતાવી તે કાળના અગ્રણીઓમાં તેમની સર્વોપરિતા બતાવી. રાનડે માત્ર ન્યાયમૂર્તિ નહોતા. તેઓ ઇતિહાસકાર હતા, અર્થશાસ્ત્રી હતા, સુધારક હતા. પોતે સરકારી જડજ હોવા છતાં પણ મહાસભામાં પ્રેક્ષક તરીકે નીડરપણે હાજરી આપતા. તેમ તેમના ડહાપણ ઉપર બધાને એટલો વિશ્વાસ હતો કે, સહુ તેમના નિર્ણયોનો સ્વીકાર કરતા. આ વર્ણન કરતાં ગોખલેના હર્ષનો કંઈ પાર નહોતો.

ગોખલે ઘોડાગાડી રાખતા. મેં તેમની પાસે ફરિયાદ કરી. હું તેમની મુશ્કેલીઓ નહોતો સમજી શક્યો. ‘તમે કાં બધે ટ્રામમાં ન જઈ શકો? શું એથી નેતાવર્ગની પ્રતિષ્ઠા ઓછી થાય?’

જરા દિલગીર થઈને તેમણે જવાબ આપ્યો: ‘તમે પણ મને ન સમજી શક્યા કે? મને વડી ધારાસભામાંથી જે મળે છે તે હું મારે સારુ નથી વાપરતો. તમારી ટ્રામની મુસાફરીની મને અદેખાઈ આવે છે. પણ મારાથી તેમ નથી થઈ શકતું. તમને જ્યારે મારા જેટલા જ લોકો ઓળખતા થશે ત્યારે તમારે પણ ટ્રામમાં ફરવું અસંભવિત નહિ તો મુશ્કેલ થઈ પડવાનું છે. નેતાઓ જે કંઈ કરે છે તે મોજશોખને જ સારુ કરે છે એમ માનવાનું કશું કારણ નથી. તમારી સાદાઈ મને પસંદ છે. હું બને તેટલી સાદાઈથી રહું છું. પણ તમે જરૂર માનજો કે કેટલુંક ખર્ચ મારા જેવાને સારુ અનિવાર્ય છે.’

આમ મારી એક ફરિયાદ તો બરોબર રદ થઈ. પણ બીજી ફરિયાદ મારે રજૂ કરવી રહી હતી તેનો સંતોષકારક જવાબ તેઓ ન આપી શક્યા:

'પણ તમે ફરવા પણ પૂરા નથી જતા. એટલે તમે માંદા રહો છો એમાં શી નવાઈ? શું દેશકાર્યમાંથી વ્યાયામને સારુ પણ નવરાશ ન મળી શકે?' મેં કહ્યું.

'મને કયે વખતે તમે નવરો જુઓ છો, જ્યારે હું ફરવા જઈ શકું?' જવાબ મળ્યો.

મારા મનમાં ગોખલેને વિષે એવો આદર હતો કે હું તેમને પ્રત્યુત્તર ન આપતો. ઉપરના જવાબથી મને સંતોષ ન થયો, પણ હું ચૂપ રહ્યો. મેં માન્યું ને હજુ માનું છું કે, ગમે તેવાં કામ છતાં જેમ આપણે ખાવાનો સમય કાઢીએ છીએ તેમ જ વ્યાયામનો કાઢવો જોઈએ. તેથી દેશની સેવા વધારે થાય પણ ઓછી નહિ, એવો મારો નમ્ર અભિપ્રાય છે.

१८

# ગોખલે સાથે એક માસ—૨

ગોખલેની છાયા તળે રહી મેં બધો સમય ઘરમાં બેસીને ન ગાળ્યો.

મેં દક્ષિણ આફ્રિકાના મારા ખ્રિસ્તી મિત્રોને કહેલું કે હું હિંદુસ્તાની ખ્રિસ્તીઓને મળીશ, તેમની સ્થિતિ જાણીશ. કાલિચરણ બૅનરજીનું નામ મેં સાંભળ્યું હતું. તેઓ મહાસભામાં આગળપડતો ભાગ લેતા, તેથી તેમને વિષે મને માન હતું. સામાન્ય હિંદી ખ્રિસ્તીઓ મહાસભાથી તેમ જ હિંદુમુસલમાનથી અળગા રહેતા. તેથી તેમને વિષે અવિશ્વાસ હતો, તે કાલિચરણ બૅનરજીને વિષે નહોતો. મેં તેમને મળવા જવા વિષે ગોખલેને વાત કરી. તેમણે કહ્યું: 'ત્યાં જઈને તમે શું લેશો? એ બહુ ભલા છે, પણ મને લાગે છે કે તેઓ તમને સંતોષ નહિ આપી શકે. હું તેમને સારી રીતે જાણું છું. છતાં તમારે જવું હોય તો સુખે જજો.'

મેં વખત માગેલો. તેમણે મને તુરત વખત આપ્યો ને હું ગયો. તેમને ઘેર તેમનાં ધર્મપત્ની મરણપથારીએ હતાં. તેમનું ઘર સાદું હતું. મહાસભામાં તેમને કોટ-પાટલૂનમાં જોયેલા. તેમના ઘરમાં તેમને બંગાળી ધોતી ને કુડતામાં જોયા. આ સાદાઈ મને ગમી. તે વખતે જોકે હું તો પારસી કોટપાટલૂનમાં હતો, છતાં મને આ પોશાક ને સાદાઈ બહુ ગમ્યાં. મેં તેમનો વખત ન ગુમાવતાં મારી ગૂંચવણો રજૂ કરી.

તેમણે મને પૂછ્યું : 'તમે માનો છો કે આપણે પાપ લઈને જન્મીએ છીએ?'

મેં કહ્યું, 'હા જી.'

'ત્યારે એ મૂળ પાપનું નિવારણ હિંદુધર્મમાં નથી ને ખ્રિસ્તીધર્મમાં છે.' આમ કહીને તેમણે કહ્યું : 'પાપનો બદલો મોત છે. એ મોતમાંથી બચવાનો માર્ગ ઈશુનું શરણ છે એમ બાઇબલ કહે છે.'

મેં ભગવદ્‌ગીતાનો ભક્તિમાર્ગ રજૂ કર્યો. પણ મારું બોલવું નિરર્થક હતું. મેં આ ભલા પુરુષનો તેમની ભલમનસાઈને સારુ ઉપકાર માન્યો. મને સંતોષ ન થયો, છતાં આ મુલાકાતથી મને લાભ જ થયો.

આ જ માસમાં હું કલકત્તાની ગલીએ ગલી રખડ્યો એમ કહું તો ચાલે. ઘણુંખરું કામ પગપાળો કરતો. આ સમયમાં જ ન્યાયમૂર્તિ મિત્રને મળ્યો. સર ગુરુદાસ બૅનરજીને મળ્યો. તેમની કુમક તો દક્ષિણ આફ્રિકાના કામ સારુ જોઈતી હતી. રાજા સર પ્યારીમોહન મુકરજીનાં દર્શન પણ આ જ સમયે કર્યાં.

કાલિચરણ બૅનરજીએ મને કાલિના મંદિરની વાત કરી જ હતી. તે મંદિર જોવાની મને તીવ્ર ઇચ્છા હતી. તેનું વર્ણન મેં પુસ્તકમાં વાંચ્યું હતું. તેથી ત્યાં એક દિવસ જઈ ચડ્યો. ન્યાયમૂર્તિ મિત્રનું મકાન તે જ લત્તામાં હતું. એટલે જે દહાડે તેમને મળ્યો તે જ દહાડે કાલિમંદિરે પણ ગયો. રસ્તે બલિદાનનાં ઘેટાંની તો હારની હાર ચાલી જતી હતી. મંદિરની ગલીમાં પહોંચતાં જ ભિખારીઓની લંગાર લાગી રહેલી જોઈ. બાવાઓ તો હોય જ. મારો રિવાજ તે વખતે પણ હૃષ્ટપુષ્ટ ભિખારીને કશું ન આપવાનો હતો. ભીખ માગનારા તો ખૂબ વળગ્યા હતા.

એક બાવાજી ઓટલા ઉપર બેઠા હતા. તેણે બોલાવ્યો: 'કયોં બેટા, કહાં જાતે હો?' મેં અનુકૂળ ઉત્તર વાળ્યો. તેણે મને અને મારા સાથીને બેસવા કહ્યું. અમે બેઠા.

મેં પૂછ્યું: 'આ ઘેટાંનો ભોગ તમે ધર્મ માનો છો?'

તેણે કહ્યું: 'જીવને હણવામાં ધર્મ કોણ માને?'

'ત્યારે તમે અહીં બેસી લોકોને કેમ બોધ નથી દેતા?'

'અમારું એ કામ નથી. અમે તો બેસીને ભગવદ્-ભક્તિ કરીએ.'

'પણ તમને બીજી જગ્યા ન મળતાં આ જ મળી?'

'અમે જ્યાં બેસીએ ત્યાં સરખું. લોકો તો ઘેટાંનાં ટોળાં જેવા છે; જેમ મોટા દોરાય તેમ દોરાય. તેમાં અમારે સાધુને શું?' બાવાજી બોલ્યા.

મેં સંવાદ આગળ ન વધાર્યો. અમે મંદિરે પહોંચ્યા. સામે લોહીની નદી વહેતી હતી. દર્શન કરવા ઊભવાની મારી ઇચ્છા ન રહી. હું ખૂબ અકળાયો, બેચેન થયો. આ દૃશ્ય હું હજુ લગી ભૂલી શક્યો નથી. એક બંગાળી મિજલસમાં તે જ સમયે મને નોતરું હતું. ત્યાં મેં એક ગૃહસ્થ પાસે આ ઘાતકી પૂજાની વાત કરી. તેમણે કહ્યું: 'ત્યાં નગારાં વગેરે વાગે ને તેની ધૂનમાં ઘેટાંને ગમે તે રીતે મારો, તોપણ તેને કંઈ ઈજા ન લાગે એમ અમારો અભિપ્રાય છે.'

મને આ અભિપ્રાય ગળે ન ઊતર્યો. ઘેટાંને વાચા હોય તો નોખી જ વાત કરે એમ મેં આ ગૃહસ્થને જણાવ્યું. આ ઘાતકી રિવાજ બંધ થવો જોઈએ એમ લાગ્યું. પેલી બુદ્ધદેવવાળી કથા યાદ આવી. પણ મેં જોયું કે આ કામ મારી શક્તિની બહાર હતું.

જે મેં ત્યારે ધાર્યું તે આજે પણ ધારું છું. મારે મન ઘેટાંના જીવની કિંમત મનુષ્યના જીવના કરતાં ઓછી

નથી. મનુષ્યદેહને નિભાવવા હું ઘેટાંનો દેહ લેવા તૈયાર ન થાઉં. જેમ વધારે અપંગ જીવ તેમ તેને મનુષ્યના ઘાતકીપણાથી બચવા મનુષ્યના આશ્રયનો વધારે અધિકાર છે એમ હું માનું છું. પણ તેવી યોગ્યતા વિના મનુષ્ય આશ્રય આપવા પણ અસમર્થ છે. ઘેટાંને આ પાપી હોમમાંથી બચાવવા, મારી પાસે છે તેના કરતાં અતિશય વધારે આત્મશુદ્ધિની અને ત્યાગની આવશ્યકતા છે. એ શુદ્ધિ અને એ ત્યાગની અત્યારે તો ઝંખના કરતાં જ મારે મરવું રહ્યું છે એમ લાગે છે. એવો કોઈ તેજસ્વી પુરુષ કે એવી કોઈ તેજસ્વિની સતી પેદા થાઓ, જે આ મહાપાતકમાંથી મનુષ્યને બચાવે, નિર્દોષ પ્રાણીઓની રક્ષા કરે, ને મંદિરને શુદ્ધ કરે, એવી પ્રાર્થના તો નિરંતર કરું છું. જ્ઞાની, બુદ્ધિશાળી, ત્યાગવૃત્તિવાળું, ભાવનાપ્રધાન બંગાળ કેમ આ વધ સહન કરે છે?

## ૧૯

# ગોખલે સાથે એક માસ—૩

કાલિ માતાને નિમિત્તે થતો વિકરાળ યજ્ઞ જોઈને બંગાળી જીવન જાણવાની મારી ઇચ્છા વધી. બ્રહ્મસમાજને વિષે તો ઠીક ઠીક વાંચ્યું—સાંભળ્યું હતું. પ્રતાપચંદ્ર મઝમુદારનું જીવનવૃત્તાંત થોડું જાણતો હતો. તેમનાં વ્યાખ્યાનો સાંભળવા ગયો હતો. તેમનું લખેલ કેશવચંદ્ર સેનનું જીવનવૃત્તાંત મેળવ્યું ને તે અતિ રસપૂર્વક વાંચી ગયો. સાધારણ બ્રહ્મસમાજ અને આદિ બ્રહ્મસમાજનો ભેદ જાણ્યો. પંડિત શિવનાથ શાસ્ત્રીનાં દર્શન કર્યાં. મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરનાં દર્શન કરવા પ્રો. કાથવટે અને હું ગયા. પણ તેઓ તે વેળા કોઈને મળતા નહોતા, તેથી તેમનાં દર્શન ન થઈ શક્યાં. પણ તેમને ત્યાં બ્રહ્મસમાજનો ઉત્સવ હતો તેમાં જવા અમને નોતરેલા તેથી અમે ગયા હતા, ને ત્યાં ઊંચા પ્રકારનું બંગાળી સંગીત સાંભળવા પામ્યા. ત્યારથી જ બંગાળી સંગીત ઉપરનો મારો મોહ જામ્યો.

બ્રહ્મસમાજનું બની શકે તેટલું નિરીક્ષણ કર્યાં પછી સ્વામી વિવેકાનંદનાં દર્શન ન કરું એમ તો બને જ કેમ? અતિ ઉત્સાહપૂર્વક હું બેલૂર મઠ લગી ઘણે ભાગે ચાલીને ગયો. પૂરો ચાલ્યો કે અરધો, એ મને અત્યારે યાદ નથી. મઠનું એકાંત સ્થાન મને ગમ્યું. સ્વામીજી બીમાર છે, તેમને મળાય એમ નથી, અને એઓ પોતાને કલકત્તાને ઘેર છે એમ ખબર સાંભળી નિરાશ થયો. ભગિની નિવેદિતાના રહેઠાણના ખબર મેળવ્યા. ચોરંઘીના એક મહેલમાં તેમનાં

દર્શન પામ્યો. તેમના દમામથી હું હેબતાઈ ગયો. વાતચીતમાં પણ અમારો મેળ બહુ ન જામ્યો. મેં આ વાત ગોખલેને કરેલી. તેમણે કહ્યું : 'એ બાઈ બહુ તેજ છે, એટલે તમારો મેળ ન મળે એ હું સમજું છું.'

ફરી એક વાર તેમનો મેળાપ મને પેસ્તનજી પાદશાહને ઘેર થયેલો. પેસ્તનજીનાં વૃદ્ધ માતાને તે ઉપદેશ આપતાં હતાં, તેવામાં હું તેમને ત્યાં જઈ પહોંચેલો. એટલે હું તેમની વચ્ચે દુભાષિયો બન્યો હતો. ભગિનીનો હિંદુધર્મ પ્રત્યેનો પ્રેમ ઊભરાઈ જતો હતો એટલું તો, હું અમારો મેળ ન મળતાં છતાં, જોઈ શકતો હતો. તેમનાં પુસ્તકોનો પરિચય પાછળથી કર્યો.

દિવસના મેં વિભાગ પાડ્યા હતા. એક ભાગ દક્ષિણ આફ્રિકાના કામને અંગે કલકત્તામાં રહેતા આગેવાનોને મળવામાં ગાળતો, ને એક ભાગ કલકત્તાની ધાર્મિક સંસ્થાઓ અને બીજી જાહેર સંસ્થાઓ જોવામાં. એક દિવસ મેં, બોઅર લડાઈમાં હિંદી સારવાર-ટુકડીએ જે કામ કર્યું હતું, તે ઉપર દા. મલિકના પ્રમુખપણા હેઠળ ભાષણ આપ્યું. 'ઇંગ્લિશમૅન' સાથેનો મારો પરિચય આ વખતે પણ બહુ મદદગાર નીવડ્યો. મિ. સૉન્ડર્સ આ વેળા બીમાર રહેતા. પણ તેમની મદદ તો ૧૮૯૬ની સાલમાં મળેલી તેટલી જ મળી. આ ભાષણ ગોખલેને ગમ્યું હતું. અને જ્યારે દા. રૉયે મારા ભાષણનાં વખાણ કર્યાં ત્યારે તે બહુ રાજી થયા.

આમ ગોખલેની છાયા નીચે રહેવાથી બંગાળમાં મારું કામ બહુ સરળ થઈ પડ્યું. બંગાળનાં અગ્રગણ્ય કુટુંબોની માહિતી હું સહેજે પામ્યો ને બંગાળ સાથે મારો નિકટ સંબંધ થયો. આ ચિરસ્મરણીય માસનાં ઘણાં સ્મરણો મારે છોડવાં પડશે. તે માસમાં હું બ્રહ્મદેશ પણ ડૂબકી મારી આવ્યો હતો. ત્યાંના ફૂંગીઓની મુલાકાત કરી. તેમના આળસથી દુ:ખી થયો. સુવર્ણ પેગોડાનાં દર્શન કર્યાં.

મંદિરમાં અસંખ્ય નાની મીણબત્તીઓ બળતી હતી તે ન ગમી. મંદિરના ગર્ભગૃહમાં ઉંદરોને ફરતા જોઈ સ્વામી દયાનંદનો અનુભવ યાદ આવ્યો. બ્રહ્મદેશની મહિલાઓની સ્વતંત્રતા, તેમનો ઉત્સાહ, ને ત્યાંના પુરુષોની મંદતા જોઈ મહિલાઓ ઉપર મોહ પામ્યો ને પુરુષોને વિષે દુઃખ થયું. મેં ત્યારે જ જોયું કે, જેમ મુંબઈ હિંદુસ્તાન નથી તેમ રંગૂન બ્રહ્મદેશ નથી; અને જેમ હિંદુસ્તાનમાં અંગ્રેજ વેપારીઓના આપણે કમિશન એજન્ટ બન્યા છીએ તેમ બ્રહ્મદેશમાં આપણે અંગ્રેજોની સાથે મળીને બ્રહ્મદેશવાસીઓને કમિશન એજન્ટ બનાવ્યા છે.

બ્રહ્મદેશથી પાછા ફરી મેં ગોખલે પાસેથી વિદાયગીરી લીધી. તેમનો વિયોગ મને સાલ્યો, પણ મારું બંગાળનું—અથવા ખરી રીતે કલકત્તાનું—કામ પૂરું થયું હતું.

ધંધે વળગું તે પહેલાં મારો વિચાર હિંદુસ્તાનનો નાનકડો પ્રવાસ ત્રીજા વર્ગમાં કરી, ત્રીજા વર્ગના મુસાફરોનો પરિચય કરવાનો અને તેમનાં દુઃખો જાણી લેવાનો હતો. ગોખલે આગળ મેં આ વિચાર મૂક્યો. તેમણે પ્રથમ તો તે હસી કાઢ્યો. પણ જ્યારે મેં મારી આશાઓનું વર્ણન કર્યું, ત્યારે તેમણે ખુશીથી મારી યોજનાને સંમતિ આપી. મારે પહેલું તો કાશીજી જવાનું ને ત્યાં જઈ વિદુષી એની બેસન્ટનાં દર્શન કરવાનું હતું. તેઓ તે વખતે બીમાર હતાં.

આ મુસાફરીને સારુ મારે નવો સામાન વસાવવાનો હતો. એક ડબ્બો પિત્તળનો ગોખલેએ જ આપ્યો ને તેમાં મારે સારુ મગજના લાડુ અને પૂરી મુકાવ્યાં. એક બાર આનાની કંતાનની પાકીટ લીધી. છાયા (પોરબંદર નજીકનું ગામ)ની ઊનનો ડગલો બનાવડાવ્યો હતો. પાકીટમાં એ ડગલો, ટુવાલ, પહેરણ અને ધોતિયું હતાં. ઓઢવાને સારુ

એક કામળી હતી. ઉપરાંત એક લોટો સાથે રાખ્યો હતો. આટલો સામાન લઈને હું નીકળ્યો.

ગોખલે અને ડા. રૉય સ્ટેશન ઉપર મને વળાવવા આવ્યા. બન્નેને મેં ન આવવા વીનવ્યા. પણ બન્નેએ આવવાનો આગ્રહ પકડી રાખ્યો. 'તમે પહેલા વર્ગમાં જાત તો કદાચ હું ન આવત, પણ હવે તો મારે આવવું જ છે,' એમ ગોખલે બોલ્યા.

પ્લૅટફૉર્મ ઉપર જતાં ગોખલેને તો કોઈએ ન રોક્યા. તેમણે પોતાનો રેશમી ફેંટો બાંધ્યો હતો ને ધોતિયું તથા કોટ પહેર્યાં હતાં. ડા. રૉયે બંગાળી પોષાક પહેર્યો હતો. એટલે તેમને ટિકિટ-માસ્તરે અંદર આવતાં પ્રથમ તો રોક્યા, પણ ગોખલેએ કહ્યું, 'મારા મિત્ર છે,' એટલે ડા. રૉય પણ દાખલ થયા. આમ બન્નેએ મને વિદાય આપી.

## ૨૦

# કાશીમાં

આ મુસાફરી કલકત્તેથી રાજકોટ સુધીની હતી. તેમાં કાશી, આગ્રા, જયપુર, પાલણપુર અને રાજકોટ એમ જવાનું હતું. આટલું જોવા ઉપરાંત વધારે વખત અપાય તેમ નહોતો. દરેક જગ્યાએ એક એક દિવસ રહ્યો હતો. પાલણપુર સિવાય બધે ધર્મશાળામાં અથવા 'પંડા'ઓને ઘેર, જાત્રાળુઓની જેમ, ઊતર્યો હતો. મને યાદ છે તે પ્રમાણે, મને આટલી મુસાફરીમાં ગાડીભાડાં સહિત એકત્રીસ રૂપિયા ખર્ચ થયેલું. ત્રીજા વર્ગની મુસાફરીમાં પણ ઘણે ભાગે મેલ ગાડીને છોડી દેતો, કેમકે મને ખબર હતી કે તેમાં વધારે ભીડ હોય છે. તેનું ભાડું પણ સામાન્ય ગાડીના ત્રીજા વર્ગને હિસાબે વધારે હતું એ વાંધો તો હતો જ.

ત્રીજા વર્ગના ડબ્બામાં ગંદકી અને પાયખાનાની ખૂરી હાલત તો જેવાં આજે છે તેવાં તે વખતે હતાં. આજે કદાચ સહેજ સુધારો થયો હોય તો ભલે. પણ પહેલા અને ત્રીજા વર્ગ વચ્ચે સગવડોનું અંતર ભાડાના અંતર કરતાં ઘણું વધારે જણાયું. ત્રીજા વર્ગના ઉતારુ એટલે ઘેટાં, ને તેમની સગવડ એટલે ઘેટાંના ડબ્બા. યુરોપમાં તો મેં ત્રીજા જ વર્ગમાં મુસાફરી કરેલી. અનુભવને ખાતર પહેલા વર્ગની મુસાફરી એક વાર કરેલી. ત્યાં મેં પહેલા અને ત્રીજા વર્ગ વચ્ચે અહીંના જેવું અંતર ન ભાળ્યું. દક્ષિણ આફ્રિકામાં ત્રીજા વર્ગના ઉતારુઓ મોટે ભાગે હબસીઓ જ હોય છે. છતાં, ત્યાંના ત્રીજા વર્ગમાં પણ વધારે સગવડ છે. કેટલાક

ભાગમાં તો ત્યાં ત્રીજા વર્ગના ડબ્બામાં સુવાની સગવડ પણ હોય છે, અને બેઠકો ગાદીથી મઢેલી હોય છે. દરેક ખાનામાં બેસનાર ઉતારુઓની સંખ્યાની હદ જાળવવામાં આવે છે. અહીં તો ત્રીજા વર્ગમાં સંખ્યાની હદ જળવાયાનો મને અનુભવ જ નથી.

રેલખાતા તરફની આ અગવડો ઉપરાંત, મુસાફરોની કુટેવો સુઘડ મુસાફરને સારુ ત્રીજા વર્ગની મુસાફરી સજારૂપ કરી નાંખે છે. ગમે ત્યાં થૂંકવું, ગમે ત્યાં કચરો નાંખવો, ગમે તેમ ને ગમે તે વખતે બીડી ફૂંકવી, પાનજરદો ચાવવાં ને તેની પિચકારીઓ બેઠા હોય ત્યાં જ મારવી, એઠવાડ ભોંય ઉપર નાંખવો, બરાડા પાડીને વાતો કરવી, જોડે બેઠેલાની દરકાર ન કરવી, ને ભાષાની ગંદકી, — આ તો સાર્વત્રિક અનુભવ છે.

ત્રીજા વર્ગની મુસાફરીના મારા ૧૯૦૨ના અનુભવમાં ને ૧૯૧૫થી ૧૯૧૯ સુધીના મારા બીજી વારના એ જ અખંડ અનુભવમાં મેં બહુ તફાવત નથી અનુભવ્યો. આ મહાવ્યાધિનો ઉપાય મેં એક જ જાણ્યો છે. તે એ કે, શિક્ષિત વર્ગે ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરવી ને લોકોની ટેવો સુધારવા પ્રયત્ન કરવો. સિવાય, રેલખાતાના અમલદારોને ફરિયાદોથી પજવી મેલવા, પોતાની સગવડ મેળવવા કે જાળવવા લાંચરુશવત ન આપવાં, ન એક પણ ગેરકાયદે વર્તણૂક જતી કરવી.

આમ કરવાથી ઘણો સુધારો થઈ શકે છે એવો મારો અનુભવ છે. મારી માંદગીને લીધે મારે ૧૯૨૦ની સાલથી ત્રીજા વર્ગની મુસાફરી લગભગ બંધ રાખવી પડી છે એ મને હંમેશાં દુઃખની અને શરમની વાત લાગી છે. અને તે પણ એવે અવસરે બંધ રાખવી પડી કે, જ્યારે ત્રીજા વર્ગની મુસાફરીની હાડમારીઓ દૂર કરવાનું કામ થાળે પડતું જતું

હતું. રેલવે તેમ જ સ્ટીમરોમાં ગરીબ વર્ગને પડતી અગવડો, તેમની પોતાની કુટેવોથી તેમાં થતો વધારો, વેપારને અંગે પરદેશી વેપારને સરકાર તરફથી મળતી અયોગ્ય સગવડો, વગેરે અત્યારે આપણા પ્રજાજીવનનો એક આખો નોખો અને અગત્યનો સવાલ છે, અને તેના ઉકેલ પાછળ એકબે બાહોશ અને ખંતીલા સજ્જન પોતાનો બધો વખત રોકે તો તે વધારેપડતું ન ગણાય.

પણ, આ ત્રીજા વર્ગની મુસાફરીની વાત હવે અહીંથી પડતી મેલી કાશીના અનુભવ ઉપર આવું. કાશી સવારના ઊતર્યો. મારે કોઈ પંડાને ત્યાં જ ઊતરવું હતું. ઘણા બ્રાહ્મણોએ મને વીંટી લીધો. તેમાંથી મને જે કંઈક સુઘડ અને સારો લાગ્યો તેનું ઘર પસંદ કર્યું. મારી પસંદગી સરસ નીવડી. બ્રાહ્મણના આંગણામાં ગાય બાંધી હતી. ઉપર એક મેડી હતી ત્યાં મને ઉતારો આપ્યો. મારે વિધિસર ગંગાસ્નાન કરવું હતું. ત્યાં લગી ઉપવાસ કરવો હતો. પંડાએ બધી તૈયારી કરી. મેં તેને કહી રાખ્યું હતું કે, મારાથી સવા રૂપિયા ઉપરાંત દક્ષિણા નહિ અપાય; એટલે તે જોગી તૈયારી કરે. પંડાએ વગરતકરારે મારી વિનંતિ કબૂલ રાખી. 'અમે પૂજા તો એક જ સરખી ધનિક ગરીબ સહુને કરાવીએ, દક્ષિણા યજમાનની જેવી ઇચ્છા ને શક્તિ.' પંડાજીએ પૂજાવિધિમાં કંઈ ગોટો વાળ્યો એમ મને ન લાગ્યું. બારેક વાગ્યે પરવારીને હું કાશીવિશ્વનાથનાં દર્શન કરવા ગયો. ત્યાં જે જોયું તેથી દુઃખ જ પામ્યો.

મુંબઈમાં ૧૮૯૧ની સાલમાં જ્યારે હું વકીલાત કરતો હતો ત્યારે એક વાર પ્રાર્થનાસમાજ મંદિરમાં 'કાશીની યાત્રા' નામનું વ્યાખ્યાન સાંભળ્યું હતું. એટલે, કંઈક નિરાશાને સારુ તો હું તૈયાર થઈ રહ્યો હતો. પણ જે નિરાશા થઈ તે ધાર્યા ઉપરાંત હતી.

સાંકડી લપસણી ગલીમાં થઈને જવાનું. શાંતિનું નામ જ નહિ. માખીઓનો બણબણાટ, મુસાફરો ને દુકાનદારોનો ઘોંઘાટ અસહ્ય લાગ્યાં.

જ્યાં મનુષ્ય ધ્યાન અને ભગવત્ચિંતનની આશા રાખે ત્યાં તેમાંનું કશું ન મળે! ધ્યાન જોઈએ તો તે અંતરમાંથી મેળવવું રહ્યું. એવી ભાવિક બહેનોને મેં જોઈ ખરી કે જે પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે તે કશું જાણતી નહોતી, માત્ર પોતાના ધ્યાનમાં જ નિમગ્ન હતી. પણ એ કંઈ સંચાલકોની કૃતિ ન ગણાય. કાશીવિશ્વનાથની આસપાસ શાંત, નિર્મળ, સુગંધી, સ્વચ્છ વાતાવરણ — બાહ્ય તેમ જ આંતરિક — પેદા કરવું ને જાળવવું એ સંચાલકોનું કર્તવ્ય હોય. તેને બદલે મેં લુચ્ચાઓની છેલ્લી ઢબની મીઠાઈની અને રમકડાંની બજાર ભાળી.

મંદિરે પહોંચતાં દરવાજા આગળ ગંધાતાં સડેલાં ફૂલ. માંહે સરસ આરસની ભોંય હતી. તેને કોઈ અંધશ્રદ્ધાળુએ રૂપિયાથી જડી ભાંગી નાંખી હતી; ને રૂપિયાઓમાં મેલ ભરાયો હતો.

હું જ્ઞાનવાપિ નજીક ગયો. મેં અહીં ઈશ્વરને ખોળ્યો, પણ તે ન જડ્યો. તેથી મનમાં ધૂંધવાઈ રહ્યો હતો. જ્ઞાનવાપિ પાસે પણ મેલ જોયો. કંઈ દક્ષિણા ધરવાની શ્રદ્ધા નહોતી. તેથી મેં તો ખરે જ એક દુકાની ધરી અને પૂજારી પંડાજી તપ્યા. તેમણે દુકાની ફેંકી દીધી, બેચાર ગાળો 'ચોપડાવી,' ને બોલ્યા, 'તું આમ અપમાન કરશે તો નરકમાં પડશે.'

હું સ્વસ્થ હતો. મેં કહ્યું, 'મહારાજ, મારું તો થવાનું હશે તે થશે. પણ તમારા મોંમાં એલફેલ ન શોભે. આ દુકાની લેવી હોય તો લો, નહિ તો એ પણ ખોશો.' 'જા, તેરી દુકાની મુઝે ન ચાહીએ,' કહી વધારે સંભળાવી. હું

હુકાની લઈ ચાલતો થયો ને માન્યું કે મહારાજે હુકાની ખોઈ ને મેં બચાવી. પણ મહારાજ હુકાની ખુએ તેવા નહોતા. તેમણે મને પાછો બોલાવ્યો, 'અચ્છા ધર દે. મૈં તેરે જૈસા નહિ હોના ચાહતા. મૈં ન લૂં તો તેરા બુરા હોવે.'

મેં મૂંગે મોઢે હુકાની આપી ને નિઃશ્વાસ મૂકી ચાલતો થયો. ફરી બે વાર કાશીવિશ્વનાથ જઈ ચૂક્યો છું, પણ તે તો 'મહાત્મા' બન્યા પછી. એટલે ૧૯૦૨ના અનુભવ તો ક્યાંથી પામું? મારું 'દર્શન' કરવાવાળા મને દર્શન ક્યાંથી કરવા દે? 'મહાત્મા'નાં દુઃખો તો મારા જેવા 'મહાત્મા' જ જાણે. બાકી ગંદકી ને ઘોંઘાટ તો મેં એવાં ને એવાં જ અનુભવ્યાં.

ભગવાનની દયા વિષે જો કોઈને શંકા હોય તો આવાં તીર્થક્ષેત્રો જુએ. તે મહાયોગી પોતાને નામે કેટલાં ધતિંગ, અધર્મ, પાખંડ ઇત્યાદિ સહન કરે છે! તેણે તો કહી મેલ્યું છે:

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।

એટલે કે 'કરણી તેવી ભરણી.' કર્મને મિથ્યા કોણ કરનારું છે? પછી ભગવાનને વચમાં પડવાપણું જ ક્યાં છે? તેણે તો પોતાનો કાયદો બનાવીને હાથ ધોઈ નાંખ્યા છે.

આ અનુભવ લઈ હું મિસિસ બેસંટનાં દર્શન કરવા ગયો. તેઓ તાજાં જ બીમારીમાંથી ઊઠ્યાં હતાં એ હું જાણતો હતો. મેં મારું નામ મોકલ્યું. તેઓ તુરત આવ્યાં. મારે તો દર્શન જ કરવાં હતાં, તેથી મેં કહ્યું, 'આપની નાજુક તબિયત વિષે હું જાણું છું. મારે તો આપનાં દર્શન જ કરવાં હતાં. નાજુક તબિયત છતાં આપે મને મળવાની રજા આપી એથી જ મને તો સંતોષ છે. આપને હું વધારે નહિ રોકું.'

કહી મેં રજા લીધી.

## ૨૧

# મુંબઈમાં સ્થિર થયો ?

ગોખલેની ભારે ઇચ્છા હતી કે હું મુંબઈમાં સ્થિર થાઉં, ત્યાં બારિસ્ટરનો ધંધો કરું ને તેમની સાથે જાહેર સેવામાં ભાગ લઉં. તે વખતે જાહેર સેવા એટલે મહાસભાસેવા હતું. તેમણે ઉત્પન્ન કરેલી સંસ્થાનો મુખ્ય ધંધો મહાસભાનું તંત્ર ચલાવવાનો હતો.

મારી પણ તે જ ઇચ્છા હતી. પણ ધંધો મળવા વિષે મને આત્મવિશ્વાસ નહોતો. આગલા અનુભવોનું સ્મરણ વીસરાયું નહોતું. ખુશામત કરવી ઝેર જેવું હતું.

તેથી, પ્રથમ તો હું રાજકોટમાં જ રહ્યો. ત્યાં મારા પુરાણા હિતેચ્છુ ને મને વિલાયત મોકલનાર કેવળરામ માવજી દવે હતા. તેમણે મારા હાથમાં ત્રણ કેસ મૂક્યા. કાઠિયાવાડના જ્યુડિશ્યલ આસિસ્ટંટની આગળ બે અપીલો હતી, અને એક મૂળ કેસ જામનગરમાં હતો. આ કેસ અગત્યનો હતો. મેં આ કેસનું જોખમ ઉઠાવવા આનાકાની કરી. એટલે કેવળરામ બોલી ઊઠ્યા, 'હારશું તો અમે હારશું ના ? તમે તમારે થાય તેટલું કરજો. હું પણ તમારી સાથે તો હોઈશ જ ના ?'

આ કેસમાં મારી સામે મરહૂમ સમર્થ હતા. મારી તૈયારી ઠીક હતી. અહીંના કાયદાનું તો મને બહુ ભાન નહોતું. કેવળરામ દવેએ મને એ બાબત પૂરો તૈયાર કર્યો હતો. હું દક્ષિણ આફ્રિકા ગયો તે પહેલાં, 'પુરાવાનો કાયદો ફિરોજશાને મોઢે છે ને એ તેમની સફળતાની ચાવી છે,' એમ મિત્રો મને સંભળાવતા, તે મેં યાદ રાખેલું, ને દક્ષિણ આફ્રિકા

જતાં મેં અહીંનો પુરાવાનો કાયદો ટીકા સહિત વાંચી કાઢ્યો હતો. સિવાય, દક્ષિણ આફ્રિકાનો અનુભવ તો હતો જ. કેસમાં જીત મળી. આથી મને કંઈક વિશ્વાસ બેઠો. પેલી બે અપીલોને વિષે તો મને મૂળથી જ ધાસ્તી નહોતી. એટલે મુંબઈ જવાય તો ત્યાં પણ હરકત ન આવે એમ મનમાં લાગ્યું.

આ વિષય ઉપર આવતા પહેલાં જરા અંગ્રેજ અમલદારોના અવિચાર અને અજ્ઞાનનો અનુભવ કહી જાઉં. જ્યુડિશ્યલ આસિસ્ટંટ કંઈ એક જગ્યાએ ન બેસતા, તેમની સવારી ફર્યા કરે. ને જ્યાં તેઓ સાહેબ જાય ત્યાં વકીલ-અસીલોએ જવું રહ્યું. વકીલની ફી જેટલી મથકમાં હોય તેના કરતાં બહાર વધારે હોય જ. એટલે અસીલને સહેજે બમણું ખર્ચ પડે. આનો વિચાર જડજને કરવાનો હોય જ નહિ.

આ અપીલની સુનાવણી વેરાવળમાં હતી. વેરાવળમાં આ વખતે ઘણી સખત મરકી ચાલતી હતી. રોજના પચાસ કેસ થતા એવું મને સ્મરણ છે. ત્યાંની વસ્તી ૫,૫૦૦ જેટલી હતી. ગામ લગભગ ખાલી થઈ ગયું હતું. મારો ઉતારો ત્યાંની નિર્જન ધર્મશાળામાં હતો. ગામથી તે કંઈક દૂર હતી. પણ અસીલોનું શું? તેઓ ગરીબ હોય તો તેમનો ઈશ્વર ધણી.

મારા ઉપર વકીલ મિત્રોનો તાર હતો કે, મારે સાહેબને અરજી કરવી કે મરકીને લીધે છાવણી ફેરવે. સાહેબને અરજી કરતાં તેમણે મને પૂછ્યું, 'તમને કંઈ ભય લાગે છે?'

મેં કહ્યું: 'મારા ભયનો આ સવાલ નથી. મને મારું સાચવી લેતાં આવડે છે એમ હું માનું છું. પણ અસીલોનું શું?'

સાહેબ બોલ્યા, 'મરકીએ તો હિંદુસ્તાનમાં ઘર કર્યું છે. તેનાથી શું ડરવું? વેરાવળની હવા તો કેવી સુંદર છે! (સાહેબ ગામથી દૂર દરિયાકિનારે મહેલ જેવા તંબૂમાં રહેતા હતા.) લોકોએ આમ બહાર રહેતાં શીખવું જોઈએ.'

આ ફિલસૂફીની આગળ મારું શું ચાલે? સાહેબે શિરસ્તેદારને કહ્યું, 'મિ. ગાંધી કહે છે તે ધ્યાનમાં રાખજો, અને જો વકીલો અથવા અસીલોને બહુ અગવડ પડે એમ હોય તો મને જણાવજો.'

આમાં સાહેબે તો નિખાલસપણે પોતાની મતિ પ્રમાણે યોગ્ય જ કર્યું. પણ તેને કંગાળ હિંદુસ્તાનની અગવડોનું માપ કેમ આવે! તે બિચારો હિંદુસ્તાનની હાજતો, ટેવો, કુટેવો, રિવાજો કેમ સમજે? પંદર રૂપિયાની મહોરના માપવાળાને પાઈનું માપ આપીએ તે કેમ ઝટ ગણતરી કરી શકે? શુભમાં શુભ ઇરાદા છતાં, હાથી જેમ કીડીને સારુ વિચાર કરવા અસમર્થ હોય, તેમ હાથીની હાજતવાળા અંગ્રેજ કીડીની હાજતવાળા હિંદીને સારુ વિચાર કરવા કે નિયમ દોરવા અસમર્થ જ હોય.

હવે મૂળ વિષય પર આવું.

ઉપર પ્રમાણે સફળતા મળ્યા છતાં, હું તો થોડા કાળ લગી રાજકોટમાં જ રહી જવા વિચારી રહ્યો હતો. તેટલામાં એક દિવસ કેવળરામ મારી પાસે પહોંચ્યા ને બોલ્યા, 'ગાંધી, તમને અહીં નહિ રહેવા દઈએ. તમારે તો મુંબઈ જ જવું પડશે.'

'પણ ત્યાં મારો ભાજિયોય ધણી નથી થવાનો. મારું ખર્ચ તમે ચલાવશો કે?'

'હા, હા. હું તમારું ખર્ચ ચલાવીશ. તમને મોટા બારિસ્ટર તરીકે કોઈ વાર અહીં લઈ આવશું ને લખાણ-બખાણનું કામ તમને ત્યાં મોકલીશું. બારિસ્ટરોને મોટા-નાના કરવા એ તો અમારું વકીલોનું કામ છે ના? તમારું માપ તો તમે જામનગર ને વેરાવળમાં આપ્યું છે, એટલે હું બેફિકર છું. તમે જે જાહેર કામ કરવાને સરજાયેલા છો, તેને

અમે કાઠિયાવાડમાં દફન થવા નહિ દઈએ. બોલો ક્યારે જાઓ છો?'

'નાતાલથી મારા થોડા પૈસા આવવાના બાકી છે તે આવ્યે જઈશ.'

પૈસા એકએક અઠવાડિયામાં આવ્યા ને હું મુંબઈ ગયો. પેઈન, ગિલબર્ટ ને સયાનીની ઓફિસમાં 'ચેમ્બર્સ' ભાડે રાખ્યા ને સ્થિર થયો લાગ્યો.

## ૨૨

# ધર્મસંકટ

મેં ઑફિસ લીધી તેમ ગિરગામમાં ઘર લીધું. પણ ઈશ્વરે મને સ્થિર થવા ન દીધો. ઘર લીધાને બહુ દિવસ નહોતા થયા તેટલામાં જ મારો બીજો દીકરો સખત બીમારીથી ઘવાયો. તેને કાળજ્વરે ઘેર્યો. તાવ ઊતરે નહિ. મૂંઝારો પણ સાથે, અને રાત્રે સન્નિપાતનાં ચિહ્ન પણ જણાવાં. આ વ્યાધિ પૂર્વે બચપણમાં તેને શીતળા પણ ખૂબ નીકળેલાં.

દાક્તરની સલાહ લીધી. દાક્તરે કહ્યું : 'તેને સારુ દવા થોડું જ કામ કરશે. તેને ઈંડાં અને મરઘીનો સેરવો આપવાની જરૂર છે.'

મણિલાલની ઉમ્મર દશ વર્ષની હતી. તેને તો મારે શું પૂછવાપણું હોય ? હું તેનો વાલી રહ્યો. મારે જ નિર્ણય કરવો રહ્યો. દાક્તર એક બહુ ભલા પારસી હતા. 'દાક્તર ! અમે તો બધા અન્નાહારી છીએ. મારો વિચાર મારા દીકરાને એ બેમાંથી એકે વસ્તુ આપવાનો નથી થતો. બીજું કંઈ ન બતાવો ?'

દાક્તર બોલ્યા, 'તમારા દીકરાનો જાન જોખમમાં છે. દૂધ અને પાણી મેળવીને અપાય, પણ તેથી તેનું પૂરું પોષણ નહિ થઈ શકે. તમે જાણો છો તેમ, હું તો ઘણાં હિંદુ કુટુંબોમાં જાઉં છું. પણ દવાને સારુ તો અમે ગમે તે વસ્તુ આપીએ તે તેઓ લે છે. મને તો લાગે છે કે, તમે તમારા દીકરા ઉપર આવી સખતી ન કરો તો સારું.'

'તમે કહો છો એ તો સાચું જ છે. તમારે એમ જ કહેવું ઘટે. મારી જવાબદારી બહુ મોટી છે. દીકરો મોટો

થયો હોત તો તો હું જરૂર તેની મરજી જાણવા પ્રયત્ન કરત ને તે ઇચ્છત તેમ કરવા દેત. અહીં તો મારે જ આ બાળકને સારુ વિચાર કરવાનું રહ્યું. મને તો લાગે છે કે મનુષ્યના ધર્મની કસોટી આવે જ સમયે થાય. ખરોખોટો પણ મેં એવો ધર્મ માન્યો છે કે, મનુષ્યે માંસાદિક ન ખાવાં જોઈએ. જીવનનાં સાધનોની પણ હદ હોય. જીવવાને ખાતર પણ અમુક વસ્તુઓ આપણે ન કરીએ. મારા ધર્મની મર્યાદા મને, મારે સારુ ને મારાંને સારુ, આવે વખતે પણ માંસ ઇત્યાદિનો ઉપયોગ કરતાં રોકે છે. એટલે મારે તમે ધારો છો તે જોખમ વેઠ્યે જ છૂટકો છે. પણ તમારી પાસેથી એક વસ્તુ માગી લઉં છું. તમારા ઉપચારો તો હું નહિ કરું, પણ મને આ બાળકની છાતી, નાડ ઇત્યાદિ તપાસતાં નહિ આવડે. મને પોતાને પાણીના ઉપચારોની થોડી ગમ છે. તે ઉપચારો કરવા હું ધારું છું. પણ જો તમે અવારનવાર મણિલાલની તબિયત જોવા આવતા રહેશો ને તેના શરીરમાં થતા ફેરફારોની મને ખબર આપશો, તો હું તમારો આભાર માનીશ.'

ભલા દાક્તર મારી મુસીબત સમજ્યા ને મારી માગણી મુજબ મણિલાલને જોવા આવવા કબૂલ કર્યું.

જોકે મણિલાલ પોતાની પસંદગી કરી શકે એમ તો નહોતું, છતાં મેં તેને દાક્તરની સાથે થયેલી વાત કરી ને તેનો વિચાર જણાવવા કહ્યું.

'તમે પાણીના ઉપચાર સુખેથી કરો. મારે સેરવો નથી પીવો ને ઈંડાં નથી ખાવાં.'

આ વચનથી હું રાજી થયો. જોકે હું સમજતો હતો કે, જો મેં તેને એ બન્ને ચીજ ખવડાવી હોત તો તે ખાત પણ ખરો.

હું કૂહનીના ઉપચારો જાણતો હતો. તેના અખતરા પણ કર્યા હતા. દરદમાં ઉપવાસને મોટું સ્થાન છે એ પણ

જાણતો હતો. મેં મણિલાલને કયુનીની રીત પ્રમાણે કટિસ્નાન આપવાનું શરૂ કર્યું. ત્રણ મિનિટથી વધારે વખત હું તેને ટબમાં રાખતો નહિ. ત્રણ દિવસ તો કેવળ નારંગીના રસની સાથે પાણી મેળવી તે ઉપર રાખ્યો.

તાવ હઠે નહિ. રાત્રે કંઈ કંઈ બકે. ૧૦૪ ડિગ્રી લગી જાય. હું ગભરાયો. જો બાળકને ખોઈ બેસીશ તો જગત મને શું કહેશે? મોટાભાઈ શું કહેશે? બીજા દાક્તરને કાં ન બોલાવાય? વૈદ્યને કેમ ન બોલાવવા? પોતાની જ્ઞાનહીન અક્કલ ડોળવાનો માબાપને શો અધિકાર છે?

આવા વિચારો આવે. વળી આમે વિચારો આવે:

જીવ! તું તારે સારુ કરે તે દીકરાને સારુ કરે તો પરમેશ્વર સંતોષ માનશે. તને પાણીના ઉપચાર પર શ્રદ્ધા છે, દવા ઉપર નથી. દાક્તર જીવતદાન નહિ આપે. તેનાયે અખતરા છે. જીવનદોરી તો એક ઈશ્વરના જ હાથમાં છે. ઈશ્વરનું નામ લઈને, તેના ઉપર શ્રદ્ધા રાખી, તું તારો માર્ગ ન છોડ.

આમ ધાલાવેલી મનમાં ચાલતી હતી. રાત પડી. હું મણિલાલને પડખામાં લઈને સૂતો હતો. મેં તેને ભીના નિચોવેલા ચોફાળમાં લપેટવાનો નિશ્ચય કર્યો. હું ઊઠ્યો. ચોફાળ લીધો. ઠંડા પાણીમાં ઝબોળ્યો. નિચોવ્યો. તેમાં પગથી ડોક સુધી તેને લપેટ્યો. ઉપર બે ધાબળીઓ ઓઢાડી. માથા ઉપર ભીનો ટુવાલ મૂક્યો. તાવ લોઢી જેવો તપી રહ્યો હતો. શરીર તદ્દન સૂકું હતું. પસીનો આવતો જ નહોતો.

હું ખૂબ થાક્યો હતો. મણિલાલને તેની માને સોંપી હું અરધા કલાકને સારુ જરા હવા ખાઈ તાજો થવા ને શાંતિ મેળવવા ચોપાટી ઉપર ગયો. રાતના દશેક વાગ્યા હશે. માણસોની આવજા ઓછી થઈ ગઈ હતી. મને થોડું જ ભાન હતું. હું વિચારસાગરમાં ડૂબકી મારી રહ્યો હતો. હે ઈશ્વર! આ ધર્મસંકટમાં તું મારી લાજ રાખજે. 'રામ, રામ'નું

રટણ તો મુખે હતું જ. થોડા આંટા મારી ધડકતી છાતીએ પાછો ફર્યો. જેવો ઘરમાં પેસું છું તેવો જ મણિલાલે પડકાર્યો : 'બાપુ, તમે આવ્યા ?'

'હા, ભાઈ.'

'મને હવે આમાંથી કાઢોને. બળી મરું છું.'

'કાં, પસીનો છૂટે છે શું ?'

'હું તો પલળી ગયો છું. હવે મને કાઢોને ભાઈસાબ !'

મેં મણિલાલનું કપાળ તપાસ્યું. માથે મોતિયા બાઝયા હતા. તાવ ઓછો થતો હતો. મેં ઈશ્વરનો પાડ માન્યો.

'મણિલાલ, હવે તારો તાવ જશે. હજુ થોડો વધારે પરસેવો નહિ આવવા દે ?'

'ના ભાઈસાબ ! હવે તો મને છોડાવો. વળી બીજી વાર એવું કરજો.'

મને ધીરજ આવી હતી. એટલે વાતો કરાવી થોડી મિનિટો ગાળી. કપાળેથી પરસેવાના રેલા ચાલ્યા. મેં ચાદર છોડી, શરીર લૂછ્યું, ને બાપદીકરો સાથે સૂઈ ગયા. બન્નેએ ખૂબ નિદ્રા લીધી.

સવારે મણિલાલનો તાવ હળવો જોયો. દૂધ ને પાણી તથા ફળ ઉપર તે ચાળીસ દિવસ રહ્યો. હું નિર્ભય બન્યો હતો. તાવ હઠીલો હતો, પણ કાબૂમાં આવ્યો હતો. આજે મારા બધા છોકરાઓમાં મણિલાલ શરીરે સહુથી વધારે મજબૂત છે.

તે રામની બક્ષિસ છે કે પાણીના ઉપચારની, અલ્પાહારની ને માવજતની, તેનું નિરાકરણ કોણ કરી શકે ? સહુ પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે ભલે કરે. મારી તો ઈશ્વરે લાજ રાખી એટલું મેં જાણ્યું ને આજ પણ એમ જ માનું છું.

## ૨૩

# પાછો દક્ષિણ આફ્રિકા

મણિલાલ સાજો તો થયો, પણ મેં જોયું કે ગિરગામવાળું મકાન રહેવા લાયક નહોતું. તેમાં ભેજ હતો. પૂરું અજવાળું નહોતું. તેથી રેવાશંકરભાઈની સાથે મસલત કરી અમે બન્નેએ મુંબઈના કોઈ પરામાં ખુલ્લી જગ્યામાં બંગલો લેવાનો નિશ્ચય કર્યો. હું વાંદરા, સાંતાક્રુઝ વગેરેમાં ભટક્યો. વાંદરામાં કતલખાનું હતું તેથી વાંદરામાં રહેવાની અમારામાંથી કોઈની ઇચ્છા ન થઈ. ઘાટકુપર વગેરે દરિયાથી દૂર લાગ્યાં. સાંતાક્રુઝમાં એક સુંદર બંગલો મળી આવ્યો તેમાં રહેવા ગયા. ને આરોગ્યની દૃષ્ટિએ અમે સુરક્ષિત થયા એમ લાગ્યું. મેં ચર્ચગેટ જવાનો પહેલા વર્ગનો પાસ કઢાવ્યો. પહેલા વર્ગમાં ઘણી વાર હું એકલો જ હોઉં તેથી કાંઈક અભિમાન પણ માનતો એમ યાદ છે. ઘણી વેળા વાંદરાથી ચર્ચગેટ જતી ખાસ ગાડી પકડવા સાંતાક્રુઝથી વાંદરા હું ચાલીને જતો.

મારો ધંધો. આર્થિક દૃષ્ટિએ, મેં ધાર્યું હતું તેના કરતાં ઠીક ચાલ્યો એમ લાગ્યું. દક્ષિણ આફ્રિકાના અસીલો મને કંઈક કામ સોંપ્યા કરતા. તેમાંથી મારું ખરચ સહેલાઈથી નભી રહેશે એમ મને લાગ્યું.

હાઈકોર્ટનું કામ તો મને હજુ કંઈ મળતું નહોતું. પણ તે વેળા 'મૂટ' (ચર્ચા) ચાલતી હતી તેમાં હું જતો. ભાગ લેવાની તો હિમ્મત નહોતી. મને યાદ છે કે તેમાં જમિયતરામ નાનાભાઈ સારો હિસ્સો લેતા. હાઈકોર્ટમાં બીજા નવા બારિસ્ટરોની જેમ હું પણ કેસ સાંભળવા જતો. ત્યાં જાણવાનું

મળતું તેના કરતાં સમુદ્રની હવા ફરફર ચાલી આવતી તેમાં ઝોલું ખાવાની ગમ્મત ઠીક મળતી. બીજા પણ ઝોલું ખાનારા સાથીઓ હું જોતો, તેથી મને શરમ ન લાગતી. મેં જોયું કે ઝોલાં ખાવાં એ 'ફેશન' છે એમ ગણાતું.

હાઈકોર્ટના પુસ્તકાલયનો ઉપયોગ કરવા માંડ્યો ને ત્યાં કંઈ ઓળખાણો કરવા માંડી. મને લાગ્યું કે થોડા સમયમાં પણ હાઈકોર્ટમાં કામ કરતો થઈ જઈશ.

આમ એક તરફથી મારા ધંધા વિષે કંઈક નિશ્ચિતતા આવવા લાગી.

બીજી તરફ ગોખલેની આંખ તો મારી ઉપર તરવર્યાં જ કરતી હતી. અઠવાડિયામાં બેત્રણ વખત ચેમ્બરમાં આવી મારી ખબર કાઢી જાય ને પોતાના ખાસ મિત્રોને પણ કોઈ કોઈ વાર લઈ આવે. પોતાની કાર્ય કરવાની ઢબથી મને વાકેફ કરતા જાય.

પણ મારા ભવિષ્યની બાબતમાં મારું ધાર્યું કંઈ જ ઈશ્વરે ઊભવા નથી દીધું એમ કહીએ તો ચાલે.

જ્યાં મેં સ્વસ્થ થવાનો નિશ્ચય કર્યો ને સ્વસ્થતા અનુભવી ત્યાં દક્ષિણ આફ્રિકાથી અણધાર્યો તાર આવ્યો : 'ચેમ્બરલેન અહીં આવે છે. તમારે આવવું જોઈએ.' મારું વચન તો મને યાદ જ હતું. મેં તાર દીધો, 'મારું ખરચ મોકલો, આવવા તૈયાર છું.' તેઓએ તુરત પૈસા મોકલ્યા ને ઑફિસ સંકેલી હું રવાના થયો.

મેં ધાર્યું હતું કે મને એક વર્ષ તો સહેજે ચાલ્યું જશે. બંગલો ચાલુ રાખ્યો ને બાળબચ્ચાં ત્યાં જ રહે એ ઇષ્ટ માન્યું.

હું તે વેળા માનતો હતો કે, જે જુવાનિયાઓ દેશમાં ન કમાતા હોય ને સાહસિક હોય તેમણે દેશાવર નીકળી જવું એ સારું છે. તેથી મારી સાથે ચાર પાંચને લઈ ગયો તેમાં મગનલાલ ગાંધી પણ હતા.

ગાંધી કુટુંબ મોટું હતું. આજ પણ છે. મારી દાનત એવી હતી કે તેમાંના જે સ્વતંત્ર થવા ઇચ્છે તે સ્વતંત્ર થાય. મારા પિતા ઘણાને નિભાવતા, પણ તે રજવાડાની નોકરીમાં. આ નોકરીમાંથી નીકળાય તો સારું એમ મને લાગ્યું. હું તેઓને નોકરી મેળવવામાં મદદ કરું તેમ નહોતું. શક્તિ હોય તોયે ઇચ્છા નહોતી. તેઓ તેમ જ બીજા સ્વાશ્રયી બને તો સારું એવી ધારણા હતી.

પણ છેવટે તો જેમ મારા આદર્શ આગળ ગયા (એમ હું માનું છું) તેમ આ જુવાનોના આદર્શોને પણ વાળવાનો મેં પ્રયત્ન કર્યો. તેમાં મગનલાલ ગાંધીને દોરવામાં હું બહુ સફળતા પામ્યો. પણ આ વિષય આગળ ઉપર હાથ લેવો પડશે.

બાળબચ્ચાંઓનો વિયોગ, બાંધેલો માળો તોડવો, નિશ્ચિત વસ્તુમાંથી અનિશ્ચિતમાં પ્રવેશ—આ બધું ક્ષણભર સાલ્યું. પણ હું તો અનિશ્ચિત જિંદગીથી ટેવાઈ ગયો હતો. આ જગતમાં જ્યાં, ઈશ્વર કહો કે સત્ય કહો, તે સિવાય બીજું કંઈ જ નિશ્ચિત નથી, ત્યાં નિશ્ચિતપણાનો ખ્યાલ કરવો એ જ દોષમય લાગે છે. આ જે બધું આપણી આસપાસ દેખાય છે ને બને છે તે બધું અનિશ્ચિત છે, ક્ષણિક છે; તેમાં જે એક પરમતત્ત્વ નિશ્ચયરૂપે છુપાયેલું છે તેની ઝાંખી સરખી થાય, તેની ઉપર શ્રદ્ધા રહે, તો જ જીવ્યું સાર્થક થાય. તેની શોધ એ જ પરમ પુરુષાર્થ છે.

હું ડરબન એક દિવસ પણ વહેલો પહોંચ્યો એમ ન કહેવાય. મારે સારુ કામ તૈયાર જ હતું. મિ. ચેમ્બરલેન પાસે ડેપ્યુટેશન જવાની તારીખ મુકરર થઈ ચૂકી હતી. મારે તેમની સમક્ષ વાંચવાની અરજી ઘડવાની હતી ને ડેપ્યુટેશનની સાથે જવાનું હતું.

## ૧

# કરી કમાણી એળે ગઈ?

મિ. ચેમ્બરલેન સાડાત્રણ કરોડ પાઉંડ દક્ષિણ આફ્રિકાથી લેવા આવ્યા હતા, અંગ્રેજોનું અને બની શકે તો બોઅરોનું મન હરણ કરવા આવ્યા હતા. એટલે હિંદી પ્રતિનિધિઓને ઠંડો જવાબ મળ્યો.

'તમે તો જાણો છો કે જવાબદાર સંસ્થાઓની ઉપર વડી સરકારનો માત્ર નામનો જ અંકુશ છે. તમારી ફરિયાદો તો સાચી લાગે છે. હું મારાથી બનતું કરીશ, પણ તમારાથી બને તેવી રીતે અહીંના ગોરાઓને રીઝવીને રહેવાનું છે.'

પ્રતિનિધિઓ જવાબ સાંભળી ટાઢાબોળ થઈ ગયા. મેં હાથ ધોયા. 'જાગ્યા ત્યાંથી સવાર' ગણી ફરી એકડો ઘૂંટવા બેસવું એમ સમજ્યો. સાથીઓને સમજાવ્યા.

મિ. ચેમ્બરલેનનો જવાબ શું ખોટો હતો? ગોળ ગોળ કહેવાને બદલે તેઓ સીધું બોલ્યા. 'મારે તેની તલવાર'નો કાયદો તેમણે કંઈક મધુર શબ્દોમાં સમજાવી દીધો.

પણ અમારી પાસે તલવાર જ ક્યાં હતી? અમારી પાસે તો તલવારના ઘા ઝીલવાનાં શરીરોય ભાગ્યે હતાં.

મિ. ચેમ્બરલેન થોડાં અઠવાડિયાં જ રહેવાના હતા. દક્ષિણ આફ્રિકા એક નાનકડો પ્રાંત નથી. એ એક દેશ છે, ખંડ છે. આફ્રિકામાં તો ઘણા પેટાખંડો સમાયા છે. કન્યાકુમારીથી શ્રીનગર જો ૧૯૦૦ માઈલ છે, તો ડરબનથી કેપટાઉન ૧૧૦૦ માઈલથી ઓછું નથી. આ ખંડમાં મિ. ચેમ્બરલેનને પવનવેગે ફરવું હતું. તેઓ ટ્રાન્સવાલ ખાતે ઊપડ્યા. મારે

ત્યાંનો કેસ તૈયાર કરી રજૂ કરવો રહ્યો. પ્રિટોરિયા કઈ રીતે પહોંચવું? ત્યાં હું વખતસર પહોંચી શકું એ માટે પરવાનગી મેળવવાનું આપણા લોકોથી બની શકે તેમ નહોતું.

લડાઈ પછી ટ્રાન્સવાલ ઉજ્જડ જેવું થઈ ગયું હતું. ત્યાં ખાવાપીવા અનાજ નહોતું. પહેરવા ઓઢવા કપડાં નહોતાં. ખાલી અને બંધ થઈ ગયેલી દુકાનો ભરવી ને ઉઘાડવી રહી. એ તો ધીમે ધીમે થાય. જેમ માલ ભરાતો જાય તેમ તેમ જ ઘરબાર છોડી ભાગી ગયેલા માણસોને આવવા દેવાય. આથી દરેક ટ્રાન્સવાલવાસીને પાસ લેવો પડતો. ગોરાઓને તો પરવાનો માગ્યો મળતો. હિંદીઓને મુસીબત હતી.

લડાઈ દરમ્યાન હિંદુસ્તાનથી ને લંકાથી ઘણા અમલદારો ને સિપાહીઓ દક્ષિણ આફ્રિકામાં પહોંચી ગયા હતા. તેમાંના જેઓ ત્યાં જ વસવા માગતા હોય તેમને સારુ સગવડ કરી દેવાની બ્રિટિશ રાજ્યાધિકારીઓની ફરજ મનાઈ હતી. અમલદારોનું નવું મંડળ બનાવવાનું તો તેમને હતું જ. તેમાં આ અનુભવી અમલદારો સહેજે ખપ લાગ્યા. આ અમલદારોની તીવ્ર બુદ્ધિએ એક નવું ખાતું જ શોધી કાઢ્યું. તેમાં તેમની આવડત પણ વધારે તો ખરી જ! હબસીઓને લગતું નોખું ખાતું તો હતું જ. ત્યારે એશિયાવાસીઓને સારુ કાં નહિ? દલીલ બરોબર ગણાઈ. આ નવું ખાતું, હું પહોંચ્યો ત્યારે, ખૂલી ચૂક્યું હતું, ને ધીમે ધીમે પોતાની જાળ પાથરી રહ્યું હતું. જે અમલદાર ભાગેલાઓને પરવાના આપતા હતા તે જ ભલે બધાને આપે. પણ એશિયાવાસીની તેને શી ખબર પડે? જો આ નવા ખાતાની ભલામણથી જ એને પરવાના મળે તો પેલા અમલદારની જવાબદારી ઓછી થાય ને તેના કામનો બોજો પણ કંઈક ઘટે, એવી દલીલ થઈ. હકીકત તો એ હતી કે, નવા ખાતાને કંઈક કામની ને કંઈક દામની જરૂર હતી. કામ ન હોય તો આ ખાતાની

જરૂરિયાત સિદ્ધ ન થાય ને છેવટે તે નીકળી જાય. એટલે આ કામ તેને સહેજે જડયું.

આ ખાતાને હિંદી અરજી કરે. પછી ઘણે દિવસે જવાબ મળે. ટ્રાન્સવાલ જવા ઇચ્છનારા ઘણા, એટલે તેમને સારુ દલાલો ઊભા થયા. આ દલાલો ને અમલદારો વચ્ચે ગરીબ હિંદીઓના હજારો રૂપિયા લૂંટાયા. મને કહેવામાં આવ્યું હતું કે વગ વિના પરવાનાની રજા મળતી જ નથી ને વગ છતાં કેટલીક વાર તો જણદીઠ સો સો પાઉંડ જેટલો ખર્ચ થાય છે. આમાં મારો પત્તો ક્યાં લાગે?

હું મારા જૂના મિત્ર ડરબનના પોલીસ સુપરિન્ટેન્ડન્ટને ત્યાં પહોંચ્યો ને તેમને કહ્યું, 'તમે મારી ઓળખાણ પરવાનાના અમલદારને આપો ને મને પરવાનો કઢાવી આપો. હું ટ્રાન્સવાલમાં રહ્યો છું એ તો તમે જાણો છો.' તેઓ તરત માથે ટોપી ઘાલીને મારી સાથે આવ્યા ને મારો પરવાનો કઢાવી આપ્યો. મારી ટ્રેનને ભાગ્યે એક કલાક બાકી હશે. મેં સામાન વગેરે તૈયાર રાખ્યું હતું. સુપરિન્ટેન્ડન્ટ એલેકઝાન્ડરનો ઉપકાર માની હું પ્રિટોરિયા જવા ઊપડ્યો.

મુશ્કેલીઓનો ચિતાર મને ઠીક ઠીક આવી ગયો હતો. પ્રિટોરિયા પહોંચ્યો. અરજી ઘડી. ડરબનમાં પ્રતિનિધિનાં નામ કોઈને પૂછ્યાનું મને યાદ નથી. અહીં તો નવું ખાતું ચાલતું હતું તેથી પ્રતિનિધિનાં નામ પહેલેથી પુછાયાં. મતલબ મને દૂર રાખવાની હતી એમ પ્રિટોરિયાના હિંદીઓને ખબર પડી ગઈ હતી.

આ દુઃખદાયક છતાં રમૂજી કિસ્સો હવે પછી.

૨

# એશિયાઈ નવાબશાહી

નવા ખાતાના અમલદારો સમજી ન શક્યા કે હું ટ્રાન્સ-વાલમાં કેવી રીતે દાખલ થયો. તેમણે તેમની પાસે જતા-આવતા હિંદીઓને પૂછ્યું, પણ તેઓ બીચારા શું જાણે? અમલદારોએ અનુમાન કર્યું છે હું મારી આગલી ઓળખાણોને લીધે વગરપરવાને દાખલ થયો હોવો જોઈએ. અને એમ હોય તો મને કેદ કરી શકાય.

મોટી લડાઈ પછી હમેશાં થોડા સમય રાજ્યકર્તાઓને વિશેષ સત્તા આપવામાં આવે છે. તેમ દક્ષિણ આફ્રિકામાં પણ બન્યું હતું. ત્યાં શાંતિ જાળવવાનો કાયદો કરવામાં આવ્યો હતો. તેની એક કલમ એ હતી કે જે કોઈ વગર-પરવાને ટ્રાન્સવાલમાં દાખલ થાય તેને પકડવામાં આવે ને તેને કેદ મળે, આ કલમને આધારે મને પકડવો જોઈએ એમ મસલતો ચાલી. પણ મારા પાસે પરવાનો માગવાની કોઈની હિમ્મત ચાલી નહિ.

અમલદારોએ ડરબન તાર તો મોકલ્યા જ હતા. અને જ્યારે તેમને ખબર પડી કે હું પરવાનો લઈને દાખલ થયો છું ત્યારે તેઓ નિરાશ થયા. પણ એવી નિરાશાથી આ ખાતું હારી બેસે તેમ નહોતું. હું આવ્યો તો ખરો, પણ મિ. ચેમ્બરલેનની પાસે મને ન જવા દેવામાં તેઓ જરૂર ફાવે એમ હતું.

તેથી પેલાં નામોની માગણી થઈ. દક્ષિણ આફ્રિકામાં રંગદ્વેષનો અનુભવ તો જ્યાં ને ત્યાં થતો જ, પણ અહીં

હિંદુસ્તાનના જેવી ગંદકી અને ઘામમેલની બદબો આવી. દક્ષિણ આફ્રિકામાં સામાન્ય ખાતાં પ્રજાને અર્થે ચાલનારાં રહ્યાં; તેથી અમલદારોમાં એક પ્રકારની સરળતા ને નમ્રતા હતી. આનો લાભ થોડેઘણે અંશે કાળી પીળી ચામડીવાળાને પણ અનાયાસે મળતો. હવે જ્યારે બીજું એશિયાઈ વાતાવરણ દાખલ થયું ત્યારે ત્યાંના જેવી જોહુકમી, તેવી ખટપટ વગેરે સડા પણ દાખલ થયા. દક્ષિણ આફ્રિકામાં એક પ્રકારની પ્રજાસત્તા હતી, જ્યારે એશિયામાંથી તો નકરી નવાબશાહી આવી. કેમકે ત્યાં પ્રજાની સત્તા નહોતી પણ પ્રજાની ઉપર જ સત્તા હતી. દક્ષિણ આફ્રિકામાં તો ગોરાઓ ઘર કરીને વસ્યા હતા, એટલે તેઓ ત્યાંની પ્રજા ઠર્યા. આથી અમલદારો ઉપર અંકુશ હતો. આમાં એશિયાથી આવેલા નિરંકુશ અમલદારોએ ભળી હિંદીઓની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી કરી મૂકી.

મને પણ આ સત્તાનો ઠીક અનુભવ મળ્યો. પ્રથમ તો મને આ ખાતાના ઉપરી પાસે બોલાવવામાં આવ્યો. આ ઉપરી લંકાથી આવ્યા હતા. 'બોલાવવામાં આવ્યો' એ પ્રયોગમાં કદાચ અતિશયોક્તિનો ભાસ આવે, તેથી જરા વધારે સ્પષ્ટ કરું. મારા ઉપર કંઈ ચિઠ્ઠી નહોતી આવી. પણ આગેવાન હિંદીઓને તો ત્યાં નિરંતર જવું જ પડે. તેવા આગેવાનોમાં મરહૂમ શેઠ તૈયબ હાજી ખાનમહમદ પણ હતા. તેમને આ સાહેબે પૂછ્યું, 'ગાંધી કોણ છે? એ કેમ આવેલ છે?'

તૈયબ શેઠે જવાબ આપ્યો, 'તે અમારા સલાહકાર છે. તેમને અમે બોલાવેલ છે.'

'ત્યારે અમે બધા અહીં શા કામને સારુ છીએ? અમે તમારું રક્ષણ કરવા નથી નિમાયા? ગાંધીને અહીંની શી ખબર પડે?' સાહેબ બોલ્યા.

તૈયબ શેઠે જેમતેમ આ ઘા પાછો વાળ્યો: ‘તમે તો છો જ. પણ ગાંધી તો અમારા જ ગણાય ના? તે અમારી ભાષા જાણે; તે અમને સમજે. તમે તો અમલદાર કહેવાઓ.’

સાહેબે હુકમ કર્યો, ‘ગાંધીને મારી પાસે લાવજો.’

તૈયબ શેઠ વગેરેની સાથે હું ગયો. ખુરશી તો શેની મળે? અમે બધા ઊભા રહ્યા.

‘કેમ, તમે અહીં શા સારુ આવ્યા છો?’ સાહેબે મારી સામે જોઈ પૂછ્યું.

‘મારા ભાઈઓના બોલાવવાથી તેમને સલાહ દેવા આવ્યો છું,’ મેં જવાબ આપ્યો.

‘પણ તમે જાણતા નથી કે તમને અહીં આવવાનો હક જ નથી? તમને પરવાનો મળ્યો છે તે તો ભૂલથી અપાયો છે. તમે અહીંના રહેવાસી ન ગણાઓ. તમારે તો પાછા જવું પડશે. તમારાથી મિ. ચેમ્બરલેન પાસે નહિ જવાય. અહીંના હિંદીઓનું રક્ષણ કરવાને સારુ તો અમારું ખાતું ખાસ નિમાયું છે. ઠીક જાઓ.’

આટલું કહી સાહેબે મને રજા આપી. મને જવાબ આપવાનો વખત જ ન આપ્યો.

બીજા સાથીઓને રોકયા. તેમને ધમકાવ્યા ને સલાહ આપી કે મને ટ્રાન્સવાલમાંથી વિદાય કરે.

કસાણે મોઢે સાથીઓ આવ્યા. આમ નવો જ કોયડો અણધાર્યો અમારે ઉકેલવાનો આવ્યો.

૭

# કડવો ઘૂંટડો પીધો

આ અપમાનનું મને બહુ દુઃખ થયું. પણ પૂર્વે આવાં અપમાનો સહન કરેલાં તેથી હું રીઢો થઈ રહ્યો હતો. એટલે અપમાનને ન ગણકારતાં તટસ્થપણે જે કર્તવ્ય મને સૂઝે તે કરવું એમ નિશ્ચય કર્યો.

મજકૂર અમલદારની સહીનો કાગળ આવ્યો. તેમાં લખ્યું હતું કે, મિ. ચેમ્બરલેન ડરબનમાં મિ. ગાંધીને મળ્યા છે, એટલે હવે તેમનું નામ પ્રતિનિધિઓમાંથી કાઢી નાંખવાની જરૂર છે.

સાથીઓને આ કાગળ અસહ્ય લાગ્યો. તેમણે ડેપ્યુટેશન લઈ જવાનું માંડી વાળવાનો વિચાર બતાવ્યો. મેં તેમને કોમની કફોડી સ્થિતિ બતાવી: ‘જો તમે મિ. ચેમ્બરલેનની પાસે નહિ જાઓ તો અહીં કંઈ હાડમારી જ નથી એમ ગણાઈ જશે. છેવટે જે કહેવાનું છે તે તો લખવાનું જ છે. તે તૈયાર છે. હું વાંચું કે બીજો કોઈ વાંચે તેની ચિંતા નથી. મિ. ચેમ્બરલેન થોડા જ કંઈ ચર્ચા કરવાના છે? મારું અપમાન થયું છે તે આપણે પી જવું પડશે.’

આમ હું કહી રહ્યો હતો ત્યાં તૈયબ શેઠ બોલી ઊઠ્યા: ‘પણ તમારું અપમાન તે કોમનું જ છે ના? તમે અમારા પ્રતિનિધિ છો એ કેમ ભુલાય?’

મેં કહ્યું, ‘એ ખરું જ છે. પણ આવાં અપમાન કોમે પણ ગળી જવાં પડશે. આપણી પાસે બીજો ઇલાજ શો છે?’

'ભલે જે થવાનું હોય તે થાઓ. પણ હાથે કરીને બીજું અપમાન શા સારુ વહોરવું? ખરાબ તો આમેય થઈ રહ્યું છે. આપણને શા હક મળ્યા છે?' તૈયબ શેઠે જવાબ વાળ્યો.

આ જુસ્સો મને ગમતો હતો, પણ તેનો ઉપયોગ ન કરાય એમ પણ હું જાણતો હતો. કોમની મર્યાદાનો મને અનુભવ હતો, એટલે મેં સાથીઓને શાંત પાડ્યા ને મારી વતી મરહૂમ જ્યૉર્જ ગૉડફ્રે જે હિંદી બારિસ્ટર હતા તેમને લઈ જવાની સલાહ આપી.

એટલે મિ. ગૉડફ્રે ડેપ્યુટેશનના નાયક થયા. મારે વિષે મિ. ચેમ્બરલેને થોડી ચર્ચા પણ કરી. 'એક જ માણસને ફરી સાંભળવા કરતાં નવાને સાંભળવા વધારે યોગ્ય,' વગેરે કહી કરેલો જખમ રુઝાવવા પ્રયત્ન કર્યો.

પણ આથી કોમનું ને મારું કામ વધ્યું, પૂરું ન થયું. એકડે એકથી ફરી શરૂ કરવાનું રહ્યું. 'તમારા કહેવાથી કોમે લડાઈમાં ભાગ લીધો. પણ પરિણામ તો આ જ આવ્યું ના?' એમ મહેણું મારનારા પણ મળી આવ્યા. એ મહેણાની મારા ઉપર કંઈ અસર ન થઈ. મેં કહ્યું, 'મને તે સલાહનો પશ્ચાત્તાપ નથી. આપણે ભાગ લીધો એ ઠીક કર્યું એમ હજુ હું માનું છું. આપણે તેમ કરીને આપણા કર્તવ્યનું પાલન કર્યું. તેનું ફળ ભલે આપણને જોવાનું ન મળે. પણ શુભ કાર્યનું ફળ શુભ જ છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. ગઈગુજરીનો વિચાર કરવા કરતાં હવે આપણું શું કર્તવ્ય છે એ વિચાર કરવો વધારે સારું છે. એટલે આપણે એ વિચારીએ.'

આ વાત બીજાઓએ ઉપાડી લીધી.

મેં કહ્યું: 'ખરું જોતાં જે કામને સારુ મને બોલાવ્યો હતો તે તો હવે પૂરું થયું ગણાય. પણ હું માનું છું કે, તમે

મને રજા આપો તોપણ, મારાથી બને ત્યાં લગી, હું ટ્રાન્સવાલમાંથી ન ખસું. મારું કામ હવે નાતાલમાંથી નહિ પણ અહીંથી ચાલવું જોઈએ. એક વર્ષની અંદર પાછા જવાનો વિચાર મારે માંડી વાળવો જોઈએ ને મારે અહીંની વકીલાતની સનદ મેળવવી જોઈએ. આ નવા ખાતાને પહોંચી વળવાની મને હિમ્મત છે. જો તેને ન પહોંચી વળીએ તો કોમ લૂંટાઈ જાય ને કદાચ અહીંથી કોમનો પગ નીકળી જાય. કોમની હીણપત તો રોજ વધતી જ જાય. મિ. ચેમ્બરલેન મને ન મળ્યા, પેલા અમલદારે મારી સાથે તોછડાઈભરેલું વર્તન ચલાવ્યું, એ તો કોમ આખીની નામોશી થાય તેના હિસાબમાં કંઈ જ નથી. અહીં આપણે કૂતરાંની જેમ રહીએ એ સહન ન જ કરાય.'

આમ મેં વાત ચલાવી. પ્રિટોરિયા અને જોહાનિસબર્ગમાં વસતા હિંદી આગેવાનો સાથે મસલત કરીને છેવટે જોહાનિસબર્ગમાં ઑફિસ રાખવાનો નિશ્ચય થયો.

ટ્રાન્સવાલમાં મને વકીલાતની સનદ મળવા વિષે પણ શંકા તો હતી જ. પણ વકીલમંડળ તરફથી મારી અરજીનો વિરોધ ન થયો ને વડી અદાલતે મારી અરજી મંજૂર કરી.

હિંદીને યોગ્ય જગ્યામાં ઑફિસ મળવી એ પણ મુશ્કેલીની વાત હતી. મિ. રીચની સાથે મને સારો પરિચય થઈ ગયો હતો. તે વખતે તેઓ વેપારીવર્ગમાં હતા. તેમના ઓળખીતા હાઉસ-એજંટની મારફતે મેં ઑફિસનું મકાન સારી જગ્યામાં મેળવ્યું ને વકીલાત શરૂ કરી.

૪

# વધતી જતી ત્યાગવૃત્તિ

ટ્રાન્સવાલમાં કોમી હકોને સારુ કઈ રીતે લડવું પડ્યું ને એશિયાઈ ખાતાના અમલદારોની સાથે કેમ વર્તવું પડ્યું તેના વર્ણનમાં આગળ વધું તે પહેલાં મારા જીવનના બીજા ભાગ ઉપર નજર નાંખવાની આવશ્યકતા છે.

આજ લગી કંઈક દ્રવ્ય એકઠું કરવાની ઇચ્છા હતી. પરમાર્થની સાથે સ્વાર્થનું મિશ્રણ હતું.

મુંબઈમાં જ્યારે ઑફિસ ખોલી ત્યારે એક અમેરિકન વીમાદલાલ આવ્યો હતો. તેનો ચહેરો ખુશનુમા હતો. તેની વાત મીઠી હતી. કેમ જાણે અમે જૂના મિત્રો ન હોઈએ, એમ તેણે મારી સાથે મારા ભાવી કલ્યાણની વાતો કરી: 'અમેરિકામાં તો તમારી સ્થિતિના બધા માણસો પોતાની જિંદગીનો વીમો ઉતરાવે. તમારે પણ તેમ કરી ભવિષ્યને સારુ નિશ્ચિંત થવું જોઈએ. જિંદગીનો ભરોસો તો છે જ નહિ. અમેરિકામાં અમે તો વીમો ઉતારવાને ધર્મ માનીએ છીએ. તમને એક નાની સરખી પૉલિસી કઢાવવા ન લલચાવી શકું?'

ત્યાર સુધી દક્ષિણ આફ્રિકામાં ને હિંદુસ્તાનમાં ઘણા દલાલોને મેં દાદ દીધેલી નહિ. મને લાગતું કે વીમો ઉતરાવવામાં કંઈક ભીરુતા ને ઈશ્વરને વિશે અવિશ્વાસ છે. પણ આ વેળા હું લલચાયો. પેલો જેમ વાત કરતો જાય તેમ મારી સામે પત્ની અને પુત્રોની છબી ખડી થાય. 'જીવ, તેં પત્નીના દાગીના લગભગ બધા વેચી નાંખ્યા છે. જો

તને કંઈ થાય કરે તો પત્નીનો અને છોકરાઓના પાલનનો બોજો ગરીબ ભાઈ, જેમણે બાપનું સ્થાન લીધું છે ને શોભાવ્યું છે, તેમની જ ઉપર પડે ને? એ કંઈ યોગ્ય ન ગણાય.' આવી જાતની મારા મન સાથે દલીલ કરી ને મેં રૂા. ૧૦,૦૦૦ની પૉલિસી કઢાવી.

પણ દક્ષિણ આફ્રિકામાં મારી બદલાયેલી સ્થિતિએ મારા વિચારો બદલાવ્યા. દક્ષિણ આફ્રિકાની નવી આપત્તિને સમયે મેં જે જે પગલાં ભર્યાં તે ઈશ્વરને સાક્ષી રાખીને જ ભરેલાં. દક્ષિણ આફ્રિકામાં કેટલો સમય જશે તેની મને કંઈ જ ખબર નહોતી. મેં માનેલું કે હું હિંદુસ્તાન પાછો જવા નહિ પામું. મારે બાળબચ્ચાંને સાથે જ રાખવાં જોઈએ. તેમનો વિયોગ હવે ન જ હોવો જોઈએ. તેમના ભરણપોષણનું પણ દક્ષિણ આફ્રિકામાં જ થવું જોઈએ. આમ વિચાર કરવાની સાથે જ પેલી પૉલિસી મને દુઃખદ થઈ પડી. વીમાદલાલની જાળમાં ફસાયાને સારુ હું શરમાયો. 'ભાઈ જો બાપ જેવા છે તો તે નાના ભાઈની વિધવાનો બોજો ભારે ગણશે એમ તેં કેમ ધાર્યું? તું જ પહેલો મરશે એમ પણ કેમ ધાર્યું? પાલન કરનાર તો ઈશ્વર છે; નથી તું ને નથી ભાઈ. વીમો ઉતરાવીને તેં તારાં બાળબચ્ચાંને પણ પરાધીન બનાવ્યાં. તેઓ કેમ સ્વાવલંબી ન થાય? અસંખ્ય ગરીબોનાં બાળબચ્ચાંનું શું થાય છે? તું તને તેમના જેવો કાં ન ગણે?'

આમ વિચારોની ધારા ચાલી. તેનો અમલ એકાએક નહોતો કર્યો. એક લવાજમ તો દક્ષિણ આફ્રિકામાંથીયે આપ્યાનું મને સ્મરણ છે.

પણ આ વિચારપ્રવાહને બહારનું ઉત્તેજન મળ્યું. દક્ષિણ આફ્રિકાની પહેલી મુસાફરીમાં હું ખ્રિસ્તી વાતાવરણમાં આવી ધર્મને વિષે જાગૃત રહ્યો. આ વેળા થિયૉસૉફીના

વાતાવરણમાં આવ્યો. મિ. રીચ થિયૉસૉફિસ્ટ હતા. તેમણે મને જોહાનિસબર્ગની સોસાયટીના સંબંધમાં મૂક્યો. તેમાં હું સભ્ય તો ન જ થયો. મારે મતભેદો રહેલા. છતાં લગભગ દરેક થિયૉસૉફિસ્ટના ગાઢ પ્રસંગમાં હું આવ્યો. તેમની સાથે રોજ ધર્મચર્ચા થાય. તેમનાં પુસ્તકો વંચાય, તેમના મંડળમાં મારે બોલવાનું પણ બને. થિયૉસોફીમાં ભ્રાતૃભાવના કેળવવી અને વધારવી એ મુખ્ય વસ્તુ છે. આ વિષેની ચર્ચા અમે ખૂબ કરતા; ને હું જ્યાં એ માન્યતામાં અને સભ્યોના આચરણમાં ભેદ જોતો ત્યાં ટીકા પણ કરતો. આ ટીકાની અસર મારા પોતાની ઉપર સારી પેઠે થઈ. હું આત્મનિરીક્ષણ કરતો થઈ ગયો.

# ૫

# નિરીક્ષણનું પરિણામ

જ્યારે ૧૮૯૩ની સાલમાં હું ખ્રિસ્તી મિત્રોના નિકટ પ્રસંગમાં આવ્યો ત્યારે હું કેવળ શીખનારની સ્થિતિમાં હતો. ખ્રિસ્તી મિત્રો મને બાઇબલનો સંદેશ સંભળાવવા, સમજાવવા ને મારી પાસે તે સ્વીકારાવવા મથતા હતા. હું નમ્રભાવે, તટસ્થપણે તેમનું શિક્ષણ સાંભળી સમજી રહ્યો હતો. આને અંગે મેં હિંદુધર્મનો યથાશક્તિ અભ્યાસ કર્યો ને બીજા ધર્મો સમજવાની પણ કોશિશ કરી. હવે ૧૯૦૩માં જરા સ્થિતિ બદલાઈ. થિયૉસૉફિસ્ટ મિત્રો મને તેમના મંડળમાં ખેંચવા અવશ્ય ઇચ્છતા હતા, પણ તે હિંદુ તરીકે મારી પાસેથી કંઈક મેળવવાના હેતુથી. થિયૉસૉફીનાં પુસ્તકોમાં હિંદુધર્મની છાયા ને તેની અસર તો પુષ્કળ છે જ; તેથી આ ભાઈઓએ માન્યું કે હું તેમને મદદ દઈ શકીશ. મેં તેમને સમજાવ્યું કે મારો સંસ્કૃત અભ્યાસ નહિ જેવો ગણાય, મેં તેના પ્રાચીન ધર્મગ્રંથો સંસ્કૃતમાં વાંચ્યા નથી, તરજુમા વાટે પણ મારું વાચન ઓછું. છતાં તેઓ સંસ્કારને અને પુનર્જન્મને માનનારા હોવાથી મારી થોડીઘણી પણ મદદ તો મળે જ એમ તેમણે માન્યું, ને હું 'નહિ ઝાડ ત્યાં એરંડો પ્રધાન' જેવો થઈ પડ્યો. કોઈની સાથે વિવેકાનંદનો 'રાજયોગ' તો કોઈની સાથે મણિલાલ નભુભાઈનો વાંચવાનું શરૂ કર્યું. એક મિત્રની સાથે 'પાતંજલ યોગદર્શન' વાંચવું પડ્યું. ઘણાની સાથે ગીતાનો અભ્યાસ શરૂ થયો. એક નાનુંસરખું 'જિજ્ઞાસુ મંડળ' નામે મંડળ પણ કાઢ્યું ને નિયમિત

અભ્યાસ શરૂ થયો. ગીતાજી ઉપર મને પ્રેમ અને શ્રદ્ધા તો હતાં જ. હવે તેમાં ઊંડા ઊતરવાની આવશ્યકતા જોઈ. મારી પાસે એક બે તરજુમા હતા તેની મદદ વડે મૂળ સંસ્કૃત સમજી લેવાનો પ્રયત્ન કર્યો ને નિત્ય એક અથવા બે શ્લોક કંઠ કરવાનું ધાર્યું.

સવારના દાતણ અને સ્નાનનો સમય મેં કંઠ કરવાના ઉપયોગમાં લીધો. દાતણમાં પંદર મિનિટ ને સ્નાનમાં વીસ મિનિટ જતી. દાતણ અંગ્રેજી રીત પ્રમાણે ઊભાં ઊભાં કરતો. સામેની દીવાલ ઉપર ગીતાના શ્લોક લખીને ચોંટાડતો ને તે જરૂર પ્રમાણે જોતો ને ગોખતો. આ ગોખેલા શ્લોકો પાછા સ્નાન લગીમાં પાકા થઈ જાય. દરમ્યાન પાછલા નિત્ય એક વાર બોલી જવાય. આમ કરીને મેં તેર અધ્યાય લગી મોઢે કરી લીધાનું મને સ્મરણ છે. પાછળથી વ્યવસાય વધ્યો. સત્યાગ્રહનો જન્મ થતાં ને તે બાળકને ઉછેરતાં મારો વિચાર કરવાનો સમય પણ એની ઉછેરમાં વીત્યો ને હજુ વીતી રહ્યો છે એમ કહી શકાય.

આ ગીતાવાચનની અસર મારા સહાધ્યાયીઓ ઉપર તો જે પડી હોય તે તેઓ જાણે, મારે સારુ તો તે પુસ્તક આચારનું એક પ્રૌઢ માર્ગદર્શક થઈ પડયું. તે પુસ્તક મારો ધાર્મિક કોષ થઈ પડયું અજાણ્યા અંગ્રેજી શબ્દની જોડણી કે તેના અર્થને સારુ હું જેમ અંગ્રેજી શબ્દકોષ ખોલતો તેમ આચારની મુસ્કેલીઓ, તેના અટપટા કોયડા ગીતાજી પાસે ખોલાવતો. અપરિગ્રહ, સમભાવ વગેરે શબ્દોએ મને પકડયો. સમભાવ કેમ કેળવાય, કેમ જાળવાય? અપમાન કરતા અમલદારો, લાંચ લેનારા અમલદારો, નકામો વિરોધ કરનારા, ગઈ કાલના સાથીઓ વગેરે, અને જેમણે ભારે ઉપકાર કર્યો હોય એવા સજ્જનો વચ્ચે ભેદ નહિ એટલે શું? અપરિગ્રહ તે કેમ પળાતો હશે? દેહ છે એ કયાં ઓછો પરિગ્રહ છે?

સ્ત્રીપુત્રાદિ પરિગ્રહ નથી તો શું? પુસ્તકોનાં થોથાંનાં કબાટો બાળી નાંખવાં? ઘર બાળીને તીર્થ કરવું! લાગલો જ જવાબ મળ્યો કે ઘર બાળ્યા વિના તીર્થ થાય જ નહિ. અંગ્રેજી કાયદાએ મદદ કરી. સ્નેલની કાયદાના સિદ્ધાંતોની ચર્ચા યાદ આવી. 'ટ્રસ્ટી' શબ્દનો અર્થ ગીતાજીના અભ્યાસને પરિણામે વિશેષ સમજ્યો. કાયદાના શાસ્ત્રને વિષે માન વધ્યું. તેમાં પણ મેં ધર્મ ભાળ્યો. ટ્રસ્ટીની પાસે કરોડો હોય છતાં તેમાંની એક પાઈ તેની નથી, તેમ મુમુક્ષુએ વર્તવું રહ્યું એમ હું ગીતાજીમાંથી સમજ્યો. અપરિગ્રહી થવામાં, સમભાવી થવામાં હેતુનું, હૃદયનું પરિવર્તન આવશ્યક છે એમ મને દીવા જેવું દેખાયું. રેવાશંકરભાઈને લખી વાળ્યું કે વીમાની પૉલિસી બંધ કરજો. કંઈ પાછું મળે તો લેજો, ન મળે તો અપાયા પૈસા ગયા સમજજો. બાળકોની અને સ્ત્રીની રક્ષા તેનો અને આપણો પેદા કરનાર કરશે. આવી મતલબનો કાગળ લખ્યો. પિતા સમાન ભાઈને લખ્યું, 'આજ લગી તો મારી પાસે બચ્યું તે તમને અર્પણ કર્યું. હવે મારી આશા છોડજો. હવે જે બચશે તે અહીં જ કોમને અર્થે વપરાશે.'

આ વાત હું ભાઈને ઝટ ન સમજાવી શક્યો. તેમણે મને પ્રથમ તો સખત શબ્દોમાં તેમના પ્રત્યેનો મારો ધર્મ સમજાવ્યો: બાપ કરતાં મારે ડાહ્યા ન થવું, બાપે જેમ કુટુંબને પોષ્યું તેમ મારે પણ કરવું જોઈએ, વગેરે. મેં સામો વિનય કર્યો કે બાપનું જ કામ હું કરી રહ્યો છું. કુટુંબનો અર્થ જરા બહોળો કરીએ તો મારું પગલું સમજાય તેવું લાગશે.

ભાઈએ આશા છોડી. લગભગ અબોલા લીધા જેવું કર્યું. મને તેથી દુઃખ થયું. પણ જેને હું ધર્મ માનતો હતો તે છોડતાં ઘણું વધારે દુઃખ થતું હતું. મેં ઓછું દુઃખ સહન

કર્યું. છતાં ભાઈ પ્રત્યેની મારી ભક્તિ નિર્મળ અને પ્રચંડ હતી. ભાઈનું દુઃખ તેમના પ્રેમમાંથી ઉદ્ભવ્યું હતું. તેમને મારા પૈસા કરતાંયે મારા સદ્વર્તનની વધારે ગરજ હતી.

તેમના આખરના દિવસોમાં ભાઈ પલળ્યા. મરણ-પથારીએ હતા ત્યારે તેમને જણાયું કે મારું પગલું જ સાચું અને ધર્મ્ય હતું. તેમનો અત્યંત કરુણાજનક કાગળ મળ્યો. જો બાપ દીકરાની માફી માગી શકતો હોય તો તેમણે મારી માફી માગી. તેમના દીકરાઓને મારી રીત પ્રમાણે ઉછેરવાની મને ભલામણ કરી. પોતે મને મળવાને અધીરા થયા. મને તાર કર્યો. મેં 'આવો' એમ તારથી જવાબ આપ્યો. પણ અમારો મેળાપ નિર્માયો નહોતો.

તેમની તેમના પુત્રો વિષેની ઇચ્છા પણ પૂરી ન થઈ. ભાઈએ દેશમાં જ દેહ છોડ્યો. દીકરાઓને તેમના આગલા જીવનનો સ્પર્શ હતો. તેમનું પરિવર્તન ન થયું. હું તેમને મારી પાસે ન ખેંચી શક્યો. એમાં તેમનો દોષ નથી. સ્વભાવને કોણ ફેરવી શકે? બળવાન સંસ્કારને કોણ ભૂંસી શકે? આપણે માનીએ કે, જેમ આપણામાં પરિવર્તન થાય કે વિકાસ થાય તેમ આપણાં આશ્રિતોમાં કે સાથીઓમાં પણ થવો જોઈએ, એ મિથ્યા છે.

માબાપ થનારની જવાબદારી કેવી ભયંકર છે તે આ દૃષ્ટાંત ઉપરથી કંઈક સમજાય એમ છે.

# ૬

# નિરામિષાહારને બલિદાન

જીવનમાં જેમ જેમ ત્યાગ અને સાદાઈ વધ્યાં અને ધર્મજાગૃતિ વધી તેમ તેમ નિરામિષાહારનો અને તેના પ્રચારનો શોખ વધતો ગયો. પ્રચારનું કામ મેં એક જ રીતે કરી જાણ્યું છે: આચારથી અને આચારની જોડે જિજ્ઞાસુ સાથે વાર્તાલાપથી.

જોહાનિસબર્ગમાં એક નિરામિષાહારી ગૃહ હતું. તે એક જર્મન, જે કુહ્નીના જલોપચારને માનનારો હતો, તે ચલાવતો હતો. ત્યાં જવાનું મેં શરૂ કર્યું ને જેટલા અંગ્રેજ મિત્રોને ત્યાં લઈ જઈ શકાય તેટલાને તેને ત્યાં લઈ જતો. પણ મેં જોયું કે આ ગૃહ લાંબો સમય નહિ ચાલે. તેને પૈસાની તંગી તો તેમાં રહ્યાં જ કરતી. મને યોગ્ય લાગી તેટલી મદદ મેં તેને કરી. કંઈક પૈસા ખોયા પણ ખરા. છેવટે તે બંધ થયું. થિયોસોફિસ્ટ ઘણા નિરામિષાહારી હોય છે. કોઈ પૂરા, કોઈ અધૂરા. આ મંડળની એક બાઈ સાહસિક હતી. તેણે મોટા પાયા ઉપર એક નિરામિષાહારી ગૃહ કાઢ્યું. આ બાઈને કલાનો શોખ હતો. ખર્ચાળ સારી પેઠે હતી, અને હિસાબનું બહુ ભાન નહોતું. તેનું મિત્રમંડળ ઠીક પ્રમાણમાં ગણાય. પ્રથમ તો એનું કામ નાના પાયા ઉપર શરૂ થયું. પણ તેણે તેમાં વધારો કરવાનો ને મોટી જગ્યા મેળવવાનો નિશ્ચય કર્યો. આમાં મારી મદદ માગી. તે વેળા તેના હિસાબ વગેરેની મને કશી ખબર નહોતી. તેની ગણતરીઓ યોગ્ય હશે એમ મેં માની લીધું. મારી

પાસે સગવડ હતી. ઘણા અસીલોનાં નાણાં મારી પાસે રહેતાં. તેમાંના એકની રજા લઈ તેનાં નાણાંમાંથી લગભગ એક હજાર પાઉંડ આપ્યા. આ અસીલ વિશાળ હૃદયનો અને વિશ્વાસુ હતો. તે પ્રથમ ગિરમીટમાં આવેલો. તેણે કહ્યું, 'ભાઈ, આપ કા દિલ ચાહે તો પૈસે દે દો. મૈં કુછ ના જાનું. મૈં તો આપ હી કો જાનતા હું.' તેનું નામ બદ્રી. તેણે સત્યાગ્રહમાં ઘણો મોટો ભાગ લીધો હતો. તેણે જેલ પણ ભોગવી હતી. આટલી સંમતિ ઉપરથી મેં તેના પૈસા ધીર્યા. બેત્રણ માસમાં જ મને ખબર પડી ગઈ કે આ પૈસા પાછા નહિ આવે. આટલી મોટી રકમ ખોવાની મારી શક્તિ નહોતી. મારી પાસે એટલા પૈસાનો બીજો ઉપયોગ હતો. પૈસા પાછા ન જ આવ્યા. પણ વિશ્વાસુ બદ્રીના પૈસા જાય કેમ? તેણે તો મને જ જાણ્યો હતો. એ પૈસા મેં ભરી આપ્યા.

એક અસીલ મિત્રને મેં આ પૈસાની ધીરધારની વાત કરેલી. તેમણે મને મીઠો ઠપકો આપી જાગૃત કર્યો:

'ભાઈ, (દક્ષિણ આફ્રિકામાં હું 'મહાત્મા' નહોતો બન્યો, 'બાપુ' પણ નહોતો થયો. અસીલ મિત્રો મને 'ભાઈ' કહીને જ બોલાવતા.) આ કામ તમારું નથી. અમે તો તમારે વિશ્વાસે ચાલનારા. આ પૈસા તમને પાછા નથી મળવાના. બદ્રીને તો તમે બચાવી લેશો ને તમારા ખોશો. પણ આવાં સુધારકનાં કામોમાં બધા અસીલોના પૈસા આપવા માંડો તો અસીલો મરી રહે ને તમે ભિખારી બનો ને ઘેર બેસો. તેમાં તમારું જાહેર કામ રખડે.'

સુભાગ્યે આ મિત્ર હયાત છે. દક્ષિણ આફ્રિકામાં ને બીજે તેમના કરતાં વધારે સ્વચ્છ માણસ મેં બીજો નથી ભાળ્યો. કોઈને વિષે પોતાના મનમાં શક આવે તો, ને તે ખોટો છે એમ તેમને લાગે કે તરત જ, સામેના માણસની

તુરત માફી માગી પોતાનો આત્મા સાફ કરે. મને આ અસીલની ચેતવણી ખરી લાગી. બર્ડાના પૈસા તો હું ભરી શક્યો, પણ બીજા હજાર પાંઉડ તે જ વેળા ખોયા હોત તો ભરી આપવાની મારી મુદ્દલ શક્તિ નહોતી ને મારે કરજમાં જ પડવું પડત. અને એ ધંધો તો મેં મારી જિંદગીભરમાં કદી નથી કર્યો ને તે તરફ મને હમેશ ભારે અણગમો રહ્યો છે. મેં જોયું કે સુધારા કરવાને ખાતર પણ પોતાની શક્તિ બહાર ન જવું ઘટે. મેં એમ પણ જોયું કે આ ધીરધાર કરવામાં મેં ગીતાના તટસ્થ નિષ્કામ કર્મના મુખ્ય પાઠનો અનાદર કર્યો હતો. આ ભૂલ મારે સારુ દીવાદાંડી થઈ પડી.

નિરામિષાહારના પ્રચારને સારુ આવું બલિદાન કરવાનું મારી કલ્પનામાં નહોતું. મારે સારુ એ પરાણે પુણ્ય થઈ પડયું.

૭

# માટી અને પાણીના પ્રયોગ

મારા જીવનની સાદાઈ વધતી ગઈ તેમ તેમ રોગોને સારુ દવા લેવાનો અણગમો જે મૂળથી હતો તે વધતો ગયો. જ્યારે હું ડરબનમાં વકીલાત કરતો ત્યારે દાક્તર પ્રાણજીવનદાસ મહેતા મને તેડવા આવેલા. તે વેળા મને નબળાઈ રહેતી અને સોજા પણ કોઈ કોઈ વાર રહેતા. તેને સારુ તેમણે દવા કરી હતી અને તેથી મને આરામ થયેલો. આ પછી દેશમાં પાછો આવ્યો ત્યાં લગી મને નોંધ લેવા યોગ્ય વ્યાધિ થયાનું સ્મરણ નથી.

પણ જોહાનિસબર્ગમાં મને કબજિયત રહેતી અને વખતોવખત માથું દુખવા આવતું. રેચની કંઈ દવા લઈને તબિયત ઠીકઠીક રાખતો. ખોરાકનું પથ્ય તો હંમેશાં હતું જ, પણ તેથી હું તદ્દન વ્યાધિમુક્ત ન થયો. રેચમાંથી પણ છુટાય તો સારું એમ મનને રહ્યાં જ કરે.

માંચેસ્ટરમાં ‘નો-બ્રેકફાસ્ટ એસોસિયેશન’ સ્થપાયા વિષે વાંચ્યું. તેમાં દલીલ એ હતી કે અંગ્રેજો ઘણી વાર અને ઘણું ખાય છે, રાતના બાર વાગ્યા લગી ખાધાં કરે ને પછી દાક્તરનાં ઘર શોધે. આ ઉપાધિમાંથી છૂટવું હોય તો સવારનું ખાણું—‘બ્રેકફાસ્ટ’—છોડી દે. આ દલીલ મને તો જોકે પૂરેપૂરી લાગુ નહોતી પડતી, છતાં તેનો અંશ લાગુ પડતો હતો એમ મને લાગ્યું. હું ત્રણ વખત પેટ ભરીને જમતો ને બપોરની ચા પણ પીતો. હું કદી અલ્પાહારી નહોતો. નિરામિષાહારમાં અને મસાલા વિના જે જે સ્વાદો

કરી શકાય તે કરતો. છસાત વાગ્યા પહેલાં ભાગ્યે ઊઠતો. આ ઉપરથી મને લાગ્યું કે, હું પણ જો સવારનું ખાણું છોડું તો માથાના દરદમાંથી અવશ્ય મુક્ત થાઉં. મેં સવારનું ખાણું છોડયું. થોડા દહાડા વસમું તો લાગ્યું, પણ માથાનું દરદ તો ગયું જ, એ ઉપરથી મેં ધાર્યું કે મારો ખોરાક હાજત કરતાં વધારે હતો.

પણ કબજિયતની ફરિયાદ આ ફેરફારથી ન મટી. કુહ્નીના કટિસ્નાનના ઉપચાર કર્યા તેથી થોડો આરામ થયો, પણ જોઈતો ફેરફાર તો ન જ થયો. દરમ્યાન પેલા જર્મન વીશીવાળાએ કે કોઈ બીજા મિત્રે મારા હાથમાં જુસ્ટનું 'રીટર્ન ટુ નેચર' ('કુદરત તરફ વળો') નામનું પુસ્તક મૂક્યું, તેમાં મેં માટીના ઉપચાર વિષે વાંચ્યું. સૂકાં ને લીલાં ફળ જ મનુષ્યનો કુદરતી ખોરાક છે એ વાતનું પણ આ લેખકે બહુ સમર્થન કર્યું છે. કેવળ ફળાહારનો પ્રયોગ તો મેં આ વેળા ન આદર્યો, પણ માટીના ઉપચાર તુરત શરૂ કર્યા. તેની મારા ઉપર અજાયબીભરેલી અસર થઈ. ઉપચાર આ પ્રમાણે હતો: સાફ ખેતરાઉ લાલ કે કાળી માટી લઈ, તેમાં માપસર ઠંડું પાણી નાંખી, સાફ ઝીણા પલાળેલા કપડામાં લપેટી, પેટ ઉપર મૂકી ને તેને પાટાથી બાંધી. આ લોપરી રાતના સૂતી વખતે બાંધતો ને સવારે અથવા રાતમાં જાગી જાઉં તો ત્યારે કાઢી નાંખતો. તેથી મારી કબજિયત નાબૂદ થઈ. આ માટીના ઉપચારો મેં ત્યાર બાદ મારા ઉપર ને મારા અનેક સાથીઓ ઉપર કર્યા અને ભાગ્યે કોઈને વિષે નિષ્ફળ ગયાનું મને સ્મરણ છે.

દેશમાં આવ્યા બાદ હું આવા ઉપચારો વિષે આત્મવિશ્વાસ ખોઈ બેઠો છું. પ્રયોગો કરવાનો, એક જગ્યાએ સ્થિર થઈ બેસવાનો, મને અવસર પણ નથી મળી શક્યો. છતાં માટીના ને પાણીના ઉપચારોને વિષે મારી શ્રદ્ધા ઘણે

અંશે જેવી આરંભમાં હતી તેવી જ છે. આજે પણ મર્યાદાની અંદર રહીને માટીના ઉપચાર મારા પોતાની ઉપર તો હું કરું જ છું ને મારા સાથીઓને પણ પ્રસંગ આવ્યે સલાહ દઉં છું. જિંદગીમાં બે સખત માંદગીઓ ભોગવી છૂટચો છું, છતાં મારી માન્યતા છે કે મનુષ્યોને દવા લેવાની ભાગ્યે જ જરૂર રહે છે. પથ્ય અને પાણી, માટી, ઇત્યાદિના ઘરગથ્થુ ઉપચારોથી એક હજારમાંથી નવસેં નવાણું કેસ સારા થઈ શકે છે.

ક્ષણે ક્ષણે વૈદ્ય, હકીમ અને દાક્તરને ત્યાં દોડવાથી ને શરીરમાં અનેક વસાણાં અને રસાયણો ભરવાથી મનુષ્ય પોતાનું જીવન ટૂંકું કરે છે, એટલું જ નહિ પણ પોતાના મન ઉપરનો કાબૂ ખોઈ બેસે છે, તેથી મનુષ્યત્વ ખોઈ બેસે છે, અને શરીરનો સ્વામી રહેવાને બદલે શરીરનો ગુલામ બને છે.

માંદગીના બિછાનામાં પડચો આ હું લખી રહ્યો છું તેટલા સારુ આ વિચારોને કોઈ ન અવગણે. મારી માંદગીનાં કારણો હું જાણું છું. મારા જ દોષોને લીધે હું માંદો પડચો છું એનું મને પૂરેપૂરું જ્ઞાન અને ભાન છે. અને તે ભાન હોવાથી હું ધીરજ નથી ખોઈ બેઠો. એ માંદગીને મેં ઈશ્વરનો અનુગ્રહ માન્યો છે ને અનેક દવાઓ કરવાની લાલચથી દૂર રહ્યો છું. મારી હઠથી દાક્તર મિત્રોને હું કંટાળો આપું છું એમ પણ હું જાણું છું, પણ તેઓ ઉદારવૃત્તિથી મારી હઠને સહન કરે છે ને મારો ત્યાગ કરતા નથી.

પણ મારે અત્યારની મારી સ્થિતિનું વર્ણન લંબાવવું ન ઘટે. એટલે આપણે ૧૯૦૪-૫ના સમય તરફ વળીએ.

પણ તેનો આગળ વિચાર કરતા પહેલાં વાંચનારને થોડી સાવચેતી આપવાની જરૂર છે. આ વાંચીને જેઓ

જ્યુસ્ટનું પુસ્તક ખરીદે તેમણે તેમાંનું બધું વેદવાક્ય ન સમજવું. બધાં લખાણોમાં લેખકની એકાંગી દૃષ્ટિ ઘણે ભાગે હોય છે. પણ દરેક વસ્તુને ઓછામાં ઓછી સાત દૃષ્ટિએ જોઈ શકાય છે; ને તે તે દૃષ્ટિએ તે વસ્તુ ખરી હોય છે. પણ બધી દૃષ્ટિઓ એક જ વખતે ને એક પ્રસંગે ખરી ન જ હોય. વળી ઘણાં પુસ્તકોમાં ઘરાકીની અને નામની લાલચનો દોષ પણ હોય છે. એટલે જેઓ મજકૂર પુસ્તક વાંચે તેઓ વિવેકપૂર્વક વાંચે અને કંઈ પ્રયોગો કરવા હોય તો કોઈ અનુભવીની સલાહ મેળવે અથવા ધીરજપૂર્વક આવી વસ્તુનો થોડો અભ્યાસ કરી પ્રયોગોમાં ઊતરે.

## ૮

# એક સાવચેતી

પ્રવાહપતિત કથાના પ્રસંગને હજુ આવતા પ્રકરણ લગી મુલતવી રાખવો પડશે.

ગયા પ્રકરણમાં માટીના પ્રયોગોને અંગે હું જે લખી ગયો તેના જેવો મારો ખોરાકનો પ્રયોગ પણ હતો, એટલે એ વિષે આ સમયે થોડું લખી નાંખવું ઉચિત સમજું છું. બીજું કેટલુંક પ્રસંગોપાત્ત હવે પછી આવશે.

ખોરાકના મારા પ્રયોગો અને તેને વિષેના વિચારોનો વિસ્તાર આ પ્રકરણોમાં નહિ કરાય. એ વિષે મેં 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' નામે પુસ્તક દક્ષિણ આફ્રિકામાં 'ઇંડિયન ઓપીનિયન'ને સારુ લખેલું તેમાં વિસ્તારપૂર્વક લખ્યું છે. મારાં નાનાં નાનાં પુસ્તકોમાં એ પુસ્તક પશ્ચિમમાં તેમ જ અહીં સહુથી વધારે પ્રસિદ્ધિ પામ્યું છે. તેનું કારણ હું આજ લગી સમજી નથી શક્યો. એ પુસ્તક કેવળ 'ઇંડિયન ઓપીનિયન'ના વાંચનારને સારુ લખવામાં આવ્યું હતું. પણ તેને આધારે ઘણાં ભાઈબહેનોએ પોતાના જીવનમાં ફેરફાર કર્યા છે ને મારી સાથે પત્રવ્યવહાર પણ ચલાવ્યો છે, તેથી તેને વિષે અહીં કંઈક લખવાની આવશ્યકતા ઊભી થઈ છે.

કેમકે, જો કે તેમાં લખેલા મારા વિચારોમાં ફેરફાર કરવાની આવશ્યકતા મેં નથી અનુભવી, છતાં મારા આચારમાં મેં મહત્ત્વનો ફેરફાર કર્યો છે એ તે પુસ્તકના બધા વાંચનાર નથી જાણતા. તેઓ એ તુરત જાણે એ જરૂરનું છે.

એ પુસ્તક લખવામાં — જેમ બીજાં લખવામાં — કેવળ ધર્મભાવના હતી અને તે જ મારા પ્રત્યેક કાર્યમાં આજે પણ વર્તે છે. તેથી તેમાંના કેટલાય વિચારોનો હું આજે અમલ નથી કરી શકતો એનો મને ખેદ છે, એની મને શરમ છે.

મારો દૃઢ વિશ્વાસ છે કે, મનુષ્ય બાળક તરીકે માતાનું દૂધ પીએ છે તે ઉપરાંત બીજા દૂધની આવશ્યકતા નથી. મનુષ્યનો ખોરાક વનપક્વ ફળો, લીલાં અને સૂકાં, સિવાય બીજો નથી. બદામાદિ બીજોમાંથી અને દ્રાક્ષાદિ ફળોમાંથી તેને શરીર અને બુદ્ધિનું પૂર્ણ પોષણ મળી રહે છે. આવા ખોરાક ઉપર જે રહી શકે તેને સારુ બ્રહ્મચર્યાદિ આત્મસંયમ ઘણી સહેલી વસ્તુ થઈ પડે છે. આહાર તેવો ઓડકાર, માણસ જેવું ખાય તેવો થાય છે, એ કહેવતમાં ઘણું તથ્ય છે, એમ મેં અને મારા સાથીઓએ અનુભવ્યું છે.

આ વિચારોનું વિસ્તારપૂર્વક સમર્થન આરોગ્યના પુસ્તકમાં છે.

પણ મારે નસીબે હિંદુસ્તાનમાં મારા પ્રયોગને સંપૂર્ણતાએ પહોંચાડવાનું નહોતું. ખેડા જિલ્લામાં સિપાહીભરતીનું કામ કરતો કરતો મારી ભૂલથી હું મરણપથારીએ પડ્યો. દૂધ વિના જીવવાનાં મેં બહુ વલખાં માર્યાં. જે વૈદ્યોને, દાક્તરોને, રસાયણશાસ્ત્રીઓને ઓળખતો તેમની મદદ માગી. કોઈએ મગનું પાણી, કોઈએ મહુડાંનું તેલ, કોઈએ બદામનું દૂધિયું સૂચવ્યાં. એ બધી ચીજોના પ્રયોગો કરતાં મેં શરીરને નિચોવ્યું, પણ તેથી હું પથારીએથી ઊઠી ન શક્યો.

વૈદ્યોએ મને ચરક ઇત્યાદિમાંથી શ્લોકો સંભળાવ્યા કે, વ્યાધિને દૂર કરવા સારુ ખાદ્યાખાદ્યનો બાધ હોય નહિ ને માંસાદિ પણ ખવાય. આ વૈદ્યો મને દૂધના ત્યાગમાં કાયમ રહેવાની મદદ કરી શકે તેમ નહોતું. જ્યાં 'બીફ ટી' અને

એંડીને સ્થાન છે ત્યાંથી દૂધના ત્યાગમાં મદદ ક્યાંથી મળે? ગાયભેંસનું દૂધ તો લેવાય જ નહિ. મને વ્રત હતું. વ્રતનો હેતુ તો દૂધમાત્રનો ત્યાગ કરવાનો હતો. પણ વ્રત લેતી વખતે મારી સામે ગાય અને ભેંસમાતા જ હતાં તેથી અને જીવવાની આશાએ મેં મનને જેમતેમ ફોસલાવી લીધું. વ્રતનો અક્ષર પાળ્યો ને બકરીનું દૂધ લેવાનો નિશ્ચય કર્યો. મારા વ્રતનો આત્મા હણાયો એમ મેં બકરીમાતાનું દૂધ લેતી વેળા પણ જાણ્યું.

પણ મારે 'રોલેટ ઍક્ટ' ની સામે ઝૂઝવું હતું. એ મોહ મને મૂકતો નહોતો. તેથી જીવવાની પણ ઇચ્છા રહી ને જેને હું મારા જીવનનો મહાન પ્રયોગ માનું છું તે અટક્યો.

ખાવાપીવાની સાથે આત્માને સંબંધ નથી, તે નથી ખાતો, નથી પીતો, જે પેટમાં જાય છે તે નહિ, પણ જે વચનો અંદરથી નીકળે છે તે હાનિલાભ કરે છે વગેરે દલીલો હું જાણું છું. એમાં તથ્યાંશ છે. પણ દલીલમાં ઊતર્યા વિના અહીં તો મારો દૃઢ નિશ્ચય જ મૂકી દઉં છું કે, જે મનુષ્ય ઈશ્વરથી ડરીને ચાલવા ઇચ્છે છે, જે ઈશ્વરનાં પ્રત્યક્ષ દર્શન કરવા ઇચ્છે છે, એવા સાધક ને મુમુક્ષુને સારુ પોતાના ખોરાકની પસંદગી — ત્યાગ અને સ્વીકાર — એટલાં જ આવશ્યક છે, જેટલાં વિચાર અને વાચાની પસંદગી — ત્યાગ અને સ્વીકાર — આવશ્યક છે.

પણ જે બાબતમાં હું પોતે પડ્યો છું તે બાબતમાં બીજાઓને મારે આધારે ચાલવાની હું સલાહ ન આપું એટલું જ નહિ, પણ તેમને રોકું. તેથી આરોગ્યના પુસ્તકને આધારે પ્રયોગો કરનારાં બધાં ભાઈબહેનોને હું સાવધાન કરવા ઇચ્છું છું. દૂધનો ત્યાગ સર્વાંશે લાભદાયી લાગે, અથવા અનુભવી વૈદ્ય દાક્તરોની તેનો ત્યાગ કરવાની સલાહ હોય તે સિવાય, કેવળ મારા પુસ્તકને આધારે તેઓ દૂધનો

ત્યાગ ન કરે. અહીંનો મારો અનુભવ અત્યાર લગી તો મને એમ જ સૂચવે છે કે જેની હોજરી મંદ થઈ છે ને જે પથારીવશ થયો છે તેને સારુ દૂધ જેવો બીજો હલકો તથા પોષક ખોરાક જ નથી. તેથી દૂધની મર્યાદા જે એ પુસ્તકમાં સૂચવી છે તે પર હદ ન રાખવા તે પુસ્તક વાંચનારને મારી વિનંતી અને ભલામણ છે.

આ પ્રકરણના વાંચનાર કોઈ વૈદ્ય, દાક્તર, હકીમ કે બીજા અનુભવી દૂધની અવેજીમાં તેટલી જ પોષક છતાં પાચક વનસ્પતિ, પોતાના વાચનના આધારે નહિ પણ અનુભવના આધારે, જાણતા હોય તો મને જણાવી મારા ઉપર ઉપકાર કરે.

૯

# બળિયા સાથે બાથ

હવે એશિયાઈ અમલદારો તરફ નજર કરીએ. એશિયાઈ અમલદારોનું મોટામાં મોટું થાણું જોહાનિસબર્ગમાં હતું. એ થાણામાં હિંદી, ચીના વગેરેનું રક્ષણ નહિ પણ ભક્ષણ થતું હતું એમ હું જોઈ રહ્યો હતો. મારી પાસે રોજ ફરિયાદો આવે: 'હકદાર દાખલ થઈ નથી શકતા, ને બેહક સો સો પાઉંડ આપીને આવ્યે જાય છે. આનો ઇલાજ તમે ન કરો તો કોણ કરશે?' મને પણ એવી જ લાગણી હતી. જો આ સડો ન નીકળે તો મારું ટ્રાન્સવાલમાં વસવું ફોકટ ગણાય.

હું પુરાવા એકઠા કરવા લાગ્યો. જ્યારે મારી પાસે ઠીક જમાવ થયો ત્યારે હું પોલીસ કમિશનરની પાસે પહોંચ્યો. તેનામાં દયા અને ઇન્સાફ હતાં એમ મને લાગ્યું. મારી વાત છેક કાઢી નાંખવાને બદલે તેણે ધીરજથી સાંભળી ને પુરાવા રજૂ કરવા કહ્યું. સાક્ષીઓને પોતે જ તપાસ્યા. તેની ખાતરી થઈ. પણ જેમ હું જાણતો હતો તેમ તે પણ જાણતો હતો કે દક્ષિણ આફ્રિકામાં ગોરા પંચોની પાસે ગોરા ગુનેગારને દંડ દેવડાવવો એ મુશ્કેલ હતું. 'તોપણ આપણે મહેનત તો કરીએ. આવા ગુનેગાર જ્યુરીને હાથે છૂટી જશે એવી બીકથી તેમને ન પકડાવવા એ પણ બરોબર નથી. એટલે હું તો તેમને પકડાવીશ. મારી મહેનતમાં કચાશ નહિ રાખું એટલી તમને ખાતરી આપું છું.'

મને ખાતરી હતી જ. બીજા અમલદારો ઉપર પણ શક તો હતો, પણ તેમની સામે મારી પાસે કાચો પુરાવો હતો. બેને વિષે મુદ્દલ શક નહોતો. તેથી બેની ઉપર વૉરંટ નીકળ્યાં.

મારી હિલચાલ છૂપી રહી જ ન શકે તેવી હતી. હું લગભગ રોજ પોલીસ કમિશનરને ત્યાં જાઉં એ ઘણા દેખે. આ બે અમલદારોના નાનામોટા જાસૂસો તો હતા જ. તેઓ મારી ઑફિસની ચોકી કરે ને મારી આવજાના ખબર પેલા અમલદારોને આપે. અહીં મારે એટલું કહેવું જોઈએ કે મજકૂર અમલદારોનો ત્રાસ એટલો બધો હતો કે તેમને બહુ જાસૂસો નહોતા મળતા. હિંદીઓની તેમ જ ચીનાની મને મદદ ન હોત તો આ અમલદારો ન જ પકડાત.

આ બેમાંથી એક અમલદાર ભાગ્યો. પોલીસ કમિશનરે બહારનું વૉરંટ કઢાવી તેને પકડાવ્યો ને પાછો આણ્યો. કેસ ચાલ્યો. પુરાવા પણ સરસ પડ્યા. છતાં, અને એક તો ભાગ્યો હતો એમ જ્યુરીની પાસે પુરાવો પડ્યો હતો તોપણ, બંને છૂટી ગયા!

હું બહુ નિરાશ થયો. પોલીસ કમિશનરને પણ દુઃખ થયું. વકીલના ધંધા પ્રત્યે મને અણગમો ઉત્પન્ન થયો. બુદ્ધિનો ઉપયોગ ગુનો છુપાવવામાં થતો જોઈ મને બુદ્ધિ જ અળખામણી લાગી.

બન્ને અમલદારોનો ગુનો એટલો પ્રસિદ્ધ થઈ ગયો હતો કે તેઓ છૂટ્યા છતાં સરકાર તેમને સંઘરી તો ન જ શકી. બન્નેને બરતરફી મળી ને એશિયાઈ થાણું કંઈક ચોખ્ખું થયું. કોમને હવે ધીરજ આવી ને હિમ્મત પણ આવી.

મારી પ્રતિષ્ઠા વધી. મારો ધંધો પણ વધ્યો. કોમના સેંકડો પાઉંડ દર માસે લાંચમાં જ જતા તેમાંથી ઘણા બચ્યા. બધા બચ્યા એમ તો ન જ કહી શકાય. અપ્રામાણિક તો હજુયે ચરી ખાતા હતા. પણ પ્રામાણિક પોતાની પ્રામાણિકતા જાળવી શકવા પામ્યા એમ કહી શકાય.

હું કહી શકું છું કે આ અમલદારો આવા અધમ હતા છતાં તેઓ સામે અંગત મને કંઈ જ નહોતું. આ મારો

સ્વભાવ તેઓ જાણુતા હતા. અને જ્યારે તેમને તેમની કંગાળ હાલતમાં મદદ કરવાનો પ્રસંગ મને આવેલો ત્યારે મેં મદદ પણ કરેલી. જોહાનિસબર્ગની મ્યુનિસિપાલિટીમાં જો હું વિરોધ ન કરું તો તેમને નોકરી મળે તેમ હતું. તેમનો મિત્ર મને મળ્યો, ને મેં તેમને નોકરી મળવામાં મદદ કરવાનું કબૂલ કર્યું. તેમને નોકરી પણ મળી.

આ પગલાની અસર એ થઈ કે, જે ગોરા વર્ગના સંબંધમાં હું આવ્યો તેઓ મારે વિષે નિર્ભય બનવા લાગ્યા; ને જો કે તેમનાં ખાતાં સામે મારે ઘણી વેળા લડવું પડતું, તીખા શબ્દો વાપરવા પડતા, છતાં તેઓ મારી સાથે મીઠો સંબંધ રાખતા. આવી વર્તણુક મારા સ્વભાવમાં જ હતી એનું મને તે વેળા બરોબર જ્ઞાન નહોતું. આવા વર્તનમાં સત્યાગ્રહની જડ રહેલી છે, એ અહિંસાનું અંગવિશેષ છે, એ હું પાછળથી સમજતો થયો.

મનુષ્ય અને તેનું કામ એ બે નોખી વસ્તુ છે. સારાં કામ પ્રત્યે આદર અને નઠારાં પ્રત્યે તિરસ્કાર હોવો જ જોઈએ. સારાંનરસાં કામ કરનાર પ્રત્યે હમેશાં આદર અથવા દયા હોવાં જોઈએ. આ વસ્તુ સમજવે સહેલી છે છતાં તેનો અમલ ઓછામાં ઓછો થાય છે. તેથી જ આ જગતમાં ઝેર ફેલાયાં કરે છે.

સત્યની શોધના મૂળમાં આવી અહિંસા રહેલી છે. તે હાથ ન આવે ત્યાં લગી સત્ય મળે જ નહિ એમ હું પ્રતિક્ષણ અનુભવ્યાં કરું છું. તંત્રની સામે ઝઘડો શોભે, તંત્રીની સામે ઝઘડો કરવો તે પોતાની સામે કર્યા બરોબર છે. કેમકે બધા એક જ પીંછીથી દોરાયેલા છીએ, એક જ બ્રહ્માની પ્રજા છીએ. તંત્રીમાં તો અનંત શક્તિ રહેલી છે. તંત્રીનો અનાદર — તિરસ્કાર કરવા જતાં તે શક્તિઓનો અનાદર થાય ને તેમ થતાં તંત્રીને તેમ જ જગતને નુકસાન પહોંચે.

## ૧૦

# એક પુણ્યસ્મરણ ને પ્રાયશ્ચિત્ત

મારા જીવનમાં એવા બનાવો બન્યાં જ કર્યાં છે કે જે વડે હું અનેક ધર્મીઓના અને અનેક જાતિઓના ગાઢ પરિચયમાં આવી શક્યો છું. એ બધાઓના અનુભવો પરથી એમ કહી શકાય કે મેં સગાં અને પરાયાં, દેશી અને પરદેશી, ગોરા અને કાળા, હિંદુ અને મુસલમાન અથવા ખ્રિસ્તી, પારસી કે યહૂદી વચ્ચે ભેદ નથી જાણ્યો. મારું હૃદય એવા ભેદને ઓળખી જ નથી શક્યું એમ કહી શકું છું. આ વસ્તુને મારે વિષે હું ગુણ નથી માનતો, કેમકે જેમ અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહાદિ યમોને કેળવવાનો પ્રયત્ન કર્યાનું ને તે પ્રયત્ન હજુ ચાલુ હોવાનું મને પૂર્ણ ભાન છે, તેમ આવો અભેદ કેળવવાનો મેં ખાસ પ્રયત્ન કર્યો હોય એવો મને ખ્યાલ નથી.

જ્યારે હું ડરબનમાં વકીલાત કરતો ત્યારે ઘણી વાર મારા મહેતાઓ મારી સાથે રહેતા. તેમાં હિંદુ અને ખ્રિસ્તી હતા, અથવા પ્રાન્તવાર કહીએ તો ગુજરાતી અને મદ્રાસી હતા. તેમને વિષે મારા મનમાં કદી ભેદભાવ ઊપજ્યાનું મને સ્મરણ નથી. તેમને હું કુટુંબીજન ગણતો ને જો પત્ની તરફથી તેમાં કંઈ વિઘ્ન આવે તો તેની જોડે લડતો. એક મહેતો ખ્રિસ્તી હતો. તેનાં માતપિતા પંચમ જાતિનાં હતાં. ઘરની બાંધણી પશ્ચિમ ઘાટની હતી. તેમાં કોટડીઓમાં ખાળ હોતા નથી—હોવા પણ ન જોઈએ એમ હું માનું છું—તેથી દરેક કોટડીમાં મોરીને બદલે પેશાબને સારુ ખાસ

વાસણ હોય છે. તે ઉપાડવાનું કામ નોકરનું નહોતું, પણ અમારું ધણીધણિયાણીનું હતું. મહેતાઓ જે પોતાને ઘરના જેવા માનતા થઈ જાય તે તો પોતાનું વાસણ પોતે ઉપાડે પણ ખરા. આ પંચમ કુળમાં જન્મેલ મહેતા નવા હતા. તેમનું વાસણ અમારે જ ઉપાડવું જોઈએ. બીજાં તો કસ્તુરબાઈ ઉપાડતી, પણ આ તેને મન હદ આવી. અમારી વચ્ચે ક્લેશ થયો. હું ઉપાડું એ તેને ન પાલવે, તેને પોતાને ઉપાડવું ભારે થઈ પડ્યું. આંખમાંથી મોતીનાં બિન્દુ ટપકાવતી, હાથમાં વાસણ ઝાલતી, અને મને પોતાની લાલ આંખોથી ઠપકો આપતી સીડીએથી ઊતરતી કસ્તુરબાઈને હું આજે પણ ચીતરી શકું છું.

પણ હું તો જેવો પ્રેમાળ તેવો ઘાતકી પતિ હતો. મને પોતાને હું તેનો શિક્ષક પણ માનતો ને તેથી મારા અંધ પ્રેમને વશ થઈ સારી પેઠે પજવતો.

આમ તેના માત્ર વાસણ ઊંચકી જવાથી મને સંતોષ ન થયો. તે હસતે મુખે લઈ જાય તો જ મને સંતોષ થાય. એટલે મેં બે બોલ ઊંચે સાદે કહ્યા. 'આ કંકાસ મારા ઘરમાં નહિ ચાલે,' હું બબડી ઊઠ્યો.

આ વચન તીરની જેમ ખૂંચ્યું.

પત્ની ધગી ઊઠી: 'ત્યારે તમારું ઘર તમારી પાસે રાખો, હું ચાલી.'

હું તો ઈશ્વરને ભૂલ્યો હતો. દયાનો છાંટો સરખો નહોતો રહ્યો. મેં હાથ ઝાલ્યો. સીડીની સામે જ બહાર નીકળવાનો દરવાજો હતો. હું આ રાંક અબળાને પકડીને દરવાજા લગી ખેંચી ગયો. દરવાજો અરધો ઉઘાડ્યો.

આંખમાંથી ગંગાજમના વહી રહ્યાં હતાં, અને કસ્તુરબાઈ બોલી :

'તમને તો લાજ નથી. મને છે. જરા તો શરમાઓ. હું બહાર નીકળીને ક્યાં જવાની હતી? અહીં માબાપ નથી કે ત્યાં જાઉં. હું બાયડી થઈ એટલે મારે તમારા ધુંબા ખાવા જ રહ્યા. હવે લજવાઓ ને બારણું બંધ કરો. કોઈ જોશે તો બેમાંથી એકે નહિ શોભીએ.'

મેં મોં તો લાલ રાખ્યું, પણ શરમાયો ખરો. દરવાજો બંધ કર્યો. જો પત્ની મને છોડી શકે તેમ નહોતી તો હું પણ તેને છોડીને ક્યાં જનારો હતો? અમારી વચ્ચે કજિયા તો પુષ્કળ થયા છે, પણ પરિણામ હમેશાં કુશળ જ આવ્યું છે. પત્નીએ પોતાની અદ્‌ભુત સહનશક્તિથી જીત મેળવી છે.

આ વર્ણન હું આજે તટસ્થ રીતે આપી શકું છું, કારણ એ બનાવ તો અમારા વીત્યા યુગનો છે. આજે હું મોહાંધ પતિ નથી, શિક્ષક નથી. ઇચ્છે તો કસ્તુરબાઈ મને આજે ધમકાવી શકે છે. અમે આજે કસાયેલાં મિત્ર છીએ, એકબીજા પ્રત્યે નિર્વિકાર થઈ રહીએ છીએ. મારી માંદગીમાં કશો બદલો ઇચ્છ્યા વિના ચાકરી કરનારી એ સેવિકા છે.

ઉપરનો બનાવ ૧૮૯૮ની સાલમાં બન્યો. ત્યારે બ્રહ્મચર્યના પાલન વિષે હું કાંઈ જાણતો નહોતો. એ સમય એવો હતો કે જ્યારે પત્ની એ કેવળ સહધર્મિણી, સહચારિણી અને સુખદુઃખની સાથી છે એવું મને સ્પષ્ટ ભાન નહોતું. તે વિષયભોગનું ભાજન છે. પતિની આજ્ઞા ગમે તે હોય તોપણ તે ઉઠાવવા સરજાયેલી છે એમ માની હું વર્તતો એ હું જાણું છું.

સને ૧૯૦૦ની સાલથી મારા વિચારોમાં ગંભીર પરિવર્તન થયું. ૧૯૦૬ની સાલમાં પરિણામ પામ્યું. પણ એ પરિણામને આપણે તેને સ્થળે ચર્ચશું.

અહીં તો આટલું જણાવવું બસ છે કે, જેમ જેમ હું નિર્વિકાર થતો ગયો તેમ તેમ મારો ઘરસંસાર શાંત, નિર્મળ ને સુખી થતો ગયો છે ને હજુ થતો જાય છે.

આ પુણ્યસ્મરણમાંથી કોઈ એવું તો નહિ માની લે કે અમે આદર્શ દંપતી છીએ, અથવા તો મારી ધર્મપત્નીમાં કંઈ જ દોષ નથી, અથવા તો અમારા આદર્શો હવે તો એક જ છે. કસ્તુરબાઈને કંઈ સ્વતંત્ર આદર્શ છે કે નહિ તે તે બિચારી પોતે જાણતી પણ નહિ હોય. મારાં ઘણાં આચરણો તેને આજ પણ નહિ ગમતાં હોય એવો સંભવ છે. તેને વિષે ચર્ચા અમે કદી કરતાં નથી, કરવામાં સાર નથી. તેને નથી તેનાં માબાપે કેળવણી આપી, કે નથી જ્યારે સમય હતો ત્યારે હું આપી શક્યો. પણ તેનામાં એક ગુણ બહુ મોટા પ્રમાણમાં છે જે બીજી ઘણી હિંદુ સ્ત્રીઓમાં ઓછાવત્તા પ્રમાણમાં રહેલો છે. મને કમને, જ્ઞાનથી અજ્ઞાનથી, મારી પાછળ ચાલવામાં તેણે પોતાના જીવનની સાર્થકતા માની છે, અને સ્વચ્છ જીવન ગાળવાના મારા પ્રયત્નમાં મને કદી રોક્યો નથી. આથી, જોકે અમારી બુદ્ધિશક્તિમાં ઘણું અંતર છે છતાં અમારું જીવન સંતોષી, સુખી અને ઊર્ધ્વગામી છે એમ મને લાગ્યું છે.

૧૧

# અંગ્રેજોના ગાઢ પરિચયો

આ પ્રકરણ લખતાં એવો પ્રસંગ આવ્યો છે કે સત્યના પ્રયોગોની આ કથા કેવી રીતે લખાઈ રહી છે તે મારે વાંચનારને જણાવવું જોઈએ.

જ્યારે કથા લખવાનો આરંભ કર્યો ત્યારે મારી પાસે કશી યોજના તૈયાર નહોતી. મારી પાસે કંઈ પુસ્તકો, રોજનીશી કે બીજાં કાગળિયાં રાખીને હું આ પ્રકરણો નથી લખતો. લખવાને દિવસે જેમ મને અંતર્યામી દોરે છે તેમ લખું છું એમ કહી શકાય. જે ક્રિયા મારામાં ચાલે છે તે અંતર્યામીની છે એમ કહી શકાય કે નહિ એ હું નિશ્ચયપૂર્વક નથી જાણતો. પણ ઘણાં વર્ષોથી જે પ્રમાણે મેં મારાં મોટામાં મોટાં કહેવાયાં છે તે અને નાનામાં નાનાં ગણાય તે કાર્યો કર્યાં છે, તે તપાસતાં તે અંતર્યામીનાં પ્રેરાયેલાં થયાં છે એમ કહેવું મને અઘટિત નથી લાગ્યું.

અંતર્યામીને મેં જોયો નથી, જાણ્યો નથી. જગતની ઈશ્વર વિશેની શ્રદ્ધાને મેં મારી કરી લીધી છે. એ શ્રદ્ધા કોઈ રીતે ભૂંસી શકાય એવી નથી, તેથી તેને શ્રદ્ધારૂપે ઓળખતો મટી અનુભવરૂપે જ હું ઓળખું છું. છતાં એને એમ અનુભવરૂપે ઓળખાવવી એ પણ સત્ય ઉપર એક પ્રકારનો પ્રહાર છે, તેથી તેને શુદ્ધ રૂપે ઓળખાવનારો શબ્દ મારી પાસે નથી એમ કહેવું એ જ કદાચ વધારે યોગ્ય હોય.

એ અદૃષ્ટ અંતર્યામીને વશ વર્તીને આ કથા હું લખી રહ્યો છું એવી મારી માન્યતા છે.

ગયું પ્રકરણ જ્યારે મેં શરૂ કર્યું ત્યારે તેનું મથાળું 'અંગ્રેજોના પરિચયો' એમ કર્યું હતું. પણ પ્રકરણ લખતાં મેં જોયું કે, એ પરિચયો ઉપર હું આવું તે પહેલાં મેં જે લખ્યું તે પુણ્યસ્મરણ લખવાની આવશ્યકતા હતી. એટલે તે પ્રકરણ લખાયું, અને લખાઈ રહ્યા પછી પ્રથમનું મથાળું બદલવું પડયું.

હવે આ પ્રકરણ લખતાં વળી નવું ધર્મસંકટ ઉત્પન્ન થયું છે. અંગ્રેજોના પરિચયો આપતાં શું કહેવું ને શું ન કહેવું એ મહત્ત્વનો પ્રશ્ન થઈ પડયો છે. જે પ્રસ્તુત હોય તે ન કહેવાય તો સત્યને ઝાંખપ લાગે. પણ આ કથા લખવી એ જ કદાચ પ્રસ્તુત ન હોય ત્યાં પ્રસ્તુત અપ્રસ્તુત વચ્ચેના ઝઘડાનો ન્યાય એકાએક આપવો મુશ્કેલ થઈ પડે છે.

આત્મકથામાત્રની ઇતિહાસ તરીકેની અપૂર્ણતા ને તેની મુશ્કેલીઓ વિષે મેં પૂર્વે વાંચેલું તેનો અર્થ આજે હું વધારે સમજું છું. સત્યના પ્રયોગોની આત્મકથામાં જેટલું મને યાદ છે તેટલું બધુંય હું નથી જ આપતો એ હું જાણું છું. સત્યને દર્શાવવા સારુ મારે કેટલું આપવું જોઈએ એની કોને ખબર? અથવા એકતરફી અધૂરા પુરાવાની કિંમત ન્યાયમંદિરમાં શી અંકાય? લખાયેલાં પ્રકરણો ઉપર કોઈ નવરો મારી ઊલટ-તપાસ કરવા બેસે તો કેટલું બધું અજવાળું આ પ્રકરણો ઉપર પાડે? અને જો વળી તે ટીકાકારની દૃષ્ટિએ તપાસ કરે તો કેવાં 'પોકળો' પ્રકટ કરી જગતને હસાવે ને પોતે ફુલાય?

આમ વિચારતાં ઘડીભર એમ જ થઈ આવે છે કે આ પ્રકરણો લખવાનું માંડી વાળવું એ જ વધારે યોગ્ય ન હોય? પણ આરંભેલું કામ અનીતિમય છે એમ જ્યાં લગી સ્પષ્ટ ન દેખાય ત્યાં લગી તે ન છોડવું એ ન્યાયે, જ્યાં સુધી અંતર્યામી ન અટકાવે ત્યાં સુધી આ પ્રકરણો લખ્યા કરવાં એ નિશ્ચય ઉપર આવું છું.

આ કથા ટીકાકારોને સંતોષવા નથી લખાતી. સત્યના પ્રયોગોમાંનો આ પણ એક પ્રયોગ જ છે. વળી સાથીઓને તેમાંથી કંઈક આશ્વાસન મળે એ દૃષ્ટિ તો છે જ. આનો આરંભ જ તેમના સંતોષને ખાતર છે. સ્વામી આનંદ અને જેરામદાસ મારી પૂંઠે ન વળગત તો આ આરંભ કદાચ ન જ થાત. તેથી જો આ લખવામાં દોષ થતો હશે તો તેમાં તેઓ ભાગીદાર છે.

હવે મથાળાને અનુસરું. જેમ મેં હિંદી મહેતાઓ અને બીજાઓને ઘરમાં કુટુંબી તરીકે રાખ્યા તેમ જ અંગ્રેજોને રાખતો થઈ ગયો. આ મારી વર્તણૂક મારી સાથે રહેનારા બધાને અનુકૂળ નહોતી. પણ મેં હઠપૂર્વક તેમને રાખેલા. બધાને રાખવામાં હમેશાં ડહાપણ જ કર્યું એમ ન કહેવાય. કેટલાક સંબંધોથી કડવા અનુભવો પણ થયા. પણ તે અનુભવ તો દેશી પરદેશી બન્નેને અંગે થયેલા. કડવા અનુભવોને સારુ મને પશ્ચાત્તાપ નથી થયો. કડવા અનુભવો છતાં, અને મિત્રોને અગવડો પડે છે, સોસવું પડે છે એ જાણ્યા છતાં, મારી ટેવ મેં બદલી નથી, ને મિત્રોએ તેને ઉદારતાપૂર્વક સહન કરી છે. નવા નવા માણસોની સાથેના સંબંધો જ્યારે મિત્રોને દુઃખદ નીવડ્યા છે ત્યારે તેમનો દોષ કાઢતાં હું અચકાયો નથી. મારી એવી માન્યતા છે કે આસ્તિક મનુષ્યો, જેમણે પોતામાં રહેલા ઈશ્વરને બધામાં જોવો રહ્યો છે તેમનામાં સહુની જોડે અલિપ્ત થઈને રહેવાની શક્તિ આવવી જોઈએ. અને તે શક્તિ, જ્યાં જ્યાં અણશોધ્યા અવસર આવે ત્યાં ત્યાં, તેથી દૂર ન ભાગતાં, માત્ર નવા નવા સંબંધોમાં પડીને અને તેમાં પડતાં છતાં રાગદ્વેષરહિત રહીને જ કેળવી શકાય છે.

એટલે જ્યારે બોઅર-બ્રિટિશ યુદ્ધ શરૂ થયું ત્યારે મારું ઘર ભરેલું છતાં મેં જોહાનિસબર્ગથી આવેલા બે અંગ્રેજોને સંઘર્યા. બન્ને થિયૉસૉફિસ્ટ હતા. તેમાંના એકનું નામ

કિચન હતું, જેમનો પ્રસંગ આપણને હવે પછી પણ કરવો પડશે. આ મિત્રોના સહવાસે પણ ધર્મપત્નીને તો રડાવી જ હતી. તેને નસીબે મારે નિમિત્તે રડવાના પ્રસંગો તો અનેક આવ્યા છે. આટલા નિકટ સંબંધમાં કંઈ પણ પડદા વિના અંગ્રેજોને ઘરમાં રાખવાનો મારો આ પહેલો અનુભવ હતો. ઇંગ્લંડમાં હું તેમના ઘરમાં રહેલો ખરો. ત્યારે તેમની રહેણીને હું વશ રહ્યો હતો, ને તે રહેવું લગભગ વીશીમાં રહેવા જેવું હતું. અહીં તેથી ઊલટું હતું. આ મિત્રો કુટુંબીજન થયા. તેઓ ઘણે અંશે હિંદી રહેણીને અનુસર્યા. ઘરમાં બહારનું રાચરચીલું જોકે અંગ્રેજી ઢબનું હતું, છતાં અંદરની રહેણી અને ખોરાક વગેરે મુખ્યત્વે હિંદી હતાં. તેમને રાખતાં જોકે કેટલીક મુસ્કેલીઓ ઊભી થયાનું મને સ્મરણ છે, છતાં એમ અવશ્ય કહી શકું છું કે બન્ને જણ ઘરનાં બીજાં માણસો સાથે ભળી ગયા હતા. જોહાનિસબર્ગમાં આ સંબંધો ડરબનના કરતાં વધારે આગળ ગયા.

## ૧૨

# અંગ્રેજી પરિચયો

જોહાનિસબર્ગમાં મારી પાસે એક વેળા ચાર હિંદી મહેતા થઈ ગયા હતા. તેમને મહેતા ગણવા કે દીકરા એ નથી કહી શકતો. એટલેથી મારું કામ ન સર્યું. ટાઇપિંગ વિના તો ન જ ચાલે. ટાઇપિંગનું કંઈક જ્ઞાન હતું તે માત્ર મને જ. આ ચાર જુવાનોમાંના બેને ટાઇપિંગ શીખવ્યું, પણ અંગ્રેજી જ્ઞાન કાચું હોવાને લીધે તેમનું ટાઇપિંગ કદી સારું ન થઈ શક્યું. વળી આમાંથી જ મારે હિસાબ રાખનાર પણ તૈયાર કરવાના રહ્યા હતા. નાતાલથી મારી ઇચ્છા પ્રમાણે કોઈને બોલાવી શકતો નહોતો, કેમ કે પરવાના વિના કોઈ હિંદી દાખલ ન થઈ શકે. અને મારી સગવડને ખાતર અમલદારોની મહેરબાની માગવા હું તૈયાર નહોતો.

હું મૂંઝાયો. કામ એટલું વધી પડ્યું કે ગમે તેટલી મહેનત કરતાં છતાં મારાથી વકીલાતને અને જાહેર કામને પહોંચી વળાય તેમ ન રહ્યું.

અંગ્રેજ મહેતો કે મહેતી મળે તો હું ન લઉં એમ નહોતું. પણ 'કાળા' માણસને ત્યાં ગોરા તે નોકરી કરે? આ મારી ધાસ્તી હતી. પણ મેં પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. હું ટાઇપરાઇટિંગ એજંટને કંઈક જાણતો હતો તેની પાસે ગયો, ને જેને 'કાળા' માણસની નીચે નોકરી કરવામાં અડચણ ન હોય તેવી ટાઇપરાઇટિંગ કરનાર બાઈ કે ભાઈ મળે તો શોધી દેવા કહ્યું. દક્ષિણ આફ્રિકામાં શૉર્ટહૅન્ડ લખવાનું ને ટાઇપ કરવાનું કામ કરનાર ઘણે ભાગે તો બાઈઓ જ હોય છે. આ એજંટે મને તેવું માણસ મેળવી આપવા મહેનત કરવાનું વચન આપ્યું. તેને મિસ ડિક નામે એક

સ્કોચ કુમારિકા હાથ લાગી. તે બાઈ તાજી જ સ્કોટલૅંડથી આવી હતી. આ બાઈને પ્રામાણિક નોકરી જ્યાં મળે ત્યાં કરવામાં વાંધો નહોતો. તેને તો તુરત કામે વળગવું હતું. પેલા એજંટે આ બાઈને મારી પાસે મોકલી. તેને જોતાં જ મારી આંખ તેની ઉપર ઠરી.

તેને મેં પૂછ્યું. 'તમને હિંદીની નીચે કામ કરતાં અડચણ નથી?'

તેણે દૃઢતાપૂર્વક જવાબ આપ્યો, 'મુદ્દલ નહિ.'

'તમને પગાર શું જોઈએ?'

'સાડા સત્તર પાઉંડ તમે વધારે ગણશો?' તેણે જવાબ આપ્યો.

'તમારી હું જે આશા રાખું છું તે કામ તમે આપશો તો હું મુદ્દલ વધારે નથી ગણતો. તમે ક્યારે કામે ચડી શકશો?'

'તમે ઇચ્છો તો હમણાં જ.'

હું બહુ રાજી થયો ને તે બાઈને તે જ વખતે મારી સામે બેસાડીને કાગળો લખાવવાનું શરૂ કર્યું.

એણે કંઈ મારી મહેતીનું નહિ, પણ હું એમ માનું છું કે સગી દીકરીનું કે બહેનનું પદ તુરત જ સહેજે લઈ લીધું. મારે તેને કદી ઊંચે સાદે કંઈ કહેવું નથી પડ્યું. ભાગ્યે જ તેના કામમાં ભૂલ કાઢવી પડી હોય. હજારો પાઉંડનો વહીવટ પણ એક વેળા તેના હાથમાં હતો, અને ચોપડા પણ તે રાખતી થઈ ગઈ હતી. તેણે તો મારો વિશ્વાસ સંપૂર્ણપણે સંપાદન કર્યો હતો, પણ તેની ગુહ્યતમ ભાવનાઓ જાણવા જેટલો વિશ્વાસ હું સંપાદન કરી શક્યો હતો તે મારે મન મોટી વાત હતી. તેનો સાથી પસંદ કરવામાં તેણે મારી સલાહ લીધી. કન્યાદાન આપવાનું સદ્‌ભાગ્ય પણ મને જ પ્રાપ્ત થયું. મિસ ડિક જ્યારે મિસિસ મેકડોનલ્ડ થયાં ત્યારે મારાથી તેણે છૂટાં તો પડવું જ જોઈએ.

જોકે વિવાહ પછી પણ બીડને પ્રસંગે તેની પાસેથી હું ગમે ત્યારે કામ લેતો.

પણ ઑફિસમાં જાથુ એક શૉર્ટહૅન્ડ રાઇટરની જરૂર તો હતી જ. એ પણ મળી રહી. આ બાઈનું નામ મિસ શ્લેશિન. તેને મારી પાસે લાવનાર મિ. કૅલનબૅક હતા, જેમની ઓળખાણ વાંચનાર હવે પછી કરશે. આ બાઈ એક હાઇસ્કૂલમાં શિક્ષિકા તરીકે કામ કરે છે. મારી પાસે તે આવી ત્યારે તેની ઉમ્મર સત્તર વર્ષની હશે. તેની કેટલીક વિચિત્રતાથી મિ. કૅલનબૅક અને હું હારતા. તે કંઈ નોકરી કરવા નહોતી આવી. તેને તો અનુભવો મેળવવા હતા. તેના હાડમાં ક્યાંય રંગદ્વેષ નહોતો જ. તેને કોઈની પરવા પણ નહોતી. ગમે તેનું અપમાન કરતાં ન ડરે, અને પોતાના મનમાં જેને વિષે જે વિચાર આવે તે કહેતાં સંકોચ ન રાખે. આ સ્વભાવથી તે કેટલીક વાર મને મુશ્કેલીમાં મૂકતી, પણ તેનો નિખાલસ સ્વભાવ બધી મુશ્કેલીઓ દૂર કરતો. તેનું અંગ્રેજી જ્ઞાન મેં હમેશાં મારા કરતાં ઊંચા પ્રકારનું માન્યું હતું તેથી, ને તેની વફાદારી ઉપર પૂર્ણ વિશ્વાસ હોવાથી તેણે ટાઇપ કરેલા ઘણા કાગળોમાં હું ફરી તપાસ્યા વિના સહી કરતો.

તેની ત્યાગવૃત્તિનો પાર નહોતો. તેણે મારી પાસેથી ઘણા કાળ લગી તો દર માસે છ જ પાઉંડ લીધા, ને છેવટ લગી દશ પાઉંડ કરતાં વધારે લેવાની તેણે ચોખ્ખી ના જ પાડી. હું જો વધારે લેવાનું કહેતો તો મને ધમકાવતી ને કહેતી, 'હું કંઈ પગાર લેવા નથી રહી. મને તો તમારી સાથે આ કામ કરવું ગમે છે ને તમારા આદર્શો મને ગમે છે તેથી રહી છું.'

મારી પાસેથી તેણે તેને જરૂર હોવાથી ૪૦ પાઉંડ લીધેલા, પણ તે ઉછીના કહીને. ગયે વર્ષે તે બધા પૈસા તેણે પાછા મોકલી દીધા.

તેની ત્યાગવૃત્તિ જેવી તીવ્ર હતી તેવી જ તેની હિમ્મત હતી. સ્ફટિકમણિ જેટલી પવિત્રતાવાળી અને ક્ષત્રીને અંજાવે એવી વીરતાવાળી બાઈઓને મળવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. તેમાંની એક આ બાળાને હું માનું છું. આજે તો તે મોટી પ્રૌઢ કુમારિકા છે. આજની તેની માનસિક સ્થિતિથી હું પૂરો વાકેફ નથી, પણ મારા અનુભવોમાંનો આ બાળાનો અનુભવ મારે સારુ હમેશાં પુણ્યસ્મરણ રહેશે તેથી હું જે જાણું છું તે ન લખું તો હું સત્યનો દ્રોહી બનું.

તેણે કામ કરવામાં નથી રાતનો કે નથી દિવસનો ભેદ જાણ્યો. અધરાત મધરાત એકલી ગમે ત્યાં જવાનું હોય તોયે ચાલી જાય, ને હું જો કોઈને તેની સાથે મોકલવાનું ધારું તો તે મારી સામે રાતી આંખ કરે. હજારો દાઢીવાળા હિંદીઓ પણ તેને માનની નજરથી જોતા ને તેનું વચન ઝીલતા. જ્યારે અમે બધા જેલમાં હતા, જવાબદાર પુરુષ ભાગ્યે કોઈ બહાર હતો, ત્યારે તે એકલી આખી લડતને સંભાળી રહી હતી. લાખોના હિસાબ તેના હાથમાં, બધો પત્રવ્યવહાર તેના હાથમાં, ને 'ઇંડિયન ઓપીનિયન' પણ તેના હાથમાં, એવી સ્થિતિ હતી. પણ તેને થાક નહોતો લાગ્યો.

મિસ શ્લેશિનને વિષે લખતાં હું થાકું તેમ નથી. પણ ગોખલેનું પ્રમાણપત્ર ટાંકીને હું આ પ્રકરણ પૂરું કરું છું. ગોખલેએ મારા બધા સાથીઓનો પરિચય કર્યો હતો. તે પરિચય કરીને તેમને ઘણાને વિષે બહુ સંતોષ થયો હતો. તેમને બધાંનાં ચારિત્રના આંક મૂકવાનો શોખ હતો. બધા હિંદી અને યુરોપિયન સાથીઓમાં મિસ શ્લેશિનને તેમણે પ્રધાનપદ આપ્યું હતું. 'આટલો ત્યાગ, આટલી પવિત્રતા, આટલી નિર્ભયતા અને આટલી કુશળતા મેં થોડામાં જોઈ છે. મારી નજરે તો મિસ શ્લેશિન તારા સાથીઓમાં પ્રથમ-પદ ભોગવે છે.'

## ૧૩

# ‘ઇંડિયન ઓપીનિયન’

હજુ બીજા યુરોપિયન ગાઢ પરિચયો આવવાના રહે છે, પણ તે પહેલાં બે ત્રણ અગત્યની વસ્તુઓની નોંધ લેવાની આવશ્યકતા છે.

એક પરિચય હમણાં આપી દઉં. મિસ ડિકને દાખલ કર્યેથી જ મારું કામ હું પૂરું કરી શકું તેમ નહોતું. મિ. રીચને વિષે હું અગાઉ લખી ચૂકચો છું. તેમની સાથે તો મને સારો પરિચય હતો જ. તે વેપારી પેઢીમાં સંચાલક હતા. ત્યાંથી છૂટી મારી નીચે આર્ટિકલ લેવાની મેં સૂચના કરી. તે તેમને ગમી, ને ઓફિસમાં દાખલ થયા. મારા ઉપરથી કામનો બોજો હળવો થયો.

આ અરસામાં જ શ્રી. મદનજીતે ‘ઇંડિયન ઓપીનિયન’ છાપું કાઢવાનો વિચાર કર્યો. મારી સલાહ ને મદદ માગ્યાં. છાપખાનું તો તે ચલાવતા જ હતા. છાપું કાઢવાના વિચારમાં હું સંમત થયો. આ છાપાની ઉત્પત્તિ ૧૯૦૪માં થઈ. મનસુખલાલ નાજર અધિપતિ થયા. પણ અધિપતિપણાનો ખરો બોજો મારા ઉપર જ પડચો. મારે નસીબે ઘણે ભાગે હમેશ દૂરથી જ છાપાનું તંત્ર ચલાવવાનું આવ્યું છે.

મનસુખલાલ નાજર તંત્રીપણું ન કરી શકે એવું કંઈ નહોતું. તેમણે તો દેશમાં ઘણાં છાપાંને સારુ લખાણો કર્યાં હતાં. પણ દક્ષિણ આફ્રિકાના અટપટા પ્રશ્નો ઉપર મારી હાજરી છતે સ્વતંત્ર લેખો લખવાની તેમણે હિંમત જ ન કરી. મારી વિવેકશક્તિ ઉપર તેમનો અતિશય વિશ્વાસ હતો.

એટલે જે જે વિષયો ઉપર લખવાપણું હોય તે ઉપર લખી મોકલવાનો બોજો મારા પર ઢોળતા.

આ છાપું સાપ્તાહિક હતું, જેવું આજે પણ છે. પ્રથમ તો તે ગુજરાતી, હિંદી, તામિલ અને અંગ્રેજીમાં નીકળતું. પણ મેં જોયું કે તામિલ ને હિંદી વિભાગો નામના જ હતા. તે વાટે કોમની સેવા નહોતી થતી એમ મેં જોયું. તે વિભાગો રાખવામાં મને જૂઠનો આભાસ આવ્યો, તેથી તે વિભાગો બંધ કર્યા ને મેં શાંતિ મેળવી.

આ છાપામાં મારે કંઈ પૈસા રોકવા પડશે એવી મારી કલ્પના નહોતી. પણ થોડી જ મુદતમાં મેં જોયું કે જો હું પૈસા ન આપું તો છાપું ન જ ચાલે. છાપાનો હું અધિપતિ નહોતો, છતાં હું જ તેના લખાણને સારુ જવાબદાર હતો, એમ હિંદી અને ગોરા બંને જાણતા થઈ ગયા હતા. છાપું ન જ નીકળ્યું હોત તો અડચણ નહોતી, પણ કાઢ્યા પછી બંધ થાય તો તેમાં કોમની નામોશી થાય તેમ હતું ને કોમને નુકસાન થતું હતું એમ મને લાગ્યું.

હું તેમાં પૈસા રેડતો ગયો, ને છેવટે જેટલું બચતું હતું તે બધું તેમાં જ જતું એમ કહેવાય. એવો સમય મને યાદ છે કે જ્યારે મારે દર માસે ૭૫ પાઉંડ મોકલવા પડતા.

પણ આટલાં વર્ષો પછી મને લાગે છે કે એ છાપાએ કોમની સારી સેવા કરી છે. તેમાંથી પૈસા પેદા કરવાનો ઇરાદો તો કોઈનો મૂળથી જ નહોતો.

મારે હસ્તક હતું ત્યાં સુધીમાં એમાં થયેલા ફેરફારો મારી જિંદગીના ફેરફારો સૂચવનારા હતા. જેમ અત્યારે 'યંગ ઇંડિયા' અને 'નવજીવન' મારા જીવનના કેટલાક ભાગનો નિચોડ છે તેમ 'ઇંડિયન ઓપીનિયન' હતું. તેમાં હું પ્રતિસપ્તાહ મારો આત્મા રેડતો, ને હું જેને સત્યાગ્રહરૂપે ઓળખતો હતો તે સમજાવવા પ્રયત્ન કરતો. જેલના સમયો

બાદ કરતાં દશ વર્ષો સુધીના, એટલે ૧૯૧૪ની સાલ સુધીના 'ઇંડિયન ઓપીનિયન'ના એવા અંકો ભાગ્યે જ હશે જેમાં મેં કંઈ નહિ લખ્યું હોય. એમાં એક પણ શબ્દ મેં વગરવિચાર્યે, વગરતોળ્યે લખ્યો હોય, કે કોઈને કેવળ ખુશ જ કરવાને ખાતર લખ્યો હોય, કે જાણીજોઈને અતિશયોક્તિ કરી હોય એવું મને યાદ નથી. મારે સારુ એ છાપું સંયમની તાલીમ થઈ પડ્યું હતું, મિત્રોને સારુ મારા વિચારો જાણવાનું વાહન થઈ પડ્યું હતું, ટીકાકારોને તેમાંથી ટીકા કરવાનુ બહુ ઓછું મળી શકતું. હું જાણું છું કે એનાં લખાણો ટીકાકારને પોતાની કલમ ઉપર અંકુશ મેલવા ફરજ પાડતાં. એ છાપા વિના સત્યાગ્રહની લડત ન ચાલી શકત. વાંચનાર વર્ગ એ છાપાને પોતાનું સમજી તેમાંથી લડતનું ને દક્ષિણ આફ્રિકાના હિંદીઓની હાલતનું ખરું ચિત્ર મેળવતો.

આ છાપા વાટે રંગબેરંગી મનુષ્યસ્વભાવને જાણવાનું મને બહુ મળ્યું. તંત્રી અને ગ્રાહકની વચ્ચે નિકટ ને સ્વચ્છ સંબંધ બાંધવાની જ ધારણા હોવાથી મારી પાસે હૃદય ઠાલવનારા કાગળોના ઢગલા થતા. તેમાં તીખાં, કડવાં, મીઠાં એમ ભાતભાતનાં લખાણો મારી પાસે આવે. તે વાંચવાં, વિચારવાં, તેમાંથી વિચારોનું તારણ કરી જવાબ આપવા, એ મારે સારુ ઉત્તમ શિક્ષણ થઈ પડ્યું. તે વાટે હું કોમમાં ચાલતી વાતો ને વિચારો જેમ જાણે સાંભળતો હોઉં નહિ, એવો અનુભવ મને થયો. તંત્રીની જવાબદારી હું સારી પેઠે સમજતો થયો, ને મને કોમના માણસો ઉપર જે કાબૂ મળ્યો તેથી ભવિષ્યમાં થનારી લડત શક્ય થઈ, શોભી ને તેને જોર મળ્યું.

વર્તમાનપત્રો સેવાભાવથી જ ચાલવાં જોઈએ એ હું 'ઇંડિયન ઓપીનિયન'ના પહેલા માસની કારકિર્દીમાંથી જ જોઈ ગયો. વર્તમાનપત્ર એ ભારે શક્તિ છે. પણ જેમ

નિરંકુશ પાણીનો ધોધ ગામનાં ગામ ડુબાવે છે ને પાકનો નાશ કરે છે, તેમ નિરંકુશ કલમનો ધોધ નાશ કરે છે. એ અંકુશ બહારથી આવે તો તે નિરંકુશતા કરતાં વધારે ઝેરી નીવડે છે. અંદરનો અંકુશ જ લાભદાયી હોઈ શકે.

આ વિચારસરણી સાચી હોય તો દુનિયામાં કેટલાં વર્તમાનપત્રો નભી શકે? પણ નકામાંને બંધ કોણ કરે? કોણ કોને નકામું ગણે? કામનું ને નકામું સાથે સાથે ચાલ્યાં જ કરવાનાં. તેમાંથી મનુષ્યે પોતાની પસંદગી કરવાની રહી.

૧૪

# ‘કુલી લોકેશન’ એટલે ઢેડવાડો?

હિંદુસ્તાનમાં આપણી મોટામાં મોટી સમાજસેવા કરનારા ઢેડ, ભંગી ઇત્યાદિ જેને અસ્પૃશ્ય ગણીએ છીએ તેને ગામ બહાર નોખા રાખીએ છીએ, ગુજરાતીમાં તેમના વાસને ઢેડવાડો કહીએ છીએ, ને તે નામ લેતાં સુગાઈએ છીએ. આ જ પ્રમાણે ખ્રિસ્તી યુરોપમાં એક જમાનામાં યહૂદીઓ અસ્પૃશ્ય ગણાતા ને તેમને સારુ જે ઢેડવાડો વસાવવામાં આવતો તેનું નામ ‘ઘેટો’ કહેવાતું. તે અપશુકનિયું નામ ગણાતું. આ જ પ્રમાણે દક્ષિણ આફ્રિકામાં આપણે હિંદીઓ ત્યાંના ઢેડ બન્યા છીએ. એન્ડ્રુઝના આપભોગથી ને શાસ્ત્રીજીની જાદુઈ લાકડીથી આપણી શુદ્ધિ થશે અને પરિણામે આપણે ઢેડ મટી સભ્ય ગણાઈશું કે નહિ તે હવે જોવાનું છે.

હિંદુઓની જેમ યહૂદીઓ પોતાને ઈશ્વરના માનીતા ને બીજાને અણમાનીતા ગણીને તે ગુનાની શિક્ષા વિચિત્ર રીતે ને અઘટિત રીતે પામ્યા. લગભગ તે જ રીતે હિંદુઓએ પણ પોતાને સંસ્કૃત કે આર્ય માની પોતાના જ એક અંગને પ્રાકૃત, અનાર્ય કે ઢેડ માન્યું છે. તેના પાપનું ફળ વિચિત્ર રીતે, ને ભલે અણઘટતી રીતે, દક્ષિણ આફ્રિકા ઇત્યાદિ સંસ્થાનોમાં તેઓ મેળવી રહ્યા છે, ને તેમાં તેમના પડોશી મુસલમાન, પારસી જેઓ તેમના જ રંગના ને દેશના છે તે પણ સંડોવાયા છે એવી મારી માન્યતા છે.

જોહાનિસબર્ગના લોકેશનને વિષે આ પ્રકરણ રોક્યું છે તેનો કંઈક ખ્યાલ વાંચનારને હવે આવશે. આપણે દક્ષિણ

આફ્રિકામાં ‘કુલી’ તરીકે ‘પંકાયેલા’ છીએ. ‘કુલી’ શબ્દનો અર્થ અહીં તો માત્ર મજૂર કરીએ છીએ. પણ દક્ષિણ આફ્રિકામાં થતો તે શબ્દનો અર્થ ઢેડ, પંચમ, ઇત્યાદિ તિરસ્કારવાચક શબ્દોથી જ સૂચવી શકાય. દક્ષિણ આફ્રિકામાં જે સ્થાન ‘કુલી’ઓને રહેવા માટે નોખું રાખવામાં આવે છે તે ‘કુલી લોકેશન’ કહેવાય છે. આવું લોકેશન જોહાનિસબર્ગમાં હતું. બીજી બધી જગ્યાએ જે ‘લોકેશન’ રાખવામાં આવ્યાં હતાં ને હજુ છે ત્યાં હિંદીઓને કશો માલિકીહક નથી હોતો. પણ આ જોહાનિસબર્ગના લોકેશનમાં જમીનનો નવાણું વર્ષનો પટ્ટો અપાયો હતો. આમાં હિંદીઓની વસ્તી ખીચોખીચ હતી. વસ્તી વધે પણ લોકેશન વધે તેમ નહોતું. તેનાં પાયખાનાં જેમતેમ સાફ થતાં ખરાં, પણ આ ઉપરાંત કશી જ વધારે દેખરેખ મ્યુનિસિપાલિટી તરફથી નહોતી થતી. ત્યાં સડક કે દીવાબત્તી તો હોય જ શેનાં? આમ જ્યાં લોકોની શૌચાદિને લગતી રહેણી વિષે પણ કોઈને દરકાર નહોતી ત્યાં સફાઈ ક્યાંથી હોય! જે હિંદીઓ ત્યાં વસતા હતા તે કંઈ શહેરસુધરાઈ, આરોગ્ય ઇત્યાદિના નિયમો જાણનારા સુશિક્ષિત આદર્શ હિંદીઓ નહોતા કે તેમને મ્યુનિસિપાલિટીની મદદની કે તેમની રહેણી ઉપર તેની દેખરેખની જરૂર ન હોય. જંગલમાં મંગળ કરી શકે, ધૂળમાંથી ધાન કરી શકે એવા હિંદીઓ ત્યાં જઈ વસ્યા હોત તો તેમનો ઇતિહાસ જુદો જ હોત. આવા સંખ્યાબંધ લોકો દુનિયામાં ક્યાંય પરદેશ ખેડતા જોવામાં નથી આવતા. સામાન્ય રીતે લોકો ધન અને ધંધાને અર્થે પરદેશ ખેડે છે. હિંદુસ્તાનથી તો મુખ્ય ભાગ ઘણા અભણ, ગરીબ, દીનદુઃખી મજૂરોનો જ ગયો. આને તો ડગલે ડગલે રક્ષાની જરૂર હતી. તેમની પાછળ વેપારી ને બીજા સ્વતંત્ર હિંદીઓ ગયા તે તો ખોબા જેટલા હતા.

આમ સફાઈની રક્ષા કરનાર ખાતાની અક્ષમ્ય ગફલતથી ને હિંદી રહેવાસીઓના અજ્ઞાનથી લોકેશનની સ્થિતિ આરોગ્ય-દૃષ્ટિએ અવશ્ય ખરાબ હતી. તેને સુધારવાની જરા પણ યોગ્ય કોશિશ સુધરાઈખાતાએ ન જ કરી. પણ પોતાના જ દોષથી ઉત્પન્ન થયેલી ખરાબીને નિમિત્ત કરીને મજકૂર લોકેશનનો નાશ કરવાનો નિશ્ચય તે ખાતાએ કર્યો, ને તે જમીનનો કબજો લેવાની સત્તા ત્યાંની ધારાસભા પાસેથી મેળવી. હું જ્યારે જોહાનિસબર્ગમાં જઈ વસ્યો ત્યારે આ સ્થિતિ વર્તતી હતી.

રહેનારાઓ પોતાની જમીનના ધણી હતા, એટલે તેમને કંઈક નુકસાની તો આપવી જ જોઈએ. નુકસાનીની રકમ ઠરાવવાને સારુ ખાસ અદાલત બેઠી હતી. મ્યુનિસિપાલિટી જે રકમ આપવા તૈયાર થાય તે જો ઘરધણી ન સ્વીકારે તો મજકૂર અદાલત જે ઠરાવે તે મળે. જો મ્યુનિસિપાલિટીએ કહેલા કરતાં અદાલત વધારે ઠરાવે તો ઘરધણીના વકીલનો ખર્ચ મ્યુનિસિપાલિટી ચૂકવે એવો કાયદો હતો.

આમાંના ઘણાખરા દાવાઓમાં ઘરધણીઓએ મને રોક્યો હતો. મારે આમાંથી પૈસા પેદા કરવાની ઇચ્છા નહોતી. મેં તેમને કહી દીધું હતું: 'જો તમે જીતશો તો જે કેટલુંક ખર્ચ મ્યુનિસિપાલિટી તરફથી મળશે તેટલાથી હું સંતોષ માનીશ. તમારે તો હાર કે જીત, મને પટ્ટા દીઠ દશ પાઉંડ આપવા એટલે બસ થશે.' આમાંથી પણ અરધોઅરધ રકમ ગરીબોને માટે હૉસ્પિતાલ બાંધવાને કે એવા કોઈ સાર્વજનિક કામમાં વાપરવા સારુ નોખી રાખવાનો ઇરાદો મેં તેમને જણાવ્યો. સ્વાભાવિક રીતે આથી બધા બહુ રાજી થયા.

લગભગ સિત્તેર કેસમાંથી એકમાં જ હાર થઈ. એટલે મારી ફીની રકમ મોટી થઈ પડી. પણ તે જ વેળા

'ઇંડિયન ઓપીનિયન'ની માગણી તો મારી ઉપર ઝઝૂમી જ રહી હતી, એટલે લગભગ ૧૬૦૦ પાઉંડનો ચેક તેમાં જ ચાલ્યો ગયો એવો મને ખ્યાલ છે.

આ દાવાઓમાં મારી માન્યતા પ્રમાણે મારી મહેનત સરસ હતી. અસીલોની તો મારી પાસે ગીરદી જ રહેતી. આમાંના લગભગ બધા, ઉત્તર તરફના બિહાર ઇત્યાદિથી અને દક્ષિણ તરફના તામિલ, તેલુગુ પ્રદેશથી. પ્રથમ બંધાણીથી આવેલા ને પછી મુક્ત થયે સ્વતંત્ર ધંધો કરનારા હતા.

આ લોકોએ પોતાનાં ખાસ દુઃખો મટાડવા સારુ સ્વતંત્ર હિંદી વેપારી વર્ગના મંડળથી અલગ એક મંડળ રચ્યું હતું. તેમાં કેટલાક બહુ નિખાલસ દિલના, ઉદાર ભાવનાવાળા ને ચારિત્ર્યવાન હિંદીઓ પણ હતા. તેના પ્રમુખનું નામ શ્રી. જેરામસિંહ હતું. ને પ્રમુખ નહિ છતાં પ્રમુખ જેવા જ બીજાનું નામ શ્રી. બદ્રી હતું. બન્નેનો દેહાંત થઈ ગયો છે. બન્ને તરફથી મને અતિશય મદદ મળી હતી. શ્રી. બદ્રીના પરિચયમાં હું બહુ જ વધારે આવેલો ને તેમણે સત્યાગ્રહમાં મોખરે ભાગ લીધો હતો. આ અને આવા ભાઈઓની મારફતે હું ઉત્તર દક્ષિણના સંખ્યાબંધ હિંદીઓના ગાઢ સંબંધમાં આવ્યો, અને તેમનો વકીલ જ નહિ પણ ભાઈ જ થઈને રહ્યો, અને તેમનાં ત્રણે પ્રકારનાં દુઃખમાં હું ભાગીદાર બન્યો. શેઠ અબદુલ્લાએ મને 'ગાંધી' તરીકે ઓળખવા ઇનકાર કર્યો. 'સાહેબ' તો મને કહે કે ગણે જ કોણ? તેમણે અતિશય પ્રિય નામ શોધ્યું. મને તેઓ 'ભાઈ' કહી બોલાવવા લાગ્યા. તે નામ આખર લગી દક્ષિણ આફ્રિકામાં રહ્યું. પણ આ ગિરમીટમુક્ત હિંદીઓ જ્યારે મને 'ભાઈ' કહી બોલાવતા ત્યારે તેમાં મને ખાસ મીઠાશ લાગતી.

## ૧૫

# મરકી—૧

આ લોકેશનનું ધણીપતું મ્યુનિસિપાલિટીએ લઈ લીધું કે તુરત ત્યાંથી હિંદીઓને ખસેડ્યા નહોતા. તેમને બીજી અનુકૂળ જગ્યા આપવાની વાત તો હતી જ. તે જગ્યા મ્યુનિસિપાલિટીએ નિશ્ચિત નહોતી કરી. તેથી હિંદીઓ તે જ 'ગંદા' લોકેશનમાં રહ્યા. ફેરફાર એ થયા. હિંદીઓ ધણી મટી શહેરસુધરાઈખાતાના ભાડૂત બન્યાં ને ગંદકી વધી. પહેલાં તો હિંદીઓનું ધણીપતું ગણાતું ત્યારે તેઓ ઇચ્છાએ નહિ તો ડરને માર્યે પણ કંઈક ને કંઈક સફાઈ રાખતા. હવે 'સુધરાઈ'ને કોનો ડર? મકાનોમાં ભાડૂતો વધ્યા ને તે સાથે ગંદકી અને અવ્યવસ્થા વધ્યાં.

આમ ચાલી રહ્યું હતું. હિંદીઓનાં મન ઊંચાં હતાં, તેવામાં એકાએક કાળી મરકી ફાટી નીકળી. આ મરકી જીવલેણ હતી. આ ફેફસાંની મરકી હતી. તે ગાંઠિયા મરકી કરતાં વધારે ભયંકર ગણાતી હતી.

સદ્ભાગ્યે મરકીનું કારણ લોકેશન નહોતું. તેનું કારણ જોહાનિસબર્ગની આસપાસ આવેલી અનેક સોનાની ખાણોમાંની એક ખાણ હતી. ત્યાં મુખ્યત્વે હબસીઓ કામ કરનારા હતા. તેમની સ્વચ્છતાની જવાબદારી તો કેવળ ગોરા માલિકોને શિર હતી. આ ખાણને અંગે કેટલાક હિંદીઓ પણ કામ કરનારા હતા. તેઓમાંના ત્રેવીસને એકાએક ચેપ લાગ્યો ને તેઓ એક સાંજે ભયંકર મરકીના ભોગ થઈને લોકેશનમાં પોતાને રહેઠાણે આવ્યા.

આ વેળા ભાઈ મદનજીત 'ઇંડિયન ઓપીનિયન'ના ગ્રાહક બનાવવા ને લવાજમનું ઉઘરાણું કરવા આવ્યા હતા. તે લોકેશનમાં ફરતા હતા. તેમનામાં નિર્ભયતાનો ગુણ સરસ હતો. આ દરદીઓ તેમના જોવામાં આવ્યા ને તેમનું હૃદય બળ્યું. તેમણે મને સીસાપેને લખી એક કાપલી મોકલી તેનો ભાવાર્થ આવો હતો:

'અહીં એકદમ કાળી મરકી ફાટી નીકળી છે. તમારે તુરત આવીને કંઈક કરવું જોઈએ. નહિ તો પરિણામ ભયંકર આવશે. તુરત આવજો.'

મદનજીતે ખાલી મકાન પડયું હતું તેનું તાળું નીડરપણે તોડી તેનો કબજો લઈ તેમાં આ માંદાઓને રાખ્યા હતા. હું મારી સાઇકલ ઉપર લોકેશન પહોંચ્યો. ત્યાંથી ટાઉન-કલાર્કને હકીકત મોકલી, ને કેવા સંજોગોમાં કબજો લીધો હતો એ તેમને જણાવ્યું.

દાક્તર વિલિયમ ગૉડફ્રે જોહાનિસબર્ગમાં દાક્તરી કરતા હતા, તેમને ખબર પહોંચતાં તે દોડી આવ્યા ને દરદીઓના દાક્તર ને નર્સ બન્યા. પણ ત્રેવીસ દરદીઓને અમે ત્રણ પહોંચી વળી શકીએ તેમ નહોતું.

શુદ્ધ દાનત હોય તો સંકટને પહોંચી વળવા સેવકો અને સાધનો મળી જ રહે છે એવો મારો વિશ્વાસ અનુભવ ઉપર બંધાયેલો છે. મારી ઑફિસમાં કલ્યાણદાસ, માણેકલાલ અને બીજા બે હિંદીઓ હતા. છેલ્લા બેનાં નામ અત્યારે મને યાદ નથી. કલ્યાણદાસને તેમના બાપે મને સોંપી દીધા હતા. તેમના જેવા પરગજુ અને કેવળ આજ્ઞા ઉઠાવવાનું સમજનાર સેવક મેં ત્યાં થોડા જ જોયા હશે. કલ્યાણદાસ સુભાગ્યે તે વેળા બ્રહ્મચારી હતા. એટલે તેમને ગમે તે જોખમનું કામ સોંપતાં મેં કદી સંકોચ ખાધો જ નહોતો. બીજા માણેકલાલ મને જોહાનિસબર્ગમાં જ લાધ્યા હતા. તે પણ કુંવારા હતા

એવો મને ખ્યાલ છે. ચારે મહેતાઓ કહો કે સાથી કહો કે પુત્રો કહો, તેમને હોમવાનો નિશ્ચય કર્યો. કલ્યાણદાસને પૂછવાપણું હોય જ શું? બીજા પૂછતાં જ તૈયાર થઈ ગયા, 'જ્યાં તમે ત્યાં અમે,' તેમનો ટૂંકો અને મીઠો જવાબ હતો.

મિ. રીચને મોટો પરિવાર હતો. તે પોતે તો ઝંપલાવવા તૈયાર હતા, પણ મેં તેમને રોક્યા. તેમને આ જોખમમાં સંડાવવા હું મુદ્દલ તૈયાર નહોતો, મારી હિંમત જ નહોતી. પણ તેમણે બહારનું બધું કામ કર્યું.

શુશ્રૂષાની આ રાત્રિ ભયાનક હતી. મેં ઘણા દરદીઓની સારવાર કરી હતી. પણ મરકીના દરદીની સારવાર કરવાનો અવસર મને કદી પ્રાપ્ત નહોતો થયો. દાક્તર ગૉડફ્રેની હિમ્મતે અમને નીડર કરી મૂક્યા. દરદીઓની સેવા ઝાઝી થઈ શકે તેવું નહોતું. તેમને દવા આપવી, આશ્વાસન આપવું, પાણીબાણી આપવાં તથા તેમનું મેલું વગેરે સાફ કરવું એ ઉપરાંત વિશેષ કરવાપણું નહોતું જ.

ચાર જુવાનિયાઓની તનતોડ મહેનતથી ને નીડરતાથી મારા હર્ષનો પાર ન રહ્યો.

દાક્તર ગૉડફ્રેની હિમ્મત સમજાય, મદનજીતની પણ સમજાય. પણ આ જુવાનિયાઓની? રાત્રિ જેમતેમ ગઈ. મને યાદ છે તે પ્રમાણે તે રાત્રિએ તો કોઈ દરદીને અમે ન ગુમાવ્યો.

પણ આ પ્રસંગ જેટલો કરુણાજનક છે તેટલો જ રસિક ને મારી દૃષ્ટિએ ધાર્મિક છે. તેથી તેને સારુ હજુ બીજાં બે પ્રકરણો તો જોઈશે જ.

## ૧૬

## મરકી — ૨

આ પ્રમાણે મકાનનો ને માંદાના કબજો લીધાને સારુ ટાઉન-ક્લાર્કે મારો ઉપકાર માન્યો ને પ્રામાણિકપણે કબૂલ કર્યું: 'અમારી પાસે આવી સ્થિતિને અમારી મેળે એકાએક પહોંચી વળવાનું સાધન નથી. તમને જે મદદ જોઈએ તે માગજો ને બની શકશે તે ટાઉન કાઉન્સિલ આપશે.' પણ ઘટતા ઇલાજો લેવામાં સાવધાન થયેલી આ મ્યુનિસિપાલિટીએ સ્થિતિને પહોંચી વળવા વિલંબ ન કર્યો.

બીજે દિવસે એક ખાલી પડેલા ગોદામનો કબજો મને આપ્યો, ને ત્યાં દર્દીઓને લઈ જવા સૂચવ્યું. તે સાફ કરવાનો બોજો મ્યુનિસિપાલિટીએ ન ઉપાડ્યો. મકાન મેલું ને ગોબરું હતું. અમે જાતે જ તેને સાફ કર્યું. ખાટલા વગેરે સખી દિલના હિંદીઓની મદદથી એકઠા કર્યા ને તાત્કાળિક કામચલાઉ હૉસ્પિતાલ ઊભી કરી. મ્યુનિસિપાલિટીએ એક નર્સ મોકલી ને તેની સાથે બ્રૅંડીની બાટલી ને બીજી દર્દીઓને જોઈતી વસ્તુઓ મોકલી. દાક્તર ગૉડફ્રેનો ચાર્જ કાયમ રહ્યો.

નર્સને અમે ભાગ્યે જ દર્દીઓને અડકવા દેતા હતા. નર્સ પોતે અડકવાને તૈયાર હતી. સ્વભાવે ભલી બાઈ હતી, પણ તેને જોખમમાં ન આવવા દેવાનો અમારો પ્રયત્ન હતો.

દર્દીઓને વખતોવખત બ્રૅંડી આપવાની સૂચના હતી. અમને પણ ચેપમાંથી બચવા સારુ નર્સ થોડી બ્રૅંડી લેવા સૂચવતી ને પોતે પણ લેતી. અમારામાંથી કોઈ બ્રૅંડી લે

તેમ નહોતું. મને તો દર્દીઓને પણ બ્રેંડી આપવામાં શ્રદ્ધા નહોતી. દાક્તર ગૉડફ્રેની પરવાનગીથી ત્રણ દર્દીઓ જે બ્રેંડી વિના ચલાવવા તૈયાર હતા ને માટીના પ્રયોગો કરવા દેવાને તૈયાર હતા તેમને માથે ને છાતીએ જ્યાં દુઃખ થતું હતું ત્યાં મેં માટી મૂકવાનો પ્રયોગ કર્યો. આ ત્રણ દર્દીઓમાંથી બે બચ્યા, બાકીના બધા દર્દીઓનો દેહાંત થયો. વીશ દર્દી તો આ ગોદામમાં જ ચાલ્યા ગયા.

મ્યુનિસિપાલિટીની બીજી તૈયારીઓ ચાલી રહી હતી. જોહાનિસબર્ગથી સાત માઇલ એક લેઝરેટો એટલે ચેપી દર્દીઓની ઇસ્પિતાલ હતી ત્યાં તંબૂ ખડા કરી આ ત્રણ દર્દીઓને લઈ ગયા. બીજા મરકીના કેસ થાય તો તેને પણ ત્યાં જ લઈ જવાની ગોઠવણ કરી. અમે આ કામમાંથી મુક્ત થયા. થોડા જ દિવસમાં અમારા જાણવામાં આવ્યું કે પેલી ભલી નર્સને મરકી થઈ આવી હતી ને તેનો દેહાંત થયો. પેલા દર્દીઓનું બચવું ને અમારું મુક્ત રહેવું શા કારણથી થયું તે કોઈ કહી ન શકે. પણ માટીના ઉપચાર ઉપરની મારી શ્રદ્ધા અને દવા તરીકે પણ દારૂના ઉપયોગ વિષે મારી અશ્રદ્ધા વધ્યાં. હું જાણું છું કે આ શ્રદ્ધા અને અશ્રદ્ધા બન્ને પાયા વિનાનાં ગણાય. પણ મારા ઉપર તે વેળાએ પડેલી અને હજુ સુધી ચાલતી આવતી છાપને હું ધોઈ શકતો નથી, ને તેથી તેની આ પ્રસંગે નોંધ લેવી આવશ્યક ગણું છું.

આ મરકી ફાટી નીકળી કે તુરત મેં છાપાંમાં, મ્યુનિસિપાલિટીની લોકેશન પોતાને હાથ આવ્યા પછીની વધેલી બેદરકારીને સારુ ને મરકીને સારુ જવાબદારી મ્યુનિસિપાલિટીની છે, એવો સખત કાગળ લખ્યો હતો. તે કાગળે મને મિ. હેનરી પોલાક મેળવી આપ્યા ને તે કાગળ મરહૂમ જોસેફ ડોકની મુલાકાતનું એક કારણ થઈ પડ્યો હતો.

આગલાં પ્રકરણોમાં હું સૂચવી ગયો છું કે હું જમવા એક નિરામિષ ભોજનગૃહમાં જતો. ત્યાં મને મિ. આલ્બર્ટ વેસ્ટની ઓળખાણ થયેલી. અમે હમેશાં સાંજે આ ગૃહમાં ભેળા થતા ને ખાઈને સાથે ફરવા જતા. વેસ્ટ એક નાના છાપખાનામાં ભાગીદાર હતા. તેમણે છાપાંમાં મરકીને વિષે મારો કાગળ જોયો ને મને જમવા વખતે વીશીમાં ન જોયો તેથી તે ગભરાયા.

મેં ને મારા સાથી સેવકોએ મરકી દરમ્યાન ખોરાક ઓછો કર્યો હતો. ઘણા વખત થયાં મારો પોતાનો નિયમ હતો કે, મરકીના વાયરા હોય ત્યારે પેટમાં જેમ ઓછો ભાર તેમ સારું. એટલે મેં સાંજે ખાવાનું બંધ કર્યું હતું. અને બપોરે બીજા જમનારાઓને કોઈ પણ જાતના ભયથી દૂર રાખવા ખાતર કોઈ ન આવ્યા હોય તેવે વખતે જઈ જમી આવતો. ભોજનગૃહના માલિકની સાથે તો મને ગાઢ પરિચય હતો. તેને મેં વાત કરી મૂકી હતી કે, હું મરકીના દર્દીઓની સેવા કરતો હોવાથી બીજાઓનો સ્પર્શ ઓછામાં ઓછો રાખવા માગું છું.

આમ મને વીશીમાં ન ભાળવાથી બીજે કે ત્રીજે જ દિવસે સવારના પહોરમાં, હજુ હું બહાર નીકળવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં, વેસ્ટે મારી કોટડીનું બારણું ખખડાવ્યું. બારણું ઉઘાડ્યું તેવા જ વેસ્ટ બોલ્યા :

'તમને વીશીમાં ન જોયા તેથી હું તો ગભરાયો કે રખેને કંઈ તમને તો નહિ જ થયું હોય ! એટલે અત્યારે તો તમે મળશો જ એમ સમજી આવ્યો છું. મારાથી કંઈ મદદ થઈ શકે એમ હોય તો કહેજો. હું દર્દીઓની સારવારને સારુ પણ તૈયાર છું. તમે જાણો છો કે મારી ઉપર મારું પોતાનું પેટ ભરવા ઉપરાંત કશી જવાબદારી નથી.'

મેં વેસ્ટનો આભાર માન્યો. એક મિનિટ પણ વિચાર કરવા લીધા હોય એવું મને યાદ નથી. હું બોલ્યો :

'તમને નર્સ તરીકે તો હું ન જ લઉં. જો બીજા દર્દીઓ નહિ નીકળે તો અમારું કામ એકબે દિવસમાં જ પૂરું થશે. પણ એક કામ છે ખરું.'

'એ શું?'

'તમે ડરબન જઈ 'ઇંડિયન ઓપીનિયન' પ્રેસનો વહીવટ હાથ ધરશો? મદનજીત તો હાલ અહીં કામમાં રોકાયા છે. ત્યાં કોઈને જવાની તો જરૂર છે જ. તમે જાઓ તો મારી તે તરફની ચિંતા તદ્દન હળવી થઈ જાય.'

વેસ્ટે જવાબ દીધો :

'મારી પાસે છાપખાનું છે તે તો તમે જાણો છો. ઘણે ભાગે તો હું જવા તૈયાર થઈશ. છેવટનો જવાબ આજે સાંજે આપું તો બસ થશે ના? ફરવા નીકળી શકો તો ત્યારે વાત કરીએ.'

હું રાજી થયો. તે જ દિવસે સાંજે થોડી વાતચીત કરી. વેસ્ટને દર માસે દશ પાઉંડનો પગાર ને છાપખાનામાં કંઈ નફો રહે તો તેમાંથી અમુક ભાગ આપવાનું ઠરાવ્યું. વેસ્ટ પગારને ખાતર જવાના નહોતા, એટલે તેનો સવાલ તેમની આગળ નહોતો. બીજે જ દિવસે રાતની મેલમાં વેસ્ટ પોતાની ઉઘરાણી મને સોંપી ડરબન જવા રવાના થયા. ત્યારથી તે મેં દક્ષિણ આફ્રિકા છોડ્યું ત્યાંલગી તે મારાં સુખદુઃખના સાથી રહ્યા. વિલાયતના એક પરગણાના ગામ લાઉથના એક ખેડુ કુટુંબના, નિશાળની સામાન્ય કેળવણી પામેલ, જાતમહેનતથી અનુભવની નિશાળમાં શીખેલ ને ઘડાયેલ, શુદ્ધ, સંયમી, ઈશ્વરથી ડરનાર, હિંમતવાન, પરોપકારી અંગ્રેજ તરીકે મેં વેસ્ટને હમેશાં ઓળખેલ છે. તેમનો અને તેમના કુટુંબનો પરિચય આપણને આ પ્રકરણોમાં હજુ વધારે થવાનો બાકી રહે છે.

## ૧૭

# લોકેશનની હોળી

જોકે દરદીઓની સારવારમાંથી મારા સાથીઓ અને હું મુક્ત થયા તોપણ મરકીમાંથી ઉત્પન્ન થયેલાં બીજાં કામો તો માથે ઊભાં જ હતાં.

લોકેશનની સ્થિતિ વિષે મ્યુનિસિપાલિટી ભલે બેદરકાર હોય, પણ ગોરા શહેરીઓના આરોગ્યને વિષે તો તે ચોવીસે કલાક જાગૃત હતી. તેમનું આરોગ્ય જાળવવા સારુ ખર્ચ કરવામાં તેણે ક્યાશ નહોતી રાખી, અને આ પ્રસંગે મરકીને આગળ વધતી અટકાવવા સારુ તો તેણે પાણીની જેમ પૈસા રેડ્યા. મેં મ્યુનિસિપાલિટીના હિંદીઓ પ્રત્યેના ઘણા દોષો જોયા હતા, છતાં ગોરાઓ માટેની આ કાળજીને સારુ મ્યુનિસિપાલિટીને માન આપ્યા વિના હું ન રહી શક્યો અને તેના આ શુભ પ્રયત્નમાં મારાથી જેટલી મદદ દઈ શકાય તેટલી મેં દીધી. હું માનું છું કે તે મદદ મેં ન દીધી હોત તો મ્યુનિસિપાલિટીને મુશ્કેલી પડત ને કદાચ તે બંદૂકબળનો ઉપયોગ કરત, કરતાં ન અચકાત, ને પોતાનું ધાર્યું કરત.

પણ તેવું કંઈ ન થવા પામ્યું. હિંદીઓની વર્તણૂકથી મ્યુનિસિપાલિટીના અમલદારો રાજી થયા ને ત્યાર પછીનું કેટલુંક કામ સરળ થઈ પડ્યું. મ્યુનિસિપાલિટીની માગણીઓને વશ વર્તાવવામાં હિંદીઓની ઉપર મારી જેટલી અસર હતી તેટલી મેં વાપરી. એ બધું કરવું હિંદીઓને સારુ ઘણું અઘરું હતું, પણ એકકેએ મારું વચન ઉથાપ્યું હોય એવું મને સ્મરણ નથી.

લોકેશનની આસપાસ પહેરો બેઠો. તેમાંથી રજા વિના કોઈ નીકળી ન શકે, ન કોઈ તેમાં રજા વિના પેસી શકે. મારા સાથીઓને અને મને છૂટથી અંદર જવાના પરવાના આપ્યા હતા. મ્યુનિસિપાલિટીની મતલબ લોકેશનમાં રહેનાર બધાને ત્રણ અઠવાડિયાં લગી જોહાનિસબર્ગથી તેર માઈલ દૂર ખુલ્લા મેદાનમાં તંબૂ તાણી વસાવવાની ને લોકેશનને સળગાવી મેલવાની હતી. ભલે તંબૂનું છતાં નવું ગામ વસાવવામાં, ત્યાં ખોરાક ઇત્યાદિ લઈ જવામાં કાંઈક દિવસ તો જાય જ. તે દરમ્યાન મજકૂર પહેરો ગોઠવવામાં આવ્યો.

લોકો ખૂબ ગભરાયા. પણ હું તેમને પડખે હોવાથી તેમને આશ્વાસન હતું. આમાંના ઘણા ગરીબો પોતાના પૈસા પોતાના ઘરમાં દાટી મેલતા. હવે તે ખસેડવા રહ્યા. તેમને બેંક ન મળે, બેંકને તેઓ ન જાણે. હું તેમની બેંક બન્યો. મારે ત્યાં પૈસાનો ઢગલો થયો. મારાથી આવે સમયે મહેનતાણું લેવાય તેમ તો નહોતું જ. અગવડ-સગવડે આ કામને પહોંચી વળ્યો. અમારી બેંકના મૅનેજરની સાથે મારે સારો પરિચય હતો. ત્યાં ઘણા પૈસા મારે મૂકવા પડશે એ મેં તેમને જણાવ્યું. બેંકો તાંબાનાણું અને રૂપાનાણું બહુ લેવા તૈયાર નથી હોતી. વળી મરકીક્ષેત્રમાંથી આવતા પૈસાનો સ્પર્શ કરતાં મહેતાઓ આનાકાની કરે એવો પણ સંભવ હતો. મૅનેજરે મને બધી સગવડ કરી આપી. પૈસા જંતુનાશક પાણીમાં ધોઈને બેંકમાં મોકલવાનો ઠરાવ થયો. આમ લગભગ ૬૦,૦૦૦ પાઉંડ બેંકમાં મુકાયા એવું મને સ્મરણ છે. જેમની પાસે વધારે નાણાં હતાં તેમને બાંધી મુદતને સારુ વ્યાજે મૂકવાની મેં અસીલોમાં સલાહ આપી. તે તે અસીલને નામે આમ કેટલાક પૈસા મુકાયા. આનું પરિણામ એ આવ્યું કે તેમાંના કેટલાક બેંકમાં પૈસા રાખવા ટેવાયા. લોકેશનનિવાસીઓને ક્લિપસ્પ્રુટ ફાર્મ નામે જોહાનિસબર્ગની પાસે સ્થળ છે ત્યાં સ્પેશલ ટ્રેનમાં

લઈ ગયા. અહીં તેમને સીધુંપાણી મ્યુનિસિપાલિટીએ પોતાને ખરચે પૂરું પાડ્યું. આ તંબૂના ગામનો દેખાવ સિપાહીઓની છાવણી જેવો હતો. લોકોને આમ રહેવાની ટેવ નહિ તેથી માનસિક દુઃખ થયું, નવું નવું લાગ્યું, પણ ખાસ અગવડ ભોગવવી પડી નહિ. હું દરરોજ એક આંટો બાઇસિકલ ઉપર જતો. ત્રણ અઠવાડિયાં આમ ખુલ્લી હવામાં રહેવાથી લોકોના આરોગ્યમાં અવશ્ય સુધારો થયો. અને માનસિક દુઃખ તો પહેલા ચોવીસ કલાક નહોતા વીત્યા ત્યાં જ ભુલાયું. એટલે પછી તેઓ આનંદથી રહેવા લાગ્યા. હું ત્યાં જાઉં ત્યારે તેમનાં ભજનકીર્તન, રમતગમત ચાલતાં જ હોય.

મને યાદ છે તે પ્રમાણે, જે દિવસે લોકેશન ખાલી કર્યું તેને બીજે દહાડે તેની હોળી કરવામાં આવી. એક પણ વસ્તુ તેમાંથી બચાવી લેવાનો લોભ મ્યુનિસિપાલિટીએ ન કર્યો. આ જ અરસામાં ને તે જ કારણને સારુ મ્યુનિસિપાલિટીએ પોતાની મારકેટનું લક્કડકામ પણ બધું બાળી નાંખી દસેક હજાર પાઉંડનું નુકસાન માથે લીધું. મારકેટમાંથી મૂએલા ઉંદર જડ્યા હતા તેથી આ આકરું પગલું ભરવામાં આવ્યું હતું. મોટું ખર્ચ તો થયું, પણ પરિણામ એ આવ્યું કે મરકી આગળ વધવા ન જ પામી. શહેર નિર્ભય થયું.

## ૧૮

# એક પુસ્તકની જાદુઈ અસર

આ મરકીએ ગરીબ હિંદીઓ ઉપરનો મારો કાબૂ, મારો ધંધો ને મારી જવાબદારી વધાર્યાં. વળી યુરોપિયનોમાં મારી વધતી જતી કેટલીક ઓળખાણો પણ એવી નિકટ થતી ગઈ કે તેથીયે મારી નૈતિક જવાબદારી વધવા માંડી.

જેમ વેસ્ટની ઓળખાણ મને નિરામિષાહારી ભોજનગૃહમાં થઈ તેમ પોલાકને વિષે બન્યું. એક દિવસ હું જે ટેબલે બેઠો હતો ત્યાંથી દૂરના ટેબલે એક નવજુવાન જમતા હતા. તેમણે મને મળવાની ઇચ્છાથી પોતાનું નામ મોકલ્યું. મેં તેમને મારા ટેબલ ઉપર આવવા નોતર્યા. તે આવ્યા.

'હું 'ક્રિટિક'નો ઉપતંત્રી છું. તમારો મરકી વિષેનો કાગળ વાંચ્યા પછી તમને મળવાની મને બહુ ઇચ્છા થઈ. આજે હું એ તક મેળવું છું.'

મિ. પોલાકની નિખાલસતાથી હું તેમની તરફ ખેંચાયો. તે જ રાતે અમે એકબીજાને ઓળખતા થઈ ગયા. અને જિંદગી વિષેના અમારા વિચારોમાં અમને બહુ સામ્ય નજરે આવ્યું. સાદી જિંદગી તેમને પસંદ હતી. અમુક વસ્તુને બુદ્ધિ કબૂલ કરે એટલે પછી તેનો અમલ કરવાની તેમની શક્તિ આશ્ચર્ય પમાડનારી લાગી. પોતાની જિંદગીમાં કેટલાક ફેરફારો તો તેમણે એકદમ કરી દીધા.

'ઇંડિયન ઓપીનિયન'નું ખર્ચ વધતું જતું હતું. વેસ્ટનો પહેલો જ રિપોર્ટ મને ભડકાવનારો હતો. તેમણે લખ્યું: 'તમે કહ્યો હતો તેવો નફો આ કામમાં નથી. હું તો ખોટ

જોઉં છું. ચોપડાઓની અવ્યવસ્થા છે. ઉઘરાણી ઘણી છે, પણ તે મોંમાથા વિનાની છે. ઘણા ફેરફારો કરવા પડશે. પણ આ રિપોર્ટથી તમારે ગભરાવાનું નથી. મારાથી બનતી વ્યવસ્થા હું કરીશ. નફો નથી તેટલા સારુ હું આ કામ છોડું તેમ નથી.'

નફો ન જોવાથી કામને છોડવા ધારત તો વેસ્ટ છોડી શકત, ને તેમને હું કોઈ પ્રકારનો દોષ ન દઈ શકત. એટલું જ નહિ પણ, વગરતપાસે નફાવાળું કામ છે એવું કહેવાનો દોષ મારા પર મૂકવાનો તેમને અધિકાર હતો. આમ છતાં તેમણે મને કદી કડવું વેણ સરખું નથી સંભળાવ્યું. પણ હું માનું છું કે, આ નવી જાણથી વેસ્ટની નજરમાં હું ઉતાવળે વિશ્વાસ કરનારમાં ખપવા લાગ્યો હોઈશ. મદનજીતની માન્યતા વિષે તપાસ કર્યા વિના તેમના કહ્યા ઉપર વિશ્વાસ રાખીને મેં વેસ્ટને નફાની વાત કરેલી. મને લાગે છે કે, જાહેર કામ કરનારે આવો વિશ્વાસ ન રાખતાં જેની જાતે તપાસ કરી હોય એવી જ વસ્તુ કહેવી જોઈએ. સત્યના પૂજારીએ તો ઘણી સાવધાની રાખવી જોઈએ. કોઈના મન ઉપર ખરી ખાતરી વિના વધારેપડતી અસર પાડવી એ પણ સત્યને ઝાંખપ પહોંચાડનારી વસ્તુ છે. મને કહેતાં દુઃખ થાય છે કે, આ વસ્તુ જાણતા છતાં ઉતાવળે વિશ્વાસ મૂકીને કામ લેવાની મારી પ્રકૃતિને હું છેક સુધારી શક્યો નથી. તેમાં હું ગજા ઉપરાંત કામ કરવાના લોભનો દોષ જોઉં છું. એ લોભથી મારે અકળાવું પડયું છે તેના કરતાં મારા સાથીઓને બહુ વધારે અકળાવું પડયું છે.

વેસ્ટનો આવો કાગળ આવવાથી હું નાતાલ જવા ઊપડયો. પોલાક તો મારી બધી વાતો જાણતા થઈ જ ગયા હતા. મને મૂકવા સ્ટેશન ઉપર આવેલા, ને 'આ પુસ્તક રસ્તામાં વાંચી શકાય તેવું છે. તે વાંચી જજો. તમને

ગમશે,' એમ કહી તેમણે રસ્કિનનું 'અન્ટુ ધિસ લાસ્ટ' મારા હાથમાં મૂક્યું.

આ પુસ્તકને લીધા પછી હું છોડી જ ન શક્યો. તેણે મને પકડી લીધો. જોહાનિસબર્ગથી નાતાલ ચોવીસ કલાક જેટલો રસ્તો હતો. ટ્રેન સાંજે ડરબન પહોંચતી હતી. પહોંચ્યા પછી આખી રાત ઊંઘ ન આવી. પુસ્તકમાં સૂચવેલા વિચારો અમલમાં મૂકવાનો ઇરાદો કર્યો.

આ પહેલાં રસ્કિનનું એક પણ પુસ્તક મેં વાંચ્યું નહોતું. વિદ્યાભ્યાસના કાળમાં પાઠ્ય પુસ્તકો બહાર મારું વાચન નહિ જેવું જ ગણાય. કર્મભૂમિમાં પ્રવેશ કર્યા પછી સમય ઘણો થોડો બચે. એટલે આજ લગી પણ એમ જ કહેવાય કે મારું પુસ્તકોનું જ્ઞાન ઘણું જ થોડું છે. આ અનાયાસે અથવા પરાણે પળાયેલા સંયમથી મને નુકસાન નથી થયું એમ હું માનું છું. પણ જે થોડાં પુસ્તકો વાંચ્યાં છે તેને હું ઠીક પચાવી શક્યો છું એમ કહી શકાય. એવાં પુસ્તકોમાં જેણે મારી જિંદગીમાં તત્કાળ મહત્ત્વના રચનાત્મક ફેરફાર કરાવ્યો એવું તો આ પુસ્તક જ કહેવાય. તેનો મેં પાછળથી તરજુમો કર્યો, ને તે 'સર્વોદય'ને નામે છપાયેલું છે.

મારી એવી માન્યતા છે કે જે વસ્તુ મારામાં ઊંડે ભરેલી હતી તેનું સ્પષ્ટ પ્રતિબિંબ મેં રસ્કિનના આ ગ્રંથરત્નમાં જોયું, ને તેથી તેણે મારી ઉપર સામ્રાજ્ય જમાવ્યું ને તેમાંના વિચારોનો અમલ મારી પાસે કરાવ્યો. આપણામાં જે સારી ભાવનાઓ સૂતેલી હોય તેને જાગૃત કરવાની શક્તિ જે ધરાવે તે કવિ છે. બધા કવિની બધા ઉપર સરખી અસર નથી થતી, કેમકે બધામાં બધી સારી ભાવનાઓ એકસરખા પ્રમાણમાં હોતી નથી.

'સર્વોદય'ના સિદ્ધાંતો હું આમ સમજ્યો:

૧. બધાના ભલામાં આપણું ભલું રહેલું છે.

૨. વકીલ તેમ જ વાળંદ બન્નેના કામની કિંમત એકસરખી હોવી જોઈએ, કેમકે આજીવિકાનો હક બધાને એકસરખો છે.

૩. સાદું મજૂરીનું, ખેડૂતનું જીવન જ ખરું જીવન છે.

પહેલી વસ્તુ હું જાણતો હતો. બીજી હું ઝાંખી જોતો હતો. ત્રીજીનો મેં વિચાર જ નહોતો કર્યો. પહેલામાં બીજી બન્ને સમાયેલી છે એ મને 'સર્વોદયે' દીવા જેવું દેખાડ્યું. સવાર થયું ને હું તેના અમલ કરવાના પ્રયત્નમાં પડ્યો.

## ૧૯

# ફિનિક્સની સ્થાપના

સવારે પ્રથમ તો મેં વેસ્ટની સાથે વાત કરી. 'સર્વોદય'ની મારા ઉપર થયેલી અસર મેં તેમને કહી સંભળાવી, ને સૂચવ્યું કે 'ઇંડિયન ઓપીનિયન'ને એક ખેતર ઉપર લઈ જવું. ત્યાં સહુ એકસરખો ખાધાખરચ પૂરતો ઉપાડ કરે, સહુ પોતાની ખેતી કરે, અને બચતા વખતમાં 'ઇંડિયન ઓપીનિયન'નું કામ કરે. વેસ્ટે એ સૂચનાનો સ્વીકાર કર્યો. દરેકનું ખાધાખરચ ઓછામાં ઓછું ત્રણ પાઉંડ થાય એવી ગણતરી કરી. આમાં ગોરાકાળાનો ભેદ નહોતો રાખવામાં આવ્યો.

પણ પ્રેસમાં તો દશેક કામ કરનારા હતા. બધાને જંગલમાં વસવું અનુકૂળ આવે કે નહિ એ એક સવાલ હતો, અને બધા એકસરખા ખાવાપહેરવા જેટલો જ ઉપાડ કરવા તૈયાર થાય કે નહિ એ બીજો સવાલ હતો. અમે બન્નેએ તો એવો નિશ્ચય કર્યો કે, જે આ યોજનામાં દાખલ ન થઈ શકે તે પોતાનો પગાર ઉપાડે; ધીમે ધીમે બધા સંસ્થાવાસી થઈને રહે એ આદર્શ રાખવો.

આ દૃષ્ટિએ મેં કામદારોમાં વાત શરૂ કરી. મદનજીતને તો તે ગળે ન જ ઊતરી. તેમને ધાસ્તી લાગી કે, જે વસ્તુમાં તેમણે પોતાનો આત્મા રેડ્યો હતો તે મારી મૂર્ખાઈથી એક માસમાં ધૂળધાણી થઈ જવાની, 'ઇંડિયન ઓપીનિયન' નહિ ચાલે, પ્રેસ પણ નહિ ચાલે, ને કામદારો ભાગી જશે.

મારા ભત્રીજા છગનલાલ ગાંધી આ પ્રેસમાં કામ કરતા હતા. તેમને પણ મેં વેસ્ટની સાથે જ વાત કરી. તેમને કુટુંબનો બોજો હતો. પણ બચપણથી જ તેમણે મારી નીચે તાલીમ લેવાનું ને કામ કરવાનું પસંદ કર્યું હતું. મારા પર તેમનો બહુ વિશ્વાસ હતો. એટલે દલીલ કર્યા વગર તે તો ભળ્યા ને આજ લગી મારી સાથે જ છે.

ત્રીજા ગોવિંદસામી કરીને મશીનિયર હતા. તે પણ ભળ્યા. બીજાઓ જોકે સંસ્થાવાસી ન થયા, પણ તેમણે હું પ્રેસને જ્યાં લઈ જાઉં ત્યાં આવવા કબૂલ કર્યું.

આમ કામદારોની જોડે વાતચીતમાં બેથી વધારે દિવસ ગયા હોય એમ મને યાદ નથી. તુરત જ મેં છાપામાં ડરબનની નજીક કોઈ પણ સ્ટેશન પાસે જમીનના ટુકડાને સારુ જાહેરખબર મૂકી. જવાબમાં ફિનિક્સની જમીનનું કહેણ આવ્યું. વેસ્ટ ને હું તે જોવા ગયા. સાત દિવસની અંદર ૨૦ એકર જમીન લીધી. તેમાં એક નાનકડો પાણીનો ઝરો હતો. કેટલાંક નારંગીનાં ને કેરીનાં ઝાડ હતાં. જોડે જ ૮૦ એકરનો બીજો એક કકડો હતો. તેમાં વિશેષ ફળઝાડ ને એક ઝૂંપડું હતું. તે પણ થોડા દિવસ બાદ ખરીદ્યો. બેઉના મળીને ૧,૦૦૦ પાઉંડ આપ્યા.

શેઠ પારસી રુસ્તમજી મારાં આવાં બધાં સાહસોના ભાગીદાર હોય જ. તેમને મારી આ યોજના ગમી. એક મોટા ગોડાઉનનાં પતરાં વગેરે તેમની પાસે પડ્યાં હતાં તે તેમણે મફત આપ્યાં. તે વડે બાંધકામ શરૂ કર્યું. કેટલાક હિંદી સુતારો ને સલાટો મારી સાથે લડાઈમાં આવેલા તેમાંના મળી આવ્યા. તેમની મદદથી કારખાનું બાંધવાનું શરૂ કર્યું. એક માસમાં મકાન તૈયાર થયું. તે ૭૫ ફૂટ લાંબું ને ૫૦ ફૂટ પહોળું હતું. વેસ્ટ વગેરે શરીરને જોખમે કડિયા સુતારની સાથે વસ્યા.

ફિનિક્સમાં ઘાસ ખૂબ હતું, વસ્તી મુદ્દલ નહોતી. તેથી સર્પોનો ઉપદ્રવ હતો તે જોખમ હતું. પ્રથમ તો સહુ તંબૂ તાણીને રહેલા.

મુખ્ય મકાન તૈયાર થયું એટલે એક અઠવાડિયામાં ઘણોખરો સામાન ગાડાવાટે ફિનિક્સ લઈ ગયા. ડરબન ને ફિનિક્સ વચ્ચે તેર માઈલનું અંતર હતું. ફિનિક્સ સ્ટેશનથી અઢી માઈલ છેટું હતું.

માત્ર એક જ અઠવાડિયું 'ઇંડિયન ઓપીનિયન' મર્ક્યુરી પ્રેસમાં છપાવવું પડ્યું.

મારી સાથે જે જે સગાઓ વગેરે આવેલા ને વેપારમાં વળગી ગયા હતા તેમને મારા મતમાં ભેળવવાનો ને ફિનિક્સમાં દાખલ કરવાનો પ્રયત્ન મેં આદર્યો. આ બધા તો દ્રવ્ય એકઠું કરવાની હોંશે દક્ષિણ આફ્રિકા આવેલા. તેમને સમજાવવાનું કામ મુસ્કેલ હતું. પણ કેટલાક સમજ્યા. આ બધામાંથી અત્યારે મગનલાલ ગાંધીનું નામ હું તારવી કાઢું છું. કેમકે બીજા જે સમજ્યા તે થોડાઘણા વખત ફિનિક્સમાં રહી પાછા દ્રવ્યસંચયમાં પડ્યા. મગનલાલ ગાંધી પોતાનો ધંધો સંકેલી મારી સાથે આવ્યા ત્યારથી તે રહ્યા જ છે; ને પોતાના બુદ્ધિબળથી, ત્યાગશક્તિથી ને અનન્ય ભક્તિથી મારા આંતરિક પ્રયોગોમાંના મારા મૂળ સાથીઓમાં આજે પ્રધાનપદ ભોગવે છે, ને સ્વયંશિક્ષિત કારીગર તરીકે તેઓમાં મારી દૃષ્ટિએ અદ્વિતીય સ્થાન ભોગવે છે.

આમ ૧૯૦૪ની સાલમાં ફિનિક્સની સ્થાપના થઈ, અને વિટંબણાઓ છતાં ફિનિક્સ સંસ્થા તેમ જ 'ઇંડિયન ઓપીનિયન' બન્ને હજુ નભી રહ્યાં છે. પણ આ સંસ્થાની આરંભની મુસીબતો ને તેમાં થયેલી આશાનિરાશાઓ તપાસવા લાયક છે. તે બીજા પ્રકરણમાં વિચારશું.

## ૨૦

# પહેલી રાત

ફિનિક્સમાં પહેલો અંક કાઢવો સહેલું ન નીવડ્યું. બે સાવચેતી મને ન સૂઝી હોત તો અંક એક અઠવાડિયું બંધ રહેત અથવા મોડો નીકળત. આ સંસ્થામાં એંજિનથી ચાલનારા સંચા વસાવવાની મારી દાનત ઓછી જ હતી. જ્યાં ખેતી પણ હાથ વડે કરવાની હતી ત્યાં છાપું પણ હાથે જ ચલાવી શકાય એવાં યંત્રોથી ચાલે તો સારું એમ મનમાં હતું. પણ તે ન બને એવું આ વેળા લાગેલું, તેથી ત્યાં ઑઇલ-એંજિન લઈ ગયા હતા. પણ આ તેલયંત્ર ખોટકે તો તે વેળાને સારુ કંઈક પણ બીજી કામચલાઉ શક્તિ હોય તો સારું એમ મેં વેસ્ટને સૂચવેલું. તેથી તેમણે હાથ વતી ચલાવવાનું એક ચક્ર રાખેલું, ને તે વતી મુદ્રણયંત્રને ગતિ આપી શકાય એમ કર્યું હતું. વળી છાપાનું કદ રોજિંદા પત્રના જેવું હતું. મોટું યંત્ર ખોટકે તો તે તુરત સમારી શકાય એવી સગવડ આ સ્થળે નહોતી. તેથી પણ છાપું અટકે. આ અગવડને પહોંચી વળવા કદ બદલીને સામાન્ય સાપ્તાહિક જેવડું રાખ્યું, કે જેથી અડચણ વેળાએ નાના યંત્ર ઉપર પણ પગ વતી થોડાં પાનાં કાઢી શકાય.

આરંભકાળમાં 'ઇંડિયન ઓપીનિયન' પ્રગટ કરવાના દિવસની આગલી રાતે તો સહુને ઓછોવત્તો ઉજાગરો થતો જ. પાનાંની ગડી વાળવાના કામમાં નાનામોટા બધા રોકાતા, ને કામ રાતના દશબાર વાગ્યે પૂરું થતું. પણ પહેલી રાત ન ભુલાય તેવી હતી. છાપવાનું ચોકઠું બંધાયું, પણ એંજિન ચાલવાની ના પાડે! એંજિન ગોઠવવા અને ચલાવી દેવા

એક ઇજનેરને બોલાવ્યો હતો. તેણે અને વેસ્ટે ખૂબ મહેનત કરી, પણ એંજિન ચાલે જ નહિ. સહુ ચિંતાયુક્ત થઈ બેઠા. છેવટે વેસ્ટ નિરાશ થઈ ભીની આંખે મારી પાસે આવ્યા ને કહે : 'હવે એંજિન આજે ચાલે તેમ નથી, અને આ અઠવાડિયે વેળાસર આપણે છાપું નહિ કાઢી શકીએ.'

'એમ જ હોય તો આપણે લાચાર થયા. પણ આંસુ ઢાળવાનું કશું કારણ નથી. હજી કાંઈ પ્રયત્ન થઈ શકતા હોય તો કરી છૂટીએ. પણ પેલા ઘોડાનું શું?' એમ બોલી મેં આશ્વાસન આપ્યું.

વેસ્ટ બોલ્યા : 'એ ઘોડો ચલાવનારા આપણી પાસે માણસો ક્યાં છે? આપણે છીએ તેટલાથી એ ઘોડો ન ચાલે. તેને ચલાવવાને સારુ વારાફરતી ચાર ચાર માણસ જોઈએ. આપણે તો બધા થાક્યા છીએ.'

સુતારીકામ તો બધું પૂરું નહોતું થયું. તેથી સુતારો હજુ ગયા નહોતા. તેઓ છાપખાનામાં જ સૂતા હતા. તેમને ચીંધીને મેં કહ્યું : 'પણ આ બધા મિસ્ત્રીઓ છે એનું શું? ને આજની રાતને સારુ આપણે બધા અખંડ ઉજાગરો કરશું. આટલું કર્તવ્ય બાકી રહે છે એમ મને લાગે છે.'

'મિસ્ત્રીઓને ઉઠાડવાની ને તેમની મદદ માગવાની મારી હિમ્મત નથી. ને આપણા થાકેલા માણસોને પણ કેમ કહેવાય?'

'એ મારું કામ,' મેં કહ્યું.

'તો સંભવ છે કે આપણે પહોંચી વળીએ.'

મેં મિસ્ત્રીઓને જગાડ્યા ને તેમની મદદ માગી. મારે તેમને વીનવવા પડ્યા. તેમણે કહ્યું : 'આવે ટાણે અમે તમને કામ ન આવીએ તો અમે માણસ શેના? તમે આરામ લો. અમે ઘોડો ચલાવી દઈશું. અમને એમાં મહેનત લાગે તેમ નથી.'

છાપખાનાના જણ તો તૈયાર હતા જ.

વેસ્ટના હર્ષનો પાર ન રહ્યો. તેમણે કામ કરતાં ભજન શરૂ કર્યું. ઘોડો ચલાવવામાં મિસ્ત્રીઓની સામે હું ઊભો ને બીજા બધા વારાફરતી ઊભા. કામ નીકળવા માંડ્યું.

સવારના સાતેક વાગ્યા હશે. મેં જોયું કે હજુ કામ સારી પેઠે બાકી હતું. વેસ્ટને મેં કહ્યું: 'હવે ઇજનેરને જગાડી ન શકાય? દિવસના અજવાળામાં પાછી મહેનત કરે ને કદાચ એંજિન ચાલે તો આપણું કામ વખતસર પૂરું થઈ જાય.'

વેસ્ટે ઇજનેરને ઉઠાડ્યો. તે તુરત ઊઠી નીકળ્યો ને એંજિનની કોટડીમાં પેઠો. શરૂ કરતાં જ એંજિન ચાલવા માંડ્યું. પ્રેસ ખુશીના પોકારથી ગાજી ઊઠ્યું. 'આમ કેમ થતું હશે? રાત્રે આટઆટલી મહેનત કર્યા છતાં ચાલ્યું નહિ, ને હવે કેમ જાણે કંઈ દોષ ન હોય એમ ચલાવતાં જ ચાલવા લાગ્યું?'

વેસ્ટે કે ઇજનેરે જવાબ આપ્યો: 'એનો ઉત્તર આપવો મુશ્કેલ છે. યંત્રોને પણ કેમ જાણે આપણી પેઠે આરામ જોઈતો હોય નહિ, એવી રીતે કેટલીક વેળા તેઓ વર્તતાં જોવામાં આવે છે!'

મેં તો માન્યું કે આ એંજિનનું ન ચાલવું અમારી બધાની કસોટી હતી, ને તેનું અણીને સમયે ચાલવું શુદ્ધ મહેનતનું શુભ ફળ હતું.

છાપું નિયમસર સ્ટેશને પહોંચ્યું, ને બધા નિશ્ચિંત થયા.

આવા આગ્રહને પરિણામે છાપાની નિયમિતતાની છાપ પડી ને ફિનિક્સમાં મહેનતનું વાતાવરણ જામ્યું. આ સંસ્થામાં એવો પણ એક યુગ આવ્યો કે જ્યારે એંજિન ચલાવવાનું ઇરાદાપૂર્વક બંધ કરવામાં આવેલું ને દૃઢતાપૂર્વક ઘોડાથી જ કામ ચલાવતા. ફિનિક્સનો આ ઊંચામાં ઊંચો નૈતિક કાળ હતો એવી મારી માન્યતા છે.

## ૨૧

# પોલાકે ઝંપલાવ્યું

ફિનિક્સ જેવી સંસ્થા સ્થાપ્યા પછી હું પોતે તેમાં થોડા જ સમય વસી શક્યો એ મને હમેશાં દુઃખની વાત રહી છે. એની સ્થાપના વખતે મારી કલ્પના એ હતી કે હું પણ ત્યાં જ વસીશ, મારી આજીવિકા તેમાંથી મેળવીશ, ધીમે ધીમે વકીલાત છોડીશ, ફિનિક્સમાં પડ્યો જે સેવા થઈ શકશે તે કરીશ ને ફિનિક્સની સફળતા એ જ સેવા ગણીશ. પણ આ વિચારોનો ધારેલો અમલ તો ન જ થયો. એવું મારા અનુભવમાં મેં ઘણી વાર જોયું છે કે આપણે ઇચ્છીએ કંઈ ને થાય કંઈ બીજું જ. પણ મેં સાથે સાથે એ પણ અનુભવ્યું છે કે, જ્યાં સત્યની જ સાધના ને ઉપાસના છે ત્યાં આપણી ધારણાઓ પ્રમાણે ભલે પરિણામ ન આવે, તોપણ અણધારેલું આવે તે પરિણામ અકુશલ નથી હોતું ને કેટલીક વેળા ધાર્યા કરતાં વધારે સારું હોય છે. ફિનિક્સમાં જે અણધાર્યાં પરિણામો આવ્યાં ને ફિનિક્સે જે અણધાર્યું સ્વરૂપ પકડ્યું તે અકુશલ નહોતાં એટલું તો હું નિશ્ચયપૂર્વક કહી શકું છું; વધારે સારાં કહેવાય કે નહિ એ વિષે નિશ્ચયપૂર્વક નથી કહી શકાતું.

અમે બધા જાતમહેનતથી નીભશું એ ધારણાથી મુદ્રણાલયની આસપાસ દરેક નિવાસીને સારુ ત્રણ ત્રણ એકરના જમીનના ટુકડા પાડ્યા. આમાં એક ટુકડો મારે નિમિત્તે પણ મપાયો. તે બધા ઉપર અમારી બધાની ઇચ્છા વિરુદ્ધ અમે પતરાંનાં ઘર બાંધ્યાં. ઇચ્છા તો ખેડૂતને

શોભે એવાં ઘાસમાટીનાં અથવા ઈંટનાં ખોરડાં બાંધવાની હતી. તે ન થઈ શક્યું. તેમાં વધારે પૈસાનો વ્યય થતો હતો, વધારે વખત જતો હતો. બધા ઝટ ઘરબારવાળા થવા ને કામમાં પરોવાઈ જવા આતુર હતા.

સંપાદક તરીકે તો મનસુખલાલ નાજર જ ગણાતા હતા. તે આ યોજનામાં દાખલ નહોતા થયા. તેમનું રહેઠાણ ડરબનમાં જ હતું. ડરબનમાં 'ઇંડિયન ઓપીનિયન'ની એક નાનકડી શાખા પણ હતી.

બીબાં ગોઠવવાને સારુ જોકે પગારદાર માણસો હતા, છતાં દૃષ્ટિ એ હતી કે છાપું છાપવામાં બીબાં ગોઠવવાની ક્રિયા, જે વધારેમાં વધારે વખત રોકનારી પણ સહેલી હતી, તે બધા સંસ્થાવાસીઓએ જાણી લેવી અને કરવી. આથી જે નહોતા જાણતા તે તૈયાર થયા. હું આ કામમાં છેવટ લગી સૌથી વધારે ઠોઠ રહ્યો, અને મગનલાલ ગાંધી સૌથી આગળ વધી ગયા. તેમને પોતાને પણ પોતાનામાં રહેલી શક્તિની ખબર નહિ હોય એમ મેં હમેશાં માન્યું છે. છાપખાનાનું કામ કદી કરેલું જ નહિ, છતાં તે કુશળ બીબાં ગોઠવનાર થઈ ગયા ને ઝડપમાં પણ સરસ પ્રગતિ કરી, એટલું જ નહિ પણ, થોડા સમયમાં છાપખાનાની બધી ક્રિયાઓ ઉપર સારો કાબૂ મેળવી મને આશ્ચર્યચકિત કર્યો.

આ કામ હજુ ઠેકાણે તો પડ્યું જ નહોતું, મકાનો પણ તૈયાર નહોતાં થયાં, તેટલામાં આ નવા રચાયેલા કુટુંબને મૂકીને હું જોહાનિસબર્ગ નાઠો. ત્યાંનું કામ લાંબી મુદતને સારુ પડતું મેલી શકું એવી મારી સ્થિતિ નહોતી.

જોહાનિસબર્ગથી આવીને પોલાકને આ મહત્ત્વના ફેરફારની વાત કરી. પોતે આપેલા પુસ્તકનું આ પરિણામ જોઈ તેમના આનંદનો પાર ન રહ્યો. 'ત્યારે હું પણ આમાં કોઈ રીતે ભાગ ન લઈ શકું?' તેમણે ઉમળકાભેર પૂછ્યું.

મેં કહ્યું, 'અવશ્ય તમે ભાગ લઈ શકો છો. ઇચ્છો તો તમે આ યોજનામાં જોડાઈ પણ શકો છો.'

'મને દાખલ કરો તો હું તૈયાર જ છું,' પોલાકે જવાબ આપ્યો.

આ દૃઢતાથી હું મુગ્ધ થયો. પોલાકે 'ક્રિટિક'માંથી પોતાને મુક્ત કરવા શેઠને એક માસની નોટિસ આપી અને મુદત વીત્યે ફિનિક્સમાં પહોંચી ગયા. પોતાના મિલનસારપણાથી તેમણે સૌનાં દિલ હરી લીધાં, ને કુટુંબના જણ તરીકે તે રહી ગયા. સાદાઈ તેમના હાડમાં હતી એટલે તેમને ફિનિક્સનું જીવન જરાયે નવાઈ જેવું કે કઠિન ન લાગતાં સ્વાભાવિક ને રુચિકર લાગ્યું.

પણ હું જ તેમને ત્યાં લાંબો વખત રાખી ન શક્યો. મિ. રીચે કાયદાનો અભ્યાસ વિલાયતમાં પૂરો કરવાનો નિશ્ચય કર્યો. એકલે હાથે મારાથી આખી ઑફિસનો બોજો ઊંચકી શકાય તેમ નહોતું. તેથી મેં પોલાકને ઑફિસમાં રહેવાનું ને વકીલ થવાનું સૂચવ્યું. મારા મનમાં એમ હતું કે તેમના વકીલ થયા પછી છેવટે અમે બન્ને ફિનિક્સમાં જ પહોંચી જઈશું.

આ બધી કલ્પનાઓ ખોટી પડી. પણ પોલાકના સ્વભાવમાં એક પ્રકારની એવી સરળતા હતી કે જેની ઉપર તેમનો વિશ્વાસ બેસે તેની સાથે દલીલ ન કરતાં તેના અભિપ્રાયને અનુકૂળ થવાનો તે પ્રયત્ન કરે. પોલાકે મને લખ્યું: 'મને તો આ જીવન જ ગમે છે. હું અહીં સુખી છું. અને આ સંસ્થાને આપણે ખીલવી શકીશું. પણ જો તમે એમ માનો કે મારા ત્યાં આવવાથી આપણા આદર્શો વહેલા સફળ થશે તો હું આવવા તૈયાર છું.' મેં આ કાગળ વધાવી લીધો. પોલાક ફિનિક્સ છોડીને જોહાનિસબર્ગ આવ્યા ને મારી ઑફિસમાં વકીલાતી કારકૂન તરીકે જોડાયા.

આ જ સમયમાં એક સ્કોચ થિયોસોફિસ્ટ, જેને હું કાયદાની પરીક્ષાને સારુ તૈયાર થવામાં મદદ કરતો હતો, તેને પણ મેં પોલાકનું અનુકરણ કરવા નિમંત્રણ આપ્યું ને તે પણ જોડાયો. તેનું નામ મેકિનટાયર.

આમ ફિનિક્સના આદર્શને ઝટ પહોંચવાના શુભ ઇરાદાથી હું તેના વિરોધી જીવનમાં વધુ વધુ ઊંડો ઊતરતો જણાયો. અને જો ઈશ્વરી સંકેત જુદો જ ન હોત તો સાદા જીવનને બહાને પાથરેલી મોહજાળમાં હું પોતે જ ફસાઈ જાત.

અમારી કોઈની પણ ધારણા બહાર મારી તેમ જ મારા આદર્શની રક્ષા કેવી રીતે થઈ એ બનાવને પહોંચતા પહેલાં કેટલાંક પ્રકરણો જશે.

## ૨૨

# ‘જેને રામ રાખે’

હવે તુરતમાં દેશ જવાની અથવા તો ત્યાં જઈને સ્થિર થવાની આશા મેં છોડી હતી. હું તો પત્નીને એક વર્ષની ધીરજ દઈને દક્ષિણ આફ્રિકા પાછો આવ્યો હતો. વર્ષ તો વીત્યું ને મારું પાછું ફરવાનું દૂર થયું, તેથી છોકરાંને બોલાવવાનો નિશ્ચય કર્યો.

છોકરાં આવ્યાં તેમાં મારો ત્રીજો દીકરો રામદાસ પણ હતો. તે રસ્તે સ્ટીમરના નાખુદાની સાથે ખૂબ હળી ગયો હતો, ને તેની સાથે રમતાં તેનો હાથ ભાંગ્યો હતો. કપ્તાને તેની બરદાસ ખૂબ કરી હતી. દાક્તરે હાડકું સાંધ્યું હતું, ને જ્યારે તે જોહાનિસબર્ગ પહોંચ્યો ત્યારે તેનો હાથ લાકડાની પાટલી વચ્ચે બાંધી રૂમાલની ગળાઝોળીમાં અધ્ધર રાખેલો હતો. સ્ટીમરના દાક્તરની ભલામણ હતી કે જખમ કોઈ દાક્તરની પાસે દુરસ્ત કરાવવો.

પણ મારો આ કાળ તો ધમધોકાર માટીના પ્રયોગો કરવાનો હતો. મારા જે અસીલોને મારા ઊંટવૈદા ઉપર વિશ્વાસ હતો તેમની પાસે પણ હું માટીના ને પાણીના પ્રયોગો કરાવતો. રામદાસને સારુ બીજું શું થાય? રામદાસની ઉમ્મર આઠ વર્ષની હતી. ‘હું તારા જખમની સારવાર જાતે કરું તો તું ગભરાશે તો નહિ,’ એમ મેં તેને પૂછ્યું. રામદાસે હસીને મને પ્રયોગ કરવાની રજા આપી. જોકે એ અવસ્થાએ તેને સારાસારની ખબર ન પડે, તોપણ દાક્તર અને ઊંટવૈદનો ભેદ તો તે સારી પેઠે જાણતો હતો. છતાં તેને મારા પ્રયોગો

વિષે ખબર હતી ને મારા ઉપર વિશ્વાસ હતો એટલે તે નિર્ભય રહ્યા.

ધ્રૂજતાં ધ્રૂજતાં મેં તેનો પાટો ખોલ્યો, જખમને સાફ કર્યો, ને સાફ માટીની લોપરી મૂકી જેમ પહેલાં બાંધ્યો હતો તેમ પાટો બાંધી લીધો. આમ હમેશાં હું જાતે જખમ સાફ કરતો ને માટી મૂકતો. મહિનામાસમાં જખમ તદ્દન રુઝાઈ ગયો. કોઈ દિવસે કશું વિઘ્ન ન આવ્યું ને દિવસે દિવસે જખમ રૂઝતો ગયો. દાક્તરી મલમપટ્ટીથી પણ એટલો સમય તો જશે જ એમ સ્ટીમરના દાક્તરે કહેવરાવ્યું હતું.

આ ઘરગથુ ઉપચારો વિષે મારો વિશ્વાસ અને તેનો અમલ કરવાની મારી હિમ્મત વધ્યાં. આ પછી મેં પ્રયોગોનું ક્ષેત્ર ખૂબ વધાર્યું. જખમો, તાવ, અજીર્ણ, કમળો ઇત્યાદિ દર્દોને સારુ માટીના, પાણીના ને ઉપવાસના પ્રયોગો નાનાં-મોટાં, સ્ત્રીપુરુષો ઉપર કર્યાં અને ઘણાખરા સફળ થયા. આમ છતાં જે હિમ્મત મને દક્ષિણ આફ્રિકામાં હતી તે અહીં નથી રહી, અને અનુભવે એમ પણ જોયું છે કે આ પ્રયોગોમાં જોખમો રહ્યાં જ છે.

આ પ્રયોગોના વર્ણનનો હેતુ મારા પ્રયોગોની સફળતા સિદ્ધ કરવાનો નથી. એક પણ પ્રયોગ સર્વાંશે સફળ થયો છે એવો દાવો કરી શકાય એમ નથી. દાક્તરો પણ એવો દાવો ન કરી શકે. પણ હેતુ એટલું જ કહેવાનો છે કે, જેને નવા અપરિચિત પ્રયોગો કરવા હોય તેણે પોતાનાથી આરંભ કરવો જોઈએ. આમ થાય તો સત્ય વહેલું પ્રગટ થાય છે ને તેવા પ્રયોગ કરનારને ઈશ્વર ઉગારી લે છે.

માટીના પ્રયોગોમાં જે જોખમો હતાં તે જ યુરોપિયનોના નિકટ સમાગમમાં હતાં. ભેદ માત્ર પ્રકારનો હતો. પણ એ જોખમોનો મને પોતાને તો વિચાર સરખો પણ નથી આવ્યો.

પોલાકને મારી સાથે જ રહેવાનું નિમંત્રણ આપ્યું ને અમે સગા ભાઈની જેમ રહેવા લાગ્યા. પોલાકને જે બાઈ સાથે તેઓ પરણ્યા તેની સાથે મૈત્રી તો કેટલાંક વર્ષો થયાં હતી. બન્નેએ સમય આવ્યે વિવાહ કરી લેવાનો નિશ્ચય પણ કર્યો હતો. પણ પોલાક કંઈક દ્રવ્યસંગ્રહની રાહ જોતા હતા એવું મને સ્મરણ છે. રસ્કિનનો તેમનો અભ્યાસ મારા કરતાં ઘણો વધારે બહોળો હતો, પણ પશ્ચિમના વાતાવરણમાં રસ્કિનના વિચારોનો પૂરો અમલ કરવાનું તેમને સૂઝે તેમ નહોતું. મેં દલીલ કરી, 'જેની સાથે હૃદયની ગાંઠ બંધાઈ તેનો વિયોગ કેવળ દ્રવ્યને અભાવે ભોગવવો એ અયોગ્ય ગણાય. તમારે હિસાબે તો ગરીબ કોઈ પરણી જ ન શકે. વળી હવે તમે તો મારી સાથે રહો છો. એટલે ઘરખર્ચનો સવાલ નથી. તમે વહેલા પરણો એ જ હું તો ઇષ્ટ માનું છું.'

મારે પોલાકની સાથે બે વાર દલીલ કરવાપણું કદી રહ્યું જ નથી. તેમણે તુરત મારી દલીલ ઝીલી લીધી. ભાવી મિસિસ પોલાક તો વિલાયતમાં હતાં. તેમની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેઓ રાજી થયાં, ને થોડા જ માસમાં વિવાહ કરવા જોહાનિસબર્ગ આવી પહોંચ્યાં.

વિવાહમાં ખર્ચ તો કંઈ જ કર્યું નહોતું. વિવાહનો કંઈ ખાસ પોશાક પણ નહોતો. એમને ધર્મવિધિની ગરજ નહોતી. મિસિસ પોલાક જન્મે ખ્રિસ્તી ને પોલાક યહૂદી હતા. બન્નેની વચ્ચે જે સામાન્ય ધર્મ હતો તે નીતિધર્મ હતો.

પણ આ વિવાહનો એક રમૂજી પ્રસંગ લખી નાખું. ટ્રાન્સવાલમાં ગોરાઓના વિવાહની નોંધ કરનારા અમલદાર કાળા માણસના વિવાહની નોંધ લે નહિ. આ વિવાહમાં અણુવર તો હું હતો. ગોરા મિત્રને અમે શોધી શક્યા હોત, પણ પોલાક તે સહન કરે તેમ નહોતું. તેથી અમે ત્રણે જણ અમલદારની પાસે હાજર થયાં. હું જેમાં અણુવર

હોઉં એ વિવાહમાં બન્ને પક્ષ ગોરા જ હોય એવી અમલદારને શી ખાતરી! તેણે તપાસ કરવા ઉપર મુલતવી રાખવા માગ્યું. વળતે દિવસે નાતાલનો તહેવાર હતો. ઘોડે ચડેલાં સ્ત્રીપુરુષના વિવાહની નોંધતારીખ આમ બદલાય એ સહુને અસહ્ય લાગ્યું. વડા માજિસ્ટ્રેટને હું ઓળખતો હતો. તે આ ખાતાનો ઉપરી હતો. હું આ દંપતીને લઈ તેની આગળ હાજર થયો. તે હસ્યો ને મને ચિઠ્ઠી લખી આપી. આમ વિવાહ રજિસ્ટર થયા.

આજ લગી થોડાઘણા પણ પરિચિત ગોરા પુરુષો મારી સાથે રહેલા. હવે એક પરિચય વિનાની અંગ્રેજ બાઈ કુટુંબમાં દાખલ થઈ. મને પોતાને તો કોઈ દિવસ કશો વિખવાદ થયો હોય એવું યાદ નથી. પણ જ્યાં અનેક જાતિના અને સ્વભાવના હિંદીઓ આવજા કરતા, જ્યાં મારી પત્નીને હજુ આવા અનુભવ જૂજ હતા, ત્યાં તેમને બન્નેને કોઈ વાર ઉદ્વેગના પ્રસંગો આવ્યા હશે. પણ એક જ જાતિના કુટુંબને તેવા પ્રસંગો જેટલા આવે તેના કરતાં આ વિજાતીય કુટુંબને વધારે તો આવ્યા નથી જ. બલ્કે, જે આવ્યાનું મને સ્મરણ છે તે પણ નજીવા ગણાય. સજાતીય વિજાતીય એ મનના તરંગો છે. આપણે સૌ એક કુટુંબ જ છીએ.

વેસ્ટના વિવાહ પણ અહીં જ ઊજવી લઉં. જિંદગીના આ કાળે બ્રહ્મચર્ય વિષેના મારા વિચારો પાકા નહોતા થયા. તેથી મારો ધંધો કુંવારા મિત્રોને પરણાવી દેવાનો હતો. વેસ્ટને જ્યારે પિતૃયાત્રા કરવાનો સમય આવ્યો ત્યારે મેં તેમને બની શકે તો પરણીને જ પાછા આવવાની સલાહ આપી. ફિનિક્સ અમારું બધાનું ઘર થયું હતું ને સૌ ખેડૂત થઈ બેઠા હતા, એટલે વિવાહ કે વંશવૃદ્ધિ ભયનો વિષય નહોતો.

વેસ્ટ લેસ્ટરની એક સુંદર કુમારિકાને પરણી લાવ્યા. આ બાઈનું કુટુંબ લેસ્ટરમાં જોડાનો મોટો ધંધો ચાલે છે

તેમાં કામ કરનારું હતું. મિસિસ વેસ્ટે પણ થોડો સમય જોડાના કારખાનામાં ગાળેલો હતો. તેને મેં 'સુંદર' કહેલ છે કેમકે તેના ગુણોનો હું પૂજારી છું, ને ખરું સૌંદર્ય તો ગુણમાં જ હોય. વેસ્ટ પોતાની સાસુને પણ સાથે લાવેલા. આ ભલી ડોસી હજુ જીવે છે. તેના ઉદ્યમથી ને તેના હસમુખા સ્વભાવથી તે અમને બધાને હંમેશાં શરમાવતી.

જેમ આ ગોરા મિત્રોને પરણાવ્યા તેમ હિંદી મિત્રોને પોતાનાં કુટુંબોને બોલાવવા ઉત્તેજ્યા. તેથી ફિનિક્સ એક નાનું સરખું ગામડું થઈ પડયું, અને ત્યાં પાંચસાત હિંદી કુટુંબો વસવા લાગ્યાં ને વૃદ્ધિ પામતાં થયાં.

## ૨૩

# ઘરમાં ફેરફારો ને બાળકેળવણી

ડરબનમાં ઘર માંડેલું તેમાં ફેરફારો તો કર્યા જ હતા. મોટું ખર્ચ રાખેલું છતાં વલણ સાદાઈ તરફ હતું. પણ જોહાનિસબર્ગમાં 'સર્વોદય'ના વિચારોએ વધારે ફેરફાર કરાવ્યા.

બારિસ્ટરના ઘરમાં જેટલી સાદાઈ રાખી શકાય તેટલી તો દાખલ કરી જ. છતાં કેટલાંક રાચરચીલાં વિના ચલાવવું મુશ્કેલ હતું. ખરી સાદાઈ તો મનની વધી. દરેક કામ પોતાને હાથે કરવાનો શોખ વધ્યો, ને તેમાં બાળકોને પણ પલોટવાનું આરંભ્યું.

બજારની રોટી લેવાને બદલે ઘેર ખમીર વિનાની ક્યુનેની સૂચના પ્રમાણેની રોટી હાથે બનાવવાનું શરૂ કર્યું. આમાં મિલનો આટો કામ ન આવે. વળી મિલનો દળેલો આટો વાપરવા કરતાં હાથે દળેલો વાપરવામાં સાદાઈ, આરોગ્ય ને દ્રવ્ય વધારે સચવાતાં હતાં એમ માન્યું. એટલે હાથે ચલાવવાની એક ઘંટી સાત પાઉંડ ખરચી ખરીદી. આને વજનદાર પૈડું હતું. તે બે માણસો સહેલાઈથી ચલાવે, એકલાને કષ્ટ પડે. આ ઘંટી ચલાવવામાં પોલાક, હું અને બાળકો મુખ્યત્વે રોકાતા. કોઈ કોઈ વેળા કસ્તુરબાઈ પણ આવતી, જોકે તેનો તે સમય રસોઈ કરવામાં રોકાયેલો હોય. મિસિસ પોલાક આવ્યાં ત્યારે તે પણ તેમાં જોડાયાં. આ કસરત બાળકોને માટે બહુ સારી નીવડી. તેમની પાસે આ કે કોઈ કામ મેં બળાત્કારે કદી નથી કરાવ્યું, પણ તેઓ સહેજે રમત સમજી પૈડું ચલાવવા આવતા. થાકે ત્યારે છોડી

દેવાની તેમને છૂટ હતી. પણ કોણ જાણે શું કારણ હશે કે, આ બાળકો અગર બીજા જેમની ઓળખ આપણે હવે પછી કરવાની છે તેમણે મને તો હમેશાં ખૂબ જ કામ આપ્યું છે. ઠરડા બાળકો મારે નસીબે હતા જ, પણ ઘણાખરા સોંપેલું કામ હોંશથી કરતા. 'થાક્યા' એમ કહેનારા એ યુગના થોડા જ બાળકો મને યાદ છે.

ઘર સાફ રાખવાને સારુ એક નોકર હતો. તે કુટુંબી થઈને રહેતો, ને તેના કામમાં બાળકો પૂરો હિસ્સો આપતા. પાયખાનું ઉપાડી જનાર તો મ્યુનિસિપાલિટીનો નોકર આવતો, પણ પાયખાનાની કોટડી સાફ કરવી, બેઠક ધોવી વગેરે કામ નોકરને સોંપવામાં નહોતું આવતું; તેવી આશા પણ નહોતી રાખવામાં આવતી. આ કામ અમે જાતે કરતાં ને તેમાં પણ બાળકોને તાલીમ મળતી. પરિણામ એ આવ્યું કે, મૂળથી જ મારા એક પણ દીકરાને પાયખાનાં સાફ કરવાની સુગ નથી રહેલી, ને આરોગ્યના સામાન્ય નિયમો પણ તેઓ સહેજે શીખ્યા છે. જોહાનિસબર્ગમાં કોઈ માંદા તો ભાગ્યે જ પડતા. પણ જો માંદગીનો પ્રસંગ આવે તો સેવાકામમાં બાળકો હોય જ; ને તેઓ આ કામ ખુશીથી કરતા.

તેમના અક્ષરજ્ઞાનને વિષે હું બેદરકાર રહ્યો એમ તો નહિ કહું, પણ મેં તેને જતું કરતાં સંકોચ ન ખાધો. ને આ ઊણપને સારુ મારા દીકરાઓને મારી સામે ફરિયાદ કરવાનું કારણ રહેલું છે. તેમણે કેટલીક વાર પોતાનો અસંતોષ પણ જાહેર કર્યો છે. આમાં કંઈક અંશે મારે મારો દોષ કબૂલ કરવો જોઈએ એમ માનું છું. તેમને અક્ષરજ્ઞાન આપવાની ઇચ્છા ઘણી થતી, પ્રયત્ન પણ કરતો, પણ એ કામમાં હમેશાં કંઈક ને કંઈક વિઘ્ન આવી પડતું. તેમને સારુ ઘેર બીજી કેળવણીની સગવડ નહોતી કરી, તેથી તેમને મારી સાથે ચાલતો ઑફિસે લઈ જતો. ઑફિસ અઢી માઈલ હતી. એટલે

સવાર સાંજ મળી ઓછામાં ઓછી પાંચ માઇલની કસરત તેમને અને મને મળી રહેતી. રસ્તે ચાલતાં કંઇક શીખવવાનો પ્રયત્ન કરતો, પણ તેયે જો મારી સાથે બીજા કોઈ ચાલનાર ન હોય તો. ઑફિસમાં તેઓ અસીલોના ને મહેતાઓના પ્રસંગમાં આવે, કંઇક વાંચવાનું આપ્યું હોય તે વાંચે, આંટા-ફેરા કરે, બજારની સામાન્ય ખરીદી હોય તે કરે. સહુથી મોટા હરિલાલ સિવાય બધા બાળકો આ રીતે ઊછર્યાં. હરિલાલ દેશમાં રહી ગયો હતો. જો હું તેમને અક્ષરજ્ઞાન આપવા સારુ એક કલાક પણ નિયમિત બચાવી શક્યો હોત તો હું એમ માનત કે તેઓ આદર્શ કેળવણી પામ્યા છે. એવો આગ્રહ મેં ન રાખ્યો એ દુઃખ મને અને તેમને રહી ગયું છે. સહુથી મોટા દીકરાએ તેનો બળાપો અનેક વેળા મારી પાસે તેમ જ જાહેરમાં કાઢ્યો છે. બીજાઓએ હૃદયની ઉદારતા વાપરી એ દોષને અનિવાર્ય સમજી દરગુજર કર્યો છે. આ ઊણપને સારુ મને પશ્ચાત્તાપ નથી; અથવા છે તો એટલો જ કે હું આદર્શ બાપ ન નીવડ્યો. પણ તેમના અક્ષરજ્ઞાનનો હોમ પણ મેં ભલે અજ્ઞાનથી છતાં સદ્ભાવે માનેલી સેવાને અર્થે કર્યો છે એવો મારો અભિપ્રાય છે. તેમનાં ચારિત્ર ઘડવા પૂરતું જે કંઈ કરવું ઘટે તે કરવામાં મેં ક્યાંયે ઊણપ નથી રાખી એમ કહી શકું છું. ને પ્રત્યેક માબાપની આ અનિવાર્ય ફરજ છે એમ હું માનું છું. મારી મહેનત છતાં મારા તે બાળકોનાં ચારિત્રમાં જ્યાં ખામી જોવામાં આવી છે તે અમ દંપતીની ખામીઓનું પ્રતિબિંબ છે એવી મારી દૃઢ માન્યતા છે.

છોકરાંમાં માબાપની આકૃતિનો વારસો જેમ ઊતરે છે તેમ તેમના ગુણદોષનો વારસો પણ ઊતરે જ છે. તેમાં આસપાસના વાતાવરણને કારણે અનેક પ્રકારની વધઘટ થાય છે ખરી, પણ મૂળ મૂડી તો બાપદાદા ઇત્યાદિ તરફથી મળેલી

હોય છે તે જ ખરી. એવા દોષોના વારસામાંથી કેટલાંક બાળકો પોતાને બચાવી લે છે એમ મેં જોયું છે. એ આત્માનો મૂળ સ્વભાવ છે, તેની બલિહારી છે.

પોલાક અને મારી વચ્ચે આ બાળકોની અંગ્રેજી કેળવણી વિષે કેટલીક વાર તીખો સંવાદ થયેલો. મેં અસલથી જ માનેલું છે કે, જે હિંદી માબાપો પોતાનાં બાળકોને બચપણથી જ અંગ્રેજી બોલતાં કરી મૂકે છે તેઓ તેમનો અને દેશનો દ્રોહ કરે છે. મેં એમ પણ માન્યું છે કે, આથી બાળકો પોતાના દેશના ધાર્મિક અને સામાજિક વારસાથી વંચિત રહે છે, ને તેટલે અંશે દેશની તેમ જ જગતની સેવા કરવા ઓછા લાયક બને છે. આવી માન્યતાને લીધે હું હમેશાં ઇરાદાપૂર્વક બાળકોની સાથે ગુજરાતીમાં જ વાતો કરતો. પોલાકને આ ન ગમતું. હું બાળકોના ભવિષ્યને બગાડું છું એવી તેમની દલીલ હતી. અંગ્રેજી જેવી વ્યાપક ભાષા બાળકો બચપણથી શીખી લે તો જગતમાં ચાલતી જિંદગીની હરીફાઈમાં તેઓ એક મોટો ટપ્પો સહેજે ઓળંગી જાય, એમ તે મને આગ્રહ અને પ્રેમપૂર્વક સમજાવે. મને એ દલીલ ગળે ન ઊતરી. મને હવે સ્મરણ નથી કે અંતે મારો ઉત્તર તેમને ગળે ઊતરેલો કે તેમણે મારી હઠ જોઈને શાંતિ પકડેલી. આ સંવાદને લગભગ વીસ વર્ષ થયાં. છતાં મારા આ વિચારો જે મેં તે વેળા ધરાવેલા તે જ અનુભવે વધારે દૃઢ થયા છે. અને જોકે મારા પુત્રો અક્ષરજ્ઞાનમાં કાચા રહી ગયા છે, છતાં માતૃભાષાનું સામાન્ય જ્ઞાન સહેજે પામી શક્યા તેથી તેમને અને દેશને લાભ જ થયો છે ને અત્યારે તેઓ પરદેશી જેવા નથી થઈ રહ્યા. તેઓ દ્વિભાષિયા તો સહેજે થયા, કેમકે મોટા અંગ્રેજ મિત્રમંડળના સહવાસમાં આવવાથી ને જ્યાં વિશેષ અંગ્રેજી બોલવામાં આવે એવા દેશમાં રહેવાથી અંગ્રેજી બોલતા ને સામાન્ય લખતા થઈ ગયા.

## ૨૪

# ઝૂલુ 'બળવો'

ઘર માંડીને બેઠા પછી સ્થિર થઈને બેસવાપણું મારે નસીબે રહ્યું જ નથી. જોહાનિસબર્ગમાં હું થાળે પડ્યા જેવું લાગ્યું તેવી જ અણધારી બીના બની. નાતાલમાં ઝૂલુ 'બળવો' થયાના સમાચાર વાંચ્યા. મને કંઈ ઝૂલુ લોક સાથે વેર નહોતું; તેમણે એક પણ હિંદીનું નુકસાન નહોતું કર્યું. 'બળવા'ની યોગ્યતા વિષે પણ મને શંકા હતી. પણ અંગ્રેજી સલ્તનતને તે કાળે હું જગતનું કલ્યાણ કરનારી સલ્તનત માનતો. મારી વફાદારી હાર્દિક હતી. તે સલ્તનતનો ક્ષય હું ન ઇચ્છતો. એટલે બળ વાપરવા વિષેની નીતિ-અનીતિનો વિચાર મારા પગલામાં મને રોકે તેમ નહોતું. નાતાલ ઉપર આપત્તિ આવે તો તેની પાસે રક્ષણને સારુ સ્વયંસેવકોનું લશ્કર હતું. ને આપત્તિ વેળાએ તેમાં કામ પૂરતી ભરતી પણ થાય. મેં વાંચ્યું કે સ્વયંસેવકોનું લશ્કર આ બળવો શમાવવા નીકળી પડ્યું હતું.

મને પોતાને હું નાતાલવાસી ગણતો, ને નાતાલની સાથે મારો નિકટ સંબંધ તો હતો જ. તેથી મેં ગવર્નરને કાગળ લખ્યો કે, જો જરૂર હોય તો જખમીઓની સારવાર કરનારી હિંદીઓની ટોળી લઈને હું સેવા કરવા જવા તૈયાર છું. ગવર્નરનો તુરત જ હકારમાં જવાબ આવ્યો. મેં અનુકૂળ જવાબની અથવા આટલી ઝડપથી જવાબ ફરી વળવાની આશા રાખી નહોતી, છતાં એ કાગળ લખતા પહેલાં મેં મારી ગોઠવણ તો કરી જ લીધી હતી. એમ ઠરાવ્યું હતું કે, જો

ગવર્નર તરફથી માગણીનો સ્વીકાર થાય તો જોહાનિસબર્ગનું ઘર ભાંગી નાખવું, મિ. પોલાકે નોખું, નાનકડું ઘર લઈ રહેવું, ને કસ્તુરબાઈએ ફિનિક્સ જઈ રહેવું. આ યોજનામાં કસ્તુરબાઈની પૂર્ણ સંમતિ મળી. મારાં આવાં પગલાંમાં તેના તરફથી કોઈ દિવસ મને હરકત કરવામાં આવી હોય એવું સ્મરણ નથી. ગવર્નરનો જવાબ વળતાં મેં ઘરધણીને ઘર ખાલી કરવા બાબત એક માસની રીતસર ચેતવણી આપી. કેટલોક સામાન ફિનિક્સ ગયો, કેટલોક મિ. પોલાક પાસે રહ્યો.

ડરબન પહોંચતાં મેં માણસો માટે માગણી કરી. મોટી ટુકડીની જરૂર નહોતી. અમે ચોવીસ જણ તૈયાર થયા. તેમાં મારા ઉપરાંત ચાર ગુજરાતી હતા, બાકી મદ્રાસ ઇલાકાના ગિરમીટમુક્ત હિંદીઓ હતા, ને એક પઠાણ હતો.

સ્વમાન જળવાય ને કામ વધારે સગવડપૂર્વક થાય એ સારુ અને એવો રિવાજ હતો તેથી ઔષધખાતાના મુખ્યાધિકારીએ મને 'સારજંટ મેજર'નો મુદતી હોદ્દો આપ્યો, ને હું પસંદ કરું એવા બીજા ત્રણને 'સારજંટ'નો ને એકને 'કોરપોરલ'નો એમ હોદ્દા આપ્યા. પોશાક પણ સરકાર તરફથી જ મળ્યા. આ ટુકડીએ છ અઠવાડિયાં સતત સેવા કરી એમ કહી શકું છું.

'બળવા'ના સ્થળ ઉપર પહોંચતાં મેં જોયું કે બળવા જેવું તો કંઈ ન કહેવાય. કોઈ સામે થતું હતું એમ જોવામાં ન આવ્યું. બળવો માનવાનું કારણ એ હતું કે એક ઝૂલુ સરદારે ઝૂલુ લોકોની ઉપર મુકાયેલો નવો કર ન આપવાની તેમને સલાહ આપી હતી, અને કર ઉઘરાવવા ગયેલા એક સાર્જન્ટને તેણે કાપી નાંખ્યો હતો. ગમે તે હો, મારું હૃદય તો ઝૂલુઓની તરફ હતું. અને મથક ઉપર પહોંચતાં જ્યારે અમારે ભાગે મુખ્યત્વે ઝૂલુ જખમીઓની સારવાર કરવાનું જ કામ આવ્યું ત્યારે હું બહુ રાજી થયો. દાક્તર અમલદારે અમને વધાવી લીધા. તેણે કહ્યું, 'ગોરા કોઈ આ જખમીઓની

સારવાર કરવા તૈયાર નથી થતા. હું એકલો કોને પહોંચું ? તેમના જખમ સડે છે. હવે તમે આવ્યા એ તો હું આ નિર્દોષ લોકો ઉપર ઈશ્વરની કૃપા જ થઈ સમજું છું.' આમ કહી મને પાટા, જંતુનાશક પાણી વગેરે આપ્યું ને પેલા દરદીઓની પાસે લઈ ગયો. દરદીઓ અમને જોઈને ખુશ થઈ ગયા. ગોરા સિપાહીઓ જાળયાંમાંથી ડોકિયાં કરી અમને જખમો સાફ કરતા રોકવાનો પ્રયત્ન કરે, અમે ન માનીએ એટલે ચિડાય, અને ઝૂલુઓને વિષે જે ભૂંડા શબ્દો બોલે તેથી તો કાનના કીડા ખરે.

ધીમે ધીમે આ સિપાહીઓ સાથે પણ મારો પરિચય થયો ને તે મને રોકતા બંધ પડ્યા. આ લશ્કરમાં સને ૧૮૯૬માં મારો સખત વિરોધ કરનાર કર્નલ સ્પાર્ક્સ અને કર્નલ વાયલી હતા. તેઓ મારા પગલાથી આશ્ચર્યચકિત થયા. મને ખાસ બોલાવીને મારો ઉપકાર માન્યો. મને જનરલ મેકેન્ઝીની પાસે પણ લઈ ગયા ને તેની ઓળખાણ કરાવી.

આમાંના કોઈ ધંધે સિપાહી હતા એમ વાંચનાર ન માને. કર્નલ વાયલી ધંધે જાણીતા વકીલ હતા. કર્નલ સ્પાર્ક્સ કતલખાનાના જાણીતા માલિક હતા. જનરલ મેકેન્ઝી નાતાલના જાણીતા ખેડૂત હતા. આ બધા સ્વયંસેવક હતા, ને સ્વયંસેવક તરીકે તેમણે લશ્કરી તાલીમ અને અનુભવ મેળવ્યાં હતાં.

જે દરદીઓની સારવારનું કામ અમને સોંપવામાં આવ્યું હતું તેમને લડાઈમાં જખમી થયેલા કોઈ ન માને. આમાંનો એક ભાગ શકથી પકડાયેલા કેદીઓનો હતો. તેમને જનરલે ચાબખા ખાવાની સજા કરી હતી. આ ચાબખાથી પડેલા ઘા સારવારને અભાવે પાકી ઊઠ્યા હતા. બીજો ભાગ જેઓ ઝૂલુ મિત્રો ગણાતા તેમનો હતો. આ મિત્રોને તેમણે મિત્રતા દર્શાવનારાં નિશાન પહેર્યાં હતાં તોપણ ભૂલથી સિપાહીઓએ ઘાયલ કર્યા હતા.

આ ઉપરાંત મને પોતાને ગોરા સિપાહીઓને સારુ પણ દવા મેળવવાનું ને તેમને દવા આપવાનું કામ સોંપવામાં આવ્યું હતું. દાક્તર બૂથની નાનકડી ઇસ્પિતાલમાં આ કામની મેં એક વર્ષ તાલીમ લીધી હતી તેથી મારે સારુ એ સહેલું કામ હતું. આ કામે મને ઘણા ગોરાઓનો સારો પરિચય કરાવ્યો.

પણ લડાઈમાં રોકાયેલું લશ્કર કંઈ એક સ્થળે બેસી ન જ રહે. જ્યાંથી ભયના સમાચાર આવે ત્યાં દોડી જાય. ઘણા તો ઘોડેસવાર જ હતા. અમારી છાવણી મથકેથી ઊપડી, ને અમારે તેની પાછળ અમારી ડોળીઓ ખાંધે ઉપાડી ચાલવાનું રહ્યું હતું. બેત્રણ પ્રસંગે તો એકે દિવસે ચાળીસ માઈલની કૂચ કરવાનો વારો આવ્યો હતો. અહીં પણ અમને તો કેવળ પ્રભુનું જ કામ મળ્યું. ઝૂલુ મિત્રો ભૂલથી ઘવાયેલા તેમને ડોળીઓમાં ઊંચકી જઈ છાવણીમાં પહોંચાડવાના હતા ને ત્યાં તેમની સારવાર કરવાની હતી.

## ૨૫

# હૃદયમંથન

'ઝૂલુબંડ'માં મને ઘણા અનુભવો થયા ને બહુ વિચારો કરવાનું મળ્યું. બોઅર યુદ્ધમાં લડાઈની ભયંકરતા મને એટલી નહોતી લાગી જેટલી અહીં લાગી. અહીં લડાઈ નહિ પણ મનુષ્યનો શિકાર હતો એમ, મને જ નહિ પણ, કેટલાક અંગ્રેજો જેમની સાથે વાતો થતી તેમને પણ લાગેલું. સવારના પહોરમાં લશ્કર જઈને ગામડામાં ફટાકા ફોડતું હોય તેમ તેમની બંદૂકોના અવાજ અમને દૂર રહેલાને આવતા. આ અવાજો સાંભળવા ને આમાં રહેવું મને બહુ વસમું લાગ્યું. પણ હું કડવો ઘૂંટડો કરી પી ગયો અને મારે હાથ જે કામ આવ્યું તે તો કેવળ ઝૂલુ લોકની સેવાનું જ આવ્યું. અમે જો ન જોડાયા હોત તો બીજા કોઈ આ સેવા ન કરત એ તો હું જોઈ શક્યો. આથી મેં મારા અંતરાત્માને શાંત કર્યો.

અહીં વસ્તી બહુ ઓછી હતી. પહાડો અને ખીણોમાં ભલા, સાદા અને જંગલી ગણાતા ઝૂલુ લોકોના કૂબાઓ સિવાય બીજું કંઈ નહોતું. તેથી દૃશ્ય ભવ્ય લાગતું હતું. માઈલોના માઈલો લગી વસ્તી વિનાના પ્રદેશમાં અમે કોઈ ઘાયલને લઈને કે એમ જ ચાલ્યા જતા હોઈએ ત્યારે હું વિચારમાં પડી જતો.

અહીં મારા બ્રહ્મચર્ય વિષેના વિચારો પરિપક્વ થયા. મારા સાથીઓની જોડે પણ મેં તેની કેટલીક ચર્ચા કરી. ઈશ્વરદર્શનને સારુ બ્રહ્મચર્ય અનિવાર્ય વસ્તુ છે એ તો મને

હજુ પ્રત્યક્ષ નહોતું થયું, પણ સેવાને અર્થે આવશ્યક છે એમ હું સ્પષ્ટ જોઈ શક્યો. મને લાગ્યું કે, આવા પ્રકારની સેવા તો મારે ભાગે વધારે ને વધારે આવશે, અને જો હું ભોગ-વિલાસમાં, પ્રજોત્પત્તિમાં, સંતતિઉછેરમાં રોકાઉં તો મારાથી સંપૂર્ણ સેવા નહિ થઈ શકે; મારાથી બે ઘોડે નહિ ચડાય. જો પત્ની સગર્ભા હોત તો હું નિશ્ચિંત મને આ સેવામાં ન જ ઝંપલાવી શકત. બ્રહ્મચર્યના પાલન વિના કુટુંબવૃદ્ધિ એ સમાજના અભ્યુદય માટેના મનુષ્યના પ્રયત્નની વિરોધી વસ્તુ થઈ પડે. વિવાહિત હોવા છતાં બ્રહ્મચર્યનું પાલન કરાય તો કુટુંબસેવા સમાજસેવાની વિરોધી ન થાય. આવા વિચારોના વમળમાં પડી ગયો ને વ્રત લઈ લેવા કંઈક અધીરો પણ બન્યો. આ વિચારોથી મને એક પ્રકારનો આનંદ આવ્યો ને મારો ઉત્સાહ વધ્યો. કલ્પનાએ સેવાનું ક્ષેત્ર બહુ વિશાળ કરી મૂક્યું.

આ વિચારો મનમાં ઘડી રહ્યો હતો ને શરીરને કસી રહ્યો હતો તેવામાં, બંડ શમી જવા આવ્યું છે ને અમને રજા મળશે એવી અફવા કોઈ લાવ્યું. બીજે દિવસે તો અમને ઘેર જવાની રજા મળી ને ત્યાર બાદ થોડા જ દિવસમાં બધા પોતપોતાને ઘેર પહોંચ્યા. આ પછી થોડા સમયમાં ગવર્નરે ઉપલી સેવાને સારુ મારા ઉપર આભારપ્રદર્શનનો ખાસ કાગળ મોકલ્યો.

ફિનિક્સમાં પહોંચી મેં તો બ્રહ્મચર્યની વાત બહુ રસપૂર્વક છગનલાલ, મગનલાલ, વેસ્ટ, ઇત્યાદિ આગળ કરી. બધાને તે વાત ગમી. બધાએ તેની આવશ્યકતાનો સ્વીકાર કર્યો. બધાને પાલનની મહામુસ્કેલી પણ લાગી. કેટલાકે પ્રયત્ન કરવાની હિમ્મત પણ કરી, ને કેટલાક તેમાં સફળ થયા એવી મારી માન્યતા છે.

મેં વ્રત લઈ લીધું કે હવે પછી જિંદગી પર્યંત બ્રહ્મચર્યનું પાલન કરવું. આ વ્રતનું મહત્ત્વ અને તેની મુશ્કેલી હું તે વેળા સંપૂર્ણતાએ નહોતો સમજી શક્યો. તેની મુશ્કેલીનો અનુભવ આજ લગી કર્યાં કરું છું. તેનું મહત્ત્વ દિવસે દિવસે વધારે ને વધારે જોઉં છું. તેના વિનાનું જીવન મને શુષ્ક અને જાનવરના જેવું લાગે છે. જાનવર સ્વભાવે નિરંકુશ છે. મનુષ્યનું મનુષ્યત્વ સ્વેચ્છાએ અંકુશિત બનવામાં છે. બ્રહ્મચર્યની જે સ્તુતિ ધર્મગ્રંથોમાં જોવામાં આવે છે તેમાં પૂર્વે અતિશયોક્તિ લાગતી તેને બદલે હવે તે યોગ્ય છે ને અનુભવપૂર્વક થયેલી છે એમ દિવસે દિવસે વધારે સ્પષ્ટ થતું જાય છે.

જે બ્રહ્મચર્યનાં આવાં પરિણામો આવી શકે એ બ્રહ્મચર્ય સહેલું ન હોય, તે કેવળ શારીરિક વસ્તુ ન હોય. શારીરિક અંકુશથી બ્રહ્મચર્યનો આરંભ થાય છે. પણ શુદ્ધ બ્રહ્મચર્યમાં તો વિચારની મલિનતા પણ ન હોવી જોઈએ. સંપૂર્ણ બ્રહ્મચારીનાં સ્વપ્નમાં પણ વિકારી વિચાર ન હોય, ને જ્યાં સુધી વિકારી સ્વપ્નાં સંભવે ત્યાં લગી બ્રહ્મચર્ય બહુ અપૂર્ણ છે એમ માનવું જોઈએ.

મને કાયિક બ્રહ્મચર્યના પાલનમાં પણ મહા કષ્ટ વેઠવું પડ્યું છે. અત્યારે એમ કહી શકાય કે તેને વિષે હું નિર્ભય બન્યો છું. પણ મારા વિચારોની ઉપર જે જય મારે મેળવવો જોઈએ તે મને મળી શક્યો નથી. મારા પ્રયત્નમાં ન્યૂનતા હોય એમ મને લાગતું નથી. પણ ક્યાંથી અને કઈ રીતે આપણે ન ઇચ્છીએ તે વિચારો આપણા પર ચડાઈ કરે છે તે હું હજુ જાણી નથી શક્યો. વિચારોને પણ રોકવાની ચાવી મનુષ્યની પાસે છે એ વિષે મને શંકા નથી. પણ એ ચાવી દરેકે પોતાને સારુ શોધવી રહી છે એવા નિર્ણય ઉપર અત્યારે તો હું આવ્યો છું. મહાપુરુષો આપણે સારુ પોતાના

અનુભવો મૂકી ગયા છે તે માર્ગદર્શક છે. તે સંપૂર્ણ નથી. સંપૂર્ણતા એ કેવળ પ્રભુપ્રસાદી છે, અને તેથી જ ભક્તો પોતાની તપશ્ચર્યાથી પુનિત કરેલા અને આપણને પાવન કરનારા રામનામાદિ મંત્રો મૂકી ગયા છે. સંપૂર્ણ ઇશ્વરાર્પણ વિના વિચારોની ઉપર સંપૂર્ણ જય ન જ મળી શકે. આ વચન બધાં ધર્મપુસ્તકોમાં વાંચ્યું છે ને તેનું સત્ય હું આ બ્રહ્મચર્યના સૂક્ષ્મતમ પાલનના પ્રયત્નને વિષે અનુભવી રહ્યો છું.

પણ મારાં વલખાંનો થોડોઘણો ઇતિહાસ તો હવેનાં પ્રકરણોમાં આવવાનો જ છે. આ પ્રકરણને અંતે તો એટલું જ કહી દઉં કે મારા ઉત્સાહમાં મને પ્રથમ તો વ્રતનું પાલન સહેલું લાગ્યું. એક ફેરફાર તો મેં વ્રતની સાથે જ કરી નાંખ્યો. પત્નીની સાથે એક પથારી અથવા એકાંતનો ત્યાગ કર્યો. આમ જે બ્રહ્મચર્યનું ઇચ્છાએ અનિચ્છાએ ૧૯૦૦ની સાલથી હું પાલન કરતો આવ્યો છું તેનો વ્રતથી આરંભ ૧૯૦૬ના વચગાળેથી થયો.

## ૨૬

# સત્યાગ્રહની ઉત્પત્તિ

આમ એક પ્રકારની આત્મશુદ્ધિ કરી તે કેમ જાણે સત્યાગ્રહને અર્થે જ ન થઈ હોય એવી ઘટના જોહાનિસબર્ગમાં મારે સારુ તૈયાર થઈ રહી હતી. બ્રહ્મચર્યનું વ્રત લીધું ત્યાં સુધી મારી જિંદગીના બધા મુખ્ય બનાવો મને છૂપી રીતે તેને જ સારુ તૈયાર કરી રહ્યા હતા એમ હું અત્યારે જોઉં છું.

'સત્યાગ્રહ' શબ્દની ઉત્પત્તિ થઈ તે પહેલાં તે વસ્તુની ઉત્પત્તિ થઈ. ઉત્પત્તિ સમયે તો એ શું છે એ હું પોતે ઓળખી જ નહોતો શક્યો. તેને ગુજરાતીમાં 'પૅસિવ રિઝિસ્ટન્સ' એ અંગ્રેજી નામે સહુ ઓળખવા લાગ્યા. જ્યારે એક ગોરાઓની સભામાં મેં જોયું કે 'પૅસિવ રિઝિસ્ટન્સ'નો તો સંકુચિત અર્થ કરવામાં આવે છે, તેને નબળાઓનું જ હથિયાર કલ્પવામાં આવે છે, તેમાં દ્વેષ હોઈ શકે છે, અને તેનું અંતિમ સ્વરૂપ હિંસામાં પ્રગટી શકે છે,—ત્યારે મારે તેની સામે થવું પડ્યું ને હિંદીઓની લડતનું ખરું સ્વરૂપ સમજાવવું પડ્યું. અને ત્યારે હિંદીઓને પોતાની લડતને ઓળખાવવા સારુ નવો શબ્દ યોજવાની જરૂર પડી.

પણ મને તેવો સ્વતંત્ર શબ્દ કેમે કર્યો સૂઝે નહિ. તેથી તેને સારુ નામનું ઇનામ કાઢી 'ઇંડિયન ઓપીનિયન'ના વાચકો વચ્ચે તેને સારુ હરીફાઈ કરાવી. આ હરીફાઈને પરિણામે સત્ + આગ્રહ એમ મેળવીને 'સદાગ્રહ' શબ્દ મગનલાલ ગાંધીએ બનાવી મોકલ્યો. તેમણે ઇનામ લીધું. પણ 'સદાગ્રહ' શબ્દને વધારે સ્પષ્ટ કરવા ખાતર મેં 'ય' અક્ષરને વચ્ચે

ઉમેરીને 'સત્યાગ્રહ' શબ્દ બનાવ્યો, ને તે નામે ગુજરાતીમાં એ લડત ઓળખાવા લાગી.

આ લડતનો ઇતિહાસ તે મારા દક્ષિણ આફ્રિકાના જીવનનો ને વિશેષે કરીને મારા સત્યના પ્રયોગોનો ઇતિહાસ છે એમ કહી શકાય. આ ઇતિહાસ મેં ઘણોખરો યેરવડાની જેલમાં લખી નાખ્યો હતો ને બાકીનો બહાર આવ્યા પછી પૂરો કર્યો. તે બધો 'નવજીવન'માં પ્રગટ થયો ને પછી 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' એ નામે પુસ્તકરૂપે પણ પ્રગટ થઈ ચૂક્યો છે. તેનું અંગ્રેજી * ભાષાન્તર શ્રી. વાલજી ગોવિંદજી દેસાઈ 'કરન્ટ થૉટ'ને સારુ કરે છે, પણ હવે તેને અંગ્રેજીમાં પુસ્તકાકારે ઝટ પ્રગટ કરાવવાની તજવીજ હું કરી રહ્યો છું કે જેથી મારા દક્ષિણ આફ્રિકાના મોટામાં મોટા પ્રયોગો જેની ઇચ્છા હોય તે બધા સમજી શકે. ગુજરાતી વાંચનારા જેમણે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ન જોયો હોય તેમને તે જોઈ લેવાની મારી ભલામણ છે. હવે પછીનાં થોડાં પ્રકરણો ઉપલા ઇતિહાસમાં આવી જતો મુખ્ય કથાભાગ છોડીને બાકીના દક્ષિણ આફ્રિકાના મારા જીવનના જે થોડા અંગત પ્રસંગો રહી ગયા હશે તેટલા જ આપવામાં રોકવાનો મારો ઇરાદો છે. અને એ પૂરાં થયે તુરત હિંદુસ્તાનના પ્રયોગોનો પરિચય વાંચનારને કરાવવા ધારું છું. આથી પ્રયોગોના પ્રસંગોનો ક્રમ અવિચ્છિન્ન જાળવવા ઇચ્છનારે દક્ષિણ આફ્રિકાના ઇતિહાસનાં એ પ્રકરણો હવે પોતાની સામે રાખવાં જરૂરી છે.

* 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ'નું અંગ્રેજી ભાષાન્તર મદ્રાસના શ્રી. ગણેશને હવે પુસ્તકરૂપે પ્રગટ કર્યું છે.

૨૭

# ખોરાકના વધુ પ્રયોગો

મનવચનકાયાથી બ્રહ્મચર્યનું પાલન કેમ થાય એ એક ફિકર, અને સત્યાગ્રહના યુદ્ધને સારુ વધારેમાં વધારે વખત કેમ બચી શકે અને વધારે શુદ્ધિ કેમ થાય એ બીજી ફિકર. આ બે ફિકરોએ મને ખોરાકમાં વધારે સંયમ ને વધારે ફેરફારો કરવા પ્રેર્યો. વળી પૂર્વે જે ફેરફારો હું મુખ્યત્વે આરોગ્યની દૃષ્ટિએ કરતો તે હવે ધાર્મિક દૃષ્ટિએ થવા લાગ્યા.

આમાં ઉપવાસ અને અલ્પાહારે વધારે સ્થાન લીધું. જેનામાં વિષયવાસના વર્તે છે તેનામાં જીભના સ્વાદો પણ સારી પેઠે હોય છે. આ સ્થિતિ મારી પણ હતી. જનનેન્દ્રિય તેમ જ સ્વાદેન્દ્રિય પર કાબૂ મેળવતાં મને અનેક વિટંબણાઓ નડી છે, ને હજુ બેઉની ઉપર પૂરો જય મેળવ્યો છે એવો દાવો હું નથી કરી શકતો. મને પોતાને મેં અત્યાહારી માનેલો છે. મિત્રોએ જેને મારો સંયમ માન્યો છે તેને મેં પોતે કદી સંયમ માન્યો જ નથી. જે અંકુશ રાખતાં હું શીખ્યો તેટલો પણ ન રાખી શક્યો હોત તો હું પશુ કરતાં પણ ઊતરત ને ક્યારનો નાશ પામ્યો હોત. મારી ખામીઓનું મને ઠીક દર્શન હોવાથી મેં તેને દૂર કરવા ભારે પ્રયત્નો કર્યાં છે એમ કહી શકાય, અને તેથી હું આટલાં વર્ષો લગી આ શરીરને ટકાવી શક્યો છું ને તેની પાસેથી કાંઈક કામ લઈ શક્યો છું.

આ ભાન હોવાથી ને એવો સંગ અનાયાસે મળી આવવાથી મેં એકાદશીના ફળાહાર અથવા ઉપવાસ આદર્યા.

જન્માષ્ટમી ઇત્યાદિ બીજી તિથિઓ પણ રાખવાનો આરંભ કર્યો, પણ સંયમની દૃષ્ટિએ ફળાહાર તેમ જ અન્નાહાર વચ્ચે હું બહુ ભેદ ન જોઈ શક્યો. જેને આપણે અનાજ તરીકે ઓળખીએ છીએ તેમાંથી જે રસો આપણે લઈએ છીએ, તે રસો ફળાહારમાંથી પણ મળી રહે છે ને ટેવ પડ્યા પછી તો તેમાંથી વધારે રસ મળે છે એમ મેં જોયું. તેથી તિથિઓને દિવસે નકોરડા ઉપવાસને અથવા એકટાણાંને વધારે મહત્ત્વ આપતો થયો. વળી પ્રાયશ્ચિત્તાદિનું કંઈ નિમિત્ત મળે તો તે નિમિત્તે પણ એકટાણાં ઉપવાસ કરી નાખતો.

આમાંથી મેં એ પણ અનુભવ્યું કે શરીર વધારે સ્વચ્છ થવાથી રસો વધ્યા, ભૂખ વધારે સારી થઈ, ને મેં જોયું કે ઉપવાસાદિ જેટલે અંશે સંયમનું સાધન છે તેટલે જ અંશે તે ભોગનું સાધન પણ થઈ શકે છે. આ જ્ઞાન થયા પછી તેના સમર્થનમાં એ જ પ્રકારના મારા તેમ જ બીજાઓના અનુભવો તો કેટલાયે થયા છે. મારે તો જોકે શરીર વધારે સારું ને કસાયેલું કરવું હતું, તોપણ હવે મુખ્ય હેતુ તો સંયમ સાધવાનો — રસો જીતવાનો હતો. તેથી ખોરાકની વસ્તુમાં ને તેના માપમાં ફેરફારો કરવા લાગ્યો. પણ રસો તો પાછળ ને પાછળ જ હતા. જે વસ્તુનો ત્યાગ કરું ને તેને બદલે જે લઉં તેમાંથી નવા જ ને વધારે રસો છૂટે!

મારા આ પ્રયોગોમાં કેટલાક સાથીઓ હતા. આમાંના હરમાન કેલનબેક મુખ્ય હતા. તેમનો પરિચય 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસ'માં હું આપી ચૂક્યો હોવાથી ફરી આ પ્રકરણોમાં આપવાનું માંડી વાળ્યું છે. તેમણે મારા પ્રત્યેક ઉપવાસમાં, એકટાણામાં, તેમ જ બીજા ફેરફારોમાં મને સાથ દીધો હતો. જ્યારે લડત ખૂબ જામી હતી ત્યારે તો હું તેમના જ મકાનમાં રહેતો હતો. અમે બન્ને અમારા ફેરફારોની ચર્ચા કરતા, ને નવા ફેરફારોમાંથી પુરાણા રસો

કરતાં વધારે રસ ખેંચતા. તે કાળે તો આ સંવાદો મીઠા પણ લાગતા. તેમાં કંઈ અજુગતું હતું એમ ન લાગતું. અનુભવે શીખ્યું કે એવા રસોમાં મહાલવું એ પણ અયોગ્ય હતું. એટલે કે માણસ રસને સારુ નહિ પણ શરીર નભાવવા સારુ જ ખાય. પ્રત્યેક ઇન્દ્રિય જ્યારે કેવળ શરીરને અને શરીર વાટે આત્માનાં દર્શનને જ અર્થે કાર્ય કરે ત્યારે તેમાંના રસો શૂન્યવત્ થાય છે, ને ત્યારે જ તે સ્વાભાવિકપણે વર્તે છે એમ કહેવાય.

આવી સ્વાભાવિકતા મેળવવા સારુ જેટલા પ્રયોગો કરાય તેટલા ઓછા જ છે. અને તેમ કરતાં અનેક શરીરોની આહુતિ અપાય તેને પણ આપણે તુચ્છ ગણીએ. અત્યારે પ્રવાહ ઊલટો ચાલે છે. નાશવંત શરીરને શોભાવવા, તેનું આયુ વધારવા આપણે અનેક પ્રાણીઓનાં બલિદાન આપીએ છીએ, છતાં તેમાં શરીર અને આત્મા બંને હણાય છે. એક રોગને મટાડતાં, ઇંદ્રિયોના ભોગો ભોગવવા મથતાં અનેક નવા રોગો ઉત્પન્ન કરીએ છીએ, ભોગો ભોગવવાની શક્તિ પણ છેવટે ખોઈ બેસીએ છીએ, ને આ ક્રિયા આપણી આંખ સમક્ષ ચાલી રહી છે તેને જોવાની ના પાડીએ છીએ!

ખોરાકના જે પ્રયોગોનું વર્ણન કરવામાં હું કંઈક સમય લેવા ધારું છું તે સમજાય તેટલા સારુ તેનો ઉદ્દેશ ને તેની પાછળ રહેલી વિચારસરણી રજૂ કરી દેવાની જરૂર હતી.

## ૨૮

# પત્નીની દૃઢતા

કસ્તુરબાઈ ઉપર ત્રણ ઘાતો ગઈ, અને ત્રણેમાંથી તે કેવળ ઘરઘરાઉ ઉપચારોથી બચી ગઈ. તેમાંનો પહેલો પ્રસંગ બન્યો ત્યારે સત્યાગ્રહનું યુદ્ધ ચાલી રહ્યું હતું. તેને વારંવાર રક્તસ્રાવ ( લોહીવા ) થયાં કરતો. એક દાક્તર મિત્ર શસ્ત્રક્રિયા કરવાની ભલામણ કરી હતી. કેટલીક આનાકાની બાદ પત્નીએ શસ્ત્રક્રિયા કરાવવા હા પાડી. શરીર તો ઘણું ક્ષીણ થઈ ગયું હતું. દાક્તરે ક્લોરોફોર્મ વિના શસ્ત્રક્રિયા કરી. ક્રિયા વખતે દરદ ખૂબ થતું હતું, પણ જે ધીરજથી કસ્તુરબાઈએ તે સહન કર્યું તેથી હું તો આશ્ચર્યચકિત થયો. ક્રિયા નિર્વિઘ્ને પૂરી થઈ. દાક્તરે અને તેમનાં પત્નીએ કસ્તુરબાઈની સરસ બરદાસ કરી.

આ બનાવ ડરબનમાં બન્યો હતો. બે કે ત્રણ દિવસ પછી મને નિશ્ચિંતપણે જોહાનિસબર્ગ જવાની દાક્તરે રજા આપી. હું ગયો. થોડા જ દિવસમાં ખબર મળ્યા કે, કસ્તુરબાઈનું શરીર મુદ્દલ વળતું નથી, ને તે પથારીએથી ઊઠીબેસી જ શકતી નથી. એક વાર બેહોશ પણ થઈ ગઈ હતી. દાક્તર જાણતા હતા કે મને પૂછ્યા વિના કસ્તુરબાઈને દારૂ અથવા માંસ દવામાં કે ખાવામાં ન અપાય. દાક્તરે મને જોહાનિસબર્ગ ટેલિફોન કર્યો : “ તમારાં પત્નીને હું માંસનો સેરવો અથવા ‘ બીફ ટી ’ આપવાની જરૂર જોઉં છું. મને રજા મળવી જોઈએ.”

મેં જવાબ આપ્યો, 'મારાથી એ રજા નહિ અપાય. પણ કસ્તુરબાઈ સ્વતંત્ર છે. તેને પૂછવા જેવી સ્થિતિ હોય તો પૂછો, ને તે લેવા માગે તો બેલાશક આપો.'

'દરદીને આવી બાબતો પૂછવાની હું ના પાડું છું. તમારે પોતે અહીં આવવાની જરૂર છે. જો મને ગમે તે ખવડાવવાની છૂટ ન આપો તો તમારી સ્ત્રીને સારુ હું જોખમદાર નથી.'

મેં તે જ દહાડે ડરબનની ટ્રેન લીધી. ડરબન પહોંચ્યો. દાક્તરે સમાચાર આપ્યા, 'મેં તો સેરવો પાઈને તમને ટેલિફોન કર્યો હતો!'

'દાક્તર, આને હું દગો માનું છું,' મેં કહ્યું.

'દવા કરતી વખતે દગોબગો હું સમજતો નથી. અમે દાક્તરો આવે સમયે દરદીને કે તેના સંબંધીઓને છેતરવામાં પુણ્ય માનીએ છીએ. અમારો ધર્મ તો ગમે તેમ કરીને દરદીને બચાવવાનો છે!' દાક્તરે દૃઢતાપૂર્વક જવાબ આપ્યો.

મને ખૂબ દુઃખ થયું. હું શાંત રહ્યો. દાક્તર મિત્ર હતા, ભલા હતા. તેમનો અને તેમનાં પત્નીનો મારા ઉપર ઉપકાર હતો. પણ ઉપલી વર્તણૂક સહન કરવા હું તૈયાર નહોતો.

'દાક્તર, હવે ચોખવટ કરો. શું કરવા માગો છો? મારી પત્નીને હું કદી તેની ઇચ્છા વિના માંસ દેવા નહિ દઉં. તે ન લેતાં તેનું મૃત્યુ થવાનું હોય તો તે સહન કરવા તૈયાર છું.'

દાક્તર બોલ્યા, 'તમારી ફિલસૂફી મારે ઘેર તો નહિ જ ચાલે. હું તમને કહું છું કે તમારી પત્નીને મારે ઘેર રહેવા દેશો ત્યાં લગી હું તેને જરૂર માંસ અથવા જે કાંઈ આપવું ઘટશે તે આપીશ. જો એમ ન કરવું હોય તો તમે તમારી પત્નીને લઈ જાઓ. મારા જ ઘરમાં હાથે કરીને હું તેનું મરણ થવા નહિ દઉં.'

'ત્યારે શું તમે એમ કહો છો કે મારે મારી પત્નીને હમણાં જ લઈ જવી ?'

'હું ક્યાં કહું છું લઈ જાઓ ? હું તો કહું છું કે મારા ઉપર કશા પ્રકારનો અંકુશ ન મૂકો. તો અમે બન્ને તેની જેટલી થઈ શકે એટલી બરદાસ કરશું ને તમે સુખે જાઓ. જો આવી સીધી વાત તમે ન સમજી શકો તો મારે લાચારીથી કહેવું જોઈએ કે તમારી પત્નીને મારા ઘરમાંથી લઈ જાઓ.'

હું ધારું છું કે તે વેળા મારો એક દીકરો મારી સાથે હતો. તેને મેં પૂછ્યું. તેણે કહ્યું, 'તમે કહો છો એ મને કબૂલ છે. બાને માંસ તો ન જ અપાય.'

પછી હું કસ્તુરબાઈ પાસે ગયો. તે બહુ અશક્ત હતી. તેને કંઈ પણ પૂછવું મને દુઃખદેણ હતું. પણ ધર્મ સમજી મેં તેને ટૂંકામાં ઉપરની વાત કહી સંભળાવી. તેણે દૃઢતા-પૂર્વક જવાબ આપ્યો : 'મારે માંસનો સેરવો નથી લેવો. મનખ્યા દેહ વારે વારે નથી આવતો. ભલે તમારા ખોળામાં હું મરી જાઉં. પણ મારાથી આ દેહ વટલાવાશે નહિ.'

મેં સમજાવાય તેટલું સમજાવ્યું ને કહ્યું, 'તું મારા વિચારોને અનુસરવા બંધાયેલી નથી.' અમારી જાણના કેટલાક હિંદુઓ દવાને અર્થે માંસ અને મદ્ય લેતા તે પણ કહી સંભળાવ્યું. પણ તે એક ટળી બે ન થઈ અને બોલી : 'મને અહીંથી લઈ જાઓ.'

હું બહુ રાજી થયો. લઈ જતાં ગભરાટ થયો. પણ નિશ્ચય કરી લીધો. દાક્તરને પત્નીનો નિશ્ચય સંભળાવ્યો. દાક્તર ગુસ્સે થઈ બોલ્યા :

'તમે તો ઘાતકી પતિ દેખાઓ છો. આવી માંદગીમાં તેને બીચારીને આવી વાત કરતાં તમને શરમ પણ ન થઈ ? હું તમને કહું છું કે તમારી સ્ત્રી અહીંથી લઈ જવા લાયક

નથી. જરા પણ હડદોલો સહન કરે તેવું તેનું શરીર નથી. તેનો પ્રાણ રસ્તામાં જ જાય તો મને આશ્ચર્ય નહિ થાય. છતાં તમે હઠથી નહિ જ માનો તો તમે તમારા મુખી છો. મારાથી તેને સેરવો ન અપાય તો મારા ઘરમાં એક રાત રાખવાનું પણ જોખમ હું નહિ લઉં.'

ઝરમર ઝરમર મેહ વરસતો હતો. સ્ટેશન દૂર હતું. ડરબનથી ફિનિક્સ રેલરસ્તો ને ફિનિક્સથી લગભગ અઢી માઇલનો પગરસ્તો હતો. જોખમ સારી પેઠે હતું. પણ ઈશ્વર સહાય થશે એમ મેં માની લીધું. મેં ફિનિક્સ એક માણસ આગળથી મોકલ્યો. ફિનિક્સમાં અમારી પાસે 'હેમક' હતું. હેમક તે જાળીવાળા કપડાની ઝોળી અથવા પારણું. તેના છેડા વાંસ ઉપર બંધાય એટલે દરદી તેમાં આરામથી ઝૂલતું રહી શકે. એ હેમક, એક બાટલી ગરમ દૂધની ને એક બાટલી ગરમ પાણીની તથા છ માણસો લઈને ફિનિક્સ સ્ટેશન ઉપર આવવા વેસ્ટને કહેવડાવ્યું.

બીજી ટ્રેન ઊપડવાનો સમય થયો ત્યારે મેં રિક્ષા મગાવી. ને તેમાં આ ભયંકર સ્થિતિમાં પત્નીને લઈ હું ચાલતો થયો.

પત્નીને મારે હિમ્મત આપવાપણું નહોતું, ઊલટું તેણે મને હિમ્મત આપીને કહ્યું, 'મને કંઈ નહિ થાય. તમે ચિંતા ન કરજો.'

આ હાડપિંજરમાં વજન તો રહ્યું જ નહોતું. ખોરાક કંઈ ખવાતો નહોતો. ટ્રેનમાં ડબ્બા સુધી પહોંચતાં સ્ટેશનના વિશાળ પ્લેટફોર્મ ઉપર લાંબે સુધી ચાલીને જવાનું હતું. ત્યાં રિક્ષા જઈ શકે એમ નહોતું. હું તેને તેડીને ડબ્બા લગી લઈ ગયો. ફિનિક્સ તો પેલી ઝોળી આવેલી. તેમાં અમે દરદીને આરામથી લઈ ગયા. ત્યાં કેવળ પાણીના ઉપચારથી ધીમે ધીમે શરીર બંધાયું.

ફિનિક્સમાં પહોંચ્યા પછી બે ત્રણ દહાડામાં એક સ્વામી પધાર્યા. તેમણે અમારી 'હઠ'ની વાત સાંભળી દયા ખાધી ને અમને બન્નેને સમજાવવા આવ્યા. મને યાદ છે તે પ્રમાણે, મણિલાલ અને રામદાસ પણ જ્યારે સ્વામી આવ્યા ત્યારે હાજર હતા. સ્વામીજીએ માંસાહારની નિર્દોષતા ઉપર વ્યાખ્યાન ચલાવ્યું, મનુસ્મૃતિના શ્લોકો ટાંક્યા. પત્નીના દેખતાં આ સંવાદ ચલાવ્યો એ મને ન ગમ્યું. પણ વિનયને ખાતર મેં સંવાદ ચાલવા દીધો. મારે માંસાહારના ટેકામાં મનુસ્મૃતિનું પ્રમાણ નહોતું જોઈતું. તેના શ્લોકોની મને ખબર હતી. તેને પ્રક્ષિપ્ત ગણનારો પક્ષ છે એમ હું જાણતો હતો. પણ તે પ્રક્ષિપ્ત ન હોય તોપણ અન્નાહાર વિષેના મારા વિચારો સ્વતંત્રપણે ઘડાઈ ચૂક્યા હતા. કસ્તુરબાઈની શ્રદ્ધા કામ કરી રહી હતી. તે બીચારી શાસ્ત્રનાં પ્રમાણ શું જાણે? તેને સારુ બાપદાદાની રૂઢિ ધર્મ હતો. બાળકોને બાપના ધર્મ ઉપર વિશ્વાસ હતો. તેથી તેઓ સ્વામીની સાથે વિનોદ કરતા હતા. અંતે કસ્તુરબાઈએ આ સંવાદ આમ કહી બંધ કર્યો :

'સ્વામીજી, તમે ગમે તેમ કહો પણ મારે માંસનો સેરવો ખાઈને સાજાં નથી થવું. હવે તમે મારું માથું ન દુખવો તો તમારો પાડ. બાકી વાતો તમે છોકરાઓના બાપની સાથે પાછળથી કરવી હોય તે કરજો. મેં મારો નિશ્ચય તમને જણાવી દીધો.'

## ૨૯

## ઘરમાં સત્યાગ્રહ

પહેલો જેલનો અનુભવ મને ૧૯૦૮માં થયો. તે દરમ્યાન મેં જોયું કે જેલમાં જે કેટલાક નિયમો કેદીઓ પાસે પળાવવામાં આવતા હતા તે નિયમો સંયમીએ અથવા બ્રહ્મચારીએ સ્વેચ્છાએ પાળવા જોઈએ.* જેમકે, કેદીઓએ સૂર્યાસ્ત પહેલાં પાંચ વાગ્યા સુધીમાં ખાઈ લેવું. તેમને — હિંદીઓ તેમ જ હબસી કેદીઓને — ચા કે કૉફી ન મળે, મીઠું ખાવું હોય તે નોખું લે. સ્વાદને સારુ તો કંઈ ખવાય જ નહિ. જ્યારે મેં જેલના દાક્તરની પાસે હિંદીઓને સારુ 'કરી પાઉડર'ની માગણી કરી અને મીઠું રસોઈમાં પકાવતી વેળાએ જ નાખવા કહ્યું ત્યારે તે બોલ્યા, 'અહીં તમે લોકો સ્વાદ કરવા નથી આવ્યા. આરોગ્યની દૃષ્ટિએ 'કરી પાઉડર'ની કશી જરૂર નથી. આરોગ્યની દૃષ્ટિએ મીઠું ઉપર લો કે પકાવતી વેળા રસોઈમાં નાખો બન્ને એક જ વસ્તુ છે.'

ત્યાં તો મહામહેનતે અમે અંતે જોઈતો ફેરફાર કરાવી શક્યા હતા, પણ કેવળ સંયમની દૃષ્ટિએ વિચારતાં તો બન્ને પ્રતિબંધો રૂડા જ હતા. પરાણે મુકાયેલો આવો પ્રતિબંધ ન ફળે, પણ સ્વેચ્છાએ પાલન કરેલો આવો પ્રતિબંધ બહુ ઉપયોગી થઈ પડે. તેથી જેલમાંથી નીકળ્યા બાદ એ

---

*મારા જેલના અનુભવો પણ પુસ્તકાકારે બહાર પડી ચૂક્યા છે. મૂળ ગુજરાતીમાં લખાયા હતા અને તે જ અંગ્રેજીમાં બહાર પડ્યા છે. મને ખ્યાલ છે ત્યાં સુધી બન્ને મળી શકે છે.

**મો૦ ક૦ ગાંધી**

ફેરફારો મેં તુરત કર્યા. બને ત્યાં લગી ચા લેવાનું બંધ કર્યું ને સાંજે વહેલા જમવાની ટેવ પાડી, જે આજે સ્વાભાવિક થઈ પડી છે.

પણ એવો એક પ્રસંગ બન્યો જેથી મીઠાનો પણ ત્યાગ કર્યો જે લગભગ દશ વર્ષો સુધી તો અભંગપણે કાયમ રહ્યો. અન્નાહારને લગતાં કેટલાંક પુસ્તકોમાં વાંચ્યું હતું કે માણસને મીઠું ખાવું એ જરૂરી નથી, ને ન ખાનારને આરોગ્યની દૃષ્ટિએ લાભ જ થાય છે. બ્રહ્મચારીને તેથી લાભ થાય એમ તો મને સૂઝયું જ હતું. જેનું શરીર નબળું હોય તેણે કઠોળ ન ખાવું જોઈએ એમ પણ મેં વાંચ્યું અને અનુભવ્યું હતું. પણ હું તે તુરત છોડી શક્યો નહોતો. બન્ને વસ્તુઓ મને પ્રિય હતી.

પેલી શસ્ત્રક્રિયા પછી જોકે કસ્તુરબાઈને રક્તસ્રાવ થોડા સમયને સારુ બંધ રહ્યો હતો પણ પાછો તેણે ઊથલો માર્યો. તે કેમેય મટે નહિ. નકરા પાણીના ઉપચારો વ્યર્થ નીવડ્યા. પત્નીને જોકે મારા ઉપચારો ઉપર ઝાઝી આસ્થા નહોતી છતાં તેનો તિરસ્કાર પણ નહોતો. બીજી દવા કરવાનો આગ્રહ નહોતો. તેથી જ્યારે મારા બીજા ઉપચારોમાં સફળતા ન મળી ત્યારે મેં તેને મીઠું અને કઠોળ છોડવા વીનવી. બહુ મનાવતા છતાં, મારા કથનના ટેકામાં કંઈ કંઈ વંચાવતા છતાં, માને નહિ. છેવટે તેણે કહ્યું, 'કઠોળ ને મીઠું છોડવાનું તો તમને કોઈ કહે તો તમે પણ ન છોડો.' મને દુઃખ થયું ને હર્ષ પણ થયો. મારો પ્રેમ ઠલવવાનો મને પ્રસંગ મળ્યો. તે હર્ષમાં મેં તુરત જ કહ્યું, 'તારી માન્યતા ભૂલભરેલી છે. મને દરદ હોય ને વૈદ આ વસ્તુ કે બીજી કોઈ વસ્તુ છોડવાનું કહે તો જરૂર છોડી દઉં. પણ જા, મેં તો એક વર્ષને સારુ કઠોળ અને મીઠું બન્ને છોડયાં. તું છોડે કે ન છોડે એ નોખી વાત છે.'

પત્નીને ભારે પશ્ચાત્તાપ થયો. તે બોલી ઊઠી, 'મને માફ કરો. તમારો સ્વભાવ જાણતા છતાં કહેનાં કહેવાઈ ગયું. હવે હું તો કઠોળ ને મીઠું નહિ ખાઉં. પણ તમે તો તમારું વેણ પાછું ખેંચી લો. આ તો મને બહુ સજા કહેવાય.'

મેં કહ્યું. 'તું કઠોળ મીઠું છોડશે તો તો બહુ જ સારું. મારી ખાતરી છે કે તેથી તને ફાયદો જ થશે. પણ લેવાયેલી પ્રતિજ્ઞા મારાથી ફેરવાય નહિ. મને તો લાભ જ થવાનો. ગમે તે નિમિત્તે માણસ સંયમ પાળે તોયે તેમાં લાભ જ છે. એટલે તું મને આગ્રહ ન કરજે. વળી મને પણ મારી પરીક્ષા થઈ રહેશે, ને તે એ વસ્તુઓ છોડવાનો જે નિશ્ચય તેં કર્યો છે તેમાં કાયમ રહેવામાં તને મદદ મળશે.' આ પછી મને મનાવવાપણું તો રહ્યું જ નહિ. 'તમે તો બહુ હઠીલા છો. કોઈનું કહ્યું માનવું જ નહિ,' કહી ખોબો આંસુ ઢાળી શાંત રહી.

આને હું સત્યાગ્રહને નામે ઓળખાવવા માગું છું, ને તેને મારી જિંદગીનાં મીઠાં સ્મરણોમાંનું એક માનું છું.

આ પછી કસ્તુરબાઈની તબિયત ખૂબ વળી. આમાં મીઠાનો ને કઠોળનો ત્યાગ કારણભૂત હતો અગર કેટલે અંશે કારણભૂત હતો, અથવા તો તે ત્યાગથી થતા ખોરાકના નાના-મોટા બીજા ફેરફારો કારણરૂપ હતા, કે ત્યારપછીની બીજા નિયમોનું પાલન કરાવવામાં મારી ચોકી નિમિત્તરૂપ હતી, કે ઉપલા કિસ્સાથી થયેલો માનસિક ઉલ્લાસ નિમિત્તભૂત હતો,— તે હું નથી કહી શકતો. પણ કસ્તુરબાઈનું નખાઈ ગયેલું શરીર વળવા માંડ્યું, રક્તસ્રાવ બંધ થયો, ને 'વૈદરાજ' તરીકે મારી શાખ કંઈક વધી.

મારા પોતાની ઉપર તો આ બન્ને ત્યાગની અસર સરસ જ થઈ. ત્યાગ પછી મીઠાની કે કઠોળની ઇચ્છા સરખીયે ન રહી. વર્ષ તો ઝપાટાભેર વીત્યું. ઇંદ્રિયોની શાંતિ વધારે

અનુભવવા લાગ્યો, અને સંયમની વૃદ્ધિ તરફ મન દોડવા લાગ્યું. વર્ષના અંત પછી પણ કઠોળ ને મીઠાનો ત્યાગ છેક દેશમાં આવ્યો ત્યાં લગી ચાલુ રહ્યો કહેવાય. માત્ર એક જ વખત વિલાયતમાં ૧૯૧૪ની સાલમાં મીઠું ને કઠોળ ખાધાં હતાં. પણ તે કિસ્સો ને દેશમાં આવ્યા પછી બન્ને કેમ ફરી લેવાયાં તે હવે પછી.

મીઠું ને કઠોળ છોડાવવાના પ્રયોગો મેં બીજા સાથીઓ ઉપર પણ સારી પેઠે કરેલા, ને દક્ષિણ આફ્રિકામાં તો તેનાં પરિણામો સારાં જ આવ્યાં હતાં. વૈદ્યક દૃષ્ટિએ બન્ને વસ્તુઓના ત્યાગને વિષે બે મત હોય, પણ સંયમની દૃષ્ટિએ તો બન્ને વસ્તુઓના ત્યાગમાં લાભ જ છે એ વિષે મને શંકા જ નથી. ભોગી તેમ જ સંયમીના ખોરાક જુદા, તેના રસ્તા જુદા હોવા જોઈએ. બ્રહ્મચર્યનું પાલન ઇચ્છનારા ભોગીનું જીવન ગાળીને બ્રહ્મચર્યને કઠિન ને કેટલીક વાર લગભગ અશક્ય કરી મૂકે છે.

## ૩૦

# સંયમ પ્રતિ

ખોરાકના કેટલાક ફેરફારો કસ્તુરબાઈની માંદગીને નિમિત્તે થયા એ છેલ્લા પ્રકરણમાં કહી ગયો. પણ હવે તો દિવસે દિવસે બ્રહ્મચર્યની દૃષ્ટિએ તેમાં ફેરફારો થતા ગયા.

તેમાં પ્રથમ ફેરફાર દૂધ છોડવાનો થયો. દૂધ ઇંદ્રિયવિકાર પેદા કરનારી વસ્તુ છે એમ હું પ્રથમ રાયચંદભાઈ પાસેથી સમજ્યો હતો. અન્નાહારનાં અંગ્રેજી પુસ્તકો વાંચવાથી તે વિચારમાં વૃદ્ધિ થઈ. પણ જ્યાં સુધી બ્રહ્મચર્યનું વ્રત નહોતું લીધું ત્યાં સુધી દૂધ છોડવાનો ખાસ ઇરાદો નહોતો કરી શક્યો. શરીરના નિભાવને સારુ દૂધની જરૂર નથી એમ તો હું ક્યારનોયે સમજતો થઈ ગયો હતો. પણ તે ઝટ છૂટે તેવી વસ્તુ નહોતી. ઇન્દ્રિયદમનને અર્થે દૂધ છોડવું જોઈએ એમ હું વધારે ને વધારે સમજતો હતો; તેવામાં ગાયભેંસો ઉપર ગવળી લોકો તરફથી ગુજારવામાં આવતા ઘાતકીપણા વિષેનું કેટલુંક સાહિત્ય મારી પાસે કલકત્તેથી આવ્યું. આ સાહિત્યની અસર ચમત્કારી થઈ. મેં તે વિષે મિ. કેલનબેક સાથે ચર્ચા કરી.

જોકે મિ. કેલનબેકની ઓળખ હું સત્યાગ્રહના ઇતિહાસમાં કરાવી ચૂક્યો છું અને આગલા એક પ્રકરણમાં પણ સહેજ ઉલ્લેખ કરી ગયો છું, પણ અહીં બે બોલ વધારે કહેવાની જરૂર છે. તેમનો મેળાપ મને અનાયાસે જ થયેલો. મિ. ખાનના એ મિત્ર હતા, અને તેમનામાં વૈરાગ્યવૃત્તિ ઊંડે ઊંડે હતી એમ મિ. ખાને જોયેલું, તેથી મને તેમની ઓળખાણ કરાવી એવી મારી સમજ છે. જ્યારે ઓળખાણ

થઈ ત્યારે તેમના શોખોથી ને ખર્ચાળપણાથી હું ભડકી ગયો હતો. પણ પહેલી જ ઓળખાણે તેમણે મને ધર્મ વિષે પ્રશ્નો કર્યા. તેમાં બુદ્ધ ભગવાનના ત્યાગની વાત સહેજે નીકળી. આ પ્રસંગ પછી અમારો પ્રસંગ વધતો ચાલ્યો. તે એટલે સુધી કે જે વસ્તુ હું કરું તે તેમણે કરવી જ જોઈએ એવો તેમના મનમાં નિશ્ચય થઈ ગયો. તે એકલે પંડ હતા. પોતાની એક જાત ઉપર જ ઘરભાડા ઉપરાંત લગભગ રૂા. ૧૨૦૦ દર માસે ખર્ચતા. તેમાંથી છેવટે એટલી સાદાઈ પર આવ્યા કે એક વખતે તેમનું માસિક ખર્ચ રૂા. ૧૨૦ ઉપર જઈ ઊભું. મેં ઘરબાર વીંખ્યા પછી ને પહેલી જેલ પછી અમે બન્ને સાથે રહેવા લાગ્યા હતા. તે વખતે અમારું બન્નેનું જીવન ઘણું — પ્રમાણમાં — સખત હતું.

આ અમારા ભેગા વસવાટના સમય દરમ્યાન દૂધ વિષેની મજકૂર ચર્ચા થઈ. મિ. કેલનબેકે સૂચના કરી: 'દૂધના દોષોની તો આપણે ઘણી વેળા વાતો કરીએ છીએ. ત્યારે આપણે દૂધ કાં ન છોડીએ? એની જરૂર તો નથી જ.' હું આ અભિપ્રાયથી સાનંદાશ્ચર્ય પામ્યો. મેં સૂચના વધાવી લીધી. ને અમે બન્નેએ ટોલ્સ્ટોય ફાર્મમાં તે જ ક્ષણે દૂધનો ત્યાગ કર્યો. આ બનાવ ૧૯૧૨ની સાલમાં બન્યો.

આટલા ત્યાગથી શાંતિ ન થઈ. કેવળ ફળાહારનો અખતરો કરવો એ નિશ્ચય પણ દૂધના ત્યાગ પછી થોડી જ મુદતમાં કર્યો. ફળાહારમાં પણ જે સોંઘામાં સોંઘું ફળ મળે તેની ઉપર નિભાવ કરવાની ધારણા હતી. ગરીબમાં ગરીબ માણસ જે જીવન ગાળે તે જીવન ગાળવાની અમારી બન્નેની હોંશ હતી. ફળાહારની સગવડ પણ અમે ખૂબ અનુભવી. ફળાહારમાં ઘણે ભાગે ચૂલો સળગાવવાની જરૂર તો હોય જ નહિ. વગર ભૂંજેલી મગફળી, કેળાં, ખજૂર, લીંબુ ને જીતુનનું તેલ — આ અમારો સામાન્ય ખોરાક થઈ પડ્યો હતો.

બ્રહ્મચર્યનું પાલન કરવાની ઇચ્છા રાખનારને અહીં એક ચેતવણી આપવાની આવશ્યકતા છે. જોકે મેં બ્રહ્મચર્યની સાથે ખોરાક અને ઉપવાસનો નિકટ સંબંધ બતાવ્યો છે, છતાં આટલું ચોકસ છે કે તેનો મુખ્ય આધાર મનની ઉપર છે. મેલું મન ઉપવાસથી શુદ્ધ થતું નથી. ખોરાક તેની ઉપર અસર કરતો નથી. મનનો મેલ વિચારથી, ઈશ્વરધ્યાનથી ને છેવટે ઈશ્વરપ્રસાદથી જ જાય છે. પણ મનને શરીરની સાથે નિકટ સંબંધ છે, અને વિકારી મન વિકારી ખોરાકને શોધે છે. વિકારી મન અનેક પ્રકારના સ્વાદો ને ભોગો શોધે છે. અને પછી તે ખોરાકો અને ભોગની અસર મન ઉપર થાય છે તેથી ને તેટલે અંશે ખોરાકની ઉપર અંકુશની અને નિરાહારની આવશ્યકતા અવશ્ય ઉત્પન્ન થાય છે. વિકારી મન શરીરની ઉપર, ઇન્દ્રિયોની ઉપર કાબૂ મેળવવાને બદલે શરીરને અને ઇંદ્રિયોને વશ વર્તે છે, તેથી પણ શરીરને શુદ્ધ અને ઓછામાં ઓછા વિકારી ખોરાકની મર્યાદાની અને પ્રસંગોપાત્ત નિરાહારની — ઉપવાસની આવશ્યકતા રહી છે. એટલે જેઓ એમ કહે છે કે સંયમીને ખોરાકની મર્યાદાની કે ઉપવાસની જરૂર નથી તેઓ એટલા જ ભૂલમાં પડેલા છે, જેટલા ખોરાક અને નિરાહારને સર્વસ્વ માનનારા. મારો અનુભવ તો મને એમ શીખવે છે કે, જેનું મન સંયમ પ્રતિ જઈ રહ્યું છે તેને ખોરાકની મર્યાદા અને નિરાહાર બહુ મદદ કરનારાં છે. તેની મદદ વિના મનની નિર્વિકારતા અસંભાવિત જણાય છે.

## ૩૧

# ઉપવાસ

દૂધ અને અનાજ છોડી ફળાહારનો પ્રયોગ શરૂ કર્યો, તે જ અરસામાં સંયમના હેતુથી ઉપવાસો પણ શરૂ કર્યા. આમાં પણ મિ. કેલનબેક ભળ્યા. પૂર્વે ઉપવાસો કરતો તે કેવળ આરોગ્યની દૃષ્ટિએ. દેહદમનને સારુ ઉપવાસ કરવાની આવશ્યકતા છે તે એક મિત્રની પ્રેરણાથી સમજ્યો. વૈષ્ણવ કુટુંબમાં જન્મ હોવાથી ને માતા કઠિન વ્રતોનું પાલન કરનારી હોવાથી એકાદશી વગેરે વ્રતો દેશમાં રાખેલાં, પણ તે દેખાદેખીએ અથવા માતપિતાને રીઝવવાના હેતુથી. તેવાં વ્રતોથી કશો લાભ થાય છે એમ ત્યારે નહોતો સમજ્યો. માનતો પણ નહોતો. પણ મજકૂર મિત્રના પાલન ઉપરથી અને મારા બ્રહ્મચર્યના વ્રતને ટેકો આપવા સારુ મેં તેનું અનુકરણ શરૂ કર્યું અને એકાદશીને દિવસે ઉપવાસ કરવાનું ઠરાવ્યું. સામાન્ય રીતે લોકો એકાદશીના દિવસે દૂધ અને ફળ લઈને એકાદશી રાખી ગણે છે. પણ ફળાહારનો ઉપવાસ તો હવે હું હમેશાં પાળતો થઈ ગયો હતો. એટલે મેં પાણીની છૂટ રાખીને પૂરા ઉપવાસ શરૂ કર્યા.

ઉપવાસના પ્રયોગોના આરંભને સમયે શ્રાવણ માસ આવતો હતો. તે વર્ષે રમજાન અને શ્રાવણ માસ સાથે હતા. ગાંધી કુટુંબમાં વૈષ્ણવ વ્રતોની સાથે શૈવ વ્રતો પણ પળાતાં. કુટુંબીઓ જેમ વૈષ્ણવ દેવાલયોમાં જતાં તેમ શિવાલયોમાં પણ જતાં. શ્રાવણ માસના પ્રદોષ કુટુંબમાં

કોઈક તો દર વર્ષે રાખતું જ. તેથી આ શ્રાવણ માસ રાખવાની મેં ઇચ્છા કરી.

આ મહત્ત્વના પ્રયોગનો આરંભ ટૉલ્સ્ટૉય આશ્રમમાં થયો. ત્યાં સત્યાગ્રહી કેદીઓનાં કુટુંબો સાચવીને કેલનબેક અને હું રહેતા. આમાં બાળકો અને નવયુવકો પણ હતા. તેમને અર્થે નિશાળ ચાલતી. આ જુવાનિયાઓમાં ચારપાંચ મુસલમાન હતા. તેમને ઇસ્લામના નિયમો પાળવામાં હું મદદ કરતો ને ઉત્તેજન આપતો. નિમાજ વગેરેની સગવડ કરી આપતો. આશ્રમમાં પારસીઓ અને ખ્રિસ્તીઓ પણ હતા. આ બધાને પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલવાનું પ્રોત્સાહન આપવાનો નિયમ હતો. એટલે આ મુસલમાન નવયુવકોને રોજા રાખવામાં મેં ઉત્તેજન આપ્યું. મારે તો પ્રદોષ રાખવા જ હતા. પણ હિંદુઓ, પારસીઓ અને ખ્રિસ્તીઓને પણ મુસલમાન યુવકોને સાથ આપવાની મેં ભલામણ કરી. સંયમમાં સાથ બધાને આપવો એ સ્તુત્ય છે એમ તેમને મેં સમજાવ્યું. ઘણા આશ્રમવાસીઓએ મારી વાત ઝીલી લીધી. હિંદુઓ અને પારસીઓ મુસલમાન સાથીઓનું છેક અનુકરણ નહોતા કરતા, કરવાની આવશ્યકતા નહોતી. મુસલમાનો સૂરજ ડૂબવાની રાહ જોતા ત્યારે બીજા તે પહેલાં જમી લેતા, કે જેથી મુસલમાનોને તેઓ પીરસે ને તેઓને સારુ ખાસ વસ્તુઓ તૈયાર કરે. વળી મુસલમાનો સરગી કરે તેમાં બીજાઓને ભાગ લેવાપણું નહોતું. અને મુસલમાનો દિવસના પાણી પણ ન પીએ, બીજાઓ પાણી છૂટથી પીતા.

આ પ્રયોગનું એક પરિણામ એ આવ્યું કે ઉપવાસ અને એકટાણાનું મહત્ત્વ સહુ સમજવા લાગ્યા. એકબીજા પ્રત્યે ઉદારતા અને પ્રેમભાવ વધ્યાં. આશ્રમમાં અન્નાહારનો નિયમ હતો. આ નિયમનો સ્વીકાર મારી લાગણીને લીધે

થયો હતો એમ મારે આ સ્થાને આભારપૂર્વક કબૂલ કરવું જોઈએ. રોજાને સમયે મુસલમાનોને માંસનો ત્યાગ વસમો લાગ્યો હશે, પણ નવયુવકોમાંથી કોઈએ મને તેવું જણાવા નહોતું દીધું. તેઓ અન્નાહાર આનંદ અને સ્વાદપૂર્વક કરતા. હિંદુ બાળકો આશ્રમમાં અશોભતી ન લાગે એવી સ્વાદિષ્ટ રસોઈ પણ તેમને સારુ કરતા.

મારા ઉપવાસનું વર્ણન કરતાં આ વિષયાંતર મેં ઇરાદાપૂર્વક કર્યું છે, કેમકે એ મધુર પ્રસંગ બીજે સ્થળે હું ન વર્ણવી શકત. અને તે વિષયાંતર કરીને મારી એક ટેવનું વર્ણન પણ મેં કરી નાખ્યું છે. જે સારી વસ્તુ હું કરું છું એમ મને લાગે તેમાં હું મારી સાથે રહેનારને હમેશાં ભેળવવાનો પ્રયત્ન કરું. આ ઉપવાસ અને એકટાણાના પ્રયોગો નવી વસ્તુ હતી, પણ પ્રદોષ અને રમજાનને મિષે મેં બધાને તેમાં સંડોવ્યા.

આમ આશ્રમમાં સંયમી વાતાવરણ સહેજે વધ્યું. બીજા ઉપવાસો અને એકટાણામાં પણ આશ્રમમાં રહેનારા ભળવા લાગ્યા. અને એનું પરિણામ શુભ આવ્યું એમ હું માનું છું. સંયમની અસર બધાનાં હૃદય ઉપર કેટલી થઈ, બધાના વિષયોને રોકવામાં કેટલો ભાગ ઉપવાસાદિએ લીધો, એ હું નિશ્ચયપૂર્વક નથી કહી શકતો. પણ મારી ઉપર તો આરોગ્ય અને વિષયની દૃષ્ટિએ ઘણી સરસ અસર થઈ એમ મારો અનુભવ છે. છતાં ઉપવાસાદિની એવી અસર બધા ઉપર થાય જ એવો અનિવાર્ય નિયમ નથી એ હું જાણું છું. ઇન્દ્રિયદમનના હેતુથી થયેલા ઉપવાસની જ વિષયોને રોકવારૂપ અસર થાય. કેટલાક મિત્રોનો અનુભવ એવો પણ છે કે, ઉપવાસને અંતે વિષયેચ્છા અને સ્વાદો તીવ્ર થાય છે. એટલે કે, ઉપવાસ દરમ્યાન વિષય રોકવાની ને સ્વાદને જીતવાની સતત ભાવના હોય તો જ તેનું શુભ ફળ આવે.

હેતુ વિના, મન વિના થયેલા શારીરિક ઉપવાસનું સ્વતંત્ર પરિણામ વિષય રોકવામાં નીપજશે એમ માનવું કેવળ ભૂલ-ભરેલું છે. ગીતાજીના બીજા અધ્યાયનો શ્લોક આ સ્થળે બહુ વિચારવા યોગ્ય છે :

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

ઉપવાસીના વિષયો (ઉપવાસ દરમ્યાન) શમે છે; તેનો રસ નથી જતો. રસ તો ઈશ્વરદર્શનથી જ—ઈશ્વરપ્રસાદથી જ શમે.

એટલે કે, ઉપવાસાદિ સંયમીના માર્ગમાં એક સાધન-રૂપે આવશ્યક છે. પણ તે જ બધું નથી. અને જો શરીરના ઉપવાસની સાથે મનનો ઉપવાસ ન હોય, તો તે દંભમાં પરિણમે અને નુકસાનકારક નીવડે.

## ૩૨

# મહેતાજી

'સત્યાગ્રહના ઇતિહાસ'માં જે વસ્તુ નથી આવી શકી અથવા થોડા જ અંશમાં આવી છે તે જ વસ્તુ આ પ્રકરણોમાં આવે છે, એ વાંચનાર યાદ રાખશે તો આ પ્રકરણોનો અરસપરસનો સંબંધ સમજી શકશે.

ટૉલ્સ્ટૉય આશ્રમમાં બાળકો તેમ જ બાળાઓને સારુ કંઈક શિક્ષણનો પ્રબંધ આવશ્યક હતો. મારી સાથે હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી નવયુવકો હતા, અને થોડી હિન્દુ બાળાઓ પણ હતી. ખાસ શિક્ષકો રાખવા અશક્ય હતું, અને મને અનાવશ્યક લાગેલું. અશક્ય હતું કેમકે યોગ્ય હિંદી શિક્ષકોની અછત હતી, અને મળે તોયે મોટા પગાર વિના ડરબનથી ૨૧ માઈલ દૂર કોણ આવે! મારી પાસે પૈસાની છોળ નહોતી. બહારથી શિક્ષક લાવવા અનાવશ્યક માન્યું, કેમકે ચાલુ કેળવણીની પદ્ધતિ મને પસંદ નહોતી. ખરી પદ્ધતિ શી છે તેનો મેં અનુભવ નહોતો મેળવી જોયો. એટલું સમજતો હતો કે, આદર્શ સ્થિતિમાં ખરી કેળવણી તો માબાપની નીચે જ હોય. આદર્શ સ્થિતિમાં બાહ્ય મદદ ઓછામાં ઓછી હોવી જોઈએ. ટૉલ્સ્ટૉય આશ્રમ એક કુટુંબ છે અને તેમાં પિતારૂપે હું છું, એટલે મારે એ નવયુવકોના ઘડતરની જવાબદારી યથાશક્તિ ઉપાડવી જોઈએ એમ ધાર્યું.

આ કલ્પનામાં ઘણા દોષો તો હતા જ. નવયુવકો મારી પાસે જન્મથી નહોતા. બધા જુદાં જુદાં વાતાવરણોમાં

ઊછર્યાં હતા. બધા એક જ ધર્મના પણ નહોતા. આવી સ્થિતિમાં રહેલ બાળકો અને બાળાઓને હું પિતા બનીને પણ કેમ ન્યાય આપી શકું?

પણ મેં હૃદયની કેળવણીને એટલે ચારિત્ર ખીલવવાને હમેશાં પ્રથમ પદ આપ્યું છે. અને તેનો પરિચય ગમે તે વયે અને ગમે તેટલી જાતનાં વાતાવરણોમાં ઊછરેલાં બાળકો અને બાળાઓને ઓછાવત્તા પ્રમાણમાં આપી શકાય, એમ વિચારી આ બાળકો ને બાળાઓની સાથે હું રાત અને દિવસ પિતારૂપે રહેતો હતો. ચારિત્રને મેં તેમની કેળવણીના પાયારૂપે માન્યું. પાયો પાકો થાય તો બીજું બાળકો અવકાશ મળ્યે મદદ લઈને કે આપબળે મેળવી લે.

છતાં અક્ષરજ્ઞાન થોડુંઘણું પણ આપવું તો જોઈએ જ એમ હું સમજતો હતો, તેથી વર્ગો કાઢ્યા, ને તેમાં મિ. કેલનબેકની અને પ્રાગજી દેસાઈની મદદ લીધી.

શારીરિક કેળવણીની આવશ્યકતા સમજતો હતો. તે કેળવણી તેમને સહેજે મળી રહી હતી.

આશ્રમમાં નોકરો તો નહોતા જ. પાયખાનાથી માંડીને રસોઈ સુધીનાં બધાં કામો આશ્રમવાસીઓને જ કરવાનાં હતાં. ફળઝાડો પુષ્કળ હતાં. નવું વાવેતર કરવાનું જ હતું. મિ. કેલનબેકને ખેતીનો શોખ હતો, પોતે સરકારી આદર્શ વાડીઓમાં થોડો વખત શીખી આવ્યા હતા. રોજ અમુક સમય નાનામોટા બધા જે રસોડાના કામમાં ન રોકાયા હોય તેમને બગીચામાં કામ કરવું જ પડતું. આમાં બાળકોનો મોટો હિસ્સો હતો. મોટા ખાડા ખોદવા, ઝાડો કાપવાં, બોજા ઊંચકી જવા, વગેરે કામમાં તેમનાં શરીર સારી પેઠે કસાતાં. તેમાં તેમને આનંદ આવતો, ને તેથી બીજી કસરતની કે રમતની તેમને જરૂર નહોતી રહેતી. કામ કરવામાં કેટલાક અથવા કોઈ વાર બધા વિદ્યાર્થીઓ નખરાં

કરતા, આળસ કરતા. ઘણી વેળા આની સામે હું આંખ મીંચતો. કેટલીક વેળા તેમની પાસેથી સખતીથી કામ લેતો. જ્યારે સખતી કરતો ત્યારે તેઓ કંટાળતા એમ પણ હું જોતો. છતાં સખતીનો વિરોધ બાળકોએ કર્યો હોય એવું મને યાદ નથી. જ્યારે જ્યારે સખતી કરતો ત્યારે ત્યારે તેમને સમજાવતો અને તેમની પાસે જ કબૂલ કરાવતો કે કામની વખતે રમત એ સારી ટેવ ન ગણાય. તેઓ તે ક્ષણે સમજે, બીજી ક્ષણે ભૂલે, એમ ગાડું ચાલતું. પણ તેમનાં શરીર ઘડાયે જતાં હતાં.

આશ્રમમાં માંદગી ભાગ્યે જ આવતી. તેમાં હવાપાણીનો અને સારા ને નિયમિત ખોરાકનો પણ મોટો હિસ્સો હતો એ કહેવું જોઈએ. શારીરિક કેળવણીના સંબંધમાં જ શારીરિક ધંધાની કેળવણી ગણાવી જાઉં. સહુને કંઈક ઉપયોગી ધંધો શીખવવો એ ઇરાદો હતો. તેથી મિ. કેલનબેક ટ્રૅપિસ્ટ મઠમાં ચંપલ બનાવવાનું શીખી આવ્યા. તેમની પાસેથી હું શીખ્યો, ને મેં જે બાળકો એ ધંધો શીખવા તૈયાર થયા તેમને શીખવ્યો. મિ. કેલનબેકને સુતારકામનો થોડો અનુભવ હતો, અને આશ્રમમાં સુતારકામ જાણનાર એક સાથી હતો, તેથી તે કામ પણ થોડે અંશે શીખવવામાં આવતું. રસોઈ તો લગભગ બધાં બાળકો શીખી ગયાં.

આ બધાં કામો બાળકોને સારુ નવાં હતાં. તેમનાં તો સ્વપ્નાંમાંયે આવાં કામો શીખવાનું નહિ હોય. જે કંઈ કેળવણી હિંદી બાળકો દક્ષિણ આફ્રિકામાં પામતા તે કેવળ પ્રાથમિક અક્ષરજ્ઞાનની જ હતી. ટૉલ્સ્ટૉય આશ્રમમાં પ્રથમથી જ રિવાજ પાડ્યો હતો કે, જે કામ અમે શિક્ષકો ન કરીએ તે બાળકોની પાસે ન કરાવવું, ને હમેશાં તેમની સાથે સાથે એ જ કામ કરનાર એક શિક્ષક હોય. એટલે બાળકો હોંશથી શીખ્યા.

ચારિત્ર અને અક્ષરજ્ઞાનને વિષે હવે પછી.

## ૩૩

# અક્ષરકેળવણી

ગયા પ્રકરણમાં શારીરિક કેળવણી અને તેને અંગે કંઈક હાથકારીગરી શીખવવાનું કામ ટૉલ્સ્ટૉય આશ્રમમાં કેવી રીતે આરંભ્યું એ આપણે કેટલેક અંશે જોઈ ગયા. જોકે આ કામ મને સંતોષ થાય તેવી રીતે તો નહોતો જ કરી શક્યો, છતાં તેમાં ઓછીવત્તી સફળતા મળી હતી. પણ અક્ષરજ્ઞાન આપવું કઠિન લાગ્યું. મારી પાસે તેને પહોંચી વળવાની સામગ્રી નહોતી. મને પોતાને હું ઇચ્છું તેટલો વખત નહોતો, તેટલી આવડત નહોતી. આખા દહાડાનાં શારીરિક કામ કરતાં હું થાકી જતો, ને જે વખતે જરા આરામ લેવાની ઇચ્છા થાય તે જ વખતે વર્ગ લેવાનો રહેતો. તેથી હું તાજો હોવાને બદલે બળાત્કારે જાગૃત રહી શકતો હતો. સવારનો વખત ખેતી અને ઘરકામમાં જતો, એટલે બપોરના જમ્યા પછી તુરત નિશાળ ચાલતી. આ સિવાય બીજો કોઈ પણ વખત અનુકૂળ નહોતો.

અક્ષરજ્ઞાનને સારુ વધારેમાં વધારે ત્રણ કલાક રાખ્યા હતા. વળી વર્ગમાં હિંદી, તામિલ, ગુજરાતી અને ઉર્દૂ શીખવવાનાં રહેતાં. શિક્ષણ પ્રત્યેક બાળકને તેની માતૃભાષા મારફતે જ આપવાનો આગ્રહ હતો. અંગ્રેજી પણ બધાને શીખવવામાં આવતું જ. ઉપરાંત ગુજરાતી હિંદુ બાળકોને કંઈક સંસ્કૃતનો અને સૌને કંઈક હિંદીનો પરિચય કરાવવો, ઇતિહાસ, ભૂગોળ અને અંકગણિત બધાને શીખવવું, આટલો ક્રમ હતો. તામિલ અને ઉર્દૂ શિક્ષણ આપવાનું મારી પાસે હતું.

મારું તામિલજ્ઞાન તે સ્ટીમરોમાં ને જેલમાં મેળવેલું. તેમાં પણ પોપકૃત ઉત્તમ 'તાલિમ–સ્વયંશિક્ષક'થી આગળ હું વધી શક્યો નહોતો. ઉર્દૂ લિપિનું જ્ઞાન સ્ટીમરમાં મેળવેલું તે જ; ને ખાસ ફારસી અરબી શબ્દોનું જ્ઞાન જેટલું મુસલમાન મિત્રોના પરિચયથી મેળવી શકેલો તેટલું! સંસ્કૃત જે હાઈસ્કૂલમાં શીખેલો તે જ. ગુજરાતી પણ નિશાળિયું જ.

આટલી પૂંજીથી મારે કામ લેવાનું હતું. ને તેમાં મદદગાર તે મારા કરતાંયે ઓછું જાણનારા. પણ દેશની ભાષાઓનો મારો પ્રેમ, મારી શિક્ષણશક્તિ ઉપરની મારી શ્રદ્ધા, વિદ્યાર્થીઓનું અજ્ઞાન અને તેથી પણ વધી જતી તેમની ઉદારતા મને મારા કામમાં મદદગાર નીવડ્યાં.

તામિલ વિદ્યાર્થીઓ દક્ષિણ આફ્રિકામાં જ જન્મેલા, તેથી તામિલ બહુ ઓછું જાણતા. તેમને લિપિ તો મુદ્દલ ન આવડે. એટલે મારે તેમને લિપિ શીખવવાનું ને વ્યાકરણનાં મૂળતત્ત્વો શીખવવાનું હતું. તે સહેલું હતું. વિદ્યાર્થીઓ જાણતા કે તામિલ વાતચીતમાં તો તેઓ મને સહેજે હરાવે, અને તામિલ જાણનારા જ મને મળવા આવે ત્યારે તેઓ મારા દુભાષિયા થાય. મારું ગાડું ચાલ્યું, કેમકે વિદ્યાર્થીઓ પાસે મારું અજ્ઞાન ઢાંકવાનો મેં કદી પ્રયત્ન જ ન કર્યો. બધી બાબતમાં જેવો હું હતો તેવો જ તેઓ મને જાણતા થયા હતા. આથી અક્ષરજ્ઞાનની ગાઢ ન્યૂનતા છતાં મેં તેમના પ્રેમ ને આદર કદી ન ગુમાવ્યા.

મુસલમાન બાળકોને ઉર્દૂ શીખવવાનું પ્રમાણમાં વધારે સહેલું હતું. તેઓ લિપિ જાણતા. તેમનામાં વાચનનો શોખ વધારવાનું ને તેમના અક્ષર સુધારવાનું જ મારું કામ હતું.

મુખ્યપણે આ બાળકો બધા નિરક્ષર અને નિશાળમાં ન ભણેલા હતા. શીખવતાં શીખવતાં મેં જોયું કે મારે તેમને શીખવવાનું ઓછું જ હતું. તેમનું આળસ મુકાવવાનું, તેમને

પોતાની મેળે વાંચતા કરવાનું, તેમના અભ્યાસની ચોકી રાખવાનું જ વધારે હતું. આટલેથી સંતોષ પામતો તેથી જ જુદી જુદી ઉંમરના જુદા જુદા વિષયોવાળા વિદ્યાર્થીઓને એક જ કોટડીમાં બેસાડી કામ લઈ શકતો હતો.

પાઠ્યપુસ્તકોની જે બૂમ વખતોવખત સાંભળવામાં આવે છે તેની મને કદી ગરજ લાગી નહોતી. જે પુસ્તકો હતાં તેમનો પણ બહુ ઉપયોગ કર્યાનું મને યાદ નથી. દરેક બાળકને ઘણાં પુસ્તકો અપાવવાની મેં જરૂર નહોતી જોઈ. વિદ્યાર્થીનું પાઠ્યપુસ્તક શિક્ષક જ હોય એમ મને લાગ્યું છે. શિક્ષકોએ પુસ્તકોમાંથી શીખવેલું એવું થોડું જ મને યાદ છે. જેઓએ પોતાને મુખેથી શીખવેલું તેનું સ્મરણ આજે પણ રહી ગયું છે. બાળકો આંખેથી ગ્રહણ કરે છે તેનાં કરતાં કાનેથી સાંભળેલું ઓછા પરિશ્રમથી ને ઘણું વધારે ગ્રહણ કરી શકે છે. બાળકોની પાસે હું એક પણ પુસ્તક પૂરું વંચાવી ગયો હોઉં એવું મને યાદ નથી.

પણ ઘણાં પુસ્તકોમાંનું મેં જે પચાવ્યું હતું તે તેમને મારી ભાષામાં કહી ગયો, તે તેમને આજે પણ યાદ હશે એમ હું માનું છું. વંચાવેલું યાદ રાખવામાં તેમને ક્લેશ થતો, મેં સંભળાવેલું તેઓ તે જ ક્ષણે મને ફરી સંભળાવી જતા. વાંચવામાં તેમને કંટાળો આવતો. સાંભળવામાં, જ્યારે હું પોતે થાકને લીધે કે બીજા કારણસર મંદ અને નીરસ ન હોઉં ત્યારે, તેઓ રસ લેતા ને સાંભળતા. તેમને પ્રશ્નો ઊઠતા તેનો ઉકેલ કરવામાં મને તેમની ગ્રહણશક્તિનું માપ આવી જતું.

## ૩૪

# આત્મિક કેળવણી

વિદ્યાર્થીઓનાં શરીર અને મનને કેળવવા કરતાં આત્માને કેળવવામાં મને બહુ પરિશ્રમ પડ્યો. આત્માને વિકસાવવામાં મેં ધર્મનાં પુસ્તકો ઉપર ઓછો આધાર રાખ્યો હતો. તે તે વિદ્યાર્થીઓએ પોતપોતાના ધર્મનાં મૂળતત્ત્વો જાણવાં જોઈએ, પોતપોતાનાં ધર્મપુસ્તકોનું સામાન્ય જ્ઞાન તેમને હોવું જોઈએ, એમ હું માનતો, તેથી તેમને તેનું જ્ઞાન મળે એવી યથાશક્તિ સગવડ મેં કરી હતી. પણ તેને હું બુદ્ધિની કેળવણીનું અંગ ગણું છું. આત્માની કેળવણી એક નોખો જ વિભાગ છે એમ મેં ટૉલ્સ્ટૉય આશ્રમનાં બાળકોને શીખવવા માંડ્યું તેની પૂર્વે જ જોઈ લીધું હતું. આત્માનો વિકાસ કરવો એટલે ચારિત્ર ઘડવું, ઈશ્વરનું જ્ઞાન મેળવવું, આત્મજ્ઞાન મેળવવું. આ જ્ઞાન મેળવવામાં બાળકોને મદદ ઘણી જ જોઈએ, ને તેના વિનાનું બીજું જ્ઞાન વ્યર્થ છે, હાનિકારક પણ હોય એમ હું માનતો.

આત્મજ્ઞાન ચોથા આશ્રમમાં મળે એવો વહેમ સાંભળ્યો છે. પણ જેઓ ચોથા આશ્રમ લગી આ અમૂલ્ય વસ્તુને મુલતવી રાખે છે તેઓ આત્મજ્ઞાન નથી પામતા, પણ બુઢાપો અને બીજું પણ દયાજનક બચપણ પામી પૃથ્વી પર બોજારૂપે જીવે છે, એવો સાર્વત્રિક અનુભવ જોવામાં આવે છે. આ વિચારો હું આ ભાષામાં ૧૯૧૧–૧૨ની સાલમાં કદાચ ન મૂકત, પણ આવી જાતના વિચારો હું તે કાળે ધરાવતો હતો એનું મને પૂરું સ્મરણ છે.

આત્મિક કેળવણી કેમ અપાય? બાળકોને ભજન ગવડાવતો, નીતિનાં પુસ્તકો વાંચી સંભળાવતો, પણ તેથી સંતોષ નહોતો પામતો. જેમ જેમ તેમના પ્રસંગમાં આવતો ગયો તેમ તેમ મેં જોયું કે આ જ્ઞાન પુસ્તકો વડે તો નહિ જ અપાય. શરીરની કેળવણી શરીરની કસરતથી અપાય, બુદ્ધિની બુદ્ધિની કસરતથી, તેમ આત્માની આત્માની કસરતથી. આત્માની કસરત શિક્ષકના વર્તનથી જ પામી શકાય. એટલે યુવકોની હાજરી હો યા ન હો, તેમ છતાં શિક્ષકે સાવધાન રહેવું જોઈએ. લંકામાં બેઠેલો શિક્ષક પોતાના વર્તનથી પોતાના શિષ્યોના આત્માને હલાવી શકે છે. હું જૂઠું બોલું ને મારા શિષ્યોને સાચા બનાવવાનો પ્રયત્ન કરું તે ફોકટ જાય. ડરપોક શિક્ષક શિષ્યોને વીરતા નહિ શીખવી શકે. વ્યભિચારી શિક્ષક શિષ્યોને સંયમ કેમ શીખવે? મેં જોયું કે મારે મારી પાસે રહેલા યુવકો અને યુવતીઓની સમક્ષ પદાર્થપાઠરૂપે થઈને રહેવું રહ્યું. આથી મારા શિષ્યો મારા શિક્ષક બન્યા. મારે અર્થે નહિ તો તેમને અર્થે મારે સારા થવું ને રહેવું જોઈએ એમ હું સમજ્યો, ને ટૉલ્સ્ટૉય આશ્રમનો મારો ઘણોખરો સંયમ આ યુવકો અને યુવતીઓને આભારી છે એમ કહેવાય.

આશ્રમમાં એક યુવક બહુ તોફાન કરે, જૂઠું બોલે, કોઈને ગણકારે નહિ, બીજાઓની સાથે લડે. એક દહાડો તેણે બહુ જ તોફાન કર્યું. હું ગભરાયો. વિદ્યાર્થીઓને કદી દંડ ન દેતો. આ વખતે મને બહુ ક્રોધ ચડ્યો. હું તેની પાસે ગયો. તેને સમજાવતાં તે કેમે સમજે નહિ. મને છેતરવાનો પણ તેણે પ્રયત્ન કર્યો. મેં મારી પાસે પડેલી આંકણી ઉપાડી ને તેની બાંય ઉપર દીધી. દેતાં હું ધ્રૂજી રહ્યો હતો. આ તે જોઈ ગયો હશે. આવો અનુભવ કોઈ વિદ્યાર્થીને મારી તરફથી પૂર્વે કદી નહોતો થયો. વિદ્યાર્થી રડી પડ્યો.

મારી પાસે માફી માગી. તેને લાકડી વાગી ને દુઃખ થયું તેથી તે નહોતો રડ્યો. તે સામે થવા ધારે તો મને પહોંચી વળે એટલી શક્તિ ધરાવતો હતો. તેની ઉંમર સત્તર વર્ષની હશે. બાંધે મજબૂત હતો. પણ મારી આંકણીમાં તે મારું દુઃખ જોઈ ગયો. આ બનાવ પછી તે કદી મારી સામે નહોતો થયો. પણ મને તે આંકણી મારવાનો પશ્ચાત્તાપ આજ લગી રહ્યો છે. મને ભય છે કે મેં તેને મારીને મારા આત્માનું નહિ પણ મારી પશુતાનું દર્શન કરાવ્યું હતું.

બાળકોને માર મારીને શીખવવાની સામે હું હમેશાં રહ્યો છું. એક જ પ્રસંગ મને યાદ છે કે જ્યારે મેં મારા દીકરાઓમાંથી એકને માર્યો હતો. આંકણી મારવામાં મેં યોગ્ય કર્યું કે કેમ એનો નિર્ણય આજ લગી હું કરી નથી શક્યો. આ દંડની યોગ્યતાને વિષે મને શંકા છે, કેમકે તેમાં ક્રોધ ભર્યો હતો અને દંડ કરવાનો ભાવ હતો. જો તેમાં કેવળ મારા દુઃખનું જ પ્રદર્શન હોત તો હું એ દંડને યોગ્ય ગણત. પણ આમાં રહેલી ભાવના મિશ્ર હતી. આ પ્રસંગ પછી તો હું વિદ્યાર્થીઓને સુધારવાની વધારે સારી રીત શીખ્યો. એ કળાનો ઉપયોગ મેં મજકૂર પ્રસંગે કર્યો હોત તો કેવું પરિણામ આવત એ હું નથી કહી શકતો. આ પ્રસંગ પેલો યુવક તો તુરત ભૂલી ગયો. તેનામાં બહુ સુધારો થયો એમ હું કહી શકતો નથી. પણ એ પ્રસંગે મને વિદ્યાર્થી પ્રત્યેના શિક્ષકના ધર્મને વધારે વિચારતો કરી મૂક્યો. ત્યાર બાદ એવા જ દોષ યુવકોના થયા, પણ મેં દંડનીતિ ન જ વાપરી. આમ આત્મિક જ્ઞાન આપવાના પ્રયત્નમાં હું પોતે આત્માના ગુણને વધારે સમજવા લાગ્યો.

## ૩૫

# સારાનરસાનું મિશ્રણ

ટૉલ્સ્ટૉય આશ્રમમાં મારી સામે એક પ્રશ્ન મિ. કૅલનબૅકે ઊભો કર્યો. તેમણે ઉપાડ્યા તે પહેલાં મેં તેનો વિચાર નહોતો કર્યો. આશ્રમમાં કેટલાક છોકરાઓ બહુ તોફાની અને નઠારા હતા. કોઈક રખડુ હતા. તેમની જ સાથે મારા ત્રણ દીકરાઓ હતા. બીજાં પણ તેવી રીતે ઊછરેલાં બાળકો હતાં. પણ મિ. કૅનલબૅકનું ધ્યાન તો પેલા રખડુ જુવાનિયાઓ અને મારા દીકરાઓ ભેળા કેમ રહી શકે એ તરફ જ હતું. એક દિવસે તે બોલી ઊઠ્યા: 'તમારી આ રીત મને જરાય ગળે નથી ઊતરતી. આ છોકરાની સાથે તમારા છોકરાઓને ભેળવો એનું પરિણામ તો એક જ આવે: તેમને આ રખડુ છોકરાઓનો પાસ લાગે ને તેઓ બગડ્યા વિના કેમ રહે!'

હું ઘડીભર વિમાસણમાં પડ્યો કે નહિ એ તો મને અત્યારે યાદ નથી આવતું. પણ મારો જવાબ મને યાદ છે. મેં કહેલું: 'મારા છોકરાઓ અને આ રખડુ છોકરાઓની વચ્ચે હું ભેદ કેમ કરી શકું! અત્યારે બન્નેને સારુ હું સરખો જવાબદાર છું. આ જુવાનિયાઓ મારા નોતર્યા આવ્યા છે. જો હું તેમને પૈસા આપું તો તેઓ તો આજે જ જોહાનિસબર્ગમાં જઈ રહેતા હતા તેમ પાછા રહે. અહીં આવવામાં તેમણે મારા ઉપર કંઈક મહેરબાની કરી છે એમ પણ તેઓ તેમ જ તેમના વડીલો માનતા હોય તો નવાઈ નહિ. અહીં આવવાથી તેઓ અગવડ ભોગવે છે એ તો તમે ને હું બન્ને જોઈએ છીએ. પણ મારો ધર્મ સ્પષ્ટ છે. મારે તેમને અહીં જ રાખવા

જોઈએ. એટલે મારા છોકરા પણ તેમની સાથે જ રહે. વળી શું હું આજથી મારા છોકરાને તેઓ બીજા કેટલાકના કરતાં ઊંચા છે એવો ભેદભાવ શીખવું? એવો વિચાર તેમના મગજમાં રેડવો એ જ તેમને આડે રસ્તે દોરવા જેવું છે. આ સ્થિતિમાં રહેવાથી તેઓ ઘડાશે, સારાસારની પરીક્ષા પોતાની મેળે કરતા થઈ જશે." આપણે એમ કેમ ન માનીએ કે તેમનામાં જો ખરેખર કંઈ ગુણ હશે તો ઊલટો તેનો જ ચેપ તેમના સાથીઓને લાગશે? ગમે તેમ હોય, પણ મારે તો તેમને અહીં રાખ્યે જ છૂટકો છે. ને જો તેમ કરવામાં કંઈ જોખમ હોય જ તો તે ખેડવું રહ્યું.' મિ. કેનલબેકે માથું ધુણાવ્યું.

પ્રયોગનું પરિણામ ખરાબ આવ્યું એમ ન કહી શકાય. મારા દીકરાઓને તેથી કંઈ નુકસાન થયું એમ હું નથી માનતો. લાભ થયો એ હું જોઈ શક્યો. તેમનામાં મોટાઈનો કંઈ અંશ રહ્યો હોય તો તે સર્વથા ગયો. તેઓ બધાની સાથે ભળતાં શીખ્યા. તેઓ તવાયા.

આ અને આવા અનુભવો પરથી મને એમ લાગ્યું છે કે, માબાપોની દેખરેખ બરોબર હોય તો પોતાનાં સારાંનઠારાં છોકરાં સાથે રહે ને ભણે તેથી સારાંને કશી હાનિ નથી પોતાનાં છોકરાંને તિજોરીમાં પૂરી રાખવાથી તે શુદ્ધ જ રહે છે અને બહાર કાઢવાથી અભડાય છે એવો કોઈ નિયમ તે નથી જ. હા, આટલું ખરું છે કે, જ્યાં અનેક પ્રકારનાં બાળકો તેમ જ બાળાઓ સાથે રહેતાં ભણતાં હોય ત્યાં માબાપની અને શિક્ષકની કસોટી થાય છે, તેમને સાવધાન રહેવું પડે છે.

## ૩૬

# પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ

બાળકો અને બાળાઓને પ્રામાણિકપણે ઉછેરવા કેળવવામાં કેટલી ને કેવી કઠણતાઓ છે તેનો અનુભવ દિવસે દિવસે વધતો ગયો. શિક્ષક અને વાલી તરીકે તેમનાં હૃદયમાં પ્રવેશ કરવાનો હતો, તેમનાં સુખદુ:ખમાં ભાગ લેવાનો હતો; તેમનાં જીવનની ગૂંચો ઉકેલવાની હતી, તેમની ઉછળતી જુવાનીના તરંગોને સીધે માર્ગે દોરવાના હતા.

કેટલાક જેલીઓ છૂટતાં ટૉલ્સ્ટૉય આશ્રમમાં થોડા જ માણસો રહ્યા. આ મુખ્યત્વે ફિનિક્સવાસીઓ હતા. તેથી આશ્રમ ફિનિક્સ લઈ ગયો. ફિનિક્સમાં મારી તીખી પરીક્ષા થઈ. ટૉલ્સ્ટૉય આશ્રમથી રહેલા આશ્રમવાસીઓને ફિનિક્સ મૂકી હું જોહાનિસબર્ગ ગયો. જોહાનિસબર્ગ થોડા દિવસ રહ્યો ત્યાં જ મારા ઉપર બે વ્યક્તિઓના ભયંકર પતનના સમાચાર આવ્યા. સત્યાગ્રહની મહાન લડતમાં ક્યાંયે નિષ્ફળતા જેવું દેખાય તેથી મને આઘાત ન પહોંચતો, પણ આ બનાવે મારી ઉપર વજ્રસમો પ્રહાર કર્યો. હું ઘવાયો. મેં તે જ દહાડે ફિનિક્સની ગાડી લીધી. મિ. કૅનલબૅક સાથે આવવાનો આગ્રહ ધર્યો. તે મારી દયામણી સ્થિતિ વરતી ગયા હતા. મને એકલાને જવા દેવા ચોખ્ખી ના પાડી. પતનના ખબર મને તેમની મારફતે પડ્યા હતા.

રસ્તામાં મેં મારો ધર્મ જાણી લીધો, અથવા જાણી લીધો એમ માન્યું એમ કહીએ. મને લાગ્યું કે પોતાની રક્ષા નીચે રહેલાના પતનને સારુ વાલી કે શિક્ષક થોડેઘણે અંશે

પણ જવાબદાર છે. આ બનાવમાં મારી જવાબદારી મને સ્પષ્ટ જણાઈ. મારી પત્નીએ મને ચેતવણી આપી જ હતી. પણ હું સ્વભાવે વિશ્વાસુ હોવાથી મેં તેની ચેતવણીને નહોતી ગણકારી. વળી મને ભાસ્યું કે, જો હું આ પતનને સારુ પ્રાયશ્ચિત્ત કરીશ તો જ આ પતિત થયેલાં મારું દુઃખ સમજી શકશે, ને તેથી તેમને પોતાને દોષનું ભાન થશે ને કંઈક માપ આવશે. તેથી મેં સાત દિવસના ઉપવાસ અને સાડાચાર માસ એકટાણું કરવાનું વ્રત લીધું. મિ. કેલનબેકે મને વારવા પ્રયત્ન કર્યો. એ નિષ્ફળ ગયો. છેવટે પ્રાયશ્ચિત્તની યોગ્યતા તેમણે સ્વીકારી, ને તેમણે પણ મારી સાથે જ તે વ્રત રાખવાનો આગ્રહ કર્યો. તેમના નિર્મળ પ્રેમને હું રોકી ન શક્યો. આ નિશ્ચય કર્યો કે તુરત હું હળવો થયો, શાંત થયો, દોષિત ઉપરનો ક્રોધ ઊતર્યો, ને તેમની ઉપર દયા જ રહી.

આમ ટ્રેનમાં જ હળવું મન કરી હું ફિનિક્સ પહોંચ્યો. તપાસ કરી વધારે જાણવાનું હતું તે જાણી લીધું. જોકે મારા ઉપવાસથી સહુને કષ્ટ તો થયું, પણ તેથી વાતાવરણ શુદ્ધ થયું. પાપ કરવાની ભયંકરતા સહુને જણાઈ, અને વિદ્યાર્થીઓ તેમ જ વિદ્યાર્થિનીઓ અને મારી વચ્ચેનો સંબંધ વધારે મજબૂત અને સરળ થયો.

આ બનાવમાંથી જ થોડા સમય પછી મારે ચૌદ ઉપવાસ કરવાનો પ્રસંગ આવેલો. તેનું પરિણામ ધાર્યા કરતાં પણ વધારે સારું આવ્યું એવી મારી માન્યતા છે.

આ બનાવ ઉપરથી મારો એવું સિદ્ધ કરવાનો આશય નથી કે શિષ્યોના પ્રત્યેક દોષને સારુ હમેશાં શિક્ષકોએ ઉપવાસાદિ કરવાં જ જોઈએ. પણ હું માનું છું કે કેટલાક સંજોગોમાં આવા પ્રાયશ્ચિત્તરૂપ ઉપવાસને અવશ્ય સ્થાન છે. પણ તેને સારુ વિવેક અને અધિકાર જોઈએ. જ્યાં શિક્ષક-શિષ્ય વચ્ચે શુદ્ધ પ્રેમબંધન નથી, જ્યાં શિક્ષકને પોતાને

શિષ્યના દોષનો ખરો આઘાત નથી, જ્યાં શિષ્યને શિક્ષક પ્રત્યે આદર નથી, ત્યાં ઉપવાસ નિરર્થક છે અને કદાચ હાનિકર પણ થાય. પણ આવાં ઉપવાસ એકટાણાને વિષે ભલે શંકા હોય, પરંતુ શિક્ષક શિષ્યના દોષોને સારુ થોડેઘણે અંશે જવાબદાર છે એ વિષે મને લેશ પણ શંકા નથી.

સાત ઉપવાસ અને એકટાણાં અમને કોઈને વસમાં ન લાગ્યાં. તે દરમ્યાન મારું કંઈ પણ કામ બંધ કે મંદ નહોતું થયું. આ કાળે હું કેવળ ફળાહારી જ હતો. ચૌદ ઉપવાસનો છેલ્લો ભાગ મને સારી પેઠે વસમો લાગ્યો હતો. તે વેળા રામનામનો ચમત્કાર હું પૂરો સમજ્યો નહોતો. એટલે દુઃખ સહન કરવાની શક્તિ ઓછી હતી. ઉપવાસ દરમ્યાન ગમે તેવે પ્રયત્ને પણ પાણી ખૂબ પીવું જોઈએ એ બાહ્ય કળાની મને માહિતી નહોતી, તેથી પણ આ ઉપવાસ ભારે પડ્યા. વળી પહેલા ઉપવાસ સુખશાંતિથી ગયા હતા તેથી ચૌદ ઉપવાસ વખતે બેદરકાર રહ્યો હતો. પહેલા ઉપવાસ વખતે હમેશાં ક્યુનીનાં કટિસ્નાન કરતો. ચૌદ ઉપવાસમાં બે કે ત્રણ દિવસ પછી તે બંધ કર્યાં. પાણીનો સ્વાદ જ નહોતો ગમતો ને તે લેતાં મોળ આવતી હતી તેથી પાણી ઘણું જ થોડું પીતો. આથી ગળું સુકાયું, ક્ષીણ થયું, ને છેવટના દિવસોમાં કેવળ ધીમે સાદે જ બોલી શકતો. આમ છતાં લખાવવાનું આવશ્યક કામ છેલ્લા દિવસ સુધી કરી શક્યો હતો, ને રામાયણ ઇત્યાદિ છેવટ લગી સાંભળતો. કંઈ પ્રશ્નો વિષે અભિપ્રાયો આપવાનું આવશ્યક કાર્ય પણ કરી શકતો હતો.

# ૩૭

# ગોખલેને મળવા

દક્ષિણ આફ્રિકાનાં ઘણાં સ્મરણો હવે મૂકવાં પડે છે. સન ૧૯૧૪માં જ્યારે સત્યાગ્રહની લડતનો અંત આવ્યો ત્યારે ગોખલેની ઇચ્છાથી મારે ઇંગ્લંડ થઈને દેશ જવાનું હતું. તેથી જુલાઈ માસમાં કસ્તુરબાઈ, કેલનબેક અને હું એમ ત્રણ જણ વિલાયત જવા ઊપડ્યાં. સત્યાગ્રહની લડાઈ દરમ્યાન મેં ત્રીજા વર્ગની મુસાફરી શરૂ કરી હતી, તેથી દરિયારસ્તે પણ ત્રીજા વર્ગની ટિકિટ કપાવી. પણ આ ત્રીજા વર્ગમાં ને આપણા ત્રીજા વર્ગમાં ઘણો તફાવત છે. આપણામાં સુવાબેસવાની જગ્યા પણ માંડ મળે છે. સ્વચ્છતા તો હોય જ શાની? જ્યારે પેલામાં જગ્યા યોગ્ય પ્રમાણમાં હતી. ને સ્વચ્છતા સારી જળવાતી હતી. કંપનીએ અમારે સારુ વધારે સગવડ પણ કરી આપી હતી. કોઈ અમને પજવે નહિ તેટલા સારુ એક જાજરૂને ખાસ તાળું કરાવી તેની ચાવી અમને સોંપવામાં આવી હતી, ને અમે ત્રણે ફળાહારી હોઈ અમને સૂકાં લીલાં ફળ પણ પૂરાં પાડવાની આજ્ઞા સ્ટીમરના ખજાનચીને આપવામાં આવી હતી. સામાન્ય રીતે ત્રીજા વર્ગના ઉતારુને ફળો ઓછાં જ મળે છે, સૂકો મેવો મુદ્દલ નહિ. આ સગવડોને લીધે અમે બહુ શાંતિથી દરિયાના અઢાર દહાડા કાપ્યા.

આ મુસાફરીનાં કેટલાંક સ્મરણો બહુ જાણવા જેવાં છે. મિ. કેલનબેકને દૂરબીનોનો સારો શોખ હતો. એકબે કીમતી દૂરબીનો તેમણે રાખ્યાં હતાં. આ વિષે અમારી

વચ્ચે રોજ સંવાદો થાય. અમારા આદર્શને, અમે જે સાદાઈને પહોંચવા ઇચ્છતા હતા તેને આ અનુકૂળ નથી એમ હું સમજાવવા પ્રયત્ન કરતો. એક દહાડો અમારી વચ્ચે આની તીખી તકરાર થઈ. અમે બન્ને અમારી કેબિનની બારી પાસે ઊભા હતા.

મેં કહ્યું, 'આ તકરાર આપણી વચ્ચે થાય તેના કરતાં આ દૂરબીનને દરિયામાં જ ફેંકી દઈએ ને તેની વાત જ ન કરીએ તો કેવું સારું!'

મિ. કેલનબેકે તુરત જવાબ આપ્યો, 'જરૂર એ ભમરાળી ચીજ ફેંકી દો.'

મેં કહ્યું, 'હું ફેંકું છું.'

તેમણે એટલી જ ત્વરાથી જવાબ દીધો, 'હું સાચેસાચ કહું છું જરૂર ફેંકી દો.'

મેં દૂરબીન ફેંકી દીધું. એ સાતેક પાઉંડની કિંમતનું હતું, પણ તેની કિંમત તેના દામમાં હતી તેના કરતાં મિ. કેલનબેકના તેની ઉપરના મોહમાં હતી. છતાં મિ. કેલનબેકે તેને વિષે કદી દુઃખ નથી માન્યું. તેમની ને મારી વચ્ચે આવા અનુભવો ઘણા થતા, તેમાંથી મેં આ એક વાનગીરૂપે આપેલ છે.

અમારી વચ્ચેના સંબંધમાંથી અમને રોજ નવું શીખવાનું મળતું, કેમકે બન્ને સત્યને અનુસરીને જ ચાલવાનો પ્રયત્ન કરતા હતા. સત્યને અનુસરતાં ક્રોધ, સ્વાર્થ, દ્વેષ ઇત્યાદિ સહેજે શમતાં હતાં; ન શમે તો સત્ય મળતું નહોતું. રાગદ્વેષાદિથી ભરપૂર માનવી સરળ ભલે હોઈ શકે, વાચાનું સત્ય ભલે પાળે, પણ તેને શુદ્ધ સત્ય ન જ મળે. શુદ્ધ સત્યની શોધ કરવી એટલે રાગદ્વેષાદિ દ્વંદ્વથી સર્વથા મુક્તિ મેળવવી.

અમે મુસાફરી શરૂ કરી ત્યારે મને ઉપવાસ પૂરા કર્યાને બહુ સમય નહોતો થયો. મને પૂરી શક્તિ નહોતી આવી ગઈ. આગબોટમાં હું રોજ ડેક ઉપર ચાલવાની કસરત કરી ઠીક ખાવાનો ને ખાધેલું પચાવવાનો પ્રયત્ન કરતો. પણ તેમ તેમ મને પગના પિંડમાં વધારે દુખાવો થવા લાગ્યો. વિલાયત પહોંચ્યા પછી મારો દુખાવો ઓછો ન થયો પણ વધ્યો. વિલાયતમાં દાક્તર જીવરાજ મહેતાની ઓળખ થઈ હતી. તેમને ઉપવાસનો અને દુખાવાનો ઇતિહાસ આપતાં તેમણે કહ્યું, 'જો તમે થોડા દહાડા તદ્દન આરામ નહિ લો તો પગ સદાયના બોટા થઈ જવાનો ભય છે.' આ વખતે જ મને ખબર પડી કે લાંબા ઉપવાસ કરનારે ગયેલી તાકાત ઝટ મેળવવાનો કે બહુ ખાવાનો લોભ ન જ રાખવો ઘટે. ઉપવાસ કરવા કરતાં તે ઉતારવામાં વધારે સાવધાન રહેવું પડે છે, ને કદાચ તેમાં વધારે સંયમ પણ હોય.

મદીરામાં અમને, મહાયુદ્ધ ફાટી નીકળવાને ઘડીઓ જાય છે, એવા સમાચાર મળ્યા. ઇંગ્લંડની ખાડીમાં પહોંચતાં લડાઈ ફાટી નીકળવાના સમાચાર મળ્યા, ને અમને રોકવામાં આવ્યા. ઠેકાણે ઠેકાણે પાણીમાં ગુપ્ત ખાણો કરવામાં આવી હતી. તેમાંથી અમને લઈને સાઉધેમ્પટન પહોંચાડતાં એક કે બે દિવસની ઢીલ થઈ. લડાઈ ચોથી ઓગસ્ટે જાહેર થઈ. અમે છઠ્ઠીએ વિલાયત પહોંચ્યાં.

## ૩૮

# લડાઈમાં ભાગ

વિલાયત પહોંચ્યા તો ખબર પડ્યા કે ગોખલે તો પારીસમાં રહી ગયા છે, પારીસની સાથેના આવજાનો સંબંધ બંધ થઈ ગયો છે, ને તે ક્યારે આવશે એ ન કહી શકાય. ગોખલે તબિયતને અંગે ફ્રાન્સ ગયા હતા ત્યાં લડાઈને લીધે સપડાઈ ગયા. તેમને મળ્યા વિના દેશ જવું નહોતું. તે ક્યારે આવી શકશે એ કોઈ કહી શકે તેમ નહોતું.

દરમ્યાન શું કરવું? લડાઈને વિષે મારો ધર્મ શો હતો? મારા જેલી સાથી અને સત્યાગ્રહી સોરાબજી અડાજાણિયા વિલાયતમાં જ બારિસ્ટરીનો અભ્યાસ કરતા હતા. સારામાં સારા સત્યાગ્રહી તરીકે સોરાબજીને ઇંગ્લંડમાં બારિસ્ટરીની તાલીમ લેવાને સારુ ને પછી દક્ષિણ આફ્રિકામાં આવી મારી જગ્યા લેવાના હેતુથી મોકલવામાં આવ્યા હતા. તેમનું ખર્ચ દાક્તર પ્રાણજીવનદાસ મહેતા આપતા હતા. તેમની સાથે ને તેમની મારફતે દાક્તર જીવરાજ મહેતા ઇત્યાદિ જેઓ વિલાયતમાં અભ્યાસ કરતા હતા તેમની સાથે મસલત કરી. વિલાયતમાં રહેનાર હિંદીઓની એક સભા બોલાવી ને તેમની પાસે મારા વિચારો મેં મૂક્યા. મને લાગ્યું કે વિલાયતમાં વસતા હિંદીઓએ લડાઈમાં પોતાનો ફાળો ભરવો જોઈએ. અંગ્રેજ વિદ્યાર્થીઓએ લડાઈમાં સેવા કરવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો હતો. હિંદીઓ તેથી ઓછું ન કરી શકે. આ દલીલોની સામે આ સભામાં પુષ્કળ દલીલો થઈ. આપણી અને અંગ્રેજોની સ્થિતિ વચ્ચે હાથીઘોડાનો તફાવત છે. એક ગુલામ અને બીજા સરદાર. એવી સ્થિતિમાં ગુલામ સરદારની ભીડમાં સ્વેચ્છાએ સરદારને કેમ મદદ કરી શકે? ગુલામીમાંથી

છૂટા થવા ઇચ્છનાર ગુલામનો ધર્મ સરદારની ભીડનો ઉપયોગ છૂટા થવા સારુ કરવો એ નથી? આ દલીલ તે વેળા મને કેમ ગળે ઊતરે? જોકે હું એની સ્થિતિનો ભેદ સમજી શક્યો હતો, પણ મને આપણી સ્થિતિ છેક ગુલામીની નહોતી લાગતી. મને તો એમ લાગતું હતું કે, અંગ્રેજી પદ્ધતિમાં દોષ હતો તેના કરતાં કેટલાક અંગ્રેજી અમલદારોમાં દોષ વધારે હતો. તે દોષ આપણે પ્રેમથી દૂર કરી શકીએ. જો અંગ્રેજોની મારફતે અને તેમની મદદથી આપણે આપણી સ્થિતિ સુધારવા ઇચ્છતા હતા, તો આપણે તેમની ભીડને વખતે તેમને મદદ કરીને સ્થિતિ સુધારવી જોઈએ. રાજ્યપદ્ધતિ દોષમય હોવા છતાં મને જેમ તે આજે અસહ્ય લાગે છે તેમ તે વેળા અસહ્ય નહોતી લાગતી. પણ જેમ પદ્ધતિ ઉપરથી મારો વિશ્વાસ આજે ઊઠી ગયો છે ને તેથી હું આજે અંગ્રેજી રાજ્યને મદદ ન કરું, તેમ જેમનો વિશ્વાસ પદ્ધતિ ઉપરથી જ નહિ પણ અંગ્રેજી અમલદારો ઉપરથી પણ ઊઠી ચૂક્યો હતો તે કેમ મદદ કરવા તૈયાર થાય?

તેમણે આ સમયે પ્રજાની માગણી મજબૂત રીતે જાહેર કરવાની ને તેમાં સુધારો કરાવી લેવાનો આગ્રહ કરવાની તક જોઈ. મેં આ અંગ્રેજની આપત્તિને આપણી માગણી કરવાનો વખત ન માની લડાઈ દરમ્યાન હક્કો માગવાનું મુલતવી રાખવાના સંયમમાં સભ્યતા ને દીર્ઘદૃષ્ટિ જોયાં. તેથી મારી સલાહ ઉપર હું મક્કમ રહ્યો ને જેમને ભરતીમાં નામ લખાવવાં હોય તે લખાવે એમ સૂચવ્યું. નામો સારી સંખ્યામાં લખાયાં. તેમાં લગભગ બધા પ્રાન્તના ને બધા ધર્મના માણસોનાં નામ હતાં.

લૉર્ડ ક્રૂ ઉપર આ વિષે કાગળ લખ્યો અને હિંદી માગણીનો સ્વીકાર થવા સારુ જખમી સિપાહીઓની સેવા કરવાની તાલીમ લેવાની આવશ્યકતા જણાય તો તાલીમ

લેવાની ઇચ્છા ને તૈયારી જાહેર કર્યાં. કંઇક મસલતો પછી લોર્ડ ક્રૂએ હિંદી માગણીનો સ્વીકાર કર્યો ને અણીને ટાંકણે સામ્રાજ્યને મદદ દેવાની તૈયારીને સારુ આભાર માન્યો.

નામ આપનારાઓએ પ્રસિદ્ધ દાક્તર કેંટલીના હાથ નીચે જખમીઓની સારવાર કરવાની પ્રાથમિક તાલીમનો આરંભ કર્યો. છ અઠવાડિયાંનો નાનકડો ક્રમ હતો, પણ તેમાં જખમીઓને પ્રાથમિક મદદ દેવાની બધી ક્રિયા શીખવવામાં આવતી હતી. અમે લગભગ ૮૦ જણ આ ખાસ વર્ગમાં જોડાયા. છ અઠવાડિયાં પછી પરીક્ષા લેવાઇ તેમાં એક જ જણ નાપાસ થયો. જેઓ પાસ થયા તેમને સારુ હવે સરકાર તરફથી કવાયત વગેરે દેવાનો પ્રબંધ થયો. કર્નલ બેકરના હાથમાં આ કવાયત દેવાનું મૂકવામાં આવ્યું ને તેમને આ ટુકડીના સરદાર નીમવામાં આવ્યા.

આ વખતનો વિલાયતનો દેખાવ જોવા લાયક હતો. લોકો ગભરાતા નહોતા પણ બધા લડાઇમાં યથાશક્તિ મદદ કરવામાં રોકાઇ ગયા. શક્તિવાળા જુવાનિયા તો લડાઇની તાલીમ લેવા મંડી ગયા. પણ અશક્ત, બુઢ્ઢા, સ્ત્રીઓ વગેરે શું કરે? તેમને સારુ પણ ઇચ્છે તો કામ તો હોય જ. તેઓ લડાઇમાં ઘવાયેલાને સારુ કપડાં વગેરે સીવવાવેતરવામાં રોકાયાં. ત્યાં સ્ત્રીઓનું લાઇસિયમ નામે કલબ છે તેનાં સભ્યોએ લડાઇખાતાને જોઇતાં કપડાંમાંથી જેટલાં બનાવી શકાય તેટલાં બનાવવાનો બોજો ઉપાડ્યો. સરોજિની દેવી તેનાં સભ્ય હતાં. તેમણે આમાં પૂરો ભાગ લીધો. મારી તેમની સાથેની ઓળખાણ તો આ પહેલી જ હતી. તેમણે વેતરેલાં કપડાંનો મારી પાસે ઢગલો કર્યો, ને જેટલાં સીવીસિવડાવી શકાય તેટલાં સીવી-સિવડાવી તેમને હવાલે કરવાનું કહ્યું. મેં તેમની ઇચ્છાને વધાવી લીધી ને જખમીઓની સેવાની તાલીમ દરમ્યાન જેટલાં કપડાંને પહોંચી શકાય તેટલાં તૈયાર કરી કરાવી આપ્યાં.

## ૩૯

# ધર્મનો કોયડો

યુદ્ધમાં કામ કરવાને સારુ અમે કેટલાક એકઠા થઈને સરકારને અમારાં નામો મોકલ્યાં, એ ખબર દક્ષિણ આફ્રિકા પહોંચી કે તુરત મારી ઉપર ત્યાંથી બે તારો આવ્યા. તેમાં એક પોલાકનો હતો. તેમાં પૂછ્યું હતું: 'આ તમારું કાર્ય તમારા અહિંસાના સિદ્ધાંતથી વિરુદ્ધ નથી?'

આવા તારની મને કંઈક આશા હતી જ. કેમકે આ વિષય મેં 'હિંદ સ્વરાજ'માં ચર્ચ્યો હતો, અને દક્ષિણ આફ્રિકામાં મિત્રોની સાથે તો એની ચર્ચા નિરંતર થયાં જ કરતી. યુદ્ધની અનીતિ અમે સહુ સ્વીકારતા. મારી ઉપર હુમલો કરનારની ઉપર કામ ચલાવવા હું તૈયાર નહોતો, તો બે રાજ્યો વચ્ચે લડાઈ ચાલતી હોય, તેમાં ગુણદોષની મને ખબર ન હોય, તેમાં મારાથી કેમ ભાગ લઈ શકાય? જોકે બોઅર યુદ્ધમાં મેં ભાગ લીધાનું મિત્રો જાણતા હતા, તોપણ તેમણે માની લીધેલું કે ત્યારબાદ મારા વિચારોમાં ફેરફાર થયો હશે.

હકીકતમાં જે વિચારશ્રેણીને વશ થઈ હું બોઅર યુદ્ધમાં પડ્યો હતો તેનો જ ઉપયોગ આ વેળા પણ કર્યો હતો. યુદ્ધમાં ભાગ લેવો એ અહિંસાની સાથે ધડ બેસે તેવું નથી એ હું બરોબર જોતો હતો. પણ કર્તવ્યનું ભાન થવું એ હમેશાં દીવા જેવું સ્પષ્ટ નથી હોતું. સત્યના પૂજારીને ઘણી વેળા ગોથાં ખાવાં પડે છે.

અહિંસા વ્યાપક વસ્તુ છે. હિંસાની હોળીની વચ્ચે સપડાયેલા આપણે પામર પ્રાણી છીએ. 'જીવ જીવની ઉપર જીવે છે,' એ ખોટું વાક્ય નથી. મનુષ્ય એક ક્ષણ પણ બાહ્ય હિંસા વિના નથી જીવી શકતો. ખાતાંપીતાં, બેસતાં-

ઊડતાં, બધી ક્રિયાઓમાં, ઇચ્છાઅનિચ્છાએ કંઇક હિંસા તે કર્યાં જ કરે છે. તે હિંસામાંથી નીકળવાનો તેનો મહાપ્રયાસ હોય, તેની ભાવનામાં કેવળ અનુકંપા હોય, તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુનો પણ નાશ ન ઇચ્છે અને યથાશક્તિ તેને બચાવવાનો પ્રયાસ કરે, તો તે અહિંસાનો પૂજારી છે. તેની પ્રવૃત્તિમાં નિરંતર સંયમની વૃદ્ધિ હશે, તેનામાં નિરંતર કરુણા વધતી હશે. પણ કોઈ દેહધારી બાહ્ય હિંસાથી સર્વથા મુક્ત નહિ થઈ શકે.

વળી અહિંસાના પડમાં જ અદ્વૈતભાવના રહેલી છે. અને જો પ્રાણીમાત્રનો અભેદ હોય તો એકના પાપની અસર બીજાની ઉપર થાય છે, તેથી પણ મનુષ્ય હિંસાથી કેવળ અસ્પૃષ્ટ નથી રહી શકતો. સમાજમાં રહેલો મનુષ્ય સમાજની હિંસામાં અનિચ્છાએ પણ ભાગીદાર બને છે. જ્યારે બે પ્રજાઓ વચ્ચે યુદ્ધ થાય ત્યારે અહિંસાને માનનાર વ્યક્તિનો ધર્મ તે યુદ્ધને અટકાવવાનો છે. તે ધર્મનું જે પાલન ન કરી શકે, જેનામાં વિરોધ કરવાની શક્તિ ન હોય, જેને વિરોધ કરવાનો અધિકાર પ્રાપ્ત ન થયો હોય, તે યુદ્ધકાર્યમાં ભળે; અને ભળતો છતો તેમાંથી પોતાને અને પોતાના દેશને તેમ જ જગતને ઉગારવાની હાર્દિક કોશિશ કરે.

મારે અંગ્રેજી રાજ્ય મારફતે મારી એટલે મારી પ્રજાની સ્થિતિ સુધારવી હતી. હું ઇંગ્લંડમાં બેઠો ઇંગ્લંડના કાફલાથી સુરક્ષિત હતો. તે બળનો હું આમ ઉપયોગ કરી તેનામાં રહેલી હિંસકતામાં સીધી રીતે ભાગીદાર થતો હતો. તેથી જો મારે તે રાજ્યની સાથે છેવટે વહેવાર રાખવો હોય, તે રાજ્યના વાવટા નીચે રહેવું હોય, તો કાં તો મારે યુદ્ધનો ઉઘાડી રીતે વિરોધ કરી જ્યાં લગી તે રાજ્યની યુદ્ધનીતિ બદલાય નહિ ત્યાં લગી તેનો સત્યાગ્રહના શાસ્ત્ર પ્રમાણે બહિષ્કાર કરવો જોઈએ, અથવા તેના ભંગ કરવા યોગ્ય હોય તેવા કાનૂનોનો સવિનય ભંગ કરી જેલનો રસ્તો શોધવો જોઈએ, અથવા

મારે તેની યુદ્ધપ્રવૃત્તિમાં ભાગ લઈ તેની સામે થવાનાં શક્તિ અને અધિકાર મેળવવાં જોઈએ. આવી શક્તિ મારામાં નહોતી. એટલે મારી પાસે યુદ્ધમાં ભાગ લેવાનો જ રસ્તો રહ્યો હતો એમ મેં માન્યું.

બંદૂકવાન અને તેને મદદ કરનાર વચ્ચે અહિંસાની દૃષ્ટિએ કંઈ ભેદ નથી જાણ્યો. જે માણસ લૂંટારાની ટોળીમાં તેની આવશ્યક ચાકરી કરવા, તેનો ભાર ઊંચકવા, તે લૂંટ કરતો હોય ત્યારે તેની ચોકી કરવા, તે ઘાયલ થાય તો તેની સેવા કરવા રોકાય છે, તે લૂંટને વિષે લૂંટારાના જેટલો જ જવાબદાર છે. એ પ્રમાણે વિચારતાં લશ્કરમાં ઘાયલની સારવાર કરવાના જ કામમાં રોકાઈ જનાર યુદ્ધના દોષોમાંથી મુક્ત નથી રહી શકતો.

આ વિચારો મેં પોલાકનો તાર આવતા પહેલાં જ કરી મૂકેલા હતા. તેમનો તાર આવતાં મેં તેની ચર્ચા કેટલાક મિત્રોમાં કરી. યુદ્ધમાં ભાગ લેવામાં મેં ધર્મ માન્યો; ને આજે પણ તેનો વિચાર કરું છું તો મને ઉપરની વિચારશ્રેણીમાં દોષ નથી લાગતો. બ્રિટિશ સામ્રાજ્ય વિષે હું ત્યારે જે વિચારો ધરાવતો હતો તેને અનુસરીને મેં ભાગ લીધો, તેથી તેનો મને પશ્ચાત્તાપ પણ નથી.

હું જાણું છું કે મારા ઉપલા વિચારોની યોગ્યતા હું ત્યારે પણ બધા મિત્રોની પાસે સિદ્ધ નહોતો કરી શક્યો. પ્રશ્ન ઝીણો છે. તેમાં મતભેદને અવકાશ છે. તેથી જ અહિંસાધર્મને માનનારા ને સૂક્ષ્મ રીતે તેનું પાલન કરનારાઓ સમક્ષ બની શકે તેટલી સ્પષ્ટતાથી મેં મારો અભિપ્રાય રજૂ કર્યો છે. સત્યનો આગ્રહી રૂઢિને વળગીને જ કંઈ કાર્ય ન કરે, તે પોતાના વિચારને હઠપૂર્વક ન વળગે, તેમાં દોષ હોવાનો સંભવ હમેશાં માને, અને તે દોષનું જ્ઞાન થાય ત્યારે ગમે તેટલાં જોખમો હોય તે ખેડીને પણ તેનો સ્વીકાર કરે ને પ્રાયશ્ચિત્ત પણ કરે.

## ૪૦

# સત્યાગ્રહનું છમકલું

આમ ધર્મ સમજીને હું યુદ્ધમાં પડ્યો તો ખરો, પણ મારે નસીબે તેમાં સીધો ભાગ લેવાનું ન આવ્યું એટલું જ નહિ, પણ આવે નાજુક વખતે સત્યાગ્રહ કરવાનુંયે આવી પડ્યું.

જ્યારે અમારાં નામો મંજૂર થયાં ને નોંધાયાં ત્યારે અમને પૂરી કવાયત આપવાને સારુ એક અમલદારને નીમવામાં આવ્યાનું હું લખી ચૂક્યો છું. અમારી બધાની સમજ એવી હતી કે, આ અમલદાર યુદ્ધની તાલીમ આપવા પૂરતા અમારા મુખી હતા, બીજી બધી બાબતોમાં ટુકડીનો મુખી હું હતો. મારા સાથીઓ પ્રત્યે જવાબદારી મારી હતી, ને તેમની મારા પ્રત્યે; એટલે કે મારી મારફતે અમલદારે બધું કામ લેવું જોઈએ એવી અમારી સમજ હતી. પણ પુત્રના પગ પારણેથી વરતાય તેમ અમલદારની આંખ અમે પહેલે જ દહાડેથી જુદી રીતે ઓળખવા લાગ્યા. સોરાબજી બહુ શાણા હતા. તેમણે મને ચેતવ્યો : 'ભાઈ, જોજો. આ માણસ એમની જહાંગીરી ચલાવવા માગતા જણાય છે. અમારે તેમના હુકમ ન જોઈએ. અમે એમને શિક્ષક માનીએ છીએ. પણ પેલા જુવાનિયા આવ્યા છે તે પણ અમારી ઉપર હુકમ કરવા આવ્યા હોય એમ જોઉં છું.' આ જુવાનો ઑક્સફર્ડના વિદ્યાર્થીઓ હતા ને શીખવવાને સારુ આવ્યા હતા. અને તેમને વડા અમલદારે અમારા પેટાઉપરીઓ તરીકે નીમ્યા હતા. હું પણ સોરાબજીએ કહેલું જોઈ ગયો હતો. મેં સોરાબજીને સાંત્વન આપ્યું ને ફિકર ન કરવા કહ્યું. પણ સોરાબજી ઝટ માને તેવા નહોતા.

'તમે ભોળા છો. આ લોકો મીઠું મીઠું બોલીને તમને છેતરશે ને પછી જ્યારે તમારી આંખ ઊઘડશે ત્યારે તમે કહેશો: ચાલો સત્યાગ્રહ કરીએ ને પછી તમે અમને ખુવાર કરશો,' સોરાબજી હસતાં હસતાં બોલ્યા.

મેં જવાબ વાળ્યો: 'મારો સાથ કરવામાં ખુવારી સિવાય તમે બીજું કોઈ દહાડો ક્યાં અનુભવ્યું છે? અને સત્યાગ્રહી તો છેતરાવાને જ જન્મે છે ના? એટલે ભલે આ સાહેબ મને છેતરે. તમને મેં હજારો વાર નથી કહ્યું કે છેવટ તો છેતરનાર જ છેતરાય છે?'

સોરાબજી ખડખડાટ હસી પડ્યા: 'સારું, ત્યારે છેતરાયા કરો. કોક દહાડો સત્યાગ્રહમાં મરશો ને તમારી પાછળ અમારા જેવાને લઈ જશો.'

આ શબ્દોનું સ્મરણ કરતાં મરહૂમ મિસ હોબહાઉસે અસહકારના પ્રસંગે મને લખેલા બોલ યાદ આવે છે: 'તમારે સત્યને ખાતર કોક દહાડો ફાંસીએ ચડવું પડે તો મને આશ્ચર્ય નહિ થાય. ઈશ્વર તમને સીધે જ રસ્તે દોરો ને તમારી રક્ષા કરો.'

સોરાબજી સાથેની ઉપલી વાત તો અમલદાર ગાદીનશીન થયા પછીના આરંભકાળમાં થયેલી; આરંભ ને અંત વચ્ચેનું અંતર થોડા જ દિવસોનું હતું. પણ તે દરમ્યાન મને પસલીઓનો સખત વરમ ઊપડી આવ્યો. ચૌદ દિવસના ઉપવાસ પછી મારું શરીર બરોબર બંધાયું તો નહોતું જ, પણ કવાયતમાં મેં પૂરો ભાગ લેવા માંડ્યો હતો, અને ઘણી વેળા ઘેરથી કવાયતની જગ્યાએ ચાલીને જતો. તે અંતર બે માઈલનું તો ખરું જ. આને અંગે છેવટે મારે ખાટલાનું સેવન કરવું પડ્યું.

મારી આ સ્થિતિમાં અમારે કૅમ્પમાં જવાનું હતું. બીજાઓ ત્યાં રહેતા ને હું સાંજે પાછો ઘેર આવતો. અહીં સત્યાગ્રહનો પ્રસંગ ઊભો થયો.

અમલદારે પોતાનો અમલ ભજવ્યો. તેમણે સ્પષ્ટ સંભળાવ્યું કે બધી બાબતોમાં તે અમારા મુખી છે. પોતાની મુખત્યારીના બેચાર પદાર્થપાઠો પણ અમને ભણાવ્યા. સોરાબજી મારી પાસે પહોંચ્યા. તે આ જહાંગીરી સાંખવા તૈયાર નહોતા. તેમણે કહ્યું: 'બધા હુકમો તમારી મારફતે જ મળવા જોઈએ. અત્યારે તો આપણે તાલીમી છાવણીમાં છીએ, અને દરેક બાબતમાં બેહૂદા હુકમો નીકળે છે. પેલા જુવાનો અને અમારી વચ્ચે ઘણી બાબતોમાં ભેદ રાખવામાં આવે છે. આ સહ્યું જાય તેમ નથી. આની ચોખવટ તુરત થવી જ જોઈએ, નહિ તો આપણું કામ ભાંગી પડવાનું છે. આ બધા વિદ્યાર્થીઓ અને બીજા જે આ કામમાં જોડાયા છે તે એક પણ બેહૂદો હુકમ સાંખવાના નથી. સ્વમાન સંગ્રહ કરવા ઉપાડેલા કામમાં અપમાન જ સહન કરવાં એ નહિ બને.'

હું અમલદારની પાસે ગયો, મારી પાસે આવેલી બધી ફરિયાદો તેમને સંભળાવી. તેમણે એક કાગળ લખી મને બધી ફરિયાદો લેખી રીતે જણાવવા કહ્યું, અને સાથે પોતાના અધિકારની વાત કરી. તેમણે જણાવ્યું: 'ફરિયાદ તમારી મારફતે ન થાય, ફરિયાદ તો પેટાઉપરીઓ મારફતે મને સીધી જ કરવી જોઈએ.'

મેં જવાબમાં જણાવ્યું: 'મારે અધિકાર નથી ભોગવવો. લશ્કરી રીતે હું તો સામાન્ય સિપાહી જ કહેવાઉં; પણ અમારી ટુકડીના મુખી તરીકે તમારે મને તેમના પ્રતિનિધિ તરીકે સ્વીકારવો જોઈએ.' મેં મારી પાસે આવેલી ફરિયાદો પણ જણાવી: 'પેટાઉપરીઓ અમારી ટુકડીને પૂછ્યા વિના નીમવામાં આવ્યા છે, અને તેમને વિષે ઘણો અસંતોષ ફેલાયો છે; એટલે તેમને ખસેડવામાં આવે, અને ટુકડીને પોતાના ઉપરીઓ ચૂંટવાનો અધિકાર આપવામાં આવે.'

આ વાત એમને ગળે ન ઊતરી. એમણે મને સંભળાવ્યું કે આ ઉપરીઓને ટુકડી ચૂંટે એ વાત જ લશ્કરી નિયમની વિરુદ્ધ છે, અને એ ઉપરીઓને ખસેડવામાં આવે તો આજ્ઞાપાલનનું નામનિશાન ન રહે.

અમે સભા ભરી. સત્યાગ્રહનાં ગંભીર પરિણામો સંભળાવ્યાં. લગભગ બધાએ સત્યાગ્રહના શપથ લીધા. અમારી સભાએ એવો ઠરાવ કર્યો કે, હાલના ઉપરીઓ ન ખસેડવામાં આવે અને ટુકડીને નવા ઉપરીઓ ન પસંદ કરવા દેવામાં આવે, તો અમારી ટુકડી કવાયતમાં જવાનું અને કૅમ્પમાં જવાનું બંધ કરશે.

મેં અમલદારને એક કાગળ લખી મારો સખત અસંતોષ જાહેર કર્યો, અને જણાવ્યું કે મારે અધિકાર નથી ભોગવવો, મારે તો સેવા કરવી છે, અને આ કામ સાંગોપાંગ ઉતારવું છે. મેં તેમને એ પણ જણાવ્યું કે, બોઅરયુદ્ધમાં મેં અધિકાર કશો ભોગવ્યો નહોતો, છતાં કર્નલ ગેલવે અને અમારી ટુકડી વચ્ચે કદી કાંઈ તકરારનો પ્રસંગ આવ્યો નહોતો, અને તે અમલદાર મારી ટુકડીની ઇચ્છા મારી મારફતે જાણીને જ બધી વસ્તુ કરતા. મારા કાગળ સાથે અમારી ટુકડીએ કરેલા એક ઠરાવની નકલ મોકલી.

અમલદારની ઉપર આની કશી અસર ન થઈ. તેમને તો લાગ્યું કે અમારી ટુકડીએ સભા ભરીને ઠરાવ કર્યો એ જ લશ્કરી નિયમનો ગંભીર ભંગ હતો.

આ પછી મેં હિંદી વજીરને એક કાગળ લખીને બધી હકીકત જણાવી અમારી સભાનો ઠરાવ મોકલ્યો.

હિંદી વજીરે મને જવાબમાં જણાવ્યું કે દક્ષિણ આફ્રિકાની સ્થિતિ જુદી હતી; અહીં તો ટુકડીના વડા અમલદારને પેટાઉપરીઓ નીમવાનો હક છે, છતાં ભવિષ્યમાં તે અમલદાર તમારી ભલામણ ધ્યાનમાં લેશે.

આ પછી તો અમારે ઘણો પત્રવ્યવહાર થયો, પણ બધા કડવા અનુભવો આપી આ પ્રકરણ લંબાવવા નથી ઇચ્છતો.

પણ આટલું તો કહ્યા વિના ન જ ચાલે કે, જે અનુભવો આપણને રોજ હિન્દુસ્તાનમાં થાય છે તેવા તે હતા. અમલદારે ધમકીથી, કળથી અમારામાં ફૂટ પાડી. કેટલાક શપથ લીધા છતાં કળને કે બળને વશ થયા. આટલામાં નેટલી ઇસ્પિતાલમાં અણધારેલી સંખ્યામાં ઘાયલ સિપાહીઓ આવી પહોંચ્યા, ને તેમની સારવારને સારુ અમારી આખી ટુકડીની જરૂર પડી. અમલદાર જેમને ખેંચી શક્યા હતા તે તો નેટલી પહોંચ્યા. પણ બીજા ન ગયા એ ઇંડિયા ઓફિસને ન ગમ્યું. હું તો પથારીવશ હતો. પણ ટુકડીના લોકોને મળ્યાં કરતો હતો. મિ. રૉબર્ટ્સના સંબંધમાં હું સારી રીતે આવ્યો હતો. તે મને મળવા આવી પહોંચ્યા, ને બાકી રહેલાને પણ મોકલવાનો આગ્રહ કર્યો. તેમણે નોખી ટુકડીરૂપે જવું એવી તેમની સૂચના હતી. નેટલી ઇસ્પિતાલમાં તો ટુકડીએ ત્યાંના મુખીને તાબે રહેવાનું રહેશે એટલે તેમની માનહાનિ નહિ થાય, સરકારને તેમના જવાથી સંતોષ થશે, ને મોટા જથામાં આવી ગયેલા જખમીઓની સારવાર થશે. મારા સાથીઓને અને મને આ સૂચના ગમી, અને રહી ગયેલા વિદ્યાર્થીઓ પણ નેટલી ગયા. એક હું જ દાંત પીસતો પથારીમાં પડ્યો રહ્યો.

## ૪૧

# ગોખલેની ઉદારતા

વિલાયતમાં મને થયેલ પાંસળીના વરમની હકીકત હું લખી ગયો છું. આ રોગ વખતે ગોખલે વિલાયતમાં આવી પહોંચ્યા હતા. તેમની પાસે કેલનબેક અને હું હમેશાં જતા. ઘણે ભાગે લડાઈની જ વાતો થતી. કેલનબેકને જર્મનીની ભૂગોળ મોઢે હતી, ને તેમણે યુરોપની મુસાફરી ખૂબ કરી હતી, એટલે ગોખલેને નકશો કાઢીને લડાઈનાં મથકો બતાવતા.

મને જ્યારે વ્યાધિ લાગુ પડયો ત્યારે તે પણ એક ચર્ચાનો વિષય થઈ પડયો. મારા ખોરાકના પ્રયોગો તો ચાલતા જ હતા. તે વેળાનો મારો ખોરાક ભોંયસીંગ, કાચાં અને પાકાં કેળાં, લીંબુ, જીતુનનું તેલ, ટમાટાં, દ્રાક્ષ વગેરે હતો. દૂધ, અનાજ, કઠોળ વગેરે મુદ્દલ નહોતો લેતો. મારી સારવાર જીવરાજ મહેતા કરતા હતા. તેમણે દૂધનો અને અનાજ ખાવાનો ભારે આગ્રહ કર્યો. ફરિયાદ ગોખલે સુધી પહોંચી. ફળાહારની મારી દલીલ વિષે તેમને બહુ માન નહોતું; આરોગ્ય સાચવવાને સારુ દાક્તર કહે તે લેવાનો આગ્રહ હતો.

ગોખલેના આગ્રહને ઠેલવો મારે સારુ બહુ કઠિન વાત હતી. તેમણે જ્યારે ખૂબ આગ્રહ કર્યો ત્યારે મેં ચોવીસ કલાક વિચાર કરવાની રજા માગી. કેલનબેક ને હું ઘેર આવ્યા. રસ્તામાં મારો શો ધર્મ હતો તેની તેમની સાથે ચર્ચા કરી. મારા પ્રયોગમાં તે સાથે હતા. તેમને પ્રયોગ ગમતો હતો, પણ મારી તબિયતને ખાતર જો હું તે છોડું તો ઠીક એવી

તેમની પણ હું વૃત્તિ જોઈ શક્યો. એટલે મારે પોતાની મેળે જ અંતર્નાદને તપાસવો રહ્યો હતો.

રાત આખી વિચારમાં ગાળી. જો પ્રયોગ આખો છોડી દઉં તો મારા કરેલા વિચારો રગદોળાઈ જતા હતા. તે વિચારોમાં મને ક્યાંયે ભૂલ નહોતી લાગતી. ગોખલેના પ્રેમને ક્યાં સુધી વશ થવાનો ધર્મ હતો, અથવા શરીરરક્ષાને સારુ આવા પ્રયોગો કેટલે લગી છોડવા એ પ્રશ્ન હતો. તેથી મેં એ પ્રયોગોમાંનો જે કેવળ ધર્મની દૃષ્ટિએ થતો હતો તે પ્રયોગને વળગી રહી બીજી બધી બાબતોમાં દાક્તરને વશ વર્તવું એમ નિશ્ચય કર્યો. દૂધના ત્યાગમાં ધર્મભાવનાને પ્રધાનપદ હતું. કલકત્તામાં ગાયભેંસ ઉપર થતી દુષ્ટ ક્રિયાઓ મારી સામે મૂર્તિમંત હતી. જેમ માંસ તેમ જાનવરનું દૂધ પણ મનુષ્યનો ખોરાક નથી એ વસ્તુ પણ મારી પાસે હતી. તેથી દૂધના ત્યાગને વળગી રહેવાનો નિશ્ચય કરીને હું સવારે ઊઠ્યો. એટલા નિશ્ચયથી મારું મન બહુ હળવું થયું. ગોખલેનો ભય હતો. પણ તે મારા નિશ્ચયને માન આપશે એવો મને વિશ્વાસ હતો.

સાંજે નૅશનલ લિબરલ ક્લબમાં અમે તેમને મળવા ગયા. તેમણે તુરત પ્રશ્ન કર્યો: 'કેમ દાક્તરનું કહેલું માનવાનો નિશ્ચય કર્યો ના?'

મેં હળવેથી જવાબ આપ્યો: 'હું બધું કરીશ, પણ એક વાતનો આગ્રહ તમે ન કરશો. દૂધ ને દૂધના પદાર્થો અથવા માંસાહાર હું નહિ લઉં. તે ન લેતાં શરીર પડે તો પડવા દેવામાં ધર્મ છે એમ મને તો લાગે છે.'

'આ તમારો છેવટનો નિર્ણય છે?' ગોખલેએ પૂછ્યું.

'મને લાગે છે કે હું બીજો જવાબ નહિ આપી શકું. હું જાણું છું કે તમને આથી દુઃખ થશે પણ મને ક્ષમા કરજો,' મેં જવાબ આપ્યો.

ગોખલેએ કંઈક દુઃખથી પણ અતિ પ્રેમથી કહ્યું: 'તમારો નિશ્ચય મને ગમતો નથી. એમાં હું ધર્મ નથી જોતો પણ હવે હું આગ્રહ નહિ કરું,' એમ બોલી જીવરાજ મહેતા ભણી વળીને તેમને કહ્યું: 'હવે ગાંધીને ન પજવજો. તે કહે છે તે મર્યાદામાં તેમને જે દઈ શકાય તે દેજો.'

દાક્તરે નાખુશી બતાવી પણ લાચાર થયા. મને મગનું પાણી લેવાની સલાહ આપી. તેમાં હિંગનો વઘાર નાંખવાનું સૂચવ્યું. મેં તેમ કરવાની હા પાડી. એક બે દિવસ તે ખોરાક લીધો. મને તો તેથી પીડા વધી. મને તે માફક ન આવ્યો. તેથી હું પાછો ફળાહાર ઉપર ગયો. દાક્તરે બહારના ઉપચારો તો કર્યા જ. તેથી થોડી શાંતિ થતી. પણ મારી મર્યાદાઓથી તે બહુ અકળાતા. દરમ્યાન ગોખલે લંડનનું ઓક્ટોબર-નવેંબરનું ધૂમસ સહન ન કરી શકે તેથી દેશ જવા રવાના થયા.

## ૪૨

# દર્દને સારુ શું કર્યું?

પાંસળીનો દુખાવો નહોતો મટતો તેથી હું ગભરાયો. દવાના ઉપચારથી નહિ પણ ખોરાકના ફેરફારથી અને કંઈ બાહ્ય ઉપચારથી દર્દ જવું જ જોઈએ એટલું હું જાણતો હતો.

સને ૧૮૯૦માં અન્નાહારી અને ખોરાકના ફેરફારથી દર્દોનો ઇલાજ કરનાર દાક્તર એલિન્સનને હું મળ્યો હતો. તેમને મેં બોલાવ્યા. તે આવ્યા. તેમને શરીર બતાવ્યું, ને દૂધના મારા વિરોધની વાત કરી. તેમણે મને તુરત દિલાસો દીધો, ને કહ્યું: 'દૂધની કશી જરૂર નથી. ને મારે તો તમને થોડા દહાડા કશી ચરબી વિના જ રાખવા છે.' એમ કહી પ્રથમ તો મને કેવળ સૂકી રોટી અને કાચાં શાકો ઉપર ને ફળો ઉપર રહેવાનું કહ્યું. કાચાં શાકમાં મૂળા, પ્યાજ અને એવાં મૂળિયાં તથા લીલોતરી, અને મેવામાં મુખ્યત્વે નારંગી. શાકોને ખમણીને કે વાટીને ખાવાનાં હતાં. મેં આમ ત્રણેક દિવસ ચલાવ્યું, પણ કાચાં શાકો બહુ ફાવ્યાં નહિ. આ પ્રયોગને પૂરો ન્યાય આપી શકું એવું મારું શરીર નહોતું, ને એવી શ્રદ્ધા નહોતી. આ ઉપરાંત તેમણે ચોવીસે કલાક બારીઓ ખુલ્લી રાખવાનું, રોજ નવશેકે પાણીએ નાહવાનું, દુખતા ભાગ ઉપર તેલ ચોળવાનું અને પાથી અરધો કલાક ખુલ્લી હવામાં ફરવાનું સૂચવ્યું. આ બધું મને ગમ્યું. ઘરમાં તો ફ્રેન્ચ ઢબની બારીઓ હતી. તે આખી ઉઘાડવાથી ઘરમાં વરસાદનું પાણી આવતું હતું. ઉપરનું અજવાળિયું ખુલ્લું કરાય તેમ નહોતું. તેથી તેનો આખો કાચ ભંગાવીને ત્યાંથી તો ચોવીસે કલાક

હવા આવવાની સગવડ કરી. ફ્રેન્ચ બારી વાછંટ ન આવે તેટલી ઉઘાડી રાખતો.

આ બધું કરવાથી તબિયત કંઈક સુધરી. સાવ સારી તો ન જ થઈ. કોઈ કોઈ વાર લેડી સિસિલિયા રૉબર્ટ્સ મને જોવા આવતાં. તેમનો પરિચય સારો હતો. તેમની મને દૂધ પિવડાવવાની પ્રબળ ઇચ્છા હતી. તે તો લઉં નહિ, એટલે દૂધના ગુણવાળા પદાર્થોની તેમણે શોધ ચલાવી. તેમના કોઈ મિત્રે તેમને 'માલ્ટેડ મિલ્ક' બતાવ્યું, ને અણજાણપણે તેમણે કહ્યું કે એમાં દૂધનો સ્પર્શ સરખોયે નથી, પણ રસાયણી પ્રયોગથી બનાવેલી દૂધના ગુણવાળી ભૂકી છે. લેડી રૉબર્ટ્સને મારી ધર્મલાગણી તરફ બહુ આદર હતો એમ હું જાણી ગયો હતો. તેથી મેં તે ભૂકીને પાણીમાં મિલાવીને પીધી. મને તેમાં દૂધના જેવો જ સ્વાદ આવ્યો. પાણી પીધા પછી ઘર પૂછ્યા જેવું મેં કર્યું. બાટલી ઉપરનો કાગળ વાંચતાં માલૂમ પડ્યું કે આ તો દૂધનો જ પદાર્થ છે. એટલે એક જ વાર પીધા પછી તેનો ત્યાગ કરવો પડ્યો. લેડી રૉબર્ટ્સને ખબર આપી ને જરાયે ચિંતા ન કરવાનું લખ્યું. તેઓ ઉતાવળાં ઉતાવળાં ઘેર આવ્યાં. પોતાની દિલગીરી જાહેર કરી. તેમના મિત્રે બાટલી ઉપરનો કાગળ વાંચેલો જ નહિ. મેં આ ભલી બાઈને આશ્વાસન આપ્યું, ને તેમણે તસ્દી લઈ મેળવેલા પદાર્થનો ઉપયોગ મારાથી ન થાય તેની માફી માગી. અણજાણપણે મારાથી ભૂકી લેવાઈ તેને સારુ મને પશ્ચાત્તાપ કે પ્રાયશ્ચિત્તનું કારણ નથી એ પણ જણાવ્યું.

લેડી રૉબર્ટ્સની સાથેનાં બીજાં મધુર સ્મરણો છે તે હું મૂકી દેવા ઇચ્છું છું. એવાં સ્મરણો ઘણાં છે કે જેનો મહાન આશ્રય ઘણી આપત્તિઓ ને વિરોધોમાં મને મળી શક્યો છે. શ્રદ્ધાળુ આવાં મીઠાં સ્મરણોમાં જુએ છે કે ઈશ્વર દુઃખરૂપી

કડવાં ઓષધો આપે છે તેની જ સાથે મૈત્રીનાં મીઠાં અનુપાનો પણ આપે જ છે.

દાક્તર એલિન્સને બીજી મુલાકાતે વધારે છૂટ મૂકી, અને ચરબીને સારુ સૂકા મેવાનું એટલે મગફળી આદિ બીજોનું માખણ અથવા જીતુનનું તેલ લેવાનું કહ્યું. કાચાં શાકો ન ગમે તો તેને રાંધી ચોખાની સાથે લેવાનું કહ્યું. આ સુધારો મને વધારે અનુકૂળ આવ્યો.

પણ દર્દ સાવ નાબૂદ ન થયું. સંભાળની જરૂર તો હતી જ. ખાટલો ન છોડી શક્યો. દાક્તર મહેતા વખતોવખત તપાસી તો જતા જ. 'મારો ઇલાજ કરો તો હમણાં સાજા કરું,' એ તો હમેશાં એમના મોઢામાં હતું જ.

આમ ચાલતું હતું તેવામાં મિ. રૉબર્ટ્સ એક દહાડો આવી ચડ્યા, ને તેમણે મને દેશ જવાનો આગ્રહ કર્યો: 'આ હાલતમાં તમે નેટલી કદી નહિ જઈ શકો. સખત ઠંડી તો હજુ હવે આવશે. મારો તો ખાસ આગ્રહ છે કે તમે હવે દેશ જાઓ અને ત્યાં સાજા થાઓ. ત્યાં લગી લડાઈ ચાલતી હશે તો મદદ કરવાના ઘણાયે પ્રસંગો તમને મળશે જ. નહિ તો તમે અહીં કર્યું છે તે હું ઓછું નથી માનતો.'

મેં આ સલાહનો સ્વીકાર કર્યો ને દેશ જવાની તૈયારી કરી.

## ૪૩

# રવાના

મિ. કેનલબેક દેશ જવાના નિશ્ચયથી અમારી સાથે નીકળ્યા હતા. વિલાયતમાં અમે સાથે જ રહેતા હતા. પણ લડાઈને લીધે જર્મન લોકો ઉપર ખૂબ જાપ્તો હતો, ને કેનલબેક સાથે આવી શકવા વિષે અમને બધાને શક હતો. તેમને સારુ પાસ મેળવવા મેં ઘણો પ્રયત્ન કર્યો. મિ. રૉબર્ટ્સ પોતે તેમને પાસ મેળવી આપવા ખુશી હતા. તેમણે બધી હકીકતનો તાર વાઇસરૉય ઉપર કર્યો. પણ લૉર્ડ હાર્ડિંગનો સીધો ને સટ જવાબ આવ્યો: 'અમે દિલગીર છીએ, પણ અત્યારે આવું કશું જોખમ વહોરવા તૈયાર નથી.' અમે બધા આ જવાબની યોગ્યતા સમજ્યા. કેનલબેકના વિયોગનું દુઃખ મને તો થયું જ, પણ મારા કરતાં તેમને વધારે થયું એ હું જોઈ શક્યો. તેઓ હિંદ આવી શક્યા હોત તો આજે એક સુંદર ખેડૂત ને વણકરનું સાદું જીવન વ્યતીત કરતા હોત. હવે તેઓ દક્ષિણ આફ્રિકામાં પોતાનું અસલી જીવન વ્યતીત કરે છે, ને સ્થપતિનો ધંધો ધમધોકાર ચલાવી રહ્યા છે.

અમે ત્રીજા વર્ગની ટિકિટ મેળવવા પ્રયત્ન કર્યો. પણ પી. ઍન્ડ ઓ. ની આગબોટોમાં ત્રીજા વર્ગની ટિકિટ નહોતી મળતી, તેથી બીજા વર્ગની લેવી પડી. દક્ષિણ આફ્રિકાથી સાથે બાંધેલો કેટલોક ફળાહાર જે આગબોટોમાં ન જ મળી શકે એ તો સાથે લીધો જ હતો. બીજો આગબોટમાંથી મળે તેમ હતું.

દા૦ મહેતાએ શરીરને તો મીડ્ઝ પ્લાસ્ટરના પાટાથી બાંધી મૂકયું હતું, ને તે પાટા રહેવા દેવાની ભલામણ કરી હતી. મેં બે દહાડા તો તે સહન કર્યા, પણ પછી તે સહન ન કરી શકયો; એટલે કેટલીક મહેનતે તે ઉતરડી કાઢ્યા ને નાહવાધોવાની છૂટ લીધી. ખાવાનું તો મુખ્યત્વે સૂકો ને લીલો મેવો જ કરી નાંખ્યું. તબિયત દિવસે દિવસે સુધરતી ચાલી, ને સુએઝની ખાડીમાં પહોંચ્યા તેટલા સુધીમાં બહુ સારી થઈ ગઈ. જોકે શરીર નબળું હતું છતાં મારો ભય ગયો, ને હું ધીમે ધીમે રોજ થોડી કસરત વધારતો ગયો. આ શુભ ફેરફાર માત્ર શુદ્ધ ને સમશીતોષ્ણ હવાને આભારી હતો એમ મેં માન્યું.

પુરાણા અનુભવને લીધે કે ગમે તે કારણસર હોય, પણ અંગ્રેજ ઉતારુઓ અને અમારી વચ્ચે હું જે અંતર અહીં ભાળી શકયો તે દક્ષિણ આફ્રિકાથી આવતાં પણ નહોતું ભાળ્યું. ત્યાં પણ અંતર તો હતું, પણ અહીં તેથી જુદા જ પ્રકારનું લાગ્યું. કોઈ કોઈ અંગ્રેજની સાથે વાતો થતી પણ તે 'સાહેબ સલામ' પૂરતી જ. હૃદયની ભેટ ન થઈ. દક્ષિણ આફ્રિકાની સ્ટીમરમાં તેમ જ દક્ષિણ આફ્રિકામાં હૃદયની ભેટો થઈ શકી હતી. આવા ભેદનું કારણ હું તો એમ જ સમજ્યો કે આ સ્ટીમરોમાં અંગ્રેજને મન હું રાજ્યકર્તા છું, ને હિંદીને મન પરાયા શાસન નીચે છું, એ જ્ઞાન જાણ્યેઅજાણ્યે પણ કામ કરી રહ્યું હતું.

આવા વાયુમાંથી ઝટ છૂટવા ને દેશ પહોંચવા હું આતુર થઈ રહ્યો હતો. એડન પહોંચતાં કંઈક ઘેર પહોંચ્યા જેવો ભાસ આવ્યો. એડનવાળા સાથે અમને ઠીક સંબંધ દક્ષિણ આફ્રિકામાં જ બંધાયો હતો; કેમકે ભાઈ કેકોબાદ કાવસજી દીનશા ડરબન આવી ગયા હતા, ને તેમની ને તેમનાં પત્ની સાથે મને સારો પરિચય થઈ ચૂકયો હતો. થોડા જ

દિવસમાં અમે મુંબઈ પહોંચ્યા. જે દેશમાં ૧૯૦૫માં પાછા ફરવાની આશા રાખતો હતો, ત્યાં દશ વર્ષે પાછો પહોંચી શક્યો તેથી મને બહુ આનંદ થયો. મુંબઈમાં ગોખલેએ મેળાવડા વગેરેની ગોઠવણો કરી જ મૂકી હતી. તેમની તબિયત નાજુક હતી, પણ મુંબઈ આવી પહોંચ્યા હતા. તેમની ભેટ કરી, તેમના જીવનમાં શમી જઈ, મારા ઉપરથી ભાર ઉતારી નાંખવાની હોંશે હું મુંબઈ પહોંચ્યો હતો. પણ વિધાતાએ જુદો જ ઘાટ ઘડી રાખ્યો હતો.

## ૪૪

# વકીલાતનાં કેટલાંક સ્મરણો

હિંદુસ્તાનમાં આવ્યા પછી મારા જીવનની ગતિ કેમ ચાલી તેના વર્ણન ઉપર આવતા પહેલાં મેં ઇરાદાપૂર્વક છોડી દીધેલા કેટલાક ભાગમાંનો થોડો આપવાની જરૂર જણાઈ છે. કેટલાક વકીલ મિત્રોએ વકીલાતના સમયનાં ને વકીલ તરીકેનાં સ્મરણોની માગણી કરી છે. આ સ્મરણો એટલાં બધાં છે કે તે ભરવા બેસું તો તેનું જ એક પુસ્તક થઈ જાય. એવાં વર્ણનો મેં જે મર્યાદા આંકી છે તેની બહાર જાય છે. પણ કેટલાંક જે સત્યને લગતાં છે તે આપવાં કદાચ અનુચિત નહિ ગણાય.

મને યાદ છે તે પ્રમાણે, હું એમ તો જણાવી ગયો છું કે વકીલાતના ધંધામાં મેં કદી અસત્યનો પ્રયોગ નથી કર્યો, ને વકીલાતનો મોટો ભાગ કેવળ સેવા અર્થે જ અર્પિત હતો, અને તેને સારુ ખીસાખર્ચ ઉપરાંત હું કશું ન લેતો; કેટલીક વેળા ખીસાખર્ચ પણ જાતે કરતો. મેં માનેલું કે આટલી પ્રતિજ્ઞા એ વિભાગને અંગે બસ હતી. પણ મિત્રોની માગણી તેથી આગળ જાય છે. તેઓ માને છે કે જો હું સત્ય જાળવ્યાના પ્રસંગોનું આછુંપાતળું પણ વર્ણન આપું તો વકીલોને તેમાંથી કંઈક જાણવાનું મળે.

વકીલાતના ધંધામાં જૂઠું બોલ્યા વિના ન જ ચાલે એમ હું વિદ્યાર્થી તરીકે પણ સાંભળતો. મારે તો જૂઠું બોલીને નહોતું પદ જોઈતું કે નહોતો પૈસો જોઈતો. એટલે એ વાતોની અસર મારી ઉપર નહોતી પડતી.

દક્ષિણ આફ્રિકામાં આની કસોટી તો ઘણી વાર થયેલી. હું જાણું કે સામા પક્ષના સાક્ષીઓને ભણાવવામાં આવ્યા છે, ને હું જરાક પણ અસીલને કે સાક્ષીને જૂઠું બોલવામાં ઉત્તેજન આપું, તો અસીલનો કેસ જિતાય. પણ મેં હમેશાં આ લાલચને જતી કરી છે. એવા એક જ પ્રસંગનું મને સ્મરણ છે કે જ્યારે અસીલનો કેસ જીત્યા પછી મને એવો શક પડ્યો કે અસીલે મને છેતર્યો છે. મારા અંતરમાં પણ હમેશાં એમ જ રહેતું કે, જો અસીલનો કેસ સાચો હોય તો જીત મળજો અને ખોટો હોય તો હાર થજો. ફી લેવામાં મેં હારજીત ઉપર ફીનો દર કદી મુકરર કર્યાનું મને સ્મરણ નથી. અસીલ હારે કે જીતે, હું તો હમેશાં મહેનતાણું જ માગતો ને જીત થતાં પણ તેની જ આશા રાખતો. અસીલને પ્રથમ જ કહી દેતો: 'જૂઠો કેસ હોય તો મારી પાસે ન આવજો. સાક્ષીને ભણાવવાનું કામ કરાવવાની મારી તરફથી આશા જ ન રાખશો.' છેવટે મારી શાખ તો એવી જ પડી હતી કે જૂઠા કેસ મારી પાસે ન જ આવે. એવા અસીલો પણ મારી પાસે હતા કે જેઓ પોતાના ચોખ્ખા કેસ મારી પાસે લાવે, ને જરા પણ મેલા હોય તો તે બીજા વકીલ પાસે લઈ જાય.

એક પ્રસંગ એવો આવ્યો કે જ્યારે મારી બહુ સખત પરીક્ષા થઈ. મારા સારામાં સારામાંના એક અસીલનો આ કેસ હતો. તેમાં નામાંની ભારે ગૂંચો હતી. કેસ બહુ લાંબો ચાલ્યો હતો. ઘણી અદાલતોમાં તેમાંના કંઈક ભાગો ગયેલા. છેવટે કોર્ટે નીમેલા હિસાબ જાણનાર પંચને તેના હિસાબી ભાગ સોંપવામાં આવ્યો હતો. પંચના ઠરાવમાં અસીલની પૂરી જીત હતી. પણ તેના હિસાબમાં એક નાનકડી પણ ગંભીર ભૂલ રહી ગઈ હતી. જમેઉધારની રકમ પંચની શરતચૂકથી ઊલટી લેવાઈ ગઈ હતી. સામેના પક્ષે આ

પંચનો ઠરાવ રદ કરવાની અરજી કરેલી. અસીલ તરફથી હું નાનો વકીલ હતો. મોટા વકીલે પંચની ભૂલ જોઈ હતી. પણ તેમનો અભિપ્રાય હતો કે પંચની ભૂલ કબૂલ કરવા અસીલ બંધાયેલા નહોતા. પોતાની સામેની હકીકત કબૂલ કરવા કોઈ વકીલ બંધાયેલ નથી એમ તેમનો સ્પષ્ટ અભિપ્રાય હતો. મેં કહ્યું, 'આ કેસમાં રહેલી ભૂલ કબૂલ થવી જ જોઈએ.'

મોટા વકીલે કહ્યું: 'એમ થાય તો કોર્ટ આખો ઠરાવ રદ કરે એવો પૂરો ભય છે, ને એવા જોખમમાં અસીલને કોઈ શાણો વકીલ ન નાંખે. હું તો એ જોખમ વહોરવા કદી તૈયાર ન થાઉં. કેસ પાછો ઊખળે તો અસીલ કેટલા ખર્ચમાં ઊતરે ને છેવટ પરિણામ શું આવે એ કોણ કહી શકે?'

આ સંવાદ વખતે અસીલ હાજર હતા.

મેં કહ્યું, 'મને તો લાગે છે કે અસીલ અને આપણે બન્ને એવાં જોખમો તો વહોરવાં જ જોઈએ. આપણી કબૂલત વિના પણ કોર્ટ ભૂલભરેલો ઠરાવ ભૂલ જણાતાં બહાલ રાખે એવો શો વિશ્વાસ? અને ભૂલ સુધારવા જતાં અસીલને નુકસાન વેઠવું પડે તો શી હરકત હોય?'

'પણ આપણે ભૂલ કબૂલ કરીએ તો ના?' મોટા વકીલ બોલ્યા.

'આપણે ભૂલ કબૂલ ન કરીએ તોયે કોર્ટ તે ભૂલ ન પકડે, અથવા સામેનો પક્ષ પણ નહિ શોધે, એવી પણ શી ખાતરી?' મેં જવાબ આપ્યો.

'ત્યારે એ કેસમાં તમે દલીલ કરશો? ભૂલ કબૂલ કરવાની શરતે હું તેમાં હાજર રહેવા તૈયાર નથી,' મોટા વકીલ દૃઢતાપૂર્વક બોલ્યા.

મેં નમ્રતાપૂર્વક કહ્યું, 'જો તમે ન જ ઊભા રહો, ને અસીલ ઇચ્છે તો હું ઊભવા તૈયાર છું. જો ભૂલ કબૂલ

ન કરીએ તો મારાથી આ કેસમાં કામ થવું અસંભવિત માનું છું.'

આટલું કહી મેં અસીલ સામે જોયું. અસીલ જરા અકળાયા. કેસમાં હું તો આરંભકાળથી જ હતો. અસીલનો વિશ્વાસ મારી ઉપર પૂરો હતો. મારા સ્વભાવથી સંપૂર્ણ રીતે વાકેફ હતા. તેમણે કહ્યું: 'ભલે ત્યારે, તમે જ અદાલતમાં ઊભા રહેજો. ભૂલ કબૂલ કરજો. હારવાનું નસીબમાં હશે તો હારી જઈશું. સાચાનો બેલી ઈશ્વર તો છે જ ના?'

હું રાજી થયો. મેં બીજા જવાબની આશા જ નહોતી રાખી. મોટા વકીલે મને ફરી ચેતવ્યો, ને મારી 'હઠ'ને સારુ મારી દયા ખાધી ને ધન્યવાદ પણ આપ્યો.

અદાલતમાં શું થયું તે હવે પછી.

# ૪૫

## ચાલાકી?

મારી સલાહની યોગ્યતા વિષે મને મુદ્દલ શંકા નહોતી. પણ તે કેસને પૂરો ન્યાય આપવાની મારી યોગ્યતા વિષે શંકા પુષ્કળ હતી. એવા જોખમવાળા કેસની દલીલ વરિષ્ઠ અદાલતમાં મારે કરવી એ મને બહુ જોખમભરેલું લાગ્યું. તેથી મનમાં ધ્રૂજતો ધ્રૂજતો હું ન્યાયાધીશોની સામે ઊભો રહ્યો. જેવી પેલી ભૂલની વાત નીકળી તેવા જ એક ન્યાયાધીશ બોલી ઊઠ્યા :

'આ ચાલાકી ન કહેવાય?'

હું રાતોપીળો થયો. જ્યાં ચાલાકીની ગંધ સરખીયે નહોતી ત્યાં ચાલાકીનો શક આવે એ અસહ્ય લાગ્યું. 'પહેલેથી જ જ્યાં જજ ભરમાયા છે ત્યાં આ કઠણ કેસ કેમ જીતી શકાય?' મેં મનમાં વિચાર્યું.

મારા રોષને દબાવ્યો, ને મેં શાન્ત થઈ જવાબ આપ્યો :

'મને આશ્ચર્ય થાય છે કે આપ પૂરી હકીકત સાંભળ્યા પહેલાં જ ચાલાકીનો આરોપ મૂકો છો!'

'હું આરોપ નથી મૂકતો, માત્ર શંકા ઉઠાવું છું,' જજ બોલ્યા.

'આપની શંકા જ મને તો આરોપરૂપ લાગે છે. મારી હકીકત સમજાવું ને પછી શંકાને સ્થાન હોય તો આપ અવશ્ય શંકા ઉઠાવજો,' મેં ઉત્તર આપ્યો.

'હું દિલગીર છું કે તમને મેં અધવચમાં રોક્યા છે. તમારો ખુલાસો સમજાવો,' જજ શાંત થઈ બોલ્યા.

મારી પાસે ખુલાસાને સારુ સંપૂર્ણ મસાલો હતો. આરંભકાળમાં જ શંકા ઊઠી ને જજનું ધ્યાન હું મારી દલીલ ઉપર પરોવાવી શક્યો, તેથી મને હિમ્મત આવી ને મેં વિગતવાર સમજણ પાડી. જજોએ તે ધીરજપૂર્વક સાંભળી, ને તેઓ સમજ્યા કે ભૂલ ગફલતચૂકથી જ થયેલી છે; ને ઘણા પરિશ્રમે તૈયાર થયેલો હિસાબ રદ કરવો એ તેમને ન રુચ્યું.

સામેના વકીલને તો ખાતરી જ હતી કે ભૂલના સ્વીકાર પછી તેમને બહુ દલીલ કરવાપણું નહિ રહે. પણ જજો આવી સ્પષ્ટ ને સુધરી શકે તેવી બાબતમાં પંચનો ઠરાવ રદ કરવા મુદ્દલ તૈયાર નહોતા. સામા પક્ષના વકીલે પુષ્કળ માથાકૂટ કરી, પણ જે જજને શંકા ઊઠી હતી તે જ મારા હિમાયતી થઈ બેઠા હતા.

'મિ. ગાંધીએ ભૂલ કબૂલ ન કરી હોત તો તમે શું કરત ?' જજ બોલ્યા.

'જે હિસાબના વિશારદને અમે નીમ્યા તેના કરતાં વધારે હોશિયાર કે પ્રામાણિક વિશારદને અમે ક્યાંથી લાવીએ !'

'તમે તમારો કેસ બરોબર જાણો છો એમ અમારે માનવું જોઈએ. હરકોઈ હિસાબના અનુભવી ભૂલ કરી શકે એવી ભૂલ ઉપરાંત બીજી ભૂલ તમે ન બતાવી શકો તો કાયદાની નજીવી બારીને લીધે બન્ને પક્ષોને નવેસરથી ખર્ચમાં ઉતારવા અદાલત તૈયાર નહિ થાય. ને જો તમે કહેશો કે અદાલતે જ આ કેસ નવેસરથી સાંભળવો તો એ બનવાજોગ નથી.'

આવી ને આવી જાતની અનેક દલીલોથી વકીલને શાન્ત કરી, ભૂલ સુધારીને અથવા એટલી ભૂલ સુધારીને ફરી ઠરાવ મોકલવાનો હુકમ પંચ ઉપર કરી, તે સુધરેલા ઠરાવને બહાલ રાખ્યો.

મારા હર્ષનો પાર ન રહ્યો. અસીલ અને મોટા વકીલ રાજી થયા, ને વકીલાતના કામમાં પણ સત્ય જાળવીને કામ થઈ શકે એવી મારી માન્યતા દૃઢ થઈ.

ધંધાર્થે કરેલી વકીલાતમાત્રના મૂળમાં જે દોષ રહેલો છે તેને આ સત્યની રક્ષા ઢાંકી નથી શકતી એ વાંચનારે યાદ રાખવાની જરૂર છે.

## ૪૬

# અસીલો સાથી થયા

નાતાલ અને ટ્રાન્સવાલની વકીલાતમાં એ ભેદ હતો કે નાતાલમાં ઍડવોકેટ અને ઍટરની એવો ભેદ હોવા છતાં, બન્ને બધી કોર્ટમાં એકસરખી રીતે વકીલાત કરી શકતા, જ્યારે ટ્રાન્સવાલમાં મુંબઈના જેવો ભેદ હતો. ત્યાં અસીલની સાથેનો બધો વહીવટ ઍડવોકેટ ઍટરની મારફતે જ કરી શકે. બારિસ્ટર થયો હોય તે ઍડવોકેટ અથવા ઍટરની ગમે તે એકનો પરવાનો લઈ શકે ને પછી તે ધંધો જ કરી શકે. નાતાલમાં મેં ઍડવોકેટનો પરવાનો લીધેલો, ટ્રાન્સવાલમાં ઍટરનીનો. ઍડવોકેટ તરીકે હું હિંદીઓની સાથે સીધા પ્રસંગમાં ન આવી શકત ને ગોરા ઍટરની મને કેસો આપે એવું વાતાવરણ દક્ષિણ આફ્રિકામાં નહોતું.

ટ્રાન્સવાલમાં આમ વકીલાત કરતાં મૅજિસ્ટ્રેટની કોર્ટમાં તો ઘણી વેળા હું જઈ શકતો. આમ કરતાં એક પ્રસંગ એવો આવ્યો કે જ્યારે ચાલતા કેસ દરમ્યાન મેં જોયું કે મારા અસીલે મને છેતર્યો હતો. તેનો કેસ જૂઠો હતો. પીંજરામાં ઊભો તે તૂટી પડતો હતો, આથી મેં મૅજિસ્ટ્રેટને અસીલની સામે ઠરાવ આપવાનું કહ્યું ને બેસી ગયો. સામેનો વકીલ આશ્ચર્યચકિત થયો. મૅજિસ્ટ્રેટ ખુશી થયો. અસીલને મેં ઠપકો આપ્યો. તેને ખબર હતી કે હું ખોટા કેસો નહોતો લેતો. તેણે આ વાત કબૂલ કરી ને મેં વિરોધી ઠરાવ માંગી લીધો તેને સારુ તે ગુસ્સે ન થયો એમ હું માનું છું. ગમે તેમ હોય પણ મારી વર્તણૂકની કશી માઠી અસર મારા

ધંધા ઉપર ન પડી ને કોર્ટમાં મારું કામ સરળ થયું. મેં એમ પણ જોયું કે, મારી સત્યની આવી પૂજાથી વકીલ બંધુઓમાં પણ મારી પ્રતિષ્ઠા વધી હતી ને વિચિત્ર સંજોગો છતાં તેઓમાંના કેટલાકની પ્રીતિ હું સંપાદન કરી શક્યો હતો.

વકીલાત કરતાં એક એવી ટેવ પણ મેં પાડી હતી કે મારું અજ્ઞાન હું ન અસીલ પાસે છુપાવતો, ન વકીલો પાસે. જ્યાં જ્યાં મને ખબર ન પડે ત્યાં ત્યાં અસીલને બીજા વકીલની પાસે જવાનું કહેતો અથવા મને રાખે તો વધારે અનુભવી વકીલની સલાહ લઈને કામ કરવાનું કહેતો. આ નિખાલસતાને લીધે અસીલોનો અખૂટ પ્રેમ ને વિશ્વાસ સંપાદન કરી શક્યો હતો. મોટા વકીલની પાસે જતાં જે ફી આપવી પડે તેના પૈસા પણ તેઓ રાજી થઈને આપતા.

આ વિશ્વાસ ને પ્રેમનો પૂરેપૂરો ઉપયોગ મને જાહેર કામમાં મળ્યો.

આગલાં પ્રકરણોમાં હું જણાવી ગયો છું કે દક્ષિણ આફ્રિકામાં વકીલાત કરવાનો હેતુ કેવળ લોકસેવા હતો. આ સેવાને ખાતર પણ મારે લોકોનો વિશ્વાસ સંપાદન કરવાની આવશ્યકતા હતી. ઉદાર દિલના હિંદીઓએ પૈસા લઈને કરેલી વકીલાતને પણ સેવા તરીકે માની ને જ્યારે તેમને તેમના હકોને સારુ જેલનાં દુ:ખ વેઠવાની સલાહ આપી ત્યારે તેમનામાંના ઘણાએ તે સલાહનો સ્વીકાર જ્ઞાનપૂર્વક કરવા કરતાં, મારા ઉપરની તેમની શ્રદ્ધાને લઈને અને મારી ઉપરના પ્રેમને વશ થઈને કરેલો.

આ લખતાં વકીલાતનાં આવાં મીઠાં ઘણાં સ્મરણો મારી કલમે ચડે છે. સેંકડો અસીલો ટળી મિત્ર થયા, જાહેર સેવામાં મારા સાચા સાથી બન્યા, ને મારા કઠિન જીવનને તેમણે રસમય કરી મૂક્યું.

## ૪૭

# અસીલ જેલમાંથી કેમ બચ્યો ?

પારસી રુસ્તમજીના નામથી તો આ પ્રકરણો વાંચનાર સારી પેઠે વાકેફ છે. પારસી રુસ્તમજી એકીવખતે અસીલ અને જાહેર કામમાં સાથી બન્યા; અથવા તેમને વિષે તો એમ પણ કહેવાય કે તે પ્રથમ સાથી બન્યા ને પછી અસીલ. તેમનો વિશ્વાસ મેં એટલે લગી સંપાદન કર્યો હતો કે તેમના ખાનગી ઘરવ્યવહારમાં પણ તે મારી સલાહ માગતા ને તેને અનુસરતા. તેમને દરદ થાય તોપણ તેમાં મારી સલાહની જરૂર જણાતી, ને અમારી રહેણી વચ્ચે ઘણો તફાવત હોવા છતાં તે મારા ઉપચારોનો અમલ પોતાને વિષે કરતા.

આ સાથી ઉપર એક વેળા મોટી આપત્તિ આવી પડી. જોકે પોતાના વેપારની પણ ઘણી વાતો કરતા છતાં એક વાત તો તેમણે મારાથી છુપાવી હતી. પારસી રુસ્તમજી દાણચોરી કરતા. મુંબઈ કલકત્તાથી માલ મગાવતા તેને અંગે આ ચોરી થતી. બધા અમલદારોની સાથે તેમને સારો બનાવ હતો, તેથી કોઈ તેમની ઉપર શક ન જ લાવે. જે ભરતિયાં તે રજૂ કરે તેની ઉપર દાણની ગણતરી થાય. એવાયે અમલદારો હશે કે જેઓ તેમની ચોરી પ્રત્યે આંખમીંચામણી પણ કરતા હોય.

પણ અખાની વાણી તે કંઈ ખોટી પડે ?—

'કાચો પારો ખાવો અન્ન, તેવું છે ચોરીનું ધન.'

પારસી રુસ્તમજીની ચોરી પકડાઈ. મારી પાસે દોડી આવ્યા. આંખમાંથી આંસુ ઝરે છે, ને પારસી બોલે છે : 'ભાઈ, મેં

તમને છેતર્યા છે. મારું પાપ આજે ઉઘાડું પડ્યું છે. મેં દાણની ચોરી કરી છે. હવે મારે નસીબે તો જેલ જ હોય. અને હું તો પાયમાલ થવાનો. આ આફતમાંથી તો તમે જ મને બચાવી શકો. મેં તમારાથી કંઈ છુપાવ્યું જ નથી. પણ વેપારની ચોરીમાં તમને શું કહેવું હોય, એમ સમજી મેં આ ચોરી છુપાવી. હવે પસ્તાઉં છું.'

મેં ધીરજ આપીને કહ્યું: 'મારી રીત તો તમે જાણો છો. છોડાવવું ન છોડાવવું તો ખુદાને હાથ છે. ગુનો કબૂલ કરીને છોડાવાય તો જ હું તો છોડાવી શકું.'

આ ભલા પારસીનું મોં પડ્યું.

'પણ મેં તમારી પાસે કબૂલ કર્યું એટલું બસ નહિ?' રુસ્તમજી શેઠ બોલ્યા.

'તમે ગુનો તો સરકારનો કર્યો, ને મારી પાસે કબૂલો તેમાં શું વળે?' મેં હળવે જવાબ વાળ્યો.

'મારે છેવટે કરવું તો છે તમે કહો તે જ, પણ મારા જૂના વકીલ — — છે તેમની સલાહ તો લેશો ના? એ મારા મિત્ર પણ છે,' પારસી રુસ્તમજીએ કહ્યું.

તપાસ કરતાં જોયું કે ચોરી લાંબી મુદત ચાલી હતી. પકડાયેલી ચોરી તો થોડી જ હતી. જૂના વકીલની પાસે અમે ગયા. તેમણે કેસ તપાસ્યો. 'આ કેસ જ્યુરી પાસે જવાનો. અહીંના જ્યુરર હિંદીને શાના છોડે? પણ હું આશા તો નહિ જ છોડું,' વકીલ બોલ્યા.

આ વકીલની સાથે મને ગાઢ પરિચય નહોતો. પારસી રુસ્તમજીએ જ જવાબ આપ્યો: 'તમારો આભાર માનું છું. પણ આ કેસમાં મારે મિ. ગાંધીની સલાહ પ્રમાણે ચાલવું છે. તે મને વધારે ઓળખે. તમે એમને સલાહ આપવી ઘટે તે આપતા રહેજો.'

આમ બીનું સંકેલી અમે રુસ્તમજી શેઠની દુકાને ગયા.

મેં સમજાવ્યું: 'આ કેસ કોર્ટમાં જવાને લાયક નથી માનતો. કેસ કરવો ન કરવો દાણી અમલદારના હાથમાં છે. તેને પણ સરકારના મુખ્ય વકીલની સલાહ પ્રમાણે ચાલવું પડશે. હું બન્નેને મળવા તૈયાર છું. પણ મારે તો તેઓ નથી જાણતા એ ચોરીની પણ કબૂલાત આપવી પડશે. તેઓ ઠરાવે તે દંડ આપવાનું હું કબૂલ કરવા ધારું છું. ઘણે ભાગે તો તેઓ માનશે. પણ કદાચ ન માને તો જેલને સારુ તૈયાર રહેવું જોઈશે. મારો તો અભિપ્રાય છે કે લજ્જા જેલ જવામાં નથી પણ ચોરી કરવામાં છે. લજ્જાનું કામ તો થઈ ચૂક્યું. જેલ જવું પડે તો તે પ્રાયશ્ચિત્ત સમજજો. ખરું પ્રાયશ્ચિત્ત તો હવે પછી દાણચોરી ન કરવાની પ્રતિજ્ઞામાં છે.'

આ બધું રુસ્તમજી શેઠ બરોબર સમજ્યા એમ હું ન કહી શકું. તે બહાદુર માણસ હતા. પણ આ વખતે હારી ગયા હતા. તેમની પ્રતિષ્ઠા જવાનો સમય આવ્યો હતો. અને કદાચ તેમણે જાતમહેનતથી બાંધેલો માળો વીંખાઈ જાય તો?

તે બોલ્યા: 'મેં તમને કહ્યું છે કે મારું માથું તમારે ખોળે છે. તમારે જેમ કરવું હોય તેમ કરો.'

મેં આ કેસમાં મારી બધી વિનયની શક્તિ રેડી. હું અમલદારને મળ્યો. બધી ચોરીની વાત નિર્ભયપણે તેને કહી. ચોપડા બધા બતાવવાનું કહ્યું ને પારસી રુસ્તમજીના પશ્ચાત્તાપની વાત પણ કરી.

અમલદારે કહ્યું: 'હું એ પુરાણા પારસીને ચાહું છું. તેણે મૂર્ખાઈ તો કરી છે. પણ મારો ધર્મ તો તમે જાણો છો. મારે તો વડા વકીલ કહે તેમ કરવું રહ્યું. એટલે તમારી સમજાવવાની શક્તિનો ઉપયોગ તમારે તેમની સાથે કરવો રહ્યો.'

'પારસી રુસ્તમજીને અદાલતમાં ઘસડી જવાનું દબાણ ન થાય તો મને સંતોષ છે,' મેં કહ્યું.

આ અમલદારની પાસેથી અભયદાન મેળવી મેં સરકારી વકીલ સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેમને મળ્યો. મારે કહેવું જોઈએ કે મારી સત્યપ્રિયતા તે જોઈ ગયા. હું કંઈ નહોતો છુપાવતો એમ તેમની પાસે સિદ્ધ કરી શક્યો.

આ કે કોઈ બીજા કેસમાં તેમના પ્રસંગમાં આવતાં તેમણે મને પ્રમાણપત્ર આપ્યું: 'હું જોઉં છું કે તમે 'ના'નો જવાબ તો લેવાના જ નહ.'

રુસ્તમજીની ઉપર કેસ ન ચાલ્યો. તેમણે કબૂલ કરેલી દાણચોરીનાં બમણાં નાણાં લઈ કેસ માંડી વાળવાનો હુકમ કાઢ્યો.

રુસ્તમજીએ પોતાની દાણચોરીનો કિસ્સો લખી કાઢી કાચમાં જડાવ્યો, ને પોતાની ઑફિસમાં ટાંગી તેમના વારસો ને સાથી વેપારીઓને ચેતવણી આપી.

રુસ્તમજી શેઠના વેપારી મિત્રોએ મને ચેતવ્યો: 'આ ખરો વૈરાગ્ય નથી, શ્મશાનવૈરાગ્ય છે.'

આમાં કેટલું સત્ય હશે એ હું નથી જાણતો.

આ વાત પણ મેં રુસ્તમજી શેઠને કરી હતી. તેમનો જવાબ આ હતો: 'તમને છેતરીને હું ક્યાં જઈશ?'

૧

# પહેલો અનુભવ

હું દેશમાં આવ્યો તે પહેલાં ફિનિક્સથી જેઓ પાછા ફરવાના હતા તેઓ આવી પહોંચ્યા હતા. ગણતરી એવી હતી કે હું તેમના પહેલાં પહોંચીશ, પણ હું લડાઈને સારુ લંડનમાં રોકાઈ ગયો એટલે ફિનિક્સવાસીઓને ક્યાં મૂકવા એ એક પ્રશ્ન મારી પાસે હતો. સૌ એક સાથે જ રહી શકે અને ફિનિક્સ આશ્રમનું જીવન ગાળી શકે તો સારું એમ મારા મનમાં હતું. હું કોઈ આશ્રમ ચલાવનારના પરિચયમાં નહોતો કે જેથી તેમને ત્યાં જવાનું લખી શકું. તેથી મેં તેમને ઍંડ્રૂઝને મળી તે કહે તેમ કરવાનું લખ્યું હતું.

તેમને પ્રથમ કાંગડી ગુરુકુળમાં મૂકવામાં આવ્યા, જ્યાં સદ્‌ગત શ્રદ્ધાનંદજીએ તેમને પોતાનાં જ બાળકોની જેમ રાખ્યા. ત્યારપછી તેમને શાંતિનિકેતનમાં મૂકવામાં આવ્યા. ત્યાં કવિવરે અને તેમના સમાજે તેમને એવા જ પ્રેમથી નવરાવ્યા. આ બે જગ્યાએ તેમને મળેલો અનુભવ તેમને સારુ ને મારે સારુ બહુ ઉપયોગી નીવડ્યો.

કવિવર, શ્રદ્ધાનંદજી અને શ્રી. સુશીલ રુદ્રને હું ઍંડ્રૂઝની ત્રિમૂર્તિ ગણતો. દક્ષિણ આફ્રિકામાં તે આ ત્રણનાં વખાણ કરતાં થાકે જ નહિ. અમારા દક્ષિણ આફ્રિકાના સ્નેહ-સંમેલનનાં ઘણાં સ્મરણોમાં આ તો મારી આંખ આગળ તર્યાં જ કરે છે કે આ ત્રણ મહાપુરુષોનાં નામ તેમને હૈયે ને હોઠે હોય જ. સુશીલ રુદ્રના સંબંધમાં પણ ઍંડ્રૂઝે મારાં બાળકોને મૂકી દીધાં હતાં. રુદ્રની પાસે આશ્રમ નહોતું,

પોતાનું ઘર જ હતું. પણ તે ઘરનો કબજો તેમણે આ મારા કુટુંબને સોંપી દીધો હતો. તેમનાં દીકરાદીકરી તેમની સાથે એક જ દિવસમાં એવાં ભળી ગયાં હતાં કે તેમને ફિનિક્સ ભુલાવી દીધું હતું.

હું જ્યારે મુંબઈ બંદરે ઊતર્યો ત્યારે જ મને ખબર પડી કે તે વખતે આ કુટુંબ શાંતિનિકેતનમાં હતું. એટલે ગોખલેને મળી હું ત્યાં જવા અધીરો થયો હતો.

મુંબઈમાં માન મેળવતાં જ મારે એક નાનકડો સત્યાગ્રહ તો કરવો પડ્યો હતો. મિ. પિટીટને ત્યાં મારે સારુ મેળાવડો કરવામાં આવ્યો હતો તેમાં તો મારી હિંમત ગુજરાતીમાં જવાબ દેવાની ન ચાલી. એ મહેલમાં અને આંખને અંજાવે એવા દબદબામાં ગિરમીટિયાઓના સહવાસમાં રહેલો હું મને ગામડિયા જેવો લાગ્યો. આજના મારા પોશાક કરતાં તે વખતે પહેરેલું અંગરખું, ફેંટો વગેરે પ્રમાણમાં સુધરેલો પોશાક કહેવાય, છતાં હું એ અલંકૃત સમાજમાં નોખો તરી આવતો હતો. પણ જેમ તેમ ત્યાં તો મારું કામ મેં નભાવ્યું ને ફિરોજશા મહેતાની કૂખમાં મેં આશ્રય લીધો.

ગુજરાતીઓનો મેળાવડો તો હતો જ. સ્વ. ઉત્તમલાલ ત્રિવેદીએ આ ગોઠવ્યો હતો. આ મેળાવડા વિષે હકીકત મેં કેટલીક જાણી લીધી હતી. મિ. ઝીણા પણ ગુજરાતી એટલે તેઓ તેમાં હાજર હતા. તે પ્રમુખ હતા કે મુખ્ય બોલનાર એ તો હું ભૂલી ગયો છું. પણ તેમણે પોતાનું ટૂંકું ને મીઠું ભાષણ અંગ્રેજીમાં કર્યું. બીજાં ભાષણો પણ ઘણે ભાગે અંગ્રેજીમાં જ થયાં એવું મને ઝાંખું સ્મરણ છે. જ્યારે મારો બોલવાનો વારો આવ્યો ત્યારે મેં ઉત્તર ગુજરાતીમાં જ વાળ્યો, ને ગુજરાતીનો તથા હિંદુસ્તાનીનો મારો પક્ષપાત મેં થોડા જ શબ્દોમાં જાહેર કરી, ગુજરાતીઓની સભામાં અંગ્રેજીના ઉપયોગની સામેનો મારો નમ્ર વિરોધ નોંધાવ્યો.

મારા મનમાં આમ કરવા વિષે સંકોચ તો હતો જ. લાંબી મુદતની ગેરહાજરી પછી પરદેશથી વળેલો બિનઅનુભવી માણસ ચાલતા પ્રવાહની સામે જાય એમાં અવિવેક તો નહિ હોય એવું મને લાગ્યા કરતું હતું. પણ ગુજરાતીમાં ઉત્તર વાળવાની મેં હિંમત કરી તેનો કોઈએ અનર્થ ન કર્યો ને સૌએ મારો વિરોધ સાંખી લીધો એ જોઈ હું રાજી થયો, ને મારા નવા લાગતા બીજા વિચારો પ્રજા આગળ મૂકવામાં મને અડચણ નહિ આવે એવો સાર પણ મેં આ સભામાંથી ખેંચ્યો.

આમ મુંબઈમાં એક દિવસ રહી આરંભિક અનુભવો લઈ હું ગોખલેની આજ્ઞાથી પૂના ગયો.

૨

# ગોખલેની સાથે પૂનામાં

હું મુંબઈમાં પહોંચ્યો કે તુરત મને ગોખલેએ ખબર આપી: 'ગવર્નર તમને મળવા ઇચ્છે છે, અને પૂના આવતાં પહેલાં તેમને મળી આવવું યોગ્ય ગણાશે.' તેથી હું તેમને મળવા ગયો. સામાન્ય વાતો કર્યા પછી તેમણે કહ્યું:

'તમારી પાસેથી હું એક વચન માગું છું. સરકારને લગતું તમારે કંઈ પણ પગલું ભરવું હોય તે પહેલાં તમે મને વાત કરો ને મળી જાઓ એમ હું ઇચ્છું.'

મેં જવાબ દીધો:

'એ વચન આપવું મારે સારુ બહુ સહેલું છે, કેમકે સત્યાગ્રહી તરીકે મારો નિયમ જ છે કે કોઈની સામે કંઈ પગલું ભરવું હોય તો પ્રથમ તો તેનું દૃષ્ટિબિંદુ તેની પાસેથી જ સમજી લેવું ને જ્યાં લગી તેને અનુકૂળ થવાતું હોય ત્યાં લગી અનુકૂળ થવું. દક્ષિણ આફ્રિકામાં આ નિયમનું મેં હમેશાં પાલન કર્યું છે, ને અહીં પણ તેમ જ કરવાનો.'

લૉર્ડ વિલિંગ્ડને આભાર માન્યો ને બોલ્યા:

'જ્યારે મળવું હોય ત્યારે તમે મને તુરત મળી શકશો ને તમે જોશો કે સરકાર ઇરાદાપૂર્વક કંઈ ખોટું કરવા નથી ઇચ્છતી.'

મેં જવાબ આપ્યો:

'એ વિશ્વાસ ઉપર તો હું નભું છું.'

હું પૂના પહોંચ્યો. ત્યાંનાં બધાં સ્મરણો આપવા હું અસમર્થ છું. ગોખલેએ અને સોસાયટીના સભ્યોએ મને

પ્રેમથી નવરાવ્યો. મને યાદ છે તે પ્રમાણે બધા સભ્યોને તેમણે પૂના બોલાવ્યા હતા. બધાની સાથે ઘણી બાબતોમાં દિલ ખોલીને મારી વાતો થઈ. ગોખલેની તીવ્ર ઇચ્છા હતી કે હું પણ સોસાયટીમાં જોડાઉં. મારી ઇચ્છા તો હતી જ. પણ સભ્યોને એમ લાગ્યું કે સોસાયટીના આદર્શો ને તેની કામ કરવાની રીત મારાથી જુદાં હતાં. તેથી મારે સભ્ય થવું કે નહિ તેને વિષે તેમને શક હતો. ગોખલેની માન્યતા હતી કે, મારામાં મારા આદર્શને વળગી રહેવાનો જેટલો આગ્રહ હતો તેટલો જ બીજાઓના આદર્શને નભાવવાનો ને તેમની સાથે મળી જવાનો સ્વભાવ હતો. 'પણ મારા સભ્યો હજુ તમારા એ નભાવી લેવાના સ્વભાવને ઓળખતા નથી થયા. તેઓ પોતાના આદર્શને વળગી રહેનારા, સ્વતંત્ર ને મક્કમ વિચારના છે. હું ઉમેદ તો રાખું જ છું કે તેઓ તમને કબૂલ કરશે. પણ કબૂલ ન કરે તો તમે એમ તો નહિ જ માનો કે તેમને તમારા પ્રત્યે ઓછો આદર કે પ્રેમ છે. એ પ્રેમ અખંડિત રહે એ ખાતર જ તેઓ કશું જોખમ લેતાં ડરે છે. પણ તમે સોસાયટીના કાયદેસર સભ્ય થાઓ કે ન થાઓ, હું તો તમને સભ્ય તરીકે જ ગણવાનો છું.'

મેં મારી ધારણા તેમને જણાવી હતી. સોસાયટીનો સભ્ય બનું કે ન બનું, તોપણ મારે એક આશ્રમ કાઢીને તેમાં ફિનિક્સના સાથીઓને રાખીને બેસી જવું હતું. ગુજરાતી હોઈ ગુજરાતની મારફતે સેવા કરવાની મારી પાસે વધારે મૂડી હોવી જોઈએ, એ માન્યતાથી ગુજરાતમાં ક્યાંક સ્થિર થવું એવી મારી ઇચ્છા હતી. ગોખલેને આ વિચાર ગમ્યો હતો, તેથી તેમણે કહ્યું :

'તમે જરૂર એમ કરજો. સભ્યોની સાથે વાતચીતનું ગમે તે પરિણામ આવે, પણ તમારે આશ્રમને સારુ દ્રવ્ય મારી પાસેથી જ લેવાનું છે. તેને હું મારું જ આશ્રમ ગણવાનો છું.'

મારું હૃદય ફુલાયું. પૈસા ઉઘરાવવાના ધંધામાંથી મને મુક્તિ મળી માની હું તો બહુ રાજી થયો, ને હવે મારે મારી જવાબદારીએ નહિ ચાલવું પડે, પણ દરેક મૂંઝવણમાં મને રાહદાર હશે એ વિશ્વાસથી મારી ઉપરથી મોટો ભાર ઊતર્યો એમ લાગ્યું.

ગોખલેએ સ્વ૦ દાક્તર દેવને બોલાવીને કહી દીધું : 'ગાંધીનું ખાતું આપણા ચોપડામાં પાડજો, ને તેમને તેમના આશ્રમને સારુ તથા તેમના જાહેરખર્ચને સારુ જે પૈસા જોઈએ તે તમે આપજો.'

પૂના છોડી શાંતિનિકેતન જવાની હવે તૈયારી કરી રહ્યો હતો. છેલ્લી રાતે ગોખલેએ મને ગમે એવી ખાસ મિત્રોની પાર્ટી કરી. તેમાં જે ખોરાક હું ખાતો તેવો જ સૂકા ને લીલા મેવાનો ખોરાક તેમણે મંગાવ્યો હતો. પાર્ટી તેમની કોટડીથી થોડાં જ ડગલાં દૂર હતી. તેમાં પણ આવવાની તેમની મુદ્દલ સ્થિતિ નહોતી. પણ તેમનો પ્રેમ તેમને કેમ રહેવા દે? તેમણે આવવાનો આગ્રહ રાખ્યો. આવ્યા તો ખરા, પણ તેમને મૂંઝારી આવી ને પાછા જવું પડ્યું. આવું તેમને વખતોવખત થતું એટલે તેમણે ખબર દેવડાવ્યા કે અમારે પાર્ટી તો ચાલુ જ રાખવાની. પાર્ટી એટલે સોસાયટીના આશ્રમમાં મહેમાનઘરની પાસેના ચોગાનમાં જાજમ પાથરી બેસવું, મગફળી, ખજૂર વગેરે ચાવવાં, અને પ્રેમવાર્તા કરવી ને એક બીજાનાં હૃદય વધારે જાણવાં.

પણ આ મૂંઝારી મારા જીવનને સારુ સામાન્ય અનુભવ નહોતી થવાની.

## ૩

# ધમકી એટલે?

મુંબઈથી મારા વડીલ ભાઈની વિધવાને અને બીજા કુટુંબીઓને મળવા સારુ રાજકોટ તથા પોરબંદર જવાનું હતું તેથી ત્યાં ગયો. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતને અંગે મેં મારો પહેરવેશ ગિરમીટિયા મજૂરને લગતો જેટલો કરી શકાય તેટલો કરી નાંખ્યો હતો. વિલાયતમાં પણ ઘરમાં એ જ પોશાક પહેરતો. દેશમાં આવીને મારે કાઠિયાવાડનો પહેરવેશ રાખવો હતો. તે દક્ષિણ આફ્રિકામાં મારી સાથે રાખ્યો હતો. તેથી મુંબઈ હું એ પહેરવેશથી ઊતરી શક્યો હતો, એટલે કે પહેરણ, અંગરખું, ધોતિયું ને ધોળો ફેંટો. આ બધાં દેશી મિલના જ કાપડનાં બનેલાં હતાં. મુંબઈથી કાઠિયાવાડ ત્રીજા વર્ગમાં જ જવાનું હતું. તેમાં ફેંટો ને અંગરખું મને જંજાળરૂપ લાગ્યાં. તેથી માત્ર પહેરણ, ધોતિયું ને આઠ દશ આનાની કાશ્મીરી ટોપી રાખ્યાં. આવો પોશાક પહેરનાર ગરીબ માણસમાં જ ખપે. આ વેળા વીરમગામ કે વઢવાણમાં મરકીને લીધે ત્રીજા વર્ગના ઉતારુઓની તપાસ થતી હતી. મને થોડો તાવ હતો. તપાસ કરનાર અમલદારે, હાથ જોતાં તેને તે ગરમ લાગ્યો તેથી, મને રાજકોટમાં દાક્તરને મળવાનો હુકમ કર્યો ને નામ નોંધ્યું.

મુંબઈથી કોઈએ તાર કાગળ મોકલ્યો હશે, તેથી વઢવાણ સ્ટેશને ત્યાંના પ્રજાસેવક તરીકે પંકાયેલા દરજી મોતીલાલ મળ્યા હતા. તેમણે મારી પાસે વીરમગામની જકાતતપાસણી અને તેને અંગે થતી વિટંબણાઓની વાત કરી. હું તાવથી

પીડાતો હતો તેથી વાતો કરવાની ઇચ્છા થોડી જ હતી. મેં તેમને ટૂંકામાં જ જવાબ દીધો :

'તમે જેલ જવા તૈયાર છો?'

વગર વિચાર્યે ઉત્સાહમાં જવાબ દેનારા ઘણા જુવાનો જેવા જ મેં મોતીલાલને માન્યા હતા. પણ તેમણે બહુ દૃઢતાપૂર્વક જવાબ દીધો :

'અમે જરૂર જેલમાં જશું. પણ તમારે અમને દોરવા જોઈશે. કાઠિયાવાડી તરીકે તમારી ઉપર અમારો પહેલો હક છે. અત્યારે તો અમે તમને ન રોકી શકીએ, પણ વળતાં તમારે વઢવાણ ઊતરવું પડશે. અહીંના જુવાનિયાઓનું કામ ને તેમનો ઉત્સાહ જોઈ તમે ખુશ થશો. અમને તમારી સેનામાં જ્યારે માગશો ત્યારે ભરતીમાં લઈ શકશો.'

મોતીલાલની ઉપર મારી આંખ ઠરી. તેમના બીજા સાથીએ તેમની સ્તુતિ કરતાં કહ્યું :

'આ ભાઈ છે તો દરજી. પોતાના ધંધામાં કુશળ છે. તેથી રોજ એક કલાક કામ કરી દર માસે લગભગ રૂ. ૧૫ પોતાના ખરચજોગા કમાય છે ને બાકીનો બધો વખત સાર્વજનિક સેવામાં ગાળે છે. અને અમને બધા ભણેલાને દોરે છે ને શરમાવે છે.'

પાછળથી હું ભાઈ મોતીલાલના પ્રસંગમાં સારી પેઠે આવ્યો હતો, અને મેં જોયું કે તેમની ઉપરની સ્તુતિમાં મુદ્દલ અતિશયોક્તિ નહોતી. સત્યાગ્રહાશ્રમ સ્થપાયો ત્યારે તે દર માસે થોડા દહાડા તો ભરી જ જાય. બાળકોને સીવવાનું શીખવે ને આશ્રમનું સીવવાનું કામ પણ કરી જાય. વીરમગામની વાત તો મને રોજ સંભળાવે. મુસાફરોની ઉપર પડતી હાડમારી તેમને સારુ અસહ્ય હતી. આ મોતીલાલને ભરજુવાનીમાં બીમારી ઉપાડી ગઈ, ને વઢવાણ તેમના વિના સૂનું થયું.

રાજકોટ પહોંચતાં બીજે દિવસે સવારે હું પેલા મળેલા હુકમ પ્રમાણે ઇસ્પિતાલે હાજર થયો. ત્યાં તો હું અજાણ્યો નહોતો. દાક્તર શરમાયા ને પેલા તપાસનાર અમલદારની ઉપર ગુસ્સો કરવા લાગ્યા. મને ગુસ્સાનું કારણ ન લાગ્યું. અમલદારે તો પોતાનો ધર્મ પાળ્યો હતો. તે મને ઓળખતો નહોતો, ને ઓળખે તોયે જે હુકમ કર્યો તે કરવાનો તેનો ધર્મ હતો. પણ હું જાણીતો તેથી રાજકોટમાં મારે તપાસ કરાવવા જવાને બદલે તપાસ કરવા માણસ ઘેર આવવા લાગ્યા.

ત્રીજા વર્ગના મુસાફરોની આવી બાબતોમાં તપાસ આવશ્યક છે. મોટા ગણાતા માણસો પણ ત્રીજા વર્ગમાં ફરે તો તેમણે ગરીબોને લાગુ પડતા નિયમોને સ્વેચ્છાએ વશ વર્તવું જોઈએ, ને અમલદારોએ પક્ષપાત ન કરવો જોઈએ. પણ મારો અનુભવ એવો છે કે, અમલદારો ત્રીજા વર્ગના મુસાફરોને મનુષ્ય ગણવાને બદલે જાનવર જેવા ગણે છે. તુંકારા સિવાય તેને બોલાવાય જ નહિ. ત્રીજા વર્ગના મુસાફરથી સામે જવાબ ન અપાય, દલીલ ન થાય. કેમ જાણે તે અમલદારનો નોકર હોય નહિ એમ તેણે વર્તવું રહ્યું. તેને અમલદાર માર મારે, તેને લૂંટે, તેને ટ્રેન ચુકાવે, તેને ટિકિટ દેતાં રિબાવે. આ બધું મેં જાતે અનુભવ્યું છે. અને આ વસ્તુસ્થિતિમાં સુધારો તો જ થાય જો કેટલાક ભણેલા અને ધનિક ગરીબ જેવા બને અને ત્રીજા વર્ગમાં ફરી ગરીબ મુસાફરને ન મળતી હોય એવી એક પણ સગવડ ન ભોગવે, અને અગવડો, અવિવેક, અન્યાય, બીભત્સતા મૂગે મોઢે સહન ન કરતાં તેની સામે થાય ને દાદ મેળવે.

કાઠિયાવાડમાં હું જ્યાં જ્યાં ફર્યો ત્યાં ત્યાં વીરમગામની જકાતની તપાસને અંગે થતી હાડમારીની ફરિયાદો સાંભળી.

તેથી લૉર્ડ વિલિંગ્ડને આપેલા નિમંત્રણનો મેં તુરત ઉપયોગ કર્યો. આ બાબતનાં મળ્યાં એટલાં કાગળિયાં વાંચ્યાં.

ફરિયાદમાં ઘણું તથ્ય હતું એમ મેં જોયું. તે બાબત મેં મુંબઈની સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. સેક્રેટરીને મળ્યો. લૉર્ડ વિલિંગ્ડનને પણ મળેલો. તેમણે દિલસોજી બતાવી, પણ દિલ્હીની ઢીલની રાવ ખાધી.

'જો અમારા જ હાથમાં હોત તો અમે ક્યારની એ જકાત કાઢી નાંખી હોત. તમે વડી સરકાર પાસે જાઓ,' આમ સેક્રેટરીએ કહ્યું.

મેં વડી સરકારની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. પણ પહોંચ ઉપરાંત કશો જવાબ ન પામ્યો. જ્યારે મને લૉર્ડ ચેમ્સફર્ડને મળવાનો પ્રસંગ આવ્યો ત્યારે, એટલે લગભગ બે વર્ષના પત્રવ્યવહાર બાદ, દાદ મળી. લૉર્ડ ચેમ્સફર્ડને વાત કરી ત્યારે તેમણે આશ્ચર્ય બતાવ્યું. તેમને વીરમગામ વિષે કંઈ જ ખબર નહોતી. મારી વાત ધ્યાનપૂર્વક સાંભળી, અને તે જ વખતે ટેલિફોન કરી વીરમગામનાં કાગળિયાં મગાવ્યાં. જો મારી હકીકતની સામે અમલદારોને કંઈ કહેવાનું નહિ હોય તો જકાત રદ કરવાનું વચન આપ્યું. આ મેળાપ પછી થોડા જ દિવસમાં જકાત રદ થવાની નોટિસ મેં છાપાંમાં વાંચી.

મેં આ જીતને સત્યાગ્રહના પાયારૂપે માની, કેમકે વીરમગામ વિષે વાતો દરમ્યાન મુંબઈ સરકારના સેક્રેટરીએ મને મારા તે વિષે બગસરામાં કરેલા ભાષણની નકલ પોતાની પાસે હોવાનું કહ્યું હતું. તેમાં રહેલા સત્યાગ્રહના ઉલ્લેખ વિષે તેમણે પોતાની નાખુશી પણ બતાવી હતી. તેમણે પૂછેલું:

'તમે આને ધમકી નથી માનતા? અને આમ શક્તિમાન સરકાર ધમકીને ગાંઠે?'

મેં જવાબ આપ્યો:

'આ ધમકી નથી. આ લોકકેળવણી છે. લોકોને પોતાનાં દુઃખ દૂર કરવાના બધા વાસ્તાવક ઉપાયો બતાવવાનો

મારા જેવાનો ધર્મ છે. જે પ્રજા સ્વતંત્રતા ઇચ્છે તેની પાસે પોતાની રક્ષાના અંતિમ ઇલાજ હોવા જોઈએ. સામાન્ય રીતે આવા ઇલાજો હિંસક હોય છે. સત્યાગ્રહ એ શુદ્ધ અહિંસક શસ્ત્ર છે. તેનો ઉપયોગ ને તેની મર્યાદા બતાવવાનો મારો ધર્મ માનું છું. અંગ્રેજ સરકાર શક્તિમાન છે એ વિષે મને શંકા નથી. પણ સત્યાગ્રહ સર્વોપરી શસ્ત્ર છે એ વિષે પણ મને શંકા નથી.'

શાણા સેક્રેટરીએ પોતાનું માથું ધુણાવ્યું ને બોલ્યા: 'આપણે જોઈશું.'

૪

# શાંતિનિકેતન

રાજકોટથી હું શાંતિનિકેતન ગયો ત્યાં ત્યાંના અધ્યાપકો અને વિદ્યાર્થીઓએ મને પ્રેમથી નવરાવ્યો. સ્વાગતના વિધિમાં સાદાઈ, કળા અને પ્રેમનું સુંદર મિશ્રણ હતું. ત્યાં મને કાકાસાહેબ કાલેલકરની પહેલી મુલાકાત થઈ.

કાલેલકર 'કાકાસાહેબ' કેમ કહેવાતા હતા એ તો ત્યારે હું જાણતો જ નહોતો. પણ પાછળથી માલૂમ પડ્યું કે કેશવરાવ દેશપાંડે, જેઓ વિલાયતમાં મારા સમકાલીન હતા ને જેમની સાથે મારો વિલાયતમાં સરસ પરિચય થયો હતો, તે વડોદરા રાજ્યમાં 'ગંગનાથ વિદ્યાલય' ચલાવતા હતા. તેમની ઘણી ભાવનાઓમાં એક આ પણ હતી કે વિદ્યાલયમાં કૌટુંબિક ભાવના હોવી જોઈએ. તેથી બધા અધ્યાપકોને નામો આપ્યાં હતાં. તેમાં કાલેલકર 'કાકા' નામ પામ્યા. ફડકે 'મામા' થયા. હરિહર શર્મા 'અણ્ણા' થયા. અને બીજાઓને યોગ્ય નામો મળ્યાં. કાકાના સાથી તરીકે આનંદાનંદ (સ્વામી) અને મામાના મિત્ર તરીકે પટવર્ધન (આપ્પા) આગળ જતાં આ કુટુંબમાં જોડાયા. એ કુટુંબમાંના ઉપરના પાંચે એક પછી એક મારા સાથી થયા. દેશપાંડે 'સાહેબ'ને નામે ઓળખાયા. સાહેબનું વિદ્યાલય બંધ થયા પછી આ કુટુંબ વીખરાયું. પણ એ લોકોએ પોતાનો આધ્યાત્મિક સંબંધ ન છોડ્યો. કાકાસાહેબ જુદા જુદા અનુભવો લેવા લાગ્યા, અને તે અનુભવોને અંગે આ વખતે શાંતિનિકેતનમાં રહેતા હતા. તે જ મંડળના

એક બીજા ચિંતામણ શાસ્ત્રી ત્યાં રહેતા હતા. આ બન્ને સંસ્કૃત શીખવવામાં ભાગ લેતા હતા.

શાંતિનિકેતનમાં મારા મંડળને નોખો ઉતારો આપવામાં આવ્યો હતો. અહીં મગનલાલ ગાંધી તે મંડળને સાચવી રહ્યા હતા, અને ફિનિક્સ આશ્રમના બધા નિયમોનું સૂક્ષ્મતાએ પાલન કરતા કરાવતા હતા. મેં જોયું કે તેમણે શાંતિનિકેતનમાં પોતાની સુવાસ પોતાનાં પ્રેમ, જ્ઞાન અને ઉદ્યોગને લીધે ફેલાવી હતી. અહીં ઍંડ્રુઝ તો હતા જ. પિયર્સન હતા. જગદાનંદબાબુ, નેપાળબાબુ, સંતોષબાબુ, ખિતિમોહનબાબુ, નગીનબાબુ, શરદબાબુ અને કાલિબાબુની સાથે ઠીક સંબંધમાં આવ્યા.

મારા સ્વભાવ પ્રમાણે હું વિદ્યાર્થીઓ અને શિક્ષકોની સાથે ભળી ગયો, અને જાતમહેનતને વિષે ચર્ચા કરવા લાગ્યો. પગારદાર રસોઇયાને બદલે જો શિક્ષકો અને વિદ્યાર્થીઓ પોતાની રસોઈ કરી લે તો સારું થાય. રસોડાની ઉપર આરોગ્ય અને નીતિની દૃષ્ટિએ શિક્ષકવર્ગ કાબૂ મેળવે અને વિદ્યાર્થીઓ સ્વાશ્રય અને સ્વયંપાકનો પદાર્થપાઠ લે. આ વાત મેં ત્યાંના શિક્ષકો આગળ મૂકી. એક બે શિક્ષકે માથું ધુણાવ્યું. કેટલાકને આ પ્રયોગ બહુ ગમ્યો. બાળકોને તો, નવી ચીજ ગમે તે હોય તો ગમે જ તે ન્યાયે, આ પણ ગમી. અને અખતરો શરૂ થયો. આ વાત કવિશ્રી આગળ મૂકતાં, શિક્ષકો અનુકૂળ થાય તો આ અખતરો પોતાને તો જરૂર ગમે એવો અભિપ્રાય તેમણે આપ્યો. તેમણે વિદ્યાર્થીઓને કહ્યું, 'આમાં સ્વરાજની ચાવી રહેલી છે.'

પિયર્સને અખતરો સફળ કરવામાં પોતાની કાયા નિચોવી. તેમને તે બહુ ગમ્યું. એક શાક મોળવાની મંડળી જામી, અને બીજી અનાજ સાફ કરવાની. રસોડાની આસપાસ શાસ્ત્રીય શુદ્ધિ કરવામાં નગીનબાબુ વગેરે રોકાયા. તેમને કોદાળી લઈ કામ કરતા જોઈ મારું હૈયું હરખાતું.

પણ આ મહેનતનું કામ સવાસો છોકરા અને શિક્ષકો પણ એકદમ ઝીલી શકે એમ નહોતું. તેથી રોજ ચર્ચા થતી. કેટલાક થાકતા. પિયર્સનને થાક લાગે જ શાનો? એ તો હસતે ચહેરે કંઈક ને કંઈક રસોડાના કામમાં લાગ્યા જ રહે. મોટાં મોટાં વાસણો માંજવાં એ તો એમનું જ કામ. વાસણ માંજનાર ટુકડીનો થાક ઉતારવા કેટલાક વિદ્યાર્થીઓ ત્યાં સતાર વગાડતા. દરેક કામ વિદ્યાર્થીઓએ પૂરતા ઉત્સાહથી ઝીલી લીધું, અને આખું શાંતિનિકેતન મધપૂડાની પેઠે ગણગણવા લાગ્યું.

આવી જાતના ફેરફારોનો એક વાર આરંભ થાય પછી તે થોભી નથી જતા. ફિનિક્સ રસોડું સ્વાશ્રયી હતું, એટલું જ નહિ પણ તેમાં રસોઈ બહુ સાદી હતી. મસાલાનો ત્યાગ હતો. તેથી વરાળ મારફતે ભાત, દાળ, શાક અને ઘઉંના પદાર્થો પણ પકાવી લેવામાં આવતા હતા. બંગાળી ખોરાકમાં સુધારા કરવાના ઇરાદાથી એ જાતનું એક રસોડું કાઢ્યું હતું. એમાં એક બે અધ્યાપકો અને કેટલાક વિદ્યાર્થીઓ ભળ્યા હતા. આવા પ્રયોગોમાંથી સર્વસામાન્ય રસોડું સ્વાશ્રયી બનાવવાનો અખતરો શરૂ થઈ શક્યો હતો.

પણ છેવટે કેટલાંક કારણોને લઈને આ પ્રયોગ બંધ રહ્યો. મારી માન્યતા છે કે આ જગવિખ્યાત સંસ્થાએ આ પ્રયોગ ટૂંકી મુદતને સારુ પણ ચલાવીને કંઈ ગુમાવ્યું નથી. અને તેમાંથી મળેલા કેટલાક અનુભવો તેને સારુ ઉપયોગી થયા હતા.

મારો ઇરાદો શાંતિનિકેતનમાં કંઈક મુદતને સારુ રહેવાનો હતો. પણ મને વિધાતા બળાત્કારે ઘસડી ગયો. હું ભાગ્યે એક અઠવાડિયું રહ્યો હોઈશ ત્યાં પૂનાથી ગોખલેના અવસાનનો તાર મળ્યો. શાંતિનિકેતન શોકમાં ડૂબી ગયું. મારી પાસે સૌ ખરખરો કરવા આવ્યા. મંદિરમાં ખાસ સભા ભરી. આ

ગંભીર દેખાવ અપૂર્વ હતો. હું તે જ દિવસે પૂને જવા નીકળ્યો. સાથે પત્ની અને મગનલાલને લીધાં. બાકીનાં બધાં શાંતિનિકેતનમાં રહ્યાં.

ઍંડ્રૂઝ બર્દવાન સુધી મારી સાથે આવ્યા હતા. તેમણે મને પૂછ્યું, 'તમારે હિંદુસ્તાનમાં સત્યાગ્રહ કરવાનો અવસર આવે એમ લાગે છે ખરું? ને લાગતું હોય તો ક્યારે એની કાંઈ કલ્પના આવે છે?'

મેં જવાબ આપ્યો, 'આનો જવાબ આપવો મુશ્કેલ છે. મારે એક વર્ષ તો કંઈ કરવાપણું છે જ નહિ. ગોખલેએ મારી પાસેથી વચન લીધું છે કે, એક વર્ષ લગી મારે ભ્રમણ કરવું, કોઈ જાહેર પ્રશ્ન પર વિચાર ન બાંધવો, ન બતાવવો. આ વચન હું અક્ષરશઃ પાળવાનો છું. પછી પણ મારે કોઈ પ્રશ્ન પર બોલવાપણું હશે તો જ હું બોલવાનો છું. એટલે પાંચ વર્ષ લગી સત્યાગ્રહ કરવાનો અવસર આવે એમ મને લાગતું નથી.'

અહીં આટલું કહેવું પ્રસ્તુત છે કે 'હિંદ સ્વરાજ'માં મેં જે વિચારો દર્શાવ્યા છે તેને ગોખલે હસી કાઢતા ને કહેતા : 'એક વર્ષ તમે હિંદુસ્તાનમાં રહી જોશો એટલે તમારા વિચારો એની મેળે ઠેકાણે આવશે.'

૫

# ત્રીજા વર્ગની વિટંબણા

બર્દવાન પહોંચીને અમારે ત્રીજા વર્ગની ટિકટ લેવાની હતી. તે મેળવતાં વિટંબણા પડી. 'ત્રીજા વર્ગના ઉતારુને ટિકિટ વહેલી આપવામાં નથી આવતી,' એવો જવાબ મળ્યો. હું સ્ટેશન માસ્તર પાસે ગયો. મને તેમની પાસે કોણ જવા દે? કોઈએ દયા કરી સ્ટેશન માસ્તરને બતાવ્યા. ત્યાં પહોંચ્યો. તેમની પાસેથી પણ ઉપરનો જ જવાબ મળ્યો. 'બારી ઊઘડ્યાં' ત્યારે ટિકિટ લેવા ગયો. પણ સહેલાઈથી ટિકિટ મળે તેમ નહોતું. બળવાન ઉતારુઓ એક પછી એક ઘૂસતા જાય ને મારા જેવાને હઠાવતા જાય. છેવટે ટિકિટ તો મળી.

ગાડી આવી. ત્યાં પણ બળિયા હતા તે પેસી ગયા. ઉતારુ વચ્ચે ને પેસનાર વચ્ચે ગાળ ભેંડ, ધક્કાધક્કી ચાલે. એમાં મારાથી ભાગ લેવાય તેમ નહોતું. અમે ત્રણે આમતેમ જઈએ. બધેયથી એક જ જવાબ મળે, 'અહીં જગ્યા નથી.' હું ગાર્ડ પાસે ગયો. તે કહે, 'જગ્યા મળે તો બેસો, નહિ તો બીજી ટ્રેનમાં જાઓ.'

મેં નમ્રતાપૂર્વક કહ્યું, 'પણ મારે અગત્યનું કામ છે.' આ સાંભળવાનો ગાર્ડને વખત નહોતો. હું હાર્યો. મગનલાલને જ્યાં જગ્યા મળે ત્યાં બેસી જવા કહ્યું. પત્નીને લઈને હું ત્રીજા વર્ગની ટિકિટે 'ઇન્ટર'માં પેઠો. ગાર્ડે મને તેમાં જતાં જોયેલો.

આસનસોલ સ્ટેશને ગાર્ડ વધારાના પૈસા લેવા આવ્યો. મેં કહ્યું, 'તમારો મને જગ્યા બતાવવાનો ધર્મ હતો. જગ્યા

ન મળી એટલે હું આમાં બેઠો છું. મને તમે ત્રીજા વર્ગમાં જગ્યા આપો તો હું તેમાં જવાને તૈયાર છું.'

ગાર્ડ સાહેબ બોલ્યા, 'મારી સાથે દલીલ ન થાય. મારી પાસે જગ્યા નથી. પૈસા ન આપવા હોય તો તમારે ટ્રેનમાંથી નીકળવું પડશે.'

મારે તો કેમેય પૂના પહોંચવું હતું. ગાર્ડ જોડે લડવાની મારી હિંમત નહોતી. મેં પૈસા ચૂકવ્યા. છેક પૂના સુધીનું વધારાનું ભાડું લીધું. મને આ અન્યાય ખૂંચ્યો.

સવારે મુગલસરાઈ આવ્યું. મગનલાલે ત્રીજા વર્ગમાં જગ્યા મેળવી લીધી હતી. મુગલસરાઈમાં હું ત્રીજા વર્ગમાં ગયો. ટિકિટ કલેક્ટરને મેં હકીકતથી વાકેફ કર્યો. તેની પાસેથી મેં અમારી વાતનું પ્રમાણપત્ર માગ્યું. તેણે આપવાની ના પાડી. મેં વધારાના ભાડાના પૈસા પાછા મળવાની રેલવેના વડાને અરજી કરી.

'પ્રમાણપત્ર વિના વધારાના પૈસા પાછા આપવાનો અમારો રિવાજ નથી, પણ તમારા કેસમાં અમે આપીએ છીએ. બર્દવાનથી મોગલસરાઈ સુધીનો વધારો તો પાછો ન અપાય,' આવી મતલબનો જવાબ મળ્યો.

આ પછીના મારા ત્રીજા વર્ગની મુસાફરીના અનુભવો એટલા છે કે તેમનું પુસ્તક બને. પણ આવા કેટલાક પ્રસંગોપાત્ત આપવા ઉપરાંત આ પ્રકરણોમાં તેમનો સમાસ થાય એમ નથી. શરીરપ્રકૃતિવશાત્ ત્રીજા વર્ગની મારી મુસાફરી બંધ થઈ એ મને હમેશાં ખટક્યું છે ને ખટક્યાં જ કરશે. ત્રીજા વર્ગની મુસાફરીમાં જોહુકમી અમલની વિટંબણા તો છે જ. પણ ત્રીજા વર્ગમાં બેસનારા કેટલાક મુસાફરોની ઉદ્ધતાઈ, તેમની ગંદકી, તેમની સ્વાર્થબુદ્ધિ, તેમનું અજ્ઞાન ઓછાં નથી હોતાં. ખેદ તો એ છે કે, ઘણી વેળા મુસાફરો જાણતા નથી કે તેઓ ઉદ્ધતાઈથી વર્તે છે, અથવા ગંદકી

પોષે છે, અથવા સ્વાર્થ જ શોધે છે. જે કરે છે તે તેમને સ્વાભાવિક લાગે છે. આપણે સુધરેલાએ તેની દરકાર નથી કરી.

કલ્યાણ જંકશન થાકયાપાકયા પહોંચ્યા. નાહવાની તૈયારી કરી. મગનલાલ અને હું સ્ટેશનના પંપે પાણી લઈ નાહ્યા. પણ પત્નીને સારુ કંઈક તજવીજ કરી રહ્યો હતો તેટલામાં સર્વંટ્સ ઑફ ઇંડિયા સોસાયટીના ભાઈ કોલ્હે અમને ઓળખ્યા. તે પણ પૂના જતા હતા. પત્નીને બીજા વર્ગની કોટડીમાં નાહવા લઈ જવાનું તેમણે કહ્યું. આ વિનયનો સ્વીકાર કરતાં મને સંકોચ થયો. પત્નીને બીજા વર્ગની કોટડીનો આશ્રય લેવાનો અધિકાર નહોતો, એનું મને ભાન હતું. પણ મેં આ કોટડીમાં તેને નાહવા દેવાની અયોગ્યતાની પ્રત્યે આંખ આડા કાન કર્યા. સત્યના પૂજારીને આવુંયે ન શોભે. પત્નીને કંઈ ત્યાં જવાનો આગ્રહ નહોતો. પણ પતિના મોહરૂપ સુવર્ણપાત્રે સત્યને ઢાંક્યું.

## ૬

# મારો પ્રયત્ન

પૂના પહોંચીને ઉત્તરક્રિયા વગેરે ઊજવીને સોસાયટીએ કેમ નભવું અને મારે તેમાં જોડાવું કે નહિ, એ પ્રશ્ન અમે બધા ચર્ચતા થઈ ગયા. મારી ઉપર મોટો બોજો આવી પડ્યો. ગોખલે જીવતાં મારે સોસાયટીમાં દાખલ થવાનો પ્રયત્ન કરવાપણું નહોતું. મારે કેવળ ગોખલેની આજ્ઞાને અને ઇચ્છાને વશ થવાનું હતું. આ સ્થિતિ મને ગમતી હતી. ભારતવર્ષના તોફાની સમુદ્રમાં ઝંપલાવતાં મને સુકાનીની જરૂર હતી, ને ગોખલે જેવા સુકાનીની નીચે હું સુરક્ષિત હતો.

હવે મને લાગ્યું કે મારે સોસાયટીમાં દાખલ થવાને સારુ સતત પ્રયત્ન કરવો રહ્યો. ગોખલેનો આત્મા એમ જ ઇચ્છે એમ મને લાગ્યું. મેં વગરસંકોચે ને દૃઢતાપૂર્વક એ પ્રયત્ન આદર્યો. આ વખતે સોસાયટીના લગભગ બધા સભ્યો પૂનામાં હાજર હતા. એમને વીનવવાનું અને મારે વિષે જે ભય હતા તે દૂર કરવાનું મેં શરૂ કર્યું. પણ મેં જોયું કે સભ્યોમાં મતભેદ હતો. એક અભિપ્રાય મને દાખલ કરવા તરફ હતો, બીજો દૃઢતાપૂર્વક મને દાખલ કરવા સામે હતો. હું બન્નેનો મારા પ્રત્યેનો પ્રેમ જોઈ શકતો હતો. પણ મારા પ્રત્યેના પ્રેમ કરતાં સોસાયટી તરફની તેમની વફાદારી કદાચ વિશેષ હતી, પ્રેમથી ઊતરતી તો નહોતી જ.

આથી અમારી બધી ચર્ચા મીઠી હતી, અને કેવળ સિદ્ધાંતને અનુસરનારી હતી. વિરુદ્ધ પક્ષનાને એમ જ લાગેલું કે, અનેક બાબતોમાં મારા વિચારો અને તેમના વિચારો વચ્ચે

ઉત્તર દક્ષિણ જેટલું અંતર હતું. એથી પણ વધારે તેમને એમ લાગ્યું કે, જે ધ્યેયોને અંગે સોસાયટીની રચના ગોખલેએ કરી હતી તે ધ્યેયો જ મારા સોસાયટીમાં રહેવાથી જોખમમાં આવી પડવાનો પૂરો સંભવ હતો. સ્વાભાવિક રીતે આ તેમને અસહ્ય લાગ્યું.

ઘણી ચર્ચા બાદ અમે વીખરાયા. સભ્યોએ છેવટનો નિર્ણય કરવાનું બીજી સભા સારુ મુલતવી રાખ્યું.

ઘેર જતાં હું વિચારના વમળમાં પડ્યો. વધારે મતથી મારે દાખલ થવાનું થાય તો તે ઇષ્ટ ગણાય ? એ ગોખલે પ્રત્યેની મારી વફાદારી ગણાય ? જો મારી વિરુદ્ધ મત પડે તો તેમાં સોસાયટીની સ્થિતિ કફોડી કરવા હું નિમિત્ત ન બનું ? મેં સ્પષ્ટ જોયું કે, સોસાયટીના સભ્યો વચ્ચે મને દાખલ કરવા વિષે મતભેદ હોય ત્યાં લગી મારે પોતે જ દાખલ થવાનો આગ્રહ છોડી, વિરોધી પક્ષને નાજુક સ્થિતિમાં મૂકવામાંથી બચાવી લેવો જોઈએ, ને તેમાં જ સોસાયટી ને ગોખલે પ્રત્યે મારી વફાદારી હતી. અંતરાત્મામાં આ નિર્ણય ઊગ્યો કે તરત મેં શ્રી. શાસ્ત્રીને કાગળ લખ્યો કે તેમણે મારા દાખલ થવા વિષે સભા ન જ ભરવી. વિરોધ કરનારાઓને આ નિશ્ચય બહુ ગમ્યો. તેઓ ધર્મસંકટમાંથી ઊગર્યા. તેમની ને મારી વચ્ચેની સ્નેહગાંઠ વધારે મજબૂત થઈ. અને સોસાયટીમાં દાખલ થવાની મારી અરજી ખેંચી લઈને હું સોસાયટીનો સાચો સભ્ય થયો.

અનુભવે હું જોઉં છું કે સોસાયટીનો રૂઢિપૂર્વક સભ્ય ન થયો તે યોગ્ય હતું, ને જે સભ્યોએ મારા દાખલ થવા સામે વિરોધ કર્યો હતો તે વાસ્તવિક હતો. તેમના સિદ્ધાંતો ને મારા સિદ્ધાંતો વચ્ચે ભેદ હતો એમ અનુભવે બતાવી આપ્યું છે. પણ મતભેદ જાણી ગયા છતાં, અમારી વચ્ચે આત્માનું અંતર કદી પડ્યું નથી, ખટાશ કદી થઈ નથી. મતભેદ હોવા છતાં

અમે બન્ધુ ને મિત્ર રહ્યા છીએ. સોસાયટીનું સ્થાન મારે સારુ યાત્રાનું સ્થળ રહ્યું છે. લૌકિક દૃષ્ટિએ હું ભલે તેનો સભ્ય નથી થયો. આધ્યાત્મિક દૃષ્ટિએ હું સભ્ય રહ્યો જ છું. લૌકિક સંબંધ કરતાં આધ્યાત્મિક સંબંધ વધારે કીમતી છે. આધ્યાત્મિક વિનાનો લૌકિક સંબંધ પ્રાણ વિનાના દેહ સમાન છે.

૭

# કુંભ

મારે દાક્તર પ્રાણજીવનદાસ મહેતાને મળવા રંગૂન જવાનું હતું. ત્યાં જતાં કલકત્તામાં શ્રી. ભૂપેન્દ્રનાથ બસુના આમંત્રણથી હું તેમને ત્યાં ઊતર્યો હતો. અહીં બંગાળી વિવેકની પરિસીમા આવી હતી. આ વેળા હું ફળાહાર જ કરતો. મારી સાથે મારો દીકરો રામદાસ હતો. જેટલો સૂકો ને લીલો મેવો કલકત્તામાં મળે તેટલો એકઠો કરવામાં આવ્યો હતો. સ્ત્રીઓએ રાતોરાત જાગીને પિસ્તાં આદિને પલાળી તેની છાલ ઉતારી હતી. લીલા મેવાને પણ જેટલી સુઘડતાથી તૈયાર કરી શકાય તેટલી સુઘડતાથી તૈયાર કરવામાં આવ્યો હતો. મારા સાથીઓને સારુ અનેક પ્રકારનાં પકવાન્નો રાંધવામાં આવ્યાં હતાં. આ પ્રેમ ને વિવેક હું સમજ્યો, પણ એક બે પરોણાને સારુ આખું ઘર આખો દહાડો રોકાઈ રહે એ મને અસહ્ય લાગ્યું. મારી પાસે આ વિટંબણામાંથી ઊગરવાનો ઇલાજ નહોતો.

રંગૂન જતાં સ્ટીમરમાં હું ડેકનો ઉતારુ હતો. જો શ્રી. બસુને ત્યાં પ્રેમની વિટંબણા હતી તો સ્ટીમરમાં અપ્રેમની વિટંબણા હતી. ડેકના ઉતારુની તકલીફ અતિશય અનુભવી. નાહવાની જગ્યામાં ઊભવું ન પોસાય એવી ગંદકી, પાયખાનું નરકની ખાણ, મળમૂત્રાદિ ખૂંદીને કે તેને ટપીને પાયખાને જવું! મારે સારુ આ અગવડો બહુ ભારે હતી. માલમની પાસે હું પહોંચ્યો, પણ દાદ કોણ દે ? ઉતારુઓએ પોતાની ગંદકીથી ડેકને ખરાબ કરી મૂક્યું. જ્યાં બેઠા હોય ત્યાં જ થૂંકે, ત્યાં જ તમાકુની પિચકારીઓ ચલાવે, ત્યાં જ ખાવાનો કચરો નાંખે. વાતોના ઘોંઘાટની સીમા ન મળે. સહુ પોતાનાથી

બને તેટલી જગ્યા રોકે, કોઈ કોઈની સગવડનો વિચાર સરખોયે ન કરે. પોતે જગ્યા રોકે તેના કરતાં સામાન વધારે જગ્યા રોકે. આ બે દહાડા બહુ અકળામણમાં ગાળ્યા.

રંગૂન પહોંચતાં મેં એજંટને બધી હકીકત મોકલાવી. વળતાં પણ આવ્યો તો ડેકમાં, પણ આ કાગળને પરિણામે ને દાક્તર મહેતાની તજવીજને પરિણામે પ્રમાણમાં ઠીક સગવડ ભોગવતો આવ્યો.

મારા ફળાહારની જંજાળ તો અહીં પણ પ્રમાણમાં વધારે પડતી તો હતી જ. દાક્તર મહેતાનું ઘર એટલે મારું જ સમજી શકું એવો સંબંધ હતો. તેથી મેં વાનીઓ ઉપર અંકુશ તો મેળવી લીધો હતો, પણ મેં કંઈ મર્યાદા નહોતી આંકી, તેથી ઘણી જાતનો મેવો આવતો તેની સામે હું ન થતો. વધારે જાત હોય તે આંખને અને જીભને ગમે. ખાવાનો વખત તો ગમે તે હોય. મને પોતાને વહેલું ઉકેલવું ગમે, તેથી બહુ મોડું તો ન થાય, પણ રાતના આઠનવ તો સહેજે વાગે.

આ ૧૯૧૫ની સાલમાં હરદ્વારમાં કુંભમેળો હતો. તેમાં જવાની મને તીવ્ર ઇચ્છા નહોતી. પણ મારે મહાત્મા મુનશીરામજીના દર્શને તો જવું જ હતું. કુંભને સમયે ગોખલેની સેવકસમાજે એક મોટી ટુકડી મોકલી હતી. તેની વ્યવસ્થા શ્રી. હૃદયનાથ કુંઝરુને હાથ હતી. મરહૂમ દાક્તર દેવ પણ તેમાં હતા. આમાં મદદ કરવા મારી ટુકડીને પણ લઈ જવી એવો ઠરાવ હતો. મગનલાલ ગાંધી શાંતિનિકેતનમાં રહેલી ટુકડીને લઈને મારાથી પહેલા હરદ્વાર પહોંચી ગયા હતા. હું રંગૂનથી વળી તેમની સાથે જોડાઈ ગયો.

કલકત્તેથી હરદ્વાર પહોંચતાં ખૂબ મૂંઝાવું પડેલું. ડબ્બાઓમાં કેટલીક વેળા દીવાબત્તી પણ ન મળે. શહરાનપુરથી તો માલના કે ઢોરના ડબ્બામાં જ ઉતારુઓને પૂરવામાં આવ્યા હતા. ઉઘાડા ડબ્બા ઉપર મધ્યાહ્નનો સૂરજ તપે ને નીચે નકરી

લોખંડની બાંય, પછી અકળામણનું શું પૂછવું? છતાં ભાવિક હિંદુ ઘણી તરસ છતાં 'મુસલમાન પાણી' આવે તે ન જ પીએ. 'હિંદુ પાણી'નો પોકાર થાય ત્યારે જ પાણી પીએ. આ જ ભાવિક હિંદુને દવામાં દાક્તર દારૂ આપે, મુસલમાન કે ખ્રિસ્તી પાણી આપે, માંસનું સત્ત્વ આપે, તે લેવામાં ન સંકોચ આવે ને ન પૂછવાપણું હોય.

અમે શાંતિનિકેતનમાં જ જોયું હતું કે ભંગીનું કામ કરવું એ તો અમારો હિંદુસ્તાનમાં વિશેષ ધંધો થઈ જ પડશે. સેવકોને સારુ કોઈ ધર્મશાળામાં તંબૂ તાણવામાં આવ્યા હતા. પાયખાનાને સારુ દાક્તર દેવે ખાડા ખોદાવ્યા હતા. પણ તે ખાડાની વ્યવસ્થા દાક્તર દેવ તો આવે સમયે જે થોડા પગારદાર ભંગી મળી શકે તેમની જ મારફતે કરાવી શકે ના? આ ખાડાઓમાં પડતો મળ વખતોવખત ઢાંકવાનું ને તેને બીજી રીતે સાફ રાખવાનું કામ ફિનિક્સની ટુકડીએ ઉપાડી લેવાની મારી માગણીનો દાક્તર દેવે ખુશીની સાથે સ્વીકાર કર્યો. આ સેવા કરવાની માગણી કરનારો હું, પણ કરવાનો બોજો ઉપાડનાર મગનલાલ ગાંધી.

મારો ધંધો તો ઘણે ભાગે તંબૂમાં બેસી 'દર્શન' દેવાનો અને અનેક યાત્રાળુઓ આવે તેમની સાથે ધર્મની અને એવી બીજી ચર્ચાઓ કરવાનો થઈ પડ્યો. દર્શન દેતાં હું અકળાયો. તેમાંથી એક મિનિટની ફુરસદ ન મળે. નાહવા જાઉં તોયે દર્શનાભિલાષી મને એકલો ન છોડે. ફળાહાર કરતો હોઉં ત્યારે તો એકાંત હોય જ ક્યાંથી? તંબૂમાં ક્યાંયે હું એક ક્ષણને સારુ પણ એકલો બેસી નહોતો શક્યો. દક્ષિણ આફ્રિકામાં જે કંઈ સેવા થઈ શકી હતી તેની આટલી ઊંડી અસર આખા ભરતખંડમાં થઈ હશે તે મેં હરદ્વારમાં અનુભવ્યું.

હું તો ઘંટીનાં પડની વચ્ચે પિસાવા લાગ્યો. છતો ન હોઉં ત્યાં ત્રીજા વર્ગના મુસાફર તરીકે અગવડો ભોગવું, જ્યાં

ઊતરું ત્યાં દર્શનાર્થીના પ્રેમથી અકળાઉં. એમાંથી કઈ સ્થિતિ વધારે દયાજનક હશે એ કહેવું ઘણી વાર મારે સારુ મુશ્કેલ થઈ પડ્યું છે. દર્શનાર્થીના પ્રેમના પ્રદર્શનથી મને ઘણી વેળા ક્રોધ આવ્યો છે ને મનમાં તો તેથીયે વધારે વેળા બળ્યો છું, એટલું જાણું છું. ત્રીજા વર્ગની હાડમારીથી મને અગવડ પડી છે, પણ ક્રોધ ભાગ્યે જ છૂટ્યો છે, અને એથી મારી તો ઉન્નતિ જ થઈ છે.

આ સમયે મારામાં હરવાફરવાની શક્તિ ઠીક હતી, તેથી હું ઠીક ઠીક ભટકી શક્યો હતો. તે વખતે એટલો પ્રસિદ્ધ નહોતો થયો કે રસ્તાઓમાં ફરવાનું ભાગ્યે જ બની શકે. ભ્રમણમાં મેં લોકોની ધર્મભાવના કરતાં તેમનું બેબાકળાપણું, તેમની ચંચળતા, પાખંડ, અવ્યવસ્થા બહુ જોયાં. સાધુઓનો રાફડો ફાટ્યો હતો. તે કેવળ માલપૂડા ને ખીર જમવાને જ જન્મ્યા હોય એવા જણાયા. અહીં મેં પાંચ પગાળી ગાય જોઈ. હું તો આશ્ચર્ય પામ્યો. પણ અનુભવી માણસોએ મારું અજ્ઞાન તુરત દૂર કર્યું. પાંચ પગાળી ગાય તો દુષ્ટ લોભી લોકોનું બલિદાન હતું. આ ગાયની કાંધમાં વાછડાના જીવતા પગ કાપીને, કાંધને છેદી તેમાં તે ચોંટાડી દેવામાં આવતા હતા, ને આ બેવડી ઘાતકી ક્રિયાનું પરિણામ અજ્ઞાની લોકોને ધૂતવાને સારુ વાપરવામાં આવતું હતું. પાંચ પગાળી ગાયનાં દર્શન કરવા કયો હિંદુ ન લલચાય? તે દર્શનને સારુ તે જેટલું દાન દે તેટલું થોડું.

કુંભનો દિવસ આવ્યો. મારે સારુ એ ધન્ય ઘડી હતી. હું યાત્રાની ભાવનાથી હરદ્વાર નહોતો ગયો. મને તીર્થક્ષેત્રોમાં પવિત્રતાની શોધે જવાનો મોહ કદી નથી રહ્યો. પણ સત્તર લાખ માણસો પાખંડી હોય નહિ. મેળામાં સત્તર લાખ માણસો આવ્યાં હશે એમ કહેવાયું હતું. આમાં અસંખ્ય માણસો પુણ્ય કમાવાને સારુ, શુદ્ધિ મેળવવાને સારુ આવેલાં એને વિષે મને શંકા નહોતી. આવા પ્રકારની શ્રદ્ધા કેટલે

સુધી આત્માને ચડાવતી હશે એ કહેવું અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ.

પથારીમાં પડ્યો પડ્યો હું વિચારસાગરમાં ડૂબ્યો. ચોમેર ફેલાયેલા પાખંડમાં મજકૂર પવિત્ર આત્માઓ પણ છે. તેઓ ઈશ્વરના દરબારમાં સજાપાત્ર નહિ ગણાય. જો હરદ્વારમાં આવે સમયે આવવું જ પાપ હોય તો મારે જાહેર રીતે વિરોધ કરી કુંભને દિવસે તો હરદ્વારનો ત્યાગ જ કરવો જોઈએ. જો આવવામાં ને કુંભને દહાડે રહેવામાં પાપ ન હોય તો મારે કંઈક ને કંઈક કડક વ્રત લઈને ચાલતા પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, આત્મશુદ્ધિ કરવી જોઈએ. મારું જીવન વ્રતો ઉપર રચાયેલું છે, તેથી કંઈક કઠિન વ્રત લેવાનો નિશ્ચય કર્યો. કલકત્તા અને રંગૂનમાં મારે નિમિત્તે યજમાનોને થયેલા અનાવશ્યક પરિશ્રમનું મને સ્મરણ થયું, તેથી મેં ખોરાકની વસ્તુઓની મર્યાદા બાંધવાનો ને અંધારા પહેલાં જમી લેવાનું વ્રત લેવાનો નિશ્ચય કર્યો. મેં જોયું કે, જો હું મર્યાદા નહિ જાળવું તો યજમાનોને ભારે અગવડરૂપ થઈશ ને સેવા કરવાને બદલે દરેક જગ્યાએ મારી સેવામાં જ લોકોને રોકતો થઈ જઈશ. તેથી ચોવીસ કલાકમાં પાંચ વસ્તુઓ ઉપરાંત કંઈ ખાવાનું ન લેવાનું ને રાત્રિભોજનત્યાગનું વ્રત લીધું જ. બન્નેની કઠિનાઈનો પૂરો વિચાર કરી લીધો. આ વ્રતોમાં એક પણ બારી ન રાખવાનો નિશ્ચય કર્યો. માંદગીમાં દવારૂપે ઘણી વસ્તુઓ લેવી કે ન લેવી, દવાને વસ્તુમાં ગણવી કે ન ગણવી, આ બધી વાતો વિચારી લીધી, ને નિશ્ચય કર્યો કે ખાવાના કોઈ પણ પદાર્થો પાંચ ઉપરાંત ન લેવા. આ બે વ્રતોને તેર વર્ષ થયાં. તેમણે મારી પરીક્ષા ઠીક કરી છે. પણ જેમ પરીક્ષા કરી છે તેમ તે મારે સારુ ઢાલરૂપ પણ ઠીક બન્યાં છે. આ વ્રતોએ મારી જિંદગી લંબાવી છે એવો મારો અભિપ્રાય છે. તેથી હું ઘણીયે વેળા માંદગીઓમાંથી બચી ગયો છું એમ માનું છું.

## ૮

# લક્ષ્મણ ઝૂલા

પહાડ જેવા લાગતા મહાત્મા મુનશીરામજીનાં દર્શન કરવા ને તેમનું ગુરુકુલ જોવા ગયો ત્યારે મને બહુ શાંતિ મળી. હરદ્વારનો ઘોંઘાટ ને ગુરુકુલની શાંતિની વચ્ચેનો ભેદ સ્પષ્ટ જોવામાં આવતો હતો. મહાત્માએ મને પ્રેમથી નવરાવ્યો. બ્રહ્મચારીઓ મારી પાસેથી ખસે જ નહિ. રામદેવજીની મુલાકાત પણ તે જ વખતે થઈ, અને તેમની શક્તિની ઓળખ હું તુરત કરી શક્યો. અમારી વચ્ચે કેટલીક મતભિન્નતા અમે જોઈ શક્યા, છતાં અમારી વચ્ચે સ્નેહગાંઠ બંધાઈ. ગુરુકુલમાં ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરવાની આવશ્યકતા વિષે રામદેવજી તથા બીજા શિક્ષકો સાથે ઠીક ચર્ચા કરી. મને ગુરુકુલ તુરત છોડતાં દુઃખ થયું.

મેં લક્ષ્મણ ઝૂલાની સ્તુતિ ખૂબ સાંભળી હતી. હૃષીકેશ ગયા વિના હરદ્વાર ન છોડવાની મને ઘણાની ભલામણ થઈ. મારે તો ત્યાં ચાલતા જવું હતું. એટલે એક મજલ હૃષીકેશની ને બીજી લક્ષ્મણ ઝૂલાની હતી.

હૃષીકેશમાં ઘણા સંન્યાસીઓ મળવા આવ્યા હતા. તેમાંના એકને મારા જીવનમાં બહુ રસ લાગ્યો. ફિનિક્સ મંડળ મારી સાથે હતું. તે બધાને જોઈને તેમણે ઘણા પ્રશ્નો પૂછ્યા. અમારી વચ્ચે ધર્મની ચર્ચા થઈ. મને ધર્મની તીવ્ર લાગણી છે એમ તેમણે જોયું. હું ગંગાસ્નાન કરીને આવ્યો હતો એટલે શરીર ઉઘાડું હતું. તેમણે મારે માથે શિખા ન જોઈ ને શરીરે જનોઈ ન જોઈ તેથી તે દુઃખ પામ્યા ને મને પૂછ્યું :

'તમે આસ્તિક છો છતાં જનોઈ અને શિખા ન રાખો

તેથી અમારા જેવાને દુઃખ થાય. આ બે હિંદુધર્મની બાહ્ય સંજ્ઞાઓ છે, ને તે દરેક હિંદુએ રાખવી જોઈએ.'

દશેક વર્ષની ઉંમરે પોરબંદરમાં બ્રાહ્મણોની જનોઈને છેડે બાંધેલી ચાવીના રણકાર હું સાંભળતો તેની મને અદેખાઈ થતી. રણકાર કરતી કૂંચીઓ જનોઈએ બાંધીને ફરીએ તો કેવું સારું એમ લાગતું. કાઠિયાવાડમાં વૈશ્ય કુટુમ્બમાં જનોઈનો રિવાજ તે વેળા નહોતો. પણ પ્રથમ ત્રણ વર્ણે જનોઈ પહેરવી જ જોઈએ એવો નવો પ્રચાર ચાલી રહ્યો હતો. તેને અંગે ગાંધી કુટુમ્બમાં કેટલાક જનોઈ પહેરતા થયા હતા. જે બ્રાહ્મણ અમને બેત્રણ સગાને રામરક્ષાનો પાઠ શીખવતા હતા તેમણે અમને જનોઈ પહેરાવી. અને મારી પાસે કૂંચી રાખવાનું કશું કારણ નહોતું છતાં મેં બેત્રણ કૂંચીઓ લટકાવી. જનોઈ તૂટી ગઈ ત્યારે તેનો મોહ ઊતરી ગયો હતો કે નહિ એ તો યાદ નથી, પણ મેં નવી ન પહેરી.

મોટી ઉંમર થતાં બીજાઓએ મને જનોઈ પહેરાવવાનો પ્રયત્ન હિંદુસ્તાનમાં તેમ જ દક્ષિણ આફ્રિકામાં કરેલો, પણ મારી ઉપર તેમની દલીલની અસર ન થઈ. શૂદ્ર જનોઈ ન પહેરે તો બીજા વર્ણ કેમ પહેરે ? જે બાહ્ય વસ્તુનો રિવાજ અમારા કુટુમ્બમાં નહોતો તે દાખલ કરવાનું મને એક પણ સબળ કારણ નહોતું મળ્યું. મને જનોઈનો અભાવ નહોતો, પણ તે પહેરવાનાં કારણનો અભાવ હતો. વૈષ્ણવ હોવાથી હું કંઠી પહેરતો. શિખા તો વડીલો અમને ભાઈઓને રખાવતા. વિલાયત જતાં ઉઘાડું માથું હોય, ગોરાઓ તે જોઈ હસે અને જંગલી ગણે એવી શરમથી શિખા કપાવી હતી. મારી સાથે રહેતા મારા ભત્રીજા છગનલાલ ગાંધી દક્ષિણ આફ્રિકામાં બહુ ભાવપૂર્વક શિખા રાખી રહ્યા હતા. તે શિખા તેમના જાહેર કામમાં વચ્ચે આવશે એમ વહેમથી મેં તેમનું મન દૂભવીને તે છોડાવી હતી. આમ શિખાની મને શરમ હતી.

સ્વામીને ઉપરની હકીકત મેં કહી સંભળાવીને કહ્યું :

'જનોઈ તો હું ધારણ નહિ કરું. અસંખ્ય હિંદુઓ જે નથી પહેરતા છતાં હિંદુ ગણાય છે, તે મારે પહેરવાની હું જરૂર નથી જોતો. વળી જનોઈ ધારણ કરવી એટલે બીજો જન્મ લેવો; એટલે આપણે ઇરાદાપૂર્વક શુદ્ધ થવું, ઊર્ધ્વગામી થવું. અત્યારે હિંદુસમાજ અને હિંદુસ્તાન પડેલાં છે, તેમાં જનોઈ પહેરવાનો આપણને અધિકાર જ ક્યાં છે? હિંદુ-સમાજ અસ્પૃશ્યતાનો મેલ ધુએ, ઊંચનીચની વાત ભૂલી જાય, બીજા ઘર કરી ગયેલા દોષો કાઢે, ચોમેર ફેલાયેલાં અધર્મ પાખંડ દૂર કરે, ત્યારે તેને જનોઈનો અધિકાર ભલે હો. એટલે જનોઈ ધારણ કરવાની તમારી વાતનો મને ઘૂંટડો નથી ઊતરતો, પણ શિખા વિષેની તમારી વાત મારે અવશ્ય વિચારવી પડશે. તે તો હું રાખતો. તે મેં શરમ અને બીકને માર્યે કપાવી નાંખી છે. તે ધારણ કરવી જોઈએ એમ મને લાગે છે. મારા સાથીઓ જોડે આ વાત હું વિચારી લઈશ.'

સ્વામીને જનોઈ વિષેની મારી દલીલ ન ગમી. જે કારણો મેં ન પહેરવાનાં બતાવ્યાં તે તેમને પહેરવાના પક્ષનાં લાગ્યાં. જનોઈ વિષેનો હૃષીકેશમાં મેં જણાવેલો વિચાર આજ પણ લગભગ એવો જ કાયમ છે. જ્યાં લગી જુદાજુદા ધર્મ રહ્યા છે ત્યાં લગી પ્રત્યેક ધર્મને કંઈક ખાસ બાહ્ય સંજ્ઞાની કદાચ આવશ્યકતા હોય. પણ જ્યારે બાહ્ય સંજ્ઞા કેવળ આડંબરરૂપે થઈ પડે, અથવા પોતાના ધર્મને બીજા ધર્મથી તારવી કાઢવા સારુ વપરાય, ત્યારે તે ત્યાજ્ય થઈ પડે છે. અત્યારે જનોઈ હિંદુધર્મને ઊંચે લઈ જવાનું સાધન છે એમ હું જોતો નથી. એટલે તેને વિષે હું તટસ્થ છું.

શિખાનો ત્યાગ મને પોતાને શરમ ઉપજાવનારો હતો, તેથી સાથીઓની સાથે ચર્ચા કરી તે ધારણ કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ હવે આપણે લક્ષ્મણ ઝૂલા જવું જોઈએ.

હૃષીકેશ અને લક્ષ્મણ ઝૂલાનાં કુદરતી દૃશ્યો બહુ ગમ્યાં. કુદરતની કળા ઓળખવાની પૂર્વજોની શક્તિ વિષે ને કળાને ધાર્મિક સ્વરૂપ આપવાની તેમની દૂરંદેશી વિષે મનમાં અતિ માન થયું.

પણ મનુષ્યની કૃતિથી ચિત્તને શાંતિ ન થઈ. જેમ હરદ્વારમાં તેમ હૃષીકેશમાં લોકો રસ્તાઓ અને ગંગાનો સુંદર કિનારો ગંદો કરી મૂકતા હતા. ગંગાનું પવિત્ર પાણી બગાડતાં પણ તેમને કશો સંકોચ નહોતો થતો. હાજતે જનારા દૂર જવાને બદલે જ્યાં માણસોની આવજા હોય ત્યાં હાજતે જતા હતા. આ જોઈને હૃદયને બહુ આઘાત પહોંચ્યો.

લક્ષ્મણ ઝૂલા જતાં લોઢાનો ઝૂલતો પુલ જોયો. લોકોની પાસેથી સાંભળ્યું કે આ પુલ પ્રથમ તો દોરડાનો પણ ઘણો મજબૂત હતો. તેને તોડીને એક ઉદાર દિલના મારવાડી ગૃહસ્થે મોટું દાન આપી લોખંડનો પુલ બનાવરાવ્યો ને તેની ચાવી સરકારને સોંપી! દોરડાના પુલનો મને કશો ખ્યાલ નથી, પણ લોખંડનો પુલ કુદરતી વાતાવરણને કલુષિત કરતો હતો ને બહુ અળખામણો લાગતો હતો. યાત્રાળુઓના આ રસ્તાની ચાવી સરકારને હસ્તક સોંપવામાં આવી એ મારી તે વેળાની વફાદારીને પણ અસહ્ય લાગ્યું.

ત્યાંથી વધારે દુઃખદ દૃશ્ય સ્વર્ગાશ્રમનું હતું. જસતનાં પતરાંની તબેલા જેવી કોટડીઓને સ્વર્ગાશ્રમનું નામ આપવામાં આવ્યું હતું. આ સાધકોને સારુ બનાવવામાં આવી હતી એમ મને કહેવામાં આવ્યું. તેમાં ભાગ્યે કોઈ સાધક એ વખતે રહેતા હતા. આને લગતા મુખ્ય મકાનમાં રહેનારાઓએ પણ મારી ઉપર સારી છાપ ન પાડી.

પણ હરદ્વારના અનુભવો મારે સારુ અમૂલ્ય નીવડ્યા. મારે ક્યાં વસવું ને શું કરવું એનો નિશ્ચય કરવામાં હરદ્વારના અનુભવોએ મને બહુ મદદ કરી.

૯

# આશ્રમની સ્થાપના

કુંભની યાત્રા એ મારી હરદ્વારની બીજી મુલાકાત હતી. સત્યાગ્રહાશ્રમની સ્થાપના ૧૯૧૫ના મેની ૨૫માએ થઈ. શ્રદ્ધાનંદજીની માગણી એવી હતી કે મારે હરદ્વારમાં વસવું. કલકત્તાના કેટલાક મિત્રોની સલાહ વૈદ્યનાથધામમાં વસવાની હતી. કેટલાક મિત્રોનો ભારે આગ્રહ રાજકોટમાં વસવાનો હતો.

પણ જ્યારે હું અમદાવાદમાંથી પસાર થયો ત્યારે ઘણા મિત્રોએ અમદાવાદ પસંદ કરવા કહ્યું, ને આશ્રમનું ખર્ચ તેમણે જ ઉપાડી લેવાનું બીડું ઝડપ્યું. મકાન શોધી દેવાનું પણ તેમણે જ કબૂલ કર્યું.

અમદાવાદ ઉપર મારી નજર ઠરી હતી. હું ગુજરાતી હોવાથી ગુજરાતી ભાષા મારફતે દેશની વધારેમાં વધારે સેવા કરી શકીશ એમ માનતો હતો. અમદાવાદ પૂર્વે હાથવણાટનું મથક હોવાથી રેંટિયાનું કામ અહીં જ વધારે સારી રીતે થઈ શકશે એવી પણ માન્યતા હતી. ગુજરાતનું પાટનગર હોવાથી અહીંના ધનાઢ્ય લોકો ધનની વધારે મદદ દઈ શકશે એ પણ આશા હતી.

અમદાવાદના મિત્રોની સાથેના સંવાદોમાં અસ્પૃશ્યનો પ્રશ્ન ચર્ચાયો હતો. મેં સ્પષ્ટ રીતે કહ્યું હતું કે, જો કોઈ લાયક અંત્યજ ભાઈ આશ્રમમાં દાખલ થવા માગશે તો હું તેને જરૂર દાખલ કરીશ.

'તમારી શરતનું પાલન કરી શકે એવા અંત્યજ ક્યાં રેઢા પડ્યા છે?' એમ એક વૈષ્ણવ મિત્રે પોતાના મનનો સંતોષ વાળ્યો. અને અમદાવાદમાં વસવાનો છેવટે નિશ્ચય થયો.

મકાનોની શોધ કરતાં, મને અમદાવાદમાં વસાવવામાં અગ્રભાગ લેનાર શ્રી. જીવણલાલ બારિસ્ટર હતા, તેમનું કોચરબમાં આવેલ મકાન ભાડે લેવાનું ઠર્યું.

આશ્રમનું નામ શું રાખવું એ પ્રશ્ન તુરત ઊઠ્યો. મિત્રોની સાથે મસલત કરી. કેટલાંક નામો મળ્યાં. સેવાશ્રમ, તપોવન, વગેરે સૂચવાયાં હતાં. સેવાશ્રમ નામ ગમતું હતું. પણ તેમાં સેવાની રીતની ઓળખ નહોતી થતી. તપોવન નામ પસંદ ન જ કરાય, કેમકે જોકે તપશ્ચર્યા પ્રિય હતી છતાં એ નામ ભારે પડતું લાગ્યું. અમારે તો સત્યની પૂજા, સત્યની શોધ કરવી હતી, તેનો જ આગ્રહ રાખવો હતો, અને દક્ષિણ આફ્રિકામાં જે પદ્ધતિનો મેં ઉપયોગ કર્યો હતો તેની ઓળખ ભારતવર્ષમાં કરાવવી હતી, અને તેની શક્તિ ક્યાં લગી વ્યાપક થઈ શકે તે જોવું હતું. તેથી મેં અને સાથીઓએ સત્યાગ્રહાશ્રમ નામ પસંદ કર્યું. તેમાં સેવાનો અને સેવાની પદ્ધતિનો ભાવ સહેજે આવી જતો હતો.

આશ્રમને ચલાવવાને સારુ નિયમાવલિની આવશ્યકતા હતી. તેથી નિયમાવલિ ઘડીને તેની ઉપર અભિપ્રાયો માગ્યા. ઘણા અભિપ્રાયોમાં સર ગુરુદાસ બૅનરજીએ આપેલો અભિપ્રાય મને યાદ રહી ગયો છે. તેમને નિયમાવલિ ગમી, પણ તેમણે સૂચના કરી કે વ્રતોમાં નમ્રતાના વ્રતને સ્થાન આપવું જોઈએ. આપણા યુવકવર્ગમાં નમ્રતાના વ્રતની ઊણપ છે એમ તેમના કાગળનો ધ્વનિ હતો. જોકે નમ્રતાનો અભાવ હું ઠેકઠેકાણે અનુભવતો હતો, છતાં નમ્રતાને વ્રતમાં સ્થાન દેવાથી નમ્રતા નમ્રતા મટી જવાનો આભાસ આવતો હતો. નમ્રતાનો પૂરો અર્થ તો શૂન્યતા છે. શૂન્યતાને પહોંચવાને અર્થે બીજાં વ્રતો હોય. શૂન્યતા

એ મોક્ષની સ્થિતિ. મુમુક્ષુ કે સેવકના પ્રત્યેક કાર્યમાં જો નમ્રતા — નિરભિમાનતા ન હોય તો તે મુમુક્ષુ નથી, સેવક નથી. તે સ્વાર્થી છે, અહંકારી છે.

આશ્રમમાં આ વખતે લગભગ તેર તામિલ હતા. મારી સાથે દક્ષિણ આફ્રિકાથી પાંચ તામિલ બાળકો આવ્યા હતા, ને બીજાં અહીંથી લગભગ પચીસ સ્ત્રીપુરુષોથી આશ્રમનો આરંભ થયો હતો. બધાં એક રસોડે જમતાં હતાં, ને એક જ કુટુંબ હોય એવી રીતે વર્તવાનો પ્રયત્ન કરતાં હતાં.

## ૧૦

# કસોટીએ ચડયા

આશ્રમની હસ્તીને હજુ થોડા જ મહિના થયા હતા, તેટલામાં જેવી કસોટીની મને આશા નહોતી તેવી અમારી કસોટી થઈ. ભાઈ અમૃતલાલ ઠક્કરનો કાગળ મળ્યો: 'એક ગરીબ અને પ્રામાણિક અંત્યજ કુટુંબ છે. તેની ઇચ્છા તમારા આશ્રમમાં આવીને રહેવાની છે. તેને લેશો?'

હું ભડક્યો ખરો. ઠક્કર બાપા જેવાની ભલામણ લઈને આવનાર અંત્યજ કુટુંબ આટલું વહેલું આવે એવી મેં મુદ્દલ આશા રાખી નહોતી. સાથીઓને કાગળ વંચાવ્યો. તેમણે વધાવ્યો. તે કુટુંબ આશ્રમના નિયમ પાળવા તૈયાર હોય તો તેને લેવાની તૈયારી ભાઈ અમૃતલાલ ઠક્કરને જણાવી.

દૂદાભાઈ, તેમનાં પત્ની દાનીબહેન અને રીખતી ધાવણી લક્ષ્મી આવ્યાં. દૂદાભાઈ મુંબઈમાં શિક્ષકનું કામ કરતા હતા. નિયમોનું પાલન કરવા તૈયાર હતા. તેમને આશ્રમમાં લીધા.

સહાયક મિત્રમંડળમાં ખળભળાટ થયો. જે કૂવામાં બંગલાના માલિકનો ભાગ હતો તે કૂવામાંથી પાણી ભરવામાં જ અડચણ આવવા લાગી. કોસવાળાને અમારા પાણીના છાંટા અડે તો તે અભડાય. તેણે ગાળો શરૂ કરી, દૂદાભાઈને પજવવાનું શરૂ કર્યું. ગાળો સહન કરવાનું ને દૃઢતાપૂર્વક પાણી ભરવાનું જારી રાખવાનું મેં સહુને કહી દીધું. અમને ગાળ સાંભળતા જોઈ કોસવાળો શરમાયો ને તેણે છેડ મૂકી. પણ પૈસાની મદદ તો બંધ થઈ. જે ભાઈએ આશ્રમના નિયમો પાળનારા અંત્યજોના પ્રવેશ વિષે પ્રથમથી જ શંકા કરી હતી

તેમને તો આશ્રમમાં અંત્યજ દાખલ થવાની આશા જ નહોતી. પૈસાની મદદ બંધ પડી. બહિષ્કારની અફવા મારે કાને આવવા માંડી. મેં સાથીઓની સાથે વિચારી મેલ્યું હતું: 'જો આપણો બહિષ્કાર થાય ને આપણી પાસે કશી મદદ ન રહે તોયે આપણે હવે અમદાવાદ નહિ છોડીએ. અંત્યજવાડામાં જઈને તેમની સાથે રહીશું, ને જે કંઈ મળી રહેશે તેની ઉપર અથવા મજૂરી કરીને નિર્વાહ કરીશું.'

છેવટે મગનલાલે મને નોટિસ આપી: 'આવતે મહિને આશ્રમખર્ચ ચલાવવાના પૈસા આપણી પાસે નથી.' મેં ધીરજથી જવાબ આપ્યો: 'તો આપણે અંત્યજવાડે રહેવા જઈશું.'

મારી ઉપર આવી ભીડ આ પહેલી વાર નહોતી. દરેક વારે છેલ્લી ઘડીએ શામળાએ મદદ મોકલી દીધી છે.

મગનલાલે નોટિસ આપ્યા પછી તુરત જ એક સવારે કોઈ બાળકે ખબર આપ્યા: 'બહાર મોટર ઊભી છે, ને એક શેઠ તમને બોલાવે છે.' હું મોટર પાસે ગયો. શેઠે મને પૂછ્યું: 'મારી ઇચ્છા આશ્રમને કંઈ મદદ દેવાની છે, તમે લેશો?' મેં જવાબ આપ્યો: 'જો કંઈ આપો તો હું જરૂર લઉં. મારે કબૂલ કરવું જોઈએ કે અત્યારે હું ભીડમાં પણ છું.'

'હું કાલે આ જ વેળાએ આવીશ ત્યારે તમે આશ્રમમાં હશો?' મેં હા કહી ને શેઠ ગયા. બીજે દહાડે નીમેલે સમયે મોટરનું ભૂંગળું વાગ્યું. બાળકોએ ખબર આપી. શેઠ અંદર ન આવ્યા. હું તેમને મળવા ગયો. તેઓ મારા હાથમાં રૂ. ૧૩,૦૦૦ની નોટો મૂકી ચાલતા થયા.

આ મદદની મેં કદી આશા નહોતી રાખી. મદદ આપવાની આ રીત પણ નવી ભાળી. તેમણે આશ્રમમાં પહેલાં કદી પગ મૂક્યો નહોતો. તેમને હું એક જ વાર મળ્યો હતો એવું મને યાદ છે. ન આશ્રમમાં આવવું, ન પૂછવું; બારોબાર

પૈસા આપીને ચાલતા થવું. મારો પહેલો જ અનુભવ હતો. આ મદદથી અંત્યજવાડામાં જવાનું આળસ્યું. લગભગ એક વર્ષનું ખર્ચ મને મળી ગયું.

પણ જેમ બહાર ખળભળાટ થયો તેમ જ આશ્રમમાંયે થયો. જોકે દક્ષિણ આફ્રિકામાં મારે ત્યાં અંત્યજો વગેરે આવતા, રહેતા, જમતા, પણ અહીં અંત્યજ કુટુંબનું આવવું પત્નીને અને બીજા સ્ત્રીમંડળને ગમ્યું એમ ન કહેવાય. દાનીબહેન પ્રત્યેનો અણગમો નહિ તો તેમના પ્રત્યેની ઉદાસીનતા એવી બાબતમાં મારી બહુ ઝીણી આંખ જોઈ જતી અને તીણા કાન સાંભળી જતા. આર્થિક મદદના અભાવની બીકે મને જરાયે ચિંતામાં નહોતો નાંખ્યો. પણ આ આંતર ખળભળાટ વસમો થઈ પડ્યો. દાનીબહેન સામાન્ય બાઈ હતી. દૂદાભાઈનું ભણતર સહજ હતું, પણ તેમની સમજણ સારી હતી, તેમની ધીરજ મને ગમી હતી. તેમને કોઈ વેળા ક્રોધ આવતો, પણ એકંદરે તેમની સહનશક્તિની મારી ઉપર સારી છાપ પડેલી. ઝીણાં અપમાનો ગળી જવાનું હું દૂદાભાઈને વીનવતો ને તે સમજી જતા અને દાનીબહેન પાસે સહન કરાવતા.

આ કુટુંબને આશ્રમમાં રાખીને આશ્રમને ઘણા પાઠ મળ્યા છે. અને આરંભકાળમાં જ અસ્પૃશ્યતાને આશ્રમમાં સ્થાન નથી જ એમ સાવ સ્પષ્ટ થઈ જવાથી, આશ્રમની મર્યાદા અંકાઈ ગઈ, ને તેનું કામ એ દિશામાં બહુ સરળ થઈ ગયું. આમ છતાં આશ્રમને તેનું ખર્ચ, વધતું જતું હોવા છતાં, મુખ્ય ભાગે ચુસ્ત ગણાતા હિંદુઓ તરફથી જ મળતું આવ્યું છે એ કદાચ સ્પષ્ટ રીતે સૂચવે છે કે અસ્પૃશ્યતાની જડ સારી પેઠે હલી ગઈ છે. આના બીજા પુરાવા તો ઘણાયે છે જ. પણ અંત્યજની સાથે જ્યાં ખાવા સુધીના વહેવાર રાખવામાં આવે છે ત્યાં પણ પોતાને સનાતની માનતા હિંદુ મદદ આપે એ નજીવો પુરાવો ન ગણાય.

આ જ પ્રશ્નને અંગે બીજી પણ આશ્રમમાં થયેલી ચોખવટ, તેને અંગે ઊઠેલા નાજુક પ્રશ્નોનો ઉકેલ, કેટલીક અણધારી અગવડોનું વધાવી લેવું, વગેરે સત્યની શોધને અંગે થયેલા પ્રયોગોનાં વર્ણનો પ્રસ્તુત હોવા છતાં મારે મેલી દેવાં પડે છે, એનું મને દુઃખ છે. પણ હવે પછીનાં પ્રકરણોમાં આ દોષ રહ્યે જ જશે. અગત્યની હકીકતો મારે છોડવી પડશે, કેમકે તેમાં ભાગ લેનારાં પાત્રો ઘણાં હજુ મોજૂદ છે, અને તેમની રજા વિના, તેમનાં નામો ને તેમની સાથેના પ્રસંગોનો છૂટથી ઉપયોગ કરવો અયોગ્ય લાગે છે. બધાની સંમતિ વખતોવખત માગવી અથવા તેમને લગતી હકીકતો તેમને મોકલી સુધરાવવી એ ન બને તેવું છે, ને આ આત્મકથાની મર્યાદાની બહારની એ વાત છે. તેથી હવે પછીની કથા, જોકે મારી દૃષ્ટિએ સત્યના શોધકને સારુ જાણવાયોગ્ય છે તે છતાં, અધૂરી અપાયા કરશે એવો મને ડર છે. આમ છતાં, અસહકારના યુગ લગી ઈશ્વર પહોંચવા દે તો પહોંચવું એવી મારી ઇચ્છા ને આશા છે.

## ૧૧

# ગિરમીટની પ્રથા

નવા વસેલા અને આંતરબાહ્ય તોફાનોમાંથી ઊગરી ગયેલા આશ્રમને છોડી હમણાં ગિરમીટની પ્રથાનો થોડો વિચાર કરી લેવાનો સમય આવ્યો છે. ગિરમીટિયા એટલે પાંચ કે એથી ઓછાં વર્ષના મજૂરીના કરારનામામાં સહી કરીને હિંદુસ્તાનની બહાર મજૂરી કરવા ગયેલ મજૂરો. આવા નાતાલના ગિરમીટિયા ઉપરથી ત્રણ પાઉંડનો વાર્ષિક કર સન ૧૯૧૪માં નાબૂદ થયો હતો, પણ એ પ્રથા હજુ બંધ નહોતી થઈ. સન ૧૯૧૬માં ભારતભૂષણ પંડિત માલવીજીએ આ પ્રશ્ન ધારાસભામાં ઉઠાવ્યો હતો, અને લૉર્ડ હાર્ડિંગે તેમનો ઠરાવ સ્વીકારી લઈને જાહેર કરેલું કે એ પ્રથા 'સમય આવતાં' નાબૂદ કરવાનું વચન શહેનશાહ પાસેથી મને મળ્યું છે. પણ એ પ્રથા તત્કાળ બંધ કરવાનો નિર્ણય થઈ જવો જોઈએ એમ મને તો સ્પષ્ટ જણાયું. આ પ્રથાને હિંદુસ્તાને પોતાની બેદરકારીથી ઘણાં વર્ષ નિભાવી લીધી હતી. હવે એ બંધ થઈ શકે એટલી જાગૃતિ લોકોમાં છે એમ મેં માન્યું. કેટલાક આગેવાનોને મળ્યો, કંઈક છાપામાં આ વિષે લખ્યું, ને મેં જોયું કે લોકમત આ પ્રથા કાઢી નાંખવાના પક્ષનો હતો. આમાં સત્યાગ્રહનો ઉપયોગ થઈ શકે? મને તેને વિષે શંકા નહોતી. પણ કેમ તે હું નહોતો જાણતો.

દરમ્યાન વાઇસરૉયે 'સમય આવતાં' શબ્દનો અર્થ કરી બતાવવાની તક લીધી હતી. તેમણે જાહેર કરેલું કે, 'બીજી વ્યવસ્થા કરવામાં જેટલો સમય લાગે તેટલા સમયમાં' એ પ્રથા

નાબૂદ થશે. એટલે સને ૧૯૧૭ના ફેબ્રુઆરીમાં ભારતભૂષણ પંડિત માલવીજીએ ગિરમીટ પ્રથા સદંતર નાબૂદ કરવાનો કાયદો રજૂ કરવાની વડી ધારાસભામાં રજા માગી ત્યારે વાઇસરૉયે તે નામંજૂર કરી. એટલે આ પ્રશ્નને અંગે મેં હિંદુસ્તાનમાં ભ્રમણ શરૂ કર્યું.

ભ્રમણ શરૂ કરતા પહેલાં ના. વાઇસરૉયને મળી લેવું ઉચિત ધાર્યું. તેમણે તરત મને મળવાની તારીખ મોકલી. તે વખતના મિ. મેફી, હવે સર જૉન મેફી, તેમના મંત્રી હતા. મિ. મેફીની સાથે મને ઠીક સંબંધ બંધાયો. લૉર્ડ ચેમ્સફર્ડની સાથે સંતોષકારક વાત થઈ. તેમણે નિશ્ચયપૂર્વક તો કંઈ ન કહ્યું, પણ મને તેમની મદદની આશા બંધાઈ.

ભ્રમણનો આરંભ મુંબઈથી કર્યો. મુંબઈમાં સભા ભરવાનું મિ. જહાંગીર પિટીટે માથે લીધું. ઇમ્પીરિયલ સિટીઝનશિપ એસોસિયેશનને નામે સભા થઈ. તેમાં મૂકવાના ઠરાવોને સારુ સમિતિ મળી. તેમાં ડૉ. રીડ, સર લલ્લુભાઈ શામળદાસ, મિ. નટરાજન વગેરે હતા. મિ. પિટીટ તો હતા જ. ઠરાવમાં ગિરમીટની પ્રથા બંધ કરવાની વિનંતી કરવાની હતી. ક્યારે બંધ કરવી એ સવાલ હતો. ત્રણ સૂચનાઓ હતી: 'જેમ બને તેમ જલદી', '૩૧મી જુલાઈ' અને 'તરત'. '૩૧મી જુલાઈ' મારી સૂચના હતી. મારે તો નિશ્ચિત તારીખની જરૂર હતી, જેથી તે મુદતમાં કંઈ ન થાય તો પછી શું કરવું અથવા શું થઈ શકે તેની સૂઝ પડે. સર લલ્લુભાઈની સૂચના 'તરત' શબ્દ મૂકવાની થઈ. તેમણે કહ્યું, "'૩૧મી જુલાઈ' કરતાં તો 'તરત' વધારે જલદી સૂચવનારો શબ્દ છે." મેં સમજાવવાનો પ્રયત્ન કર્યો કે પ્રજા 'તરત' શબ્દ ન સમજી શકે. પ્રજાની પાસેથી કંઈ કામ લેવું હોય તો એની પાસે નિશ્ચયાત્મક શબ્દ હોવો જોઈએ. 'તરત'નો અર્થ તો સૌ પોતપોતાની મરજી પ્રમાણે કરે. સરકાર એક કરે, પ્રજા બીજો

કરે. ‘૩૧મી જુલાઈ’ નો અર્થ બધા એક જ કરે; ને તે તારીખ લગી છુટકારો ન થાય તો આપણે શું પગલું લેવું એ સમજી શકીએ. આ દલીલ ડો. રીડને ગળે તરત ઊતરી. છેવટે સર લલ્લુભાઈને પણ ૩૧મી તારીખ રુચી ને ઠરાવમાં એ તારીખ મુકાઈ. જાહેર સભામાં એ ઠરાવ મુકાયો, ને બધે ૩૧મી જુલાઈ અંકાઈ.

મુંબઈથી શ્રી. જાયજી પિટીટની અથાગ મહેનતથી સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન વાઇસરૉય પાસે ગયું. તેમાં લેડી તાતા, મરહૂમ દિલશાદ બેગમ વગેરે હતાં. બધી બહેનોનાં નામ તો મને યાદ નથી, પણ એ ડેપ્યુટેશનની અસર બહુ સારી થઈ, ને ના. વાઇસરૉયે તેમને આશાભર્યો ઉત્તર આપ્યો હતો.

કરાંચી, કલકત્તા વગેરે જગ્યાઓએ પણ હું પહોંચી વળ્યો હતો. બધે ઠેકાણે સરસ સભાઓ થયેલી, ને બધે ઠેકાણે લોકોનો ઉત્સાહ ખૂબ હતો. જ્યારે આરંભ કર્યો ત્યારે આવી સભાઓ થવાની કે આટલી સંખ્યામાં લોકોની હાજરીની મેં આશા રાખી નહોતી.

આ અરસામાં મારી મુસાફરી એકલા જ થતી, તેથી અનુભવો અલૌકિક મળતા હતા. ડિટેક્ટિવો તો પાછળ હોય જ. એમની સાથે મને તકરારનું કારણ જ ન હોય. મારે કંઈ છુપાવવાનું ન હોય એટલે તેઓ મને ન પજવતા, હું તેમને ન પજવતો. સુભાગ્યે એ વખતે મને ‘મહાત્મા’ની છાપ નહોતી મળી, જોકે જ્યાં હું ઓળખાતો હતો ત્યાં એ નામે પોકાર તો પડતા. એક વખત રેલવેમાં જતાં ઘણે સ્ટેશને ડિટેક્ટિવ મારી ટિકિટ જોવા આવે, નંબર વગેરે લે. હું તો તરત તેઓ જે પ્રશ્ન પૂછે તેનો જવાબ આપી દેતો. પડોશી ઉતારુઓએ માનેલું કે હું કોઈ સાદો સાધુ કે ફકીર છું. બેચાર સ્ટેશને ડિટેક્ટિવ આવ્યા, એટલે આ ઉતારુઓ ચિડાયા, ને પેલા ડિટેક્ટિવને ગાળ દઈ ધમકાવ્યો.

'ઇસ બિચારે સાધુકો નાહક ક્યોં સતાતે હો?' મારી તરફ વળીને કહ્યું, 'ઇન બદમાશોં કો ટિકટ મત બતાઓ.'

મેં હળવેથી આ ઉતારુઓને કહ્યું, 'તેઓ ટિકિટ જુએ છે તેમાં મને કશી હેરાનગતિ નથી, તેઓ તેમની ફરજ બજાવે છે, તેમાં મને કંઈ દુઃખ નથી.' ઉતારુઓને આ વાત ગળે ન ઊતરી, ને તેઓ મારી વધારે દયા ખાવા લાગ્યા, ને અરસપરસ વાતો કરવા લાગ્યા કે નિર્દોષ માણસોને આવી હલાકી શાને સારુ હોય?

ડિટેકિટવોની તો મને કશી તકલીફ ન જણાઈ. પણ રેલવેની ભીડની તકલીફનો કડવામાં કડવો અનુભવ મને લાહોરથી દિલ્હીની વચ્ચે થયેલો. કરાંચીથી કલકત્તા લાહોરને રસ્તે જવાનું હતું. લાહોર ટ્રેન બદલવાની હતી. ત્યાંની ટ્રેનમાં મારો પત્તો ક્યાંયે લાગે તેમ નહોતું. ઉતારુઓ બળાત્કારે પોતાનો માર્ગ કરી લેતા હતા. ડબ્બો બંધ હોય તો બારીમાંથી અંદર ગરે. મારે કલકત્તે નીમેલી તારીખે પહોંચવાનું હતું. આ ટ્રેન ખોઉં તો કલકત્તે ન પહોંચાય. હું જગ્યા મળવાની આશા છોડતો હતો. કોઈ મને પોતાના ડબ્બામાં ન લે. છેવટ એક મજૂરે મને જગ્યા શોધતો જોઈ કહ્યું, 'મને બાર આના આપો તો હું જગ્યા અપાવું.' મેં કહ્યું, 'મને જગ્યા અપાવે તો જરૂર બાર આના આપું.' બીચારો મજૂર ઉતારુઓને કરગરે, પણ કોઈ મને સંઘરવા તૈયાર ન થાય. ટ્રેન ચાલવાની તૈયારી હતી. એક ડબ્બાના કેટલાક ઉતારુઓ બોલ્યા, 'યહાં જગહ નહિ હૈ, લેકિન ઇસકે ભીતર ઘુસા સકતે હો તો ઘુસા દો. ખડા રહેના હોગા.' મજૂર બોલ્યો, 'ક્યોં જી?' મેં હા પાડી ને મને તો ઉપાડીને તેણે બારીમાંથી અંદર ફેંક્યો. હું અંદર ઘૂસ્યો, પેલો મજૂર બાર આના કમાયો.

મારી આ રાત કઠણ ગઈ. બીજા ઉતારુઓ જેમ તેમ બેઠા. હું ઉપરની બેઠકની સાંકળ ઝાલીને બે કલાક ઊભો જ રહ્યો. દરમ્યાન કેટલાક ઉતારુઓ મને ધમકાવ્યા જ કરતા હતા; 'અજી અબતક ક્યોં નહિ બેઠતા હૈ?' મેં ઘણુંયે સમજાવ્યું કે ક્યાંયે જગ્યા નથી. પણ એ તો મારું ઊભા રહેવું સહન જ ન કરે. જોકે તે ઉપરની બેઠકમાં આરામથી લાંબા થઈ પડ્યા હતા. ઘણી વાર પજવે. જેમ પજવે તેમ હું શાંતિથી જવાબ દેતો હતો, તેથી તેઓ કાંઈક શાંત પડ્યા. મારું નામઠામ પૂછ્યું. જ્યારે મારે નામ આપવું પડ્યું ત્યારે તેઓ શરમાયા. માફી માગીને મને પોતાની પડખે જગ્યા કરી આપી. 'ધીરજનાં ફળ મીઠાં'ની કહેવત યાદ આવી. હું ખૂબ થાક્યો હતો, માથું ફરતું હતું. બેસવાની જગ્યાની જ્યારે ખરી જરૂર હતી ત્યારે ઈશ્વરે આપી.

આમ અથડાતો અથડાતો કલકત્તા વખતસર પહોંચ્યો. કાસિમબજારના મહારાજાનું તેમને ત્યાં ઊતરવાનું મને આમંત્રણ હતું. તેઓ જ કલકત્તાની સભાના પ્રમુખ હતા. જેમ કરાંચીમાં તેમ કલકત્તામાં લોકોનો ઉત્સાહ ઊભરાઈ જતો હતો. થોડા અંગ્રેજોની પણ હાજરી હતી.

૩૧મી જુલાઈ પહેલાં ગિરમીટની પ્રથા બંધ થવાનો ઠરાવ બહાર પડ્યો. સન ૧૮૯૪ની સાલમાં આ પ્રથાને વખોડનારી પહેલી અરજી મેં ઘડી હતી, ને કોઈક દિવસે આ 'અર્ધ ગુલામગીરી' રદ થશે જ એમ આશા રાખી હતી. ૧૮૯૪થી શરૂ થયેલા આ પ્રયત્નમાં ઘણાની મદદ હતી. પણ આની પાછળ શુદ્ધ સત્યાગ્રહ હતો એમ કહ્યા વિના નથી રહેવાતું.

આ કિસ્સાની વધારે વીગત અને તેમાં ભાગ લેનારાં પાત્રોની હકીકત દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસમાં વાંચનારને વધારે મળશે.

## ૧૨

# ગળીનો ડાઘ

ચંપારણ જનક રાજાની ભૂમિ છે. ચંપારણમાં જેમ આંબાનાં વન છે તેમ ત્યાં સને ૧૯૧૭માં ગળીનાં ખેતરો હતાં. પોતાની જ જમીનના $\frac{3}{20}$ ભાગમાં ચંપારણના ખેડૂતો ગળીનું વાવેતર તેના મૂળ માલિકોને સારુ કરવા કાયદેથી બંધાયેલા હતા. આનું નામ 'તીનકઠિયા' કહેવાતું હતું. વીસ કઠાનો ત્યાંનો એક એકર ને તેમાંથી ત્રણ કઠાનું વાવેતર એનું નામ તીનકઠિયાનો રિવાજ.

મારે કબૂલ કરવું જોઈએ કે હું ત્યાં પહોંચ્યો તેના પહેલાં ચંપારણનાં નામનિશાન જાણતો નહોતો. ગળીનું વાવેતર થાય છે એ ખ્યાલ પણ નહિ જેવો જ હતો. ગળીની ગોટીઓ જોઈ હતી, પણ એ ચંપારણમાં બનતી હતી ને તેને અંગે હજારો ખેડૂતોને દુઃખ વેઠવું પડતું હતું એની કશી ખબર નહોતી.

રાજકુમાર શુકલ કરીને ચંપારણના એક ખેડૂત હતા. તેમની ઉપર દુઃખ પડેલું. એ દુઃખ તેમને કઠતું હતું. પણ તેમને આ ગળીનો ડાઘ બધાને સારુ ધોઈ નાંખવાની ધગશ પોતાના દુઃખમાંથી થઈ આવી હતી.

લખનૌની મહાસભામાં હું ગયો હતો ત્યાં આ ખેડૂતે મારો કેડો પકડ્યો. 'વકીલ બાબુ આપકો સબ હાલ બતાયેંગે,' એમ કહેતા જાય ને મને ચંપારણ જવાને નોતરતા જાય.

વકીલ બાબુ તે મારા ચંપારણના પ્રિય સાથી, બિહારના સેવાજીવનના પ્રાણ બ્રજકિશોરબાબુ. તેમને રાજકુમાર શુકલ મારા તંબૂમાં લાવ્યા. તેમણે કાળું આલપાકાનું અચકન,

પાટલૂન વગેરે પહેરેલાં. મારી ઉપર કંઈ સારી છાપ ન પડી. મેં માની લીધું કે ભોળા ખેડૂતને લૂંટનાર આ કોઈ વકીલ સાહેબ હશે.

મેં ચંપારણનો કિસ્સો તેમની પાસેથી થોડોક સાંભળ્યો. મારા રિવાજ પ્રમાણે મેં જવાબ દીધો, 'જાતે જોયા વિના આ વિષય ઉપર હું કંઈ અભિપ્રાય ન આપી શકું. તમે મહાસભામાં બોલજો. મને તો હમણાં છોડી જ દેજો.' રાજકુમાર શુકલને મહાસભાની મદદ તો જોઈતી જ હતી. ચંપારણને વિષે મહાસભામાં બ્રજકિશોરબાબુ બોલ્યા ને દિલસોજીનો ઠરાવ પાસ થયો.

રાજકુમાર શુકલ રાજી થયા, પણ તેટલેથી જ તેમને સંતોષ ન થયો. તે તો મને જાતે ચંપારણના ખેડૂતોનાં દુઃખ દેખાડવા માગતા હતા. મેં કહ્યું, 'મારા ભ્રમણમાં હું ચંપારણને પણ લઈશ, ને એકબે દિવસ આપીશ.' તેમણે કહ્યું : 'એક દિન કાફી હોગા, નજરોંસે દેખીએ તો સહી.'

લખનૌથી હું કાનપુર ગયેલો. ત્યાં પણ રાજકુમાર શુકલ હાજર જ. 'યહાંસે ચંપારણ બહોત નજદીક હૈ. એક દિન દે દો.' 'હમણાં મને માફ કરો. પણ હું આવીશ એટલું વચન આપું છું,' એમ કહી હું વધારે બંધાયો.

હું આશ્રમ ગયો તો રાજકુમાર શુકલ મારી પૂંઠે જ હતા. 'અબ તો દિન મુકરર કીજીએ.' મેં કહ્યું,' જાઓ, મારે ફલાણી તારીખે કલકત્તા જવું છે ત્યાં આવજો ને મને લઈ જજો.' ક્યાં જવું, શું કરવું, શું જોવું એની મને કશી ખબર નહોતી. કલકત્તામાં હું ભૂપેનબાબુને ત્યાં પહોંચું તેના પહેલાં તેમણે તેમને ત્યાં ધામો નાંખ્યો જ હતો. આ અભણ, અણઘડ પણ નિશ્ચયવાન ખેડૂતે મને જીત્યો.

૧૯૧૭ની સાલના આરંભમાં કલકત્તાથી અમે બે જણ રવાના થયા. બન્ને સરખી જોડી. બન્ને ખેડૂત જેવા જ

લાગીએ. રાજકુમાર શુકલ લઈ ગયા તે ગાડીમાં અમે બન્ને પેઠા. સવારના પટણા ઊતર્યાં.

પટણાની આ મારી પહેલી મુસાફરી હતી. પટણામાં હું કોઈને ઘેર ઊતરી શકું એવી ઓળખાણ કોઈની સાથે મને નહોતી. મારા મનમાં એમ હતું કે, રાજકુમાર શુકલ જોકે અણઘડ ખેડૂત છે છતાં તેમને કંઈ વગવસીલો તો હશે જ. ટ્રેનમાં મને તેમની કંઈક વધારે ખબર પડવા લાગી. પટણામાં પોત કળાઈ ગયું. રાજકુમાર શુકલની બુદ્ધિ નિર્દોષ હતી. તેમણે જેમને મિત્ર માન્યા હતા તે વકીલો તેમના મિત્ર નહોતા, પણ રાજકુમાર શુકલ તેમના વસવાયા જેવા હતા. ખેડૂત અસીલ અને વકીલોની વચ્ચે તો અંતર ચોમાસાની ગંગાના પહોળા પટ જેટલું હતું.

મને તે રાજેંદ્રબાબુને ત્યાં લઈ ગયા. રાજેંદ્રબાબુ પૂરી કે ક્યાંક ગયા હતા. બંગલે એક બે નોકર હતા. ખાવાનું કંઈક મારી સાથે હતું. મારે ખજૂર જોઈતું હતું. તે બીચારા રાજકુમાર શુકલ બજારમાંથી લાવ્યા.

પણ બિહારમાં તો છૂતાછૂતનો રિવાજ સખત હતો. મારી ડોલના પાણીના છાંટા નોકરને અભડાવે. નોકર શું જાણે હું કઈ જાત હોઈશ. અંદરના પાયખાનાનો ઉપયોગ કરવાનું રાજકુમારે બતાવ્યું. નોકરે બહારના પાયખાના તરફ આંગળી ચીંધી. મને આમાં ક્યાંયે મૂંઝાવાનું કે રોષનું કારણ નહોતું. આવા અનુભવોમાં હું રીઢો થયો હતો. નોકર તો પોતાનો ધર્મ પાળતો હતો, ને રાજેંદ્રબાબુ પ્રત્યેની પોતાની ફરજ બજાવતો હતો. આ રમૂજી અનુભવોથી રાજકુમાર શુકલ વિષે જેમ મારું માન વધ્યું તેમ તેમને વિષે મારું જ્ઞાન પણ વધ્યું. પટણાથી મેં લગામ મારે હાથ કરી.

## ૧૩

# બિહારી સરળતા

માલાના મઝરૂલ હક્ક અને હું એક વખતે લંડનમાં ભણતા. ત્યારબાદ અમે મુંબઈમાં ૧૯૧૫ની મહાસભામાં મળેલા. તે વર્ષે તેઓ મુસ્લિમ લીગના પ્રમુખ હતા. તેમણે જૂની ઓળખાણ કાઢી મને પટણા જાઉં ત્યારે તેમને ત્યાં જવાનું આમંત્રણ આપ્યું હતું. આ આમંત્રણને આધારે મેં તેમને ચિઠ્ઠી મોકલી ને મારું કામ જણાવ્યું. તેઓ તુરત પોતાની મોટર લાવ્યા ને મને પોતાને ત્યાં લઈ જવાનો આગ્રહ કર્યો. મેં તેમનો ઉપકાર માન્યો ને મારે જ્યાં જવાનું હતું ત્યાં મને પહેલી ટ્રેનથી રવાના કરી દેવાનું કહ્યું. રેલવે ગાઈડથી મને ખબર પડી શકે તેમ નહોતું. તેમણે રાજકુમાર શુક્લ સાથે વાત કરી ને મારે પ્રથમ તો મુઝફ્ફરપુર જવું જોઈએ એમ સૂચવ્યું. તે જ દિવસે સાંજે મુઝફ્ફરપુરની ટ્રેન જતી હતી તેમાં મને તેમણે રવાના કર્યો. મુઝફ્ફરપુરમાં તે વખતે આચાર્ય કૃપલાની રહેતા હતા. તેમને હું ઓળખતો હતો. હૈદ્રાબાદ ગયો ત્યારે તેમના મહાત્યાગની, તેમના જીવનની ને તેમના દ્રવ્યથી ચાલતા આશ્રમની વાત દા. ચોઇથરામને મોઢેથી સાંભળી હતી. તે મુઝફ્ફરપુર કૉલેજમાં પ્રોફેસર હતા, તેમાંથી પરવારી બેઠા હતા. મેં તેમને તાર કર્યો. મુઝફ્ફરપુર ટ્રેન મધરાતે પહોંચતી હતી. તે પોતાના શિષ્યમંડળને લઈને હાજર થયા હતા. પણ તેમને ઘરબાર નહોતાં. તે અધ્યાપક મલકાનીને ત્યાં રહેતા હતા. મને તેમને ત્યાં લઈ ગયા. મલકાની ત્યાંની કૉલેજમાં પ્રોફેસર હતા, અને તે વખતના વાતાવરણમાં

સરકારી કૉલેજના પ્રોફેસરે મને સંઘરવો એ અસાધારણ પગલું ગણાય.

કૃપલાનીજીએ બિહારની અને તેમાંય તિરહુત વિભાગની દીન દશાની વાત કરી ને મારા કામની કઠણાઈનો ખ્યાલ આપ્યો. કૃપલાનીજીએ બિહારીઓ સાથે ગાઢ સંબંધ બાંધી લીધો હતો. તેમણે મારા કામની વાત તેમને કરી મૂકી હતી. સવારે નાનકડું વકીલમંડળ મારી પાસે આવ્યું. તેમાંના રામનવમીપ્રસાદ મને યાદ રહી ગયા છે. તેમણે પોતાના આગ્રહથી મારું ધ્યાન ખેંચ્યું.

'તમે જે કામ કરવા આવ્યા છો તે આ જગ્યાએથી ન થાય. તમારે તો અમારા જેવાને ત્યાં રહેવું જોઈએ. ગયાબાબુ અહીંના જાણીતા વકીલ છે. તેમની વતી હું તેમને ત્યાં ઊતરવાનો આગ્રહ કરું છું. અમે બધા સરકારથી ડરીએ તો છીએ જ. પણ અમારાથી બને તેટલી મદદ અમે તમને દઈશું. રાજકુમાર શુકલની ઘણી વાત સાચી જ છે. દુઃખ એ છે કે અમારા આગેવાન આજ અહીં નથી. બાબુ બ્રજકિશોરપ્રસાદને અને રાજેન્દ્રપ્રસાદને મેં તાર કર્યા છે. બન્ને અહીં તુરત આવી જશે ને તમને પૂરી માહિતી ને મદદ આપી શકશે. મહેરબાની કરીને તમે ગયાબાબુને ત્યાં ચાલો.'

આ ભાષણથી હું લોભાયો. મને સંઘરવાથી ગયાબાબુની સ્થિતિ કફોડી થાય એવા ભયથી મને સંકોચ હતો. પણ ગયાબાબુએ મને નિશ્ચિંત કર્યો.

હું ગયાબાબુને ત્યાં ગયો. તેમણે અને તેમનાં કુટુંબીજનોએ મને પ્રેમથી નવરાવ્યો.

બ્રજકિશોરબાબુ દરભંગાથી આવ્યા. રાજેન્દ્રબાબુ પૂરીથી આવ્યા. અહીં જોયા તે લખનૌના બ્રજકિશોરપ્રસાદ નહિ. તેમનામાં બિહારીની નમ્રતા, સાદાઈ, ભલમનસાઈ, અસાધારણ શ્રદ્ધા જોઈને મારું હૈયું હર્ષથી ઊભરાઈ ગયું. બિહારી

વકીલમંડળનું બ્રજકિશોરબાબુના પ્રત્યેનું માન જોઈ હું સાનંદાશ્ચર્ય પામ્યો.

આ મંડળ વચ્ચે ને મારી વચ્ચે જન્મની ગાંઠ બંધાઈ.

બ્રજકિશોરબાબુએ મને બધી હકીકતથી વાકેફ કર્યો. તેઓ ગરીબ ખેડૂતોને સારુ કેસો લડતા. એવા બે કેસો ચાલી રહ્યા હતા. આવા કેસો કરી કંઈક વ્યક્તિગત આશ્વાસન મેળવતા. કોઈ વાર તેમાં પણ નિષ્ફળ જતા. આ ભોળા ખેડૂતોની પાસેથી ફી તો લેતા જ. ત્યાગી છતાં બ્રજકિશોરબાબુ કે રાજેન્દ્રબાબુ ફી લેવામાં સંકોચ ન રાખતા. ધંધા પરત્વે જો ફી ન લે તો તેમનું ઘરખર્ચ ન ચાલે, ને તેઓ લોકોને મદદ પણ ન કરી શકે, એ દલીલ હતી. તેમની ફીના આંકડા અને બંગાળાના ને બિહારના બારિસ્ટરોને અપાતી ફીના ન ધારી શકાય એવા આંકડા સાંભળી હું ગૂંગળાઈ ગયો.

'——સાહેબને અમે 'ઓપીનિયન'ને સારુ ૧૦,૦૦૦ રૂપિયા આપ્યા.' હજારો સિવાય તો વાત જ મેં ન સાંભળી.

આ મિત્રમંડળે આ બાબતનો મારો મીઠો ઠપકો હેતપૂર્વક સાંભળ્યો. તેનો તેમણે ખોટો અર્થ ન કર્યો.

મેં કહ્યું: 'આ કેસો વાંચ્યા પછી મારો અભિપ્રાય તો એવો છે કે આપણે આ કેસો કરવાનું હવે માંડી જ વાળવું. આવા કેસોથી લાભ ઘણો થોડો થાય છે. જે રૈયતવર્ગ આટલો કચરાયેલો છે, જ્યાં સહુ આટલા ભયભીત રહે છે, ત્યાં કચેરીઓ મારફતે ઇલાજ થોડો જ થઈ શકે. લોકોનો ડર કાઢવો એ તેમને સારુ ખરું ઔષધ છે. આ તીનકઠિયા પ્રથા ન જાય ત્યાં લગી આપણે સુખે બેસી નથી શકતા. હું તો બે દિવસ જોવાય તેટલું જોવા આવ્યો છું. પણ હવે જોઉં છું કે આ કામ તો બે વર્ષ પણ લે. એટલો સમય જાય તોપણ હું આપવા તૈયાર છું. આ કામમાં શું કરવું જોઈએ તેની મને સૂઝ પડે છે. પણ તમારી મદદ જોઈએ.'

બ્રજકિશોરબાબુને મેં બહુ ઠરેલ મગજના ભાળ્યા. તેમણે શાંતિથી જવાબ આપ્યો : 'અમારાથી બનશે તે મદદ અમે આપશું. પણ તે કેવા પ્રકારની તે અમને સમજાવો.'

અમે આ સંવાદમાં રાત ગાળી. મેં કહ્યું : 'મારે તમારી વકીલાતની શક્તિનો ઓછો ઉપયોગ પડશે. તમારા જેવાની પાસેથી હું તો લહિયાનું ને દુભાષિયાનું કામ માગું. આમાં જેલ જવાપણું પણ જોઉં છું. તમે તે જોખમમાં ઊતરો એ મને ગમે. પણ તેમાં ન ઊતરવું હોય તો ભલે ન ઊતરો. પણ વકીલ મટી લહિયા થવું ને તમારો ધંધો તમારે અનિશ્ચિત મુદતને સારુ પડતો મૂકવો, એ કંઈ હું ઓછું નથી માગતો. અહીંની હિન્દી બોલી સમજતાં મને મુસીબત પડે છે. કાગળિયાં બધાં કૈથીમાં કે ઉર્દૂમાં લખેલાં હોય એ હું ન વાંચી શકું. આના તરજુમાની તમારી પાસેથી આશા રાખું. આ કામ પૈસા આપીને કરીએ તો પહોંચાય નહિ. આ બધું સેવાભાવથી ને વગર પૈસે થવું જોઈએ.'

બ્રજકિશોરબાબુ સમજ્યા, પણ તેમણે મારી તેમ જ પોતાના સાથીઓની ઊલટતપાસ ચલાવી. મારાં વચનોના ફ્લિતાર્થો પૂછ્યા. મારી અટકળ પ્રમાણે, ક્યાં લગી વકીલોએ ભોગ આપવો જોઈએ, કેટલા જોઈએ, થોડા થોડા થોડી થોડી મુદતને સારુ આવે તો ચાલે કે નહિ, વગેરે પ્રશ્નો મને પૂછ્યા. વકીલોને તેમની ત્યાગની કેટલી શક્તિ હતી તે પૂછ્યું.

છેવટે તેમણે આ નિશ્ચય જણાવ્યો : 'અમે આટલા જણ તમે જે કામ સોંપશો તે કરી દેવા તૈયાર રહીશું. એમાંના જેટલાને જે વખતે માગશો તેટલા તમારી પાસે રહેશે. જેલ જવાની વાત નવી છે. તે વિષે અમે શક્તિ મેળવવા કોશિશ કરશું.'

## ૧૪

# અહિંસાદેવીનો સાક્ષાત્કાર ?

મારે તો ખેડૂતોની હાલતની તપાસ કરવી હતી. ગળીના માલિકોની સામે જે ફરિયાદો હતી તેમાં કેટલું સત્ય છે તે જોવું હતું. આ કામને અંગે હજારો ખેડૂતોને મળવું જોઈએ. પણ તેમની સાથે આમ સંબંધમાં આવ્યા પહેલાં ગળીના માલિકોની વાત સાંભળવાની ને કમિશનરને મળવાની મેં આવશ્યકતા જોઈ. બન્નેને ચિઠ્ઠી લખી.

માલિકોના મંત્રીની મુલાકાત વખતે તેણે સાફ જણાવ્યું કે, તમે પરદેશી ગણાઓ, તમારે અમારી અને ખેડૂતોની વચ્ચે નહિ આવવું જોઈએ, છતાં જો તમારે કંઈ કહેવાનું હોય તો મને લખી જણાવજો. મેં મંત્રીને વિવેકપૂર્વક કહ્યું કે, હું મને પોતાને પરદેશી ન ગણું, ને ખેડૂતો ઇચ્છે તો તેમની સ્થિતિની તપાસ કરવાનો મને પૂરો અધિકાર છે. કમિશનર સાહેબને મળ્યો. તેમણે તો ધમકાવવાનું જ શરૂ કર્યું, ને મને આગળ વધ્યા વિના તિરહુત છોડવાની ભલામણ કરી.

મેં સાથીઓને બધી વાત કરીને કહ્યું કે, તપાસ કરતાં મને સરકાર રોકશે એવો સંભવ છે, ને જેલજાત્રાનો સમય મેં ધાર્યો હતો તેના કરતાં વહેલો પણ આવે. જો પકડાવું જ જોઈએ તો મારે મોતીહારી અને બની શકે તો બેતિયામાં પકડાવું જોઈએ. અને તેથી બનતી ઉતાવળે ત્યાં પહોંચવું જોઈએ.

ચંપારણ તિરહુત વિભાગનો જિલ્લો અને મોતીહારી તેનું મુખ્ય શહેર. બેતિયાની આસપાસ રાજકુમાર શુકલનું

મકાન હતું, ને તેની આસપાસની કોઠીઓના ખેડૂતો વધારેમાં વધારે રંક હતા. તેમની હાલત બતાવવાનો રાજકુમાર શુકલનો લોભ હતો. ને મને હવે તે જોવાની ઇચ્છા હતી.

તેથી સાથીઓને લઈને હું તે જ દિવસે મોતીહારી જવા ઊપડ્યો. મોતીહારીમાં ગોરખબાબુએ આશ્રય આપ્યો ને તેમનું ઘર ધર્મશાળા થઈ પડ્યું. અમે બધા માંડ માંડ તેમાં સમાઈ શકતા હતા. જે દિવસે પહોંચ્યા તે જ દિવસે સાંભળ્યું કે મોતીહારીથી પાંચેક માઈલ દૂર એક ખેડૂત રહેતો હતો તેની ઉપર અત્યાચાર થયા હતા. તેને જોવા મારે ધરણીધરપ્રસાદ વકીલને લઈને સવારે જવું, એવો નિશ્ચય કર્યો. અમે સવારે હાથી ઉપર સવારી કરીને નીકળી પડ્યા. ચંપારણમાં હાથીનો ઉપયોગ જેમ ગુજરાતમાં ગાડાંનો થાય છે એમ લગભગ થાય છે. અર્ધે રસ્તે પહોંચ્યા ત્યાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટનો માણસ આવી પહોંચ્યો ને મને કહ્યું: 'તમને સુપરિન્ટેન્ડન્ટ સાહેબ સલામ દેવડાવે છે.' હું સમજ્યો. ધરણીધરબાબુને મેં આગળ જવાનું કહ્યું. હું પેલા જાસૂસની સાથે તેણે ભાડે લીધેલી ગાડીમાં બેઠો. તેણે ચંપારણ છોડવાની નોટિસ મને આપી. મને ઘેર લઈ ગયો ને મારી સહી માગી. મેં જવાબ લખી આપ્યો કે, હું ચંપારણ છોડવા ઇચ્છતો નથી, ને મારે તો આગળ વધવું છે ને તપાસ કરવી છે. બહિષ્કારના હુકમનો અનાદર કરવા સારૂ બીજે જ દિવસે કોર્ટમાં હાજર રહેવાનો સમન મળ્યો.

આખી રાત જાગીને મેં મારે જે કાગળો લખવાના હતા તે લખ્યા, ને જે જે સૂચનાઓ આપવી હતી તે બ્રજકિશોરબાબુને આપી.

સમનની વાત એક ક્ષણમાં બધે ફેલાઇ ગઈ, અને લોકો કહેતા હતા કે કદી નહિ જોયેલું એવું દૃશ્ય મોતીહારીમાં જોવામાં આવ્યું. ગોરખબાબુનું ઘર અને કચેરી લોકોથી

ઊભરાઈ ઊઠચાં. સારે નસીબે મેં મારું બધું કામ રાતના આટોપી લીધું હતું, તેથી આ ભીડને હું પહોંચી વળ્યો. સાથીઓની કિંમત મને પૂરેપૂરી જણાઈ આવી. તેઓ લોકોને નિયમમાં રાખવામાં ગૂંથાઈ ગયા. કચેરીમાં જ્યાં જાઉં ત્યાં ટોળેટોળાં મારી પાછળ આવે. કલેક્ટર, મૅજિસ્ટ્રેટ, સુપરિન્ટેન્ડન્ટ વગેરે અને મારી વચ્ચે પણ એક જાતની ગાંઠ બંધાઈ. સરકારી નોટિસો વગેરેની સામે કાયદેસર વિરોધ કરવો હોત તો હું કરી શકતો હતો. તેને બદલે તેમની બધી નોટિસોના મારા સ્વીકારથી ને અમલદારોની સાથેના જાતિ-પરિચયમાં વાપરેલી મીઠાશથી તેઓ સમજી ગયા કે, મારે તેમનો વિરોધ નથી કરવો પણ તેમના હુકમનો વિનયી વિરોધ કરવો છે. તેથી તેમને એક પ્રકારની નિર્ભયતા મળી. મારી કનડગત કરવાને બદલે તેમણે લોકોને નિયમમાં રાખવા સારુ મારી ને સાથીઓની મદદનો ખુશીથી ઉપયોગ કર્યો. પણ સાથે તેઓ સમજી ગયા કે તેમની સત્તા આજથી અલોપ થઈ. લોકો ક્ષણભર દંડનો ભય તજી તેમના નવા મિત્રના પ્રેમની સત્તાને વશ થયા.

યાદ રાખવાનું છે કે ચંપારણમાં મને કોઈ ઓળખતું નહોતું. ખેડૂતવર્ગ સાવ અભણ હતો. ચંપારણ ગંગાને પેલે પાર છેક હિમાલયની તળેટીએ નેપાળની નજીકનો પ્રદેશ, એટલે નવી દુનિયા. અહીં મહાસભાનું નામ ન મળે. મહાસભાના કોઈ સભ્યો ન મળે. જેમણે નામ સાંભળ્યું હોય તે નામ લેતાં કે તેમાં ભળતાં ડરે. આજે મહાસભાના નામ વિના મહાસભાએ ને મહાસભાના સેવકોએ પ્રવેશ કર્યો, ને મહાસભાની આણ વર્તી.

સાથીઓની સાથે મસલત કરી મેં નિશ્ચય કર્યો હતો કે મહાસભાને નામે કંઈ જ કામ કરવું નથી. નામનું નહિ પણ કામનું કામ છે, ટપટપનું નહિ પણ મમમમનું કામ છે.

મહાસભાનું નામ અળખામણું છે. આ પ્રદેશમાં મહાસભાનો અર્થ વકીલોની મારામારી, કાયદાની બારીઓથી સરકી જવાના પ્રયત્નો. મહાસભા એટલે બોંબગોળા, મહાસભા એટલે કહેણી એક, કરણી બીજી. આવી સમજણ સરકારમાં અને સરકારની સરકાર ગળીના માલિકોમાં હતી. મહાસભા આ નથી, મહાસભા બીજી જ વસ્તુ છે, એમ અમારે સિદ્ધ કરવાનું હતું. તેથી અમે મહાસભાનું નામ જ ક્યાંયે ન લેવાનો ને લોકોને મહાસભાના ભૌતિક દેહનો પરિચય ન કરાવવાનો નિશ્ચય કર્યો હતો. તેઓ તેના અક્ષરને ન જાણતાં તેના આત્માને જાણે ને અનુસરે તો બસ છે, તે જ ખરું છે, એમ અમે વિચારી મૂક્યું હતું.

એટલે મહાસભાની વતી કોઈ છૂપા કે જાહેર જાસૂસો મારફત કોઈ ભૂમિકા તૈયાર કરવામાં આવી નહોતી. રાજકુમાર શુક્લમાં હજારો લોકોમાં પ્રવેશ કરવાની શક્તિ નહોતી. તેમનામાં કોઈએ આજ લગી રાજ્યપ્રકરણી કામ કર્યું જ નહોતું. ચંપારણની બહારની દુનિયાને તેઓ જાણતા નહોતા. છતાં તેમનો અને મારો મેળાપ જૂના મિત્રો જેવો લાગ્યો. તેથી મેં ઈશ્વરનો, અહિંસાનો અને સત્યનો સાક્ષાત્કાર કર્યો, એમ કહેવામાં અતિશયોક્તિ નથી, પણ અક્ષરશઃ સત્ય છે. એ સાક્ષાત્કારનો મારો અધિકાર તપાસું છું તો મને લોકો પ્રત્યેના પ્રેમ સિવાય કંઈ જ નથી મળતું. આ પ્રેમ તે પ્રેમ અથવા અહિંસાને વિષે રહેલી મારી અચલિત શ્રદ્ધા.

ચંપારણનો આ દિવસ મારા જીવનમાં કદી ન ભુલાય એવો હતો. આ મારે સારુ ને ખેડૂતોને સારુ એક ઉત્સવનો દિવસ હતો. સરકારી કાયદા પ્રમાણે મુકદ્દમો મારી સામે ચાલવાનો હતો. પણ ખરું જોતાં તો મુકદ્દમો સરકારની સામે હતો. કમિશનરે મારી સામે રચેલી જાળમાં તેણે સરકારને ફસાવી.

# ૧૫

# કેસ ખેંચાયો

કેસ ચાલ્યો. સરકારી વકીલ, મેજિસ્ટ્રેટ વગેરે ગભરાયેલા હતા. શું કરવું તે તેમને સૂઝતું નહોતું. સરકારી વકીલ સુનાવણી મુલતવી રાખવાની માગણી કરી રહ્યા હતા. હું વચ્ચે પડ્યો ને મેં વિનંતિ કરી કે મુલતવી રાખવાની કશી જરૂર નથી, કેમકે મારે ચંપારણ છોડવાની નોટિસનો અનાદર કર્યાનો ગુનો કબૂલ કરવો છે. એમ કહીને મેં બહુ જ નાનકડું બયાન તૈયાર કર્યું હતું તે વાંચી ગયો. તે આ પ્રમાણે હતું:

'ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૪૪મી કલમ મુજબ કરેલા હુકમનો દેખીતો અનાદર કરવાનું ગંભીર પગલું મારે કેમ લેવું પડ્યું તે વિષે ટૂંકું બયાન અદાલતની પરવાનગીથી રજૂ કરવા ઇચ્છું છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે એ અનાદરનો સવાલ નથી, પણ સ્થાનિક સરકાર અને મારી વચ્ચે મતભેદનો સવાલ છે. હું આ પ્રદેશમાં જનસેવા અને દેશસેવા કરવાના જ હેતુથી દાખલ થયો. રૈયત સાથે નીલવરો ન્યાયથી વર્તતા નથી એ કારણે તેમને મદદ કરવાને આવવાનો ભારે આગ્રહ મને થયો એટલે જ મારે આવવું પડ્યું છે. આખા પ્રશ્નના અભ્યાસ વિના હું તેમને મદદ શી રીતે કરી શકું? એટલે હું એ પ્રશ્નનો અભ્યાસ કરવા, બની શકે તો સરકાર અને નીલવરોની મદદ લઈને, અભ્યાસ કરવા આવ્યો છું. બીજો કોઈ પણ ઉદ્દેશ મેં રાખ્યો નથી, અને મારા આવવાથી લોકોની શાંતિમાં ભંગ થશે અને ખુનામરકી થશે એ હું માની શકતો નથી. આ બાબતમાં મને ઠીક ઠીક અનુભવ છે એવો મારો દાવો છે. પણ સરકારનો વિચાર આ બાબતમાં મારાથી જુદો પડે છે. તેમની મુશ્કેલી હું સમજું છું, અને એ હું પણ કબૂલ કરું છું કે તેમણે તો મળેલી હકીકત ઉપર જ વિશ્વાસ રાખવો રહ્યો. કાયદાને માન આપનાર

પ્રજાજન તરીકે તો મને આપવામાં આવેલા હુકમને સ્વીકારવાનું સ્વાભાવિક મન થાય, અને થયું હતું. પણ તેમ કરવામાં હું જેમને માટે અહીં આવ્યો છું તેમના પ્રતિ મારા કર્તવ્યનો ઘાત કરું એમ મને લાગ્યું. મને લાગે છે કે તેમની સેવા મારાથી તેમની મધ્યમાં રહીને જ આજે થઈ શકે. એટલે સ્વેચ્છાએ ચંપારણ છોડી શકું એમ નથી. આવા ધર્મસંકટમાં મને ચંપારણમાંથી ખસેડવાની ફરજ હું સરકાર ઉપર નાંખ્યા વિના ન રહી શક્યો.

હિંદના લોકજીવનમાં મારા જેવી જેની પ્રતિષ્ઠા છે તેવા માણસે અમુક પગલું લઈ દાખલો બેસાડવામાં ભારે કાળજી રાખવી જોઈએ એ હું બરોબર સમજું છું. પણ મારી દૃઢ માન્યતા છે કે, આજે જે અટપટી પરિસ્થિતિમાં અમે મુકાયેલા છીએ તેમાં મારા જેવા સંજોગામાં મુકાયેલા સ્વાભિમાની માણસની પાસે બીજો એકે સલામત અને માનભર્યો રસ્તો નથી—સિવાય કે હુકમનો અનાદર કરી તે બદલ જે સજા થાય તે મૂંગે મોઢે ખમી લેવી.

મને જે સજા કરવા ધારો તે ઓછી કરવાના હેતુથી આ બયાન હું નથી રજૂ કરતો, પણ હુકમનો અનાદર કરવામાં કાયદેસર સ્થપાયેલી સત્તાનું અપમાન કરવાનો મારો ઉદ્દેશ ન હોઈ, મારું અંતર જે વધારે મોટો કાયદો સ્વીકારે છે—એટલે કે અંતરાત્માનો અવાજ—તેને અનુસરવાનો જ મારો ઉદ્દેશ છે, એ જ મારે જણાવવું હતું.'

હવે કેસની સુનાવણી મુલતવી રાખવાપણું તો ન રહ્યું, પણ મૅજિસ્ટ્રેટ કે વકીલ આ પરિણામની આશા નહોતા રાખતા, તેથી સજાને સારુ કોર્ટે કેસ મુલતવી રાખ્યો. મેં વાઇસરૉયને બધી હકીકતનો તાર મોકલી દીધો હતો. પટણા પણ તાર કર્યો હતો. ભારતભૂષણ પંડિત માલવીયજી વગેરેને પણ હકીકતના તાર મોકલી દીધા હતા. સજાને સારુ કોર્ટમાં જવાનો સમય આવ્યો તેના પહેલાં મારી ઉપર મૅજિસ્ટ્રેટનો હુકમ આવ્યો કે ગવર્નર સાહેબના હુકમથી કેસ પાછો ખેંચી લેવામાં આવ્યો છે, ને કલેક્ટરનો કાગળ મળ્યો કે મારે જે તપાસ કરવી હોય તે કરવી, ને તેમાં જે મદદ અમલદારો

તરફથી જોઈએ તે માગવી. આવા તાત્કાલિક ને શુભ પરિણામની આશા અમે કોઈએ નહોતી રાખી.

હું કલેક્ટર મિ. હૈકોકને મળ્યો. તે પોતે ભલો ને ઇન્સાફ કરવા તત્પર જણાયો. જે કાગળિયાં કે બીજું કંઈ જોવું હોય તે માગી લેવાનું, ને જ્યારે તેને મળવું હોય ત્યારે મળવાનું તેણે જણાવ્યું.

બીજી તરફથી આખા હિંદુસ્તાનને સત્યાગ્રહનો અથવા કાયદાના સવિનય ભંગનો પહેલો સ્થાનિક પદાર્થપાઠ મળ્યો. છાપાંમાં વાત ખૂબ ચર્ચાઈ ને ચંપારણને તથા મારી તપાસને અણધારેલું જાહેરનામું મળ્યું.

મારી તપાસને સારુ જોકે સરકાર તરફથી નિષ્પક્ષ-પાતતાની મને જરૂર હતી, છતાં છાપાંની ચર્ચાની અને તેમના ખબરપત્રીઓની જરૂર નહોતી, એટલું જ નહિ પણ, તેમની અતિશય ટીકા અને તપાસના મોટા રિપોર્ટોથી હાનિ થવાનો ભય હતો. તેથી મેં મુખ્ય છાપાંના અધિપતિઓને વિનંતિ કરી હતી કે તેમણે રિપોર્ટરોને મોકલવાના ખર્ચમાં ન ઊતરવું. જેટલું છાપવાની જરૂર હશે તેટલું હું મોકલતો રહીશ ને તેમને ખબર આપતો રહીશ.

ચંપારણના નીલવરો ખૂબ ખિજાયા હતા એ હું સમજતો હતો; અમલદારો પણ મનમાં રાજી ન હોય એ હું સમજતો હતો.

છાપાંમાં સાચીખોટી ખબરો આવે તેથી તેઓ વધારે ચિડાય, ને તેની ખીજની અસર મારી ઉપર તો શું જ ઊતરે, પણ ગરીબડી, બીકણુ રૈયત ઉપર ઊતર્યા વિના ન રહે. અને આમ થવાથી જે સત્ય હકીકત હું શોધવા માગતો હતો તેમાં વિઘ્ન આવે. નીલવરો તરફથી તો ઝેરી હિલચાલ શરૂ થઈ ગઈ. તેમની તરફથી છાપાંમાં મારે વિષે ને સાથીઓને વિષે ખૂબ જૂઠાણાં ફેલાયાં, પણ મારી અત્યંત સાવધાનીને લીધે

તથા ઝીણામાં ઝીણી બાબતમાં પણ સત્યને વળગી રહેવાની ટેવને લીધે તેમનાં તીર ફોકટ ગયાં.

બ્રજકિશોરબાબુની અનેક પ્રકારે નિંદા કરવામાં નીલવરોએ જરાયે કચાશ ન રાખી. પણ જેમ જેમ તેમની નિંદા કરતા ગયા તેમ તેમ બ્રજકિશોરબાબુની પ્રતિષ્ઠા વધતી ગઈ.

આવી નાજુક સ્થિતિમાં રિપોર્ટરોને આવવામાં મેં મુદ્દલ ઉત્તેજન ન આપ્યું. આગેવાનોને ન બોલાવ્યા. માલવીયજીએ મને કહેવડાવી મૂક્યું હતું: 'જ્યારે જરૂર હોય ત્યારે બોલાવજો. હું આવવા તૈયાર છું.' તેમને પણ તસ્દી ન આપી. લડતને રાજ્યપ્રકરણી સ્વરૂપ કદી પકડવા ન દીધું. જે બનતું હતું તેને વિષે પ્રસંગોપાત્ત રિપોર્ટ હું મુખ્ય પત્રોને મોકલ્યાં કરતો હતો. રાજ્યપ્રકરણી કામ કરવાને સારુ પણ, જ્યાં રાજ્યપ્રકરણને અવકાશ ન હોય ત્યાં રાજ્યપ્રકરણનું સ્વરૂપ આપવાથી, બાવાનાં બન્ને બગડે છે, અને આમ વિષયનું સ્થાનાંતર ન કરવાથી બન્ને સુધરે છે, એમ મેં પુષ્કળ અનુભવે જોઈ લીધું હતું. શુદ્ધ લોકસેવામાં પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે રાજ્યપ્રકરણ રહેલું જ છે, એ ચંપારણની લડત સિદ્ધ કરી રહી હતી.

## ૧૬

# કાર્યપદ્ધતિ

ચંપારણની તપાસનો હેવાલ આપવો એટલે ચંપારણના ખેડૂતનો ઇતિહાસ આપવા જેવું છે. એવો હેવાલ આ પ્રકરણોમાં ન આપી શકાય. વળી ચંપારણની તપાસ એટલે અહિંસા અને સત્યનો મોટો પ્રયોગ. આને લગતું જેટલું મને પ્રત્યેક સપ્તાહમાં સૂઝે છે તેટલું આપું છું. તેની વધારે વિગત તો વાંચનારને બાબુ રાજેન્દ્રપ્રસાદના આ લડતના (હિંદીમાં છપાયેલા) ઇતિહાસમાં ને 'યુગધર્મ' પ્રેસે કરાવેલા તરજુમામાંથી જ મળી શકે.

હવે આ પ્રકરણના વિષય ઉપર આવું. ગોરખબાબુને ત્યાં રહીને આ તપાસ થાય તો ગોરખબાબુએ પોતાનું ઘર ખાલી કરવું પડે. મોતીહારીમાં ઝટ કોઈ પોતાનું મકાન ભાડે માગતાંયે આપે એવી નિર્ભયતા લોકોમાં આવી નહોતી. પણ ચતુર બ્રજકિશોરબાબુએ એક વિસ્તારવાળી જમીનવાળું મકાન ભાડે મેળવ્યું ને તેમાં અમે ગયા.

છેક દ્રવ્ય વિના અમે ચલાવી શકીએ એવી સ્થિતિ નહોતી. આજ લગીની પ્રથા પ્રજાવર્ગ પાસેથી જાહેર કામને સારુ ધન મેળવવાની નહોતી. બ્રજકિશોરબાબુનું મંડળ મુખ્યત્વે વકીલમંડળ હતું, એટલે તેઓ પ્રસંગ આવ્યે પોતાના ખીસામાંથી ખર્ચ કરી લેતા ને કંઈક મિત્રોની પાસેથી ઉઘરાવતા. પૈસેટકે સુખી એવા પોતે લોકો પાસે દ્રવ્યભિક્ષા કેમ માગે? આ તેમની લાગણી હતી. ચંપારણની રૈયત પાસેથી એક

કોડી પણ ન લેવી એવો મારો દૃઢ નિશ્ચય હતો. તે લેવાય તો ખોટો જ અર્થ થાય. આ તપાસને અર્થે હિંદુસ્તાનમાં જાહેર ઉઘરાણું ન કરવું એ પણ નિશ્ચય હતો. એમ કરતાં આ તપાસ રાષ્ટ્રીય અને રાજ્યપ્રકરણી સ્વરૂપ પકડે. મુંબઈથી મિત્રોએ રૂ. ૧૫,૦૦૦ની મદદનો તાર મોકલ્યો. તેમની મદદનો સાભાર અસ્વીકાર કર્યો. ચંપારણની બહારથી પણ બિહારના જ સુખી લોકો પાસેથી બ્રજકિશોરબાબુનું મંડળ મદદ મેળવી શકે તે લેવી ને મારે દાક્તર પ્રાણજીવનદાસ મહેતાની પાસેથી ખૂટતું દ્રવ્ય મેળવી લેવું એવો નિશ્ચય કર્યો. દાક્તર મહેતાએ જે જોઈએ તે મંગાવી લેવાનું લખ્યું. એટલે દ્રવ્યને વિષે અમે નિશ્ચિંત થયા. ગરીબાઈથી ઓછામાં ઓછે ખર્ચે રહી લડત ચલાવવાની હતી, એટલે ઘણા દ્રવ્યની જરૂર પડે તેમ નહોતું. હકીકતમાં પડી પણ નહિ. બધું થઈને બે કે ત્રણ હજારથી વધારે ખર્ચ નહોતું થયું એવો મારો ખ્યાલ છે. જે એકઠું કર્યું હતું તેમાંથી રૂપિયા ૫૦૦ કે ૧,૦૦૦ બચેલા એવું મને સ્મરણ છે.

અમારી આરંભકાળની રહેણી વિચિત્ર હતી, ને મારે સારુ તે રોજનો વિનોદનો વિષય હતો. વકીલમંડળને દરેકની પાસે નોકર રસોઇયા હોય, દરેકને સારુ નોખી રસોઈ બને. તેઓ રાતના બાર વાગ્યે પણ જમતા હોય. આ મહાશયો રહેતા તો પોતાને ખર્ચે, છતાં મારે સારુ આ રહેણી ઉપદ્રવરૂપ હતી. મારી ને મારા સાથીઓ વચ્ચે સ્નેહગાંઠ એવી મજબૂત બંધાઈ હતી કે અમારી વચ્ચે ગેરસમજ થવા ન પામે. તેઓ મારાં શબ્દબાણ પ્રેમે ઝીલતા. છેવટે એમ ઠર્યું કે, નોકરોને રજા આપવી, સહુએ સાથે જમવું ને જમવાના નિયમ સાચવવા. બધા નિરામિષાહારી નહોતા; અને બે રસોડાં ચલાવતાં ખર્ચ વધે; તેથી નિરામિષ ભોજન જ રાંધી એક જ રસોડું ચલાવવાનો ઠરાવ થયો. ભોજન પણ સાદું રાખવાનો આગ્રહ હતો.

આથી ખર્ચમાં ઘણો ફાયદો થયો, કામ કરવાની શક્તિ વધી અને વખત બચ્યો.

વધારે શક્તિની આવશ્યક્તા બહુ હતી. કેમકે ખેડૂતોનાં ટોળેટોળાં પોતાની કહાણી લખાવવા આવતાં થઈ ગયાં. કહાણી લખાવનારની પાછળ લશ્કર તો હોય જ. એટલે મકાનની વાડી ભરાઈ જાય. મને દર્શનાભિલાષીથી સુરક્ષિત રાખવાને સારુ સાથીઓ મહાન પ્રયત્નો કરે ને નિષ્ફળ જાય. અમુક વખતે દર્શન દેવાને સારુ મને બહાર કાઢ્યે જ છૂટકો થાય. કહાણી લખનારની સંખ્યા પણ પાંચસાતની હંમેશાં રહે ત્યારે પણ દિવસને અંતે બધાની જુબાની પૂરી ન થાય. એટલા બધાની હકીકતની જરૂર ન જ હોય, છતાં તે લેવાથી લોકોને સંતોષ રહેતો હતો ને મને તેમની લાગણીની ખબર પડતી હતી.

કહાણી લખનારાએ કેટલાક નિયમોનું પાલન કરવાનું હતું. દરેક ખેડૂતની ઊલટતપાસ કરવી જોઈએ. ઊલટતપાસમાં જે તૂટી જાય તેની જુબાની ન લેવી. જેની વાત મૂળમાં જ પાયા વિનાની લાગે તે ન લેવી. આમ નિયમોના પાલનથી જોકે કંઈક વખત વધારે જતો હતો, છતાં જુબાનીઓ ઘણી સાચી, સિદ્ધ થઈ શકે એવી મળતી.

આ જુબાની લેતી વખતે છૂપી પોલીસના કોઈ અમલદાર હાજર હોય જ. આ અમલદારોને આવતા રોકી શકાતા હતા, પણ અમે મૂળથી જ નિશ્ચય કર્યો હતો કે, આ અમલદારોને આવતા રોકવા નહિ એટલું જ નહિ, પરંતુ તેમની પ્રત્યે વિનયથી વર્તવું ને આપી શકાય તે ખબર આપવી. તેમના સાંભળતાં ને દેખતાં જ બધી જુબાની લેવાતી. આનો લાભ એ થયો કે લોકોમાં વધારે નિર્ભયતા આવી. છૂપી પોલીસથી લોકોને બહુ ડર રહેતો તે ગયો ને તેમના દેખતાં અપાય એ જુબાનીમાં અતિશયોક્તિનો ભય થોડો રહે. ખોટું બોલતાં અમલદારો તેમને ફસાવે એ બીકે તેમને સાવધાનીથી બોલવું પડતું.

મારે નીલવરોને ખીજવવા નહોતા, પણ તેમને વિનયથી જીતવાનો પ્રયત્ન કરવો હતો, તેથી જેની સામે વિશેષ ફરિયાદ આવે તેને કાગળ લખતો ને તેને મળવાનો પણ પ્રયત્ન કરતો. નીલવરમંડળની પણ મુલાકાત લીધી હતી ને રૈયતની ફરિયાદો તેમની પાસે મૂકી તેમની હકીકત પણ સાંભળી લીધી હતી. તેમનામાંના કેટલાક મને તિરસ્કારતા. કેટલાક ઉદાસીન હતા ને કોઈ વિનય જણાવતા.

## ૧૭

# સાથીઓ

બ્રજકિશોરબાબુ અને રાજેન્દ્રબાબુ તો અદ્વિતીય જોડી હતા. તેમના વિના હું એક પણ ડગલું આગળ ન જઈ શકું એવો પોતાના પ્રેમથી તેમણે મને અપંગ બનાવી મૂક્યો હતો. તેમના શિષ્યો કહો કે સાથીઓ એવા શંભુબાબુ, અનુગ્રહબાબુ, ધરણીબાબુ અને રામનવમીબાબુ, આ વકીલો લગભગ નિરંતર સાથે જ રહેતા. વિંધ્યાબાબુ અને જનકધારીબાબુ પણ વખતો-વખત રહેતા. આ તો થયો બિહારી સંઘ. તેમનું મુખ્ય કામ લોકોની જુબાનીઓ લેવાનું હતું.

અધ્યાપક કૃપલાનીથી આમાં જોડાયા વિના રહેવાય એમ જ નહોતું. જાતે સિંધી છતાં તે બિહારીના કરતાં પણ વધારે બિહારી હતા. એવા થોડા સેવકોને મેં જોયા છે જેમની શક્તિ જે પ્રાંતમાં જાય તેમાં પૂર્ણતાએ ભળી જવાની હોય ને પોતે જુદા પ્રાંતના છે એવું કોઈને જાણવા ન દે. એમાંના કૃપલાની એક છે. તેમનો મુખ્ય ધંધો દ્વારપાળનો હતો. દર્શન કરનારાઓથી મને બચાવી લેવામાં તેમણે જિંદગીની સાર્થકતા આ સમયે માની લીધી હતી. કોઈને વિનોદથી મારી પાસે આવતા અટકાવે તો કોઈને અહિંસક ધમકીથી. રાત પડે ત્યારે અધ્યાપકનો ધંધો શરૂ કરે ને બધા સાથીઓને હસાવે, ને કોઈ બીકણ પહોંચી જાય તો તેને શૂર ચડાવે.

મૌલાના મજહરૂલ હકે મારા મદદગાર તરીકે પોતાનો હક નોંધાવી મૂક્યો હતો; ને મહિનામાં એકબે વખત ડોકિયું કરી જાય. તે વખતનો તેમનો ઠાઠ ને દમામ અને આજની

તેમની સાદાઈ વચ્ચે આસમાન જમીનનું અંતર છે. અમારામાં આવીને તેઓ પોતાનું હૃદય ભેળવી જતા, પણ પોતાની સાહેબીથી બહારના માણસને તો અમારાથી નોખા જેવા લાગતા.

જેમ જેમ હું અનુભવ મેળવતો ગયો તેમ તેમ મને લાગ્યું કે, ચંપારણમાં બરોબર કામ કરવું હોય તો ગામડાંમાં કેળવણીનો પ્રવેશ થવો જોઈએ. લોકોનું અજ્ઞાન દયાજનક હતું. ગામડાંનાં છોકરાં રખડતાં હતાં. અથવા માબાપો તેમને દિવસના બે કે ત્રણ પૈસા મળે તેટલા સારુ આખો દહાડો ગળીનાં ખેતરોમાં મજૂરી કરાવતાં. આ સમયે પુરુષોની મજૂરી દશ પૈસા કરતાં વધારે નહોતી. સ્ત્રીઓની છ પૈસા અને બાળકોની ત્રણ. ચાર આનાની મજૂરી મળે તે ખેડૂત ભાગ્યશાળી ગણાય.

સાથીઓ સાથે વિચાર કરી છ ગામડાંમાં પ્રથમ તો બાળકોને સારુ નિશાળો ખોલવાનો ઠરાવ થયો. શરત એવી હતી કે, તે તે ગામડાના આગેવાનોએ મકાન અને શિક્ષકનું ખાવાનું આપવું, તેનું બીજું ખર્ચ અમારે પૂરું પાડવું. અહીંનાં ગામડાંમાં પૈસાની છોળ નહોતી, પણ અનાજ વગેરે પૂરું પાડવાની લોકોની શક્તિ હતી, એટલે લોકો કાચું અનાજ આપવા તૈયાર થઈ ગયા હતા.

શિક્ષકો ક્યાંથી લાવવા એ મહાપ્રશ્ન હતો. બિહારમાંથી થોડો પગાર લેનારા કે કંઈ ન લેનારા એવા સારા શિક્ષકો મળવા મુશ્કેલ હતા. મારી કલ્પના એ હતી કે, સામાન્ય શિક્ષકના હાથમાં બાળકો ન જ મુકાય; શિક્ષકને અક્ષરજ્ઞાન ભલે ઓછું હોય, પણ તેનામાં ચારિત્ર્યબળ જોઈએ.

આ કામને સારુ સ્વયંસેવકોની મેં જાહેર માગણી કરી. તેના જવાબમાં ગંગાધરરાવ દેશપાંડેએ બાબાસાહેબ સોમણ

અને પુંડલીકને મોકલ્યા. મુંબઈથી અવંતિકાબાઈ ગોખલે આવ્યાં. દક્ષિણથી આનંદીબાઈ આવ્યાં. મેં છોટેલાલ, સુરેન્દ્રનાથ તથા મારા દીકરા દેવદાસને બોલાવી લીધા. આ જ અરસામાં મહાદેવ દેસાઈ અને નરહરિ પરીખ મને મળી ગયા હતા. મહાદેવ દેસાઈનાં પત્ની દુર્ગાબહેન તથા નરહરિ પરીખનાં પત્ની મણિબહેન પણ આવ્યાં. કસ્તુરબાઈને પણ મેં બોલાવી લીધી હતી. આટલો શિક્ષકો અને શિક્ષિકાઓનો સંઘ પૂરતો હતો. શ્રી. અવંતિકાબાઈ અને આનંદીબાઈ તો ભણેલાં ગણાય, પણ મણિબહેન પરીખ અને દુર્ગાબહેન દેસાઈને ગુજરાતીનું થોડુંક જ જ્ઞાન હતું. કસ્તુરબાઈને તો નહિ જેવું જ. આ બહેનો હિંદી બાળકોને કઈ રીતે શીખવે ?

દલીલો કરી બહેનોને સમજાવી કે, તેમણે છોકરાંને વ્યાકરણ નહિ પણ રીતભાત શીખવવાની છે, વાંચતાં લખતાં કરતાં તેમને સ્વચ્છતાના નિયમો શીખવવાના છે. હિંદી, ગુજરાતી, મરાઠી વચ્ચે મોટો ભેદ નથી એ પણ તેમને બતાવ્યું, ને પહેલા વર્ગમાં તો માંડ આંકડાઓ માંડતાં શીખવવાનું હોય એટલે મુસ્કેલી ન જ આવે. પરિણામ એ આવ્યું કે, બહેનોના વર્ગ બહુ સરસ રીતે ચાલ્યા. બહેનોને આત્મવિશ્વાસ આવ્યો ને તેમને પોતાના કામમાં રસ પણ આવ્યો. અવંતિકાબાઈની શાળા આદર્શ શાળા બની. તેમણે પોતાની શાળામાં પ્રાણ રેડ્યો. તેમની આવડત પણ પુષ્કળ હતી. આ બહેનોની મારફતે ગામડાંના સ્ત્રીવર્ગમાં પણ પ્રવેશ થઈ શક્યો હતો.

પણ મારે શિક્ષણથી જ અટકવાનું નહોતું. ગામડાંની ગંદકીનો પાર નહોતો. શેરીઓમાં કચરો, કૂવાઓની પાસે કાદવ ને બદબો, આંગણાં જોયાં ન જાય. મોટેરાંને સ્વચ્છતાની કેળવણીની જરૂર હતી. ચંપારણના લોકો રોગોથી પીડાતા જોવામાં આવતા હતા. બની શકે એટલું સુધરાઈનું કામ થાય

તો કરવું ને તેમ કરી લોકોના જીવનના દરેક વિભાગમાં પ્રવેશ કરવાની વૃત્તિ હતી.

આ કામમાં દાક્તરની મદદની જરૂર હતી. તેથી મેં ગોખલેના સમાજ પાસેથી દા. દેવની માગણી કરી. તેમની સાથે મને સ્નેહગાંઠ તો બંધાઈ જ હતી. છ માસને સારુ તેમની સેવાનો લાભ મળ્યો. તેમની દેખરેખ નીચે શિક્ષકો અને શિક્ષિકાઓએ કામ કરવાનું હતું.

બધાંની સાથે આટલી સમજૂતી હતી કે, કોઈએ નીલવરોની સામેની ફરિયાદમાં ન ઊતરવું, રાજ્યપ્રકરણને ન અડકવું, ફરિયાદો કરનારને મારી આગળ જ મોકલી દેવા; કોઈએ પોતાના ક્ષેત્રની બહાર એક ડગલું સરખુંયે ન જવું. ચંપારણના આ સાથીઓનું નિયમનનું પાલન અદ્‌ભુત હતું. એવો પ્રસંગ મને યાદ નથી આવતો કે જ્યારે કોઈએ તેને મળેલી સૂચનાઓનું ઉલ્લંઘન કર્યું હોય.

## ૧૮

# ગ્રામપ્રવેશ

ઘણે ભાગે દરેક નિશાળમાં એક પુરુષ અને સ્ત્રી એમ ગોઠવણ થઈ હતી. તેમની મારફતે જ દવાનાં ને સુધરાઈનાં કામો કરવાનાં હતાં. સ્ત્રીઓની મારફતે સ્ત્રીવર્ગમાં પ્રવેશ કરવાનો હતો. દવાનું કામ બહુ સહેલું કરી મૂક્યું હતું. એરંડિયું, ક્વિનીન અને એક મલમ એટલી જ વસ્તુઓ દરેક નિશાળમાં રાખવામાં આવતી હતી. જીભ તપાસતાં મેલી જોવામાં આવે અને બંધકોશની ફરિયાદ આવે તો એરંડિયું પાઈ દેવું. તાવની ફરિયાદ હોય તો એરંડિયું આપ્યા પછી આવનારને ક્વિનીન પિવડાવવું, અને જો ગૂમડાં હોય તો તેમને ધોઈ તેમની ઉપર મલમ લગાડી દેવો. ખાવાની દવા કે મલમ સાથે લઈ જવાને ભાગ્યે જ આપવામાં આવતાં. ક્યાંયે જોખમકારક કે ન સમજાય એવું દર્દ હોય તો તે દાક્તર દેવને દેખાડવા ઉપર મુલતવી રહેતું. દાક્તર દેવ જુદે જુદે ઠેકાણે નીમેલે વખતે જઈ આવતા. આવી સાદી સગવડનો લાભ લોકો ઠીક પ્રમાણમાં લઈ જતા હતા. વ્યાપક રોગો થોડા જ છે અને તેમને સારુ મોટા વિશારદોની જરૂર નથી હોતી એ ધ્યાનમાં રખાય, તો ઉપર પ્રમાણે કરેલી યોજના કોઈને હાસ્યજનક નહિ લાગે. લોકોને તો ન જ લાગી.

સુધરાઈનું કામ કઠિન હતું. લોકો ગંદકી દૂર કરવા તૈયાર નહોતા. પોતાને હાથે મેલાં સાફ કરવાની તૈયારી જેઓ ખેતરની મજૂરી રોજ કરતા તેમની પણ નહોતી. દાક્તર દેવ ઝટ હારે એવા નહોતા. તેમણે પોતે જાતે અને સ્વયંસેવકોએ

એક ગામના રસ્તા સાફ કર્યા, લોકોનાં આંગણાંમાંથી કચરા કાઢ્યા, કૂવાની આસપાસના ખાડા પૂર્યા, કાદવ કાઢ્યો, ને ગામલોકોને સ્વયંસેવકો આપવાનું પ્રેમપૂર્વક સમજાવતા રહ્યા. કેટલેક ઠેકાણે લોકોએ શરમને માર્યે કામ કરવાનું શરૂ કર્યું, ને કેટલેક ઠેકાણે તો લોકોએ મારી મોટર પસાર થવાને સારુ સડકો પણ જાતમહેનતથી કરી. આવા મીઠા અનુભવની સાથે જ લોકોની બેદરકારીના કડવા અનુભવો પણ ભળતા હતા. સુધારાની વાત સાંભળી કેટલીક જગ્યાઓએ લોકોને અણગમો પણ પેદા થયેલો મને યાદ છે.

આ અનુભવો દરમ્યાન, એક અનુભવ જેનું વર્ણન મેં સ્ત્રીઓની ઘણી સભાઓમાં કર્યું છે, તે અહીં કરવું અસ્થાને નથી. ભીતિહરવા એક નાનકડું ગામડું છે. તેની પાસે તેનાથી પણ નાનકડું ગામડું છે. ત્યાં કેટલીક બહેનોનાં કપડાં બહુ મેલાં જોવામાં આવ્યાં. આ બહેનોને કપડાં ધોવા બદલવાનું સમજાવવાનું મેં કસ્તુરબાઈને સૂચવ્યું. તેણે બહેનોને વાત કરી. એમાંથી એક બહેન તેને પોતાની ઝૂંપડીમાં લઈ ગઈ ને બોલી: 'તમે જુઓ અહીં કંઈ પેટીકબાટ નથી કે જેમાં કપડાં હોય. મારી પાસે આ મેં પહેરી છે તે જ સાડી છે. તેને હું કઈ રીતે ધોઈ શકું? મહાત્માજીને કહો કે તે કપડાં અપાવે એટલે હું રોજ નાહવા ને રોજ કપડાં બદલવા તૈયાર થઈશ.' આવાં ઝૂંપડાં હિંદુસ્તાનમાં અપવાદરૂપે નથી. અસંખ્ય ઝૂંપડાંમાં રાચરચીલું, પેટીપટારા, લૂગડાંલત્તાં નથી હોતાં અને અસંખ્ય માણસો માત્ર પહેરેલાં કપડાં ઉપર પોતાનો નિર્વાહ કરે છે.

એક બીજો અનુભવ પણ નોંધવા યોગ્ય છે. ચંપારણમાં વાંસનો ને ઘાસનો તોટો નથી હોતો. લોકોએ ભીતિહરવામાં જે નિશાળનું છાપરું બાંધ્યું હતું એ વાંસનું ને ઘાસનું હતું. કોઈએ તેને રાતના બાળી મૂક્યું. શક તો આસપાસના

નીલવરોના માણસો ઉપર ગયો હતો. ફરી વાંસ ને ઘાસનું મકાન બનાવવું એ યોગ્ય ન લાગ્યું. આ નિશાળ શ્રી. સોમણ અને કસ્તુરબાઈના તાબામાં હતી. શ્રી. સોમણે ઈંટોનું પાકું મકાન બાંધવાનો નિશ્ચય કર્યો ને તેમની જાતમહેનતનો ચેપ બીજાઓને લાગ્યો, તેથી પળવારમાં ઈંટોનું મકાન ઊભું થયું, અને ફરી મકાન બળવાનો ભય ન રહ્યો.

આમ નિશાળો, સુઘરાઈ અને દવાનાં કામોથી લોકોમાં સ્વયંસેવકોને વિષે વિશ્વાસ ને આદર વધ્યાં, ને તેમની ઉપર સારી અસર બેઠી.

પણ મારે દિલગીરીની સાથે જણાવવું જોઈએ કે આ કામ કાયમ કરવાની મારી મુરાદ બર ન આવી. સ્વયંસેવકો જે મળ્યા હતા તે અમુક મુદતને જ સારુ મળ્યા હતા. નવા બીજા મળવામાં મુસ્કેલી આવી અને બિહારમાંથી આ કામને સારુ યોગ્ય કાયમી સેવકો ન મળી શક્યા. મને પણ ચંપારણનું કામ પૂરું થયું તેવામાં બીજું કામ, જે તૈયાર થઈ રહ્યું હતું, તે ઘસડી ગયું. આમ છતાં છ માસ લગી થયેલા કામે પણ એટલે લગી જડ ઘાલી કે એક નહિ તો બીજા સ્વરૂપમાં તેની અસર આજ લગી નભી રહી છે.

## ૧૯

# ઊજળું પાસું

એક તરફથી સમાજસેવાનું કામ, જે મેં ગયાં પ્રકરણોમાં વર્ણવ્યું છે, તે થઈ રહ્યું હતું, ને બીજી તરફથી લોકોનાં દુઃખની કહાણીઓ નોંધવાનું કામ વધતા પ્રમાણમાં ચાલી રહ્યું હતું. હજારો લોકોની કહાણીઓ લખાઈ તેની અસર થયા વિના કેમ રહે? મારે ઉતારે જેમ જેમ લોકોની આવજા વધતી ગઈ તેમ તેમ નીલવરોનો ક્રોધ વધતો ચાલ્યો. મારી તપાસને બંધ કરવાના તેમની તરફથી થતા પ્રયત્નો વધતા ગયા.

એક દિવસ મને બિહારની સરકારનો કાગળ મળ્યો. તેનો ભાવાર્થ આ હતો: 'તમારી તપાસ ઠીક લાંબી ચાલી ગણાય, અને તમારે તે બંધ રાખી બિહાર છોડવું જોઈએ.' કાગળ વિનયી હતો પણ અર્થ સ્પષ્ટ હતો. મેં લખ્યું કે તપાસ તો લંબાશે, અને તે થયા પછી પણ લોકોનાં દુઃખનું નિવારણ ન થાય ત્યાં લગી મારો ઇરાદો બિહાર છોડવાનો નથી.

મારી તપાસ બંધ કરવાનો સરકારની પાસે યોગ્ય ઇલાજ એક જ હતો કે, તેણે લોકોની ફરિયાદ સાચી માની દાદ દેવી, અથવા ફરિયાદને માન આપી પોતાની તપાસસમિતિ નીમવી. ગવર્નર સર એડવર્ડ ગેટે મને બોલાવ્યો, ને પોતે તપાસસમિતિ નીમવાનો પોતાનો ઇરાદો જણાવ્યો અને તેમાં સભ્ય થવાનું મને નિમંત્રણ આપ્યું. બીજાં નામો જોઈને મેં સાથીઓની સાથે મસલત કરીને એ શરતે સભ્ય થવાનું કબૂલ કર્યું કે, મને સાથીઓની સાથે મસલત કરવાની છૂટ હોવી

જોઈએ; ને સરકારે સમજવું જોઈએ કે, હું સભ્ય થવાથી ખેડૂતોનો હિમાયતી નથી મટતો અને તપાસ થઈ રહ્યા બાદ મને સંતોષ ન થાય તો ખેડૂતોને દોરવાની મારી સ્વતંત્રતા હું જતી ન કરું.

સર એડવર્ડ ગેઇટે આ શરતોને વાજબી ગણીને તેનો સ્વીકાર કર્યો. મરહૂમ સર ફ્રૅંક સ્લાઈ તેના પ્રમુખ નિમાયા હતા. તપાસસમિતિએ ખેડૂતોની બધી ફરિયાદો ખરી ઠરાવી, નીલવરોએ ગેરવાજબી રીતે લીધેલાં નાણાંનો અમુક ભાગ પાછો આપવાની ને તીનકાઠિયાનો કાયદો રદ કરવાની ભલામણ કરી.

આ રિપોર્ટ સાંગોપાંગ થવામાં ને છેવટે કાયદો પસાર થવામાં સર એડવર્ડ ગેઇટનો બહુ મોટો ભાગ હતો. તે દૃઢ ન રહ્યા હોત અથવા જો તેમણે પોતાની કુશળતાનો પૂરો ઉપયોગ ન કર્યો હોત, તો જે રિપોર્ટ એકમતે થઈ શક્યો તે ન થવા પામત અને જે કાયદો છેવટે પસાર થયો તે થવા ન પામત. નીલવરોની સત્તા બહુ પ્રબળ હતી. રિપોર્ટ થયા છતાં તેમનામાંના કેટલાકે બિલનો સખત વિરોધ કર્યો હતો. પણ સર એડવર્ડ ગેઇટ છેવટ સુધી મક્કમ રહ્યા ને સમિતિની ભલામણોનો સંપૂર્ણ અમલ કર્યો.

આમ સો વર્ષથી ચાલતો આવેલો તીનકઠિયાનો કાયદો તૂટયો ને તેની સાથે નીલવરરાજ્યનો અસ્ત થયો, રૈયતવર્ગ જે દબાયેલો જ રહેતો હતો તેને પોતાની શક્તિનું કંઈક ભાન થયું ને ગળીનો ડાઘ ધોયો ધોવાય જ નહિ એ વહેમ દૂર થયો.

ચંપારણમાં આરંભેલું રચનાત્મક કામ જારી રાખી લોકોમાં થોડાં વર્ષો સુધી કામ કરવાની અને વધારે નિશાળો કરવાની અને વધારે ગામડાંમાં પ્રવેશ કરવાની મારી ઇચ્છા હતી. ક્ષેત્ર તૈયાર હતું. પણ મારા મનસૂબા ઈશ્વરે ઘણી વાર પાર જ પડવા દીધા નથી. મેં ધાર્યું હતું કંઈક ને મને દૈવ બીજા જ કામમાં ઘસડી ગયું.

## ૨૦

# મજૂરોનો સંબંધ

હજુ ચંપારણમાં હું કમિટીનું કામ આટોપી રહ્યો હતો તેવામાં, ખેડાથી મોહનલાલ પંડયાનો ને શંકરલાલ પરીખનો કાગળ ખેડા જિલ્લામાં નિષ્ફળ ગયેલો પાક અને મહેસૂલમાફી બાબત મળ્યો. ત્યાં જઈ લોકોને દોરવાનો તેમણે આગ્રહ કર્યો. સ્થાનિક તપાસ કર્યા વિના કંઈ સલાહ આપવાની મને નહોતી ઇચ્છા, નહોતી મારી શક્તિ કે હિમ્મત.

બીજી તરફથી શ્રી. અનસૂયાબાઈનો કાગળ તેમના મજૂરસંઘ બાબત હતો. મજૂરોના પગાર ટૂંકા હતા. તેમની પગાર વધારવાની લાંબા કાળની માગણી હતી. આ બાબત તેમને દોરવાની મને હોંશ હતી. આ પ્રમાણમાં નાનું લાગતું કામ પણ હું દૂર બેઠો કરી શકું એવી મને આવડત નહોતી. તેથી પહેલી તકે હું અમદાવાદ પહોંચ્યો. મારા મનમાં એમ હતું કે, બન્ને કામની તપાસ કરી થોડા જ સમયમાં હું ચંપારણ પાછો પહોંચીશ ને ત્યાંના રચનાત્મક કામની દેખરેખ રાખીશ.

પણ અમદાવાદ પહોંચ્યા પછી એવાં કામો નીકળી પડ્યાં કે મારાથી ચંપારણ કેટલાક કાળ સુધી જઈ ન શકાયું, ને જે નિશાળો ચાલતી હતી તે એક પછી એક પડી ભાંગી. સાથીઓએ અને મેં કેટલાયે હવાઈ કિલ્લા બાંધ્યા હતા, પણ ઘડીભર તો તે તૂટી પડ્યા.

ચંપારણમાં ગ્રામનિશાળો અને ગ્રામસુધાર ઉપરાંત ગોરક્ષાનું કામ મેં હાથ કર્યું હતું. ગોશાળા અને હિંદીપ્રચારના કામનો ઇજારો મારવાડી ભાઈઓએ લીધો છે એવું હું મારા ભ્રમણમાં જોઈ ચૂક્યો હતો. બેતિયામાં મારવાડી ગૃહસ્થે પોતાની ધર્મશાળામાં મને આશ્રય આપ્યો હતો. બેતિયાના

મારવાડી ગૃહસ્થોએ મને તેમની ગોશાળામાં સંડોવ્યો હતો. મારી જે કલ્પના આજ છે તે જ કલ્પના ગોરક્ષા વિષે ત્યારે ઘડાઈ ચૂકી હતી. ગોરક્ષા એટલે ગોવંશવૃદ્ધિ, ગોજાતિસુધાર, બેલની પાસેથી મર્યાદાસર કામ લેવું, ગોશાળાને આદર્શ દુગ્ધાલય બનાવવી વગેરે. આ કામમાં મારવાડી ભાઈઓએ પૂરી મદદ કરવાનું વચન આપ્યું હતું. પણ હું ચંપારણમાં સ્થિર ન થઈ શક્યો એટલે તે કામ અધૂરું જ રહ્યું. બેતિયામાં ગોશાળા તો આજે પણ ચાલે છે, પણ તે આદર્શ દુગ્ધાલય નથી બની શકી. ચંપારણના બેલની પાસેથી હજુ વધારેપડતું કામ લેવામાં આવે છે. નામના હિંદુઓ હજુયે બેલોને નિર્દયતાપૂર્વક માર મારે છે ને ધર્મને વગોવે છે. આ ખટકો મને હમેશાંને સારુ રહી ગયો છે. અને જ્યારે જ્યારે ચંપારણ જાઉં છું ત્યારે ત્યારે આ અગત્યનાં અધૂરાં રહેલાં કામોનું સ્મરણ કરી નિઃશ્વાસ મૂકું છું, ને તે અધૂરાં મેલવા સારુ મારવાડી ભાઈઓ અને બિહારીઓનો મીઠો ઠપકો સાંભળું છું.

નિશાળોનું કામ તો એક નહિ તો બીજી રીતે બીજી જગ્યાઓમાં ચાલે છે. પણ ગોસેવાના કાર્યક્રમે જડ જ નહોતી ઘાલી, એટલે તેને જોઈતી દિશામાં ગતિ ન મળી શકી.

અમદાવાદમાં ખેડાના કામ વિષે મસલત ચાલી રહી હતી તે દરમ્યાન મજૂરોનું કામ મેં હાથ ધરી લીધું હતું.

મારી સ્થિતિ અતિશય નાજુક હતી. મજૂરોનો કેસ મને મજબૂત જણાયો. શ્રી. અનસૂયાબાઈને પોતાના સગા ભાઈની જોડે લડવાનું હતું. મજૂરો અને માલિકોની વચ્ચેના આ દારુણ યુદ્ધમાં શ્રી. અંબાલાલ સારાભાઈએ મુખ્ય ભાગ લીધો હતો. મિલમાલિકો સાથે મારો સંબંધ મીઠો હતો. તેમની સામે લડવું એ વિષમ કામ હતું. તેમની સાથે મસલતો કરી તેમને મજૂરોની માગણી વિષે પંચ નીમવા વીનવ્યા. પણ માલિકોએ પોતાની અને મજૂરોની વચ્ચે પંચની દરમ્યાન-

ગીરી હોવાની યોગ્યતાનો સ્વીકાર ન કર્યો.

મજૂરોને મેં હડતાળ પાડવાની સલાહ આપી. આ સલાહ આપતા પહેલાં મજૂરોના અને મજૂર આગેવાનોના પ્રસંગમાં સારી રીતે આવ્યો. તેમને હડતાળની શરતો સમજાવી:

૧. શાંતિનો ભંગ ન જ કરવો.

૨. જે કામે ચડવા માગે તેના ઉપર બળાત્કાર ન કરવો.

૩. મજૂરોએ ભિક્ષાન્ન ન ખાવું.

૪. હડતાળ ગમે તેટલી લંબાય તોયે તેમણે દૃઢ રહેવું, ને પોતાનો પૈસો ખૂટે તો બીજી મજૂરી મેળવી ખાવાજોગું કમાવું.

આ શરતો આગેવાનો સમજ્યા ને તેમણે કબૂલ રાખી. મજૂરોની જાહેર સભા થઈ ને તેમાં તેમણે ઠરાવ કર્યો કે, પોતાની માગણીનો સ્વીકાર ન થાય, અથવા તેની યોગ્યતા અયોગ્યતાની તપાસ કરવા પંચ ન નિમાય, ત્યાં લગી તેમણે કામ ઉપર ન જવું.

આ હડતાળ દરમ્યાન શ્રી. વલ્લભભાઈ અને શ્રી. શંકરલાલ બેંકરને હું ખરી રીતે ઓળખતો થયો કહેવાઉં. શ્રી. અનસૂયાબાઈનો પરિચય મને તેની પૂર્વે જ સારી રીતે થઈ ચૂક્યો હતો.

હડતાળિયાઓની સભા રોજ નદીકિનારે એક ઝાડની છાયા નીચે ભરાવા લાગી. તેમાં તેઓ સેંકડોની સંખ્યામાં રોજ હાજરી પૂરતા હતા. પ્રતિજ્ઞાનું હું તેમને રોજ સ્મરણ કરાવતો; શાંતિ જાળવવાની, સ્વમાન સંઘરવાની આવશ્યકતા સમજાવતો હતો. તેઓ પોતાનો 'એક ટેક'નો વાવટો લઈ રોજ શહેરમાં ફરતા ને સરઘસરૂપે સભામાં હાજર થતા.

આ હડતાળ એકવીસ દિવસ ચાલી. તે દરમ્યાન વખતોવખત માલિકોની જોડે હું મસલત કરતો, ઇન્સાફ કરવા વીનવતો. 'અમારે પણ ટેક હોય ના? અમારી ને અમારા મજૂરોની વચ્ચે બાપદીકરાનો સંબંધ હોય. . . . . . તેની વચ્ચે કોઈ આવે તે અમે કેમ સહન કરીએ? તેની વચ્ચે પંચ કેવા?' આ જવાબ મને મળતો.

## ૨૧

# આશ્રમની ઝાંખી

મજૂરના કારણને આગળ ચલાવતા પહેલાં આશ્રમની ઝાંખી કરી લેવાની આવશ્યકતા છે. ચંપારણમાં રહેતો છતો આશ્રમને હું વીસરી શકતો નહોતો. કોઈ કોઈ વાર ત્યાં આવી પણ જતો.

કોચરબ અમદાવાદની પાસેનું નાનકડું ગામડું છે. અને આશ્રમનું સ્થાન એ ગામમાં હતું. કોચરબમાં મરકીએ દેખાવ દીધો. બાળકોને હું તે વસ્તીની મધ્યે સુરક્ષિત નહોતો રાખી શકતો. સ્વચ્છતાના નિયમો ગમે તેટલી સાવધાનીથી પાળતાં છતાં, આસપાસની અસ્વચ્છતાથી આશ્રમને અલિપ્ત રાખવું અસંભવિત હતું. કોચરબના લોકોની પાસે સ્વચ્છતાના નિયમોનું પાલન કરાવવાની અથવા તેમની આવે સમયે સેવા કરવાની અમારી શક્તિ નહોતી. અમારો આદર્શ તો એ હતો કે, આશ્રમ શહેર અથવા ગામથી અલગ રાખવું, છતાં એટલું દૂર નહિ કે ત્યાં પહોંચતાં બહુ મુશ્કેલી પડે. કોઈક દિવસે તો આશ્રમ આશ્રમરૂપે શોભે તે પહેલાં તેને પોતાની જમીન પર ને ખુલ્લી જગ્યામાં સ્થિર થવાનું હતું જ.

મરકીને મેં કોચરબ છોડવાની નોટિસરૂપે ગણી. શ્રી. પૂંજાભાઈ હીરાચંદ આશ્રમની સાથે ઘણો નિકટનો સંબંધ રાખતા, ને આશ્રમની ઝીણીમોટી સેવા શુદ્ધ, નિરભિમાન ભાવે કરતા. તેમને અમદાવાદના વહીવટનો બહોળો અનુભવ હતો. તેમણે આશ્રમને સારુ જોઈતી જમીન તરત શોધી લાવવાનું બીડું ઝડપ્યું. કોચરબની ઉત્તર દક્ષિણનો ભાગ હું તેમની સાથે

ફર્યો. પછી ઉત્તર તરફ ત્રણ ચાર માઈલ દૂર ટુકડો મળે તો શોધી લાવવાનું મેં તેમને સૂચવ્યું. હાલ જ્યાં આશ્રમ છે તે જમીન તેઓ શોધી લાવ્યા. તે જેલની નજદીક છે એ મારે સારુ ખાસ પ્રલોભન હતું. સત્યાગ્રહઆશ્રમવાસીને કપાળે જેલ તો લખી જ હોય એવી માન્યતા હોવાથી જેલનો પડોશ ગમ્યો. એટલું તો હું જાણતો હતો કે, હમેશાં જેલનું સ્થાન જ્યાં આસપાસ સ્વચ્છ જગ્યા હોય તેવે ઠેકાણે શોધવામાં આવે છે.

આઠેક દિવસમાં જ જમીનનો સોદો કર્યો. જમીન ઉપર એક મકાન નહોતું; એક પણ ઝાડ નહોતું. નદીનો કિનારો અને એકાંત તેને સારુ મોટી ભલામણ હતી. અમે તંબૂમાં રહેવાનો નિશ્ચય કર્યો. રસોડાને સારુ એક પતરાનું કામચલાઉ છાપરું બાંધવાનું ને ધીમે ધીમે સ્થાયી મકાન બાંધવાનો આરંભ કરવાનું ધાર્યું.

આ વખતે આશ્રમની વસ્તી વધી હતી. આશરે ચાળીસ નાનાં મોટાં સ્ત્રીપુરુષો હતાં. બધાં એક જ રસોડે જમતાં હતાં એટલી સગવડ હતી. યોજનાની કલ્પના મારી હતી. અમલનો બોજો ઉપાડનાર તો શિરસ્તા મુજબ સ્વ. મગનલાલ જ હતા.

સ્થાયી મકાન બન્યા પહેલાંની અગવડનો પાર નહોતો. વરસાદની મોસમ માથે હતી. સામાન બધો ચાર માઈલ દૂરથી શહેરમાંથી લાવવાનો હતો. આ અવાવરુ જમીનમાં સર્પાદિ તો હતા જ. તેવામાં બાળકોને સાચવવાનું જોખમ જેવુંતેવું નહોતું. રિવાજ સર્પાદિને ન મારવાનો હતો, પણ તેના ભયથી મુક્ત તો અમારામાંથી કોઈ જ નહોતાં, આજેયે નથી.

હિંસક જીવોને ન મારવાના નિયમનું યથાશક્તિ પાલન ફિનિક્સ, ટોલ્સ્ટોય ફાર્મ અને સાબરમતી ત્રણે જગ્યાએ કર્યું છે. ત્રણે જગ્યાએ અવાવરુ જમીનમાં વસવાટ કરવો પડ્યો છે. ત્રણે જગ્યાએ સર્પાદિનો ઉપદ્રવ સારો ગણાય. એમ છતાં હજુ લગી એક પણ જાન ખોવી નથી પડી, તેમાં મારા જેવા

શ્રદ્ધાળુ તો ઈશ્વરનો હાથ, તેની કૃપા જ જુએ છે. ઈશ્વર પક્ષપાત ન કરે, મનુષ્યના રોજના કામમાં હાથ ઘાલવા તે નવરો નથી બેઠો, એવી નિરર્થક શંકા કોઈ ન કરે. આ વસ્તુને, અનુભવને બીજી ભાષામાં મૂકતાં મને આવડતું નથી. લૌકિક ભાષામાં ઈશ્વરની કૃતિને મૂકતાં છતાં હું જાણું છું કે તેનું 'કાર્ય' અવર્ણનીય છે. પણ જો પામર મનુષ્ય વર્ણન કરે તો તેની પાસે તો પોતાની તોતલી બોલી જ હોય. સામાન્ય રીતે સર્પાદિને ન મારતા છતાં સમાજે પચીસ વર્ષ લગી બચ્ચા રહેવું, તેને અકસ્માત માનવાને બદલે ઈશ્વરકૃપા માનવી એ વહેમ હોય તો તે વહેમ પણ સંઘરવા લાયક છે.

જ્યારે મજૂરોની હડતાળ પડી ત્યારે આશ્રમનો પાયો ચણાઈ રહ્યો હતો. આશ્રમની પ્રધાન પ્રવૃત્તિ વણાટકામ હતું. કાંતવાની તો હજી શોધ જ નહોતી કરી શક્યા. તેથી વણાટશાળા પહેલી બાંધવી એવો નિશ્ચય હતો. એટલે તેનો પાયો ચણાઈ રહ્યો હતો.

## ૨૨

# ઉપવાસ

મજૂરોએ પહેલાં બે અઠવાડિયાં ખૂબ હિંમત બતાવી; શાંતિ પણ ખૂબ જાળવી; રોજની સભામાં ખૂબ સંખ્યામાં હાજરી આપી. રોજ પ્રતિજ્ઞાનું સ્મરણ તેમને હું કરાવતો. 'અમે મરશું, પણ અમારી એક ટેક કદી નહિ છોડીએ', એમ રોજ તેઓ પોકારી પોકારીને કહેતા.

પણ છેવટે તેઓ મોળા પડતા લાગ્યા, ને નબળો આદમી જેમ હિંસક હોય છે તેમ નબળા પડ્યા તે જેઓ મિલમાં જતા તેમનો દ્વેષ કરવા લાગ્યા, ને કદાચ કોઈની ઉપર બળાત્કાર વાપરશે એવી મને બીક લાગી. રોજની સભામાં માણસોની હાજરી મોળી પડી. આવ્યા તેમના ચહેરા ઉપર ઉદાસીનતા છવાઈ હતી. મને ખબર મળી કે મજૂરો ડગવા લાગ્યા છે. હું મૂંઝાયો. આવે સમયે મારો ધર્મ શો છે એ વિચારવા લાગ્યો. દક્ષિણ આફ્રિકાની મજૂરોની હડતાળનો મને અનુભવ હતો, પણ આ અનુભવ નવો હતો. જે પ્રતિજ્ઞા કરવામાં મારી પ્રેરણા હતી, જેનો હું રોજ સાક્ષી બનતો, એ પ્રતિજ્ઞા કેમ તૂટે? આ વિચાર અભિમાન ગણાય, અથવા તે મજૂરો પ્રત્યેનો અને સત્ય પ્રત્યેનો પ્રેમ ગણાય.

સવારનો પહોર હતો. હું સભામાં હતો. મને કંઈ ખબર નહોતી કે મારે શું કરવું છે. પણ સભામાં જ મારાથી કહેવાઈ ગયું, 'જો મજૂરો પાછા સજ્જ ન થાય ને નિકાલ ન થાય ત્યાં લગી હડતાળ નિભાવી ન શકે તો અને ત્યાં લગી મારે ઉપવાસ કરવો છે.'

હાજર રહેલા મજૂરો હેબતાઈ ગયા, અનસૂયાબહેનની આંખમાંથી આંસુની ધારા ચાલી. મજૂરો બોલી ઊઠ્યા, 'તમે

નહિ, અમે ઉપવાસ કરીશું. પણ તમારાથી ઉપવાસ થાય નહિ. અમને માફ કરો, અમારી ટેક પાળીશું.'

મેં કહ્યું, 'તમારે ઉપવાસ કરવાની જરૂર નથી. તમે તમારી પ્રતિજ્ઞાનું પાલન કરો એટલે બસ છે. આપણી પાસે પૈસા નથી. આપણે મજૂરોને ભિક્ષાન્ન ખવડાવી હડતાળ નથી ચલાવવી. તમે કંઇક મજૂરી કરો ને તમારી રોજની રોટી જેટલા પૈસા મેળવો એટલે હડતાળ ગમે તેટલી ચાલે તોપણ તમે નિશ્ચિંત રહી શકો. મારો ઉપવાસ હવે નિકાલ પહેલાં ન છૂટે.'

વલ્લભભાઈ તેમને સારુ મ્યુનિસિપાલિટીમાં કામ શોધતા હતા, પણ ત્યાં કંઈ મળે તેમ નહોતું. આશ્રમની વણાટશાળામાં રેતીની પૂરણી પૂરવાની હતી, તેમાં ઘણા મજૂરોને કામ સોંપવું એમ મગનલાલે સૂચવ્યું. મજૂરો તેમ કરવા તૈયાર થયા. અનસૂયાબહેને પહેલ કરી, ને નદીમાંથી રેતીના ટોપલા સારતા મજૂરોની હાર જામી. આ દૃશ્ય જોવા જેવું હતું. મજૂરોમાં નવું જોર આવ્યું. તેમને પૈસા ચૂકવનારા ચૂકવતાં થાક્યા.

આ ઉપવાસમાં એક દોષ હતો. માલિકોની સાથે મને મીઠો સંબંધ હતો એ હું લખી ચૂક્યો છું. તેથી તેમને ઉપવાસ સ્પર્શ કર્યા વિના ન જ રહે. સત્યાગ્રહી તરીકે મારાથી તેમની સામે ઉપવાસ ન જ કરાય એ હું જાણતો હતો. તેમની ઉપર જે અસર પડે તે મજૂરોની હડતાળની જ પડવી જોઈએ. મારું પ્રાયશ્ચિત્ત તેમના દોષોને સારુ નહોતું; મજૂરોના દોષને અંગે હતું. હું મજૂરોનો પ્રતિનિધિ હતો, તેથી તેમના દોષે હું દોષિત થાઉં. માલિકોને તો મારાથી માત્ર વીનવાય, તેમની સામે ઉપવાસ કરવો ત્રાગામાં ખપે. છતાં મારા ઉપવાસની તેમના ઉપર અસર પડ્યા વિના ન જ રહે એમ હું જાણતો હતો. પડી પણ ખરી. પણ મારા ઉપવાસને હું રોકી શકતો નહોતો, આવો દોષમય ઉપવાસ કરવાનો મારો ધર્મ મેં પ્રત્યક્ષ જોયો.

માલિકોને મેં સમજાવ્યા, 'મારા ઉપવાસથી તમારે તમારો માર્ગ છોડવાની જરાયે જરૂર નથી.' તેમણે મને કડવાંમીઠાં મહેણાં પણ માર્યાં. તેમ કરવાનો તેમને અધિકાર હતો.

શેઠ અંબાલાલ આ હડતાળની સામે મક્કમ રહેવામાં અગ્રેસર હતા. તેમની દૃઢતા આશ્ચર્ય પમાડનારી હતી. તેમની નિખાલસતા પણ મને તેટલી જ ગમી. તેમની સામે લડવું મને પ્રિય લાગ્યું. એમના જેવા અગ્રેસર જ્યાં વિરોધી પક્ષમાં હતા ત્યાં ઉપવાસની તેમની ઉપર પડનારી આડી અસર મને ખૂંચી. વળી તેમનાં ધર્મપત્ની શ્રી. સરલાદેવીનો મારા પ્રત્યે સગી બહેનના જેટલો પ્રેમ હતો. મારા ઉપવાસથી તેમને થતી અકળામણ મારાથી જોઈ જતી નહોતી.

મારા પહેલા ઉપવાસમાં તો અનસૂયાબહેન, બીજા ઘણા મિત્રો ને મજૂરો સાથી થયા. તેમને વધારે ઉપવાસ ન કરવા હું મુશ્કેલીથી સમજાવી શક્યો. આમ ચોમેર વાતાવરણ પ્રેમમય બની ગયું. માલિકો કેવળ દયાને વશ થઈ સમાધાની કરવાના રસ્તા શોધવા લાગ્યા. અનસૂયાબહેનને ત્યાં તેમની મસલતો ચાલવા લાગી. શ્રી. આનંદશંકર ધ્રુવ પણ વચમાં પડ્યા. છેવટે તેઓ પંચ નિમાયા અને હડતાળ છૂટી. મારે ત્રણ જ ઉપવાસ કરવા પડ્યા. માલિકોએ મજૂરોને મીઠાઈ વહેંચી. એકવીસ દિવસે સમાધાની થઈ. સમાધાનીનો મેળાવડો થયો તેમાં માલિકો અને ઉત્તર વિભાગના કમિશનર હાજર હતા. કમિશનરે મજૂરોને સલાહ આપી હતી, 'તમારે હમેશાં મિ. ગાંધી કહે તેમ કરવું.' એમની જ સામે મારે આ બનાવ પછી તુરત ઝૂઝવું પડ્યું હતું. સમય બદલાયો એટલે તે પણ બદલાયા, ને ખેડાના પાટીદારોને મારી સલાહ ન માનવાનું કહેવા લાગ્યા.

એક રસિક તેમ જ કરુણાજનક બનાવની નોંધ અહીં લેવી ઘટે છે. માલિકોએ તૈયાર કરાવેલી મીઠાઈ પુષ્કળ હતી,

અને તે હજારો મજૂરોમાં કઈ રીતે વહેંચવી એ સવાલ થઈ પડ્યો હતો. જે ઝાડના આશ્રય તળે મજૂરોએ પ્રતિજ્ઞા લીધી હતી ત્યાં તે વહેંચવી યોગ્ય છે એમ જાણીને, અને બીજે ક્યાંયે હજારો મજૂરોને એકઠા કરવા અગવડભરેલું ગણાય એમ સમજીને, ઝાડની આસપાસના ખુલ્લા મેદાનમાં વહેંચવાનો ઠરાવ થયો હતો. મારા ભોળપણમાં મેં માની લીધું કે એકવીસ દિવસ લગી નિયમનમાં રહેલા મજૂરો વિનાપ્રયત્ને હારબંધ ઊભા રહી મીઠાઈ લેશે ને અધીરા થઈ મીઠાઈ ઉપર હુમલો નહિ કરે. પણ મેદાનમાં વહેંચવાની બે ત્રણ રીતો અજમાવી તે નિષ્ફળ ગઈ. બે ત્રણ મિનિટ સીધું ચાલે ને તુરત બાંધેલી હાર તૂટે. મજૂરોના આગેવાનોએ ખૂબ પ્રયત્ન કર્યા પણ તે ફોગટ નીવડ્યા. છેવટે ભીડ, ઘોંઘાટ ને હુમલો એવાં થયાં કે કેટલીક મીઠાઈ કચરાઈ બરબાદ ગઈ. મેદાનમાં વહેંચવાનું બંધ કરવું પડ્યું, ને મુશ્કેલીથી રહેલી મીઠાઈને બચાવીને શેઠ અંબાલાલના મિરજાપુરને બંગલે પહોંચાડી શક્યા. આ મીઠાઈ બીજે દહાડે બંગલાના મેદાનમાં જ વહેંચવી પડી.

આમાં રહેલો હાસ્યરસ સ્પષ્ટ છે. 'એક ટેક'ના ઝાડ પાસે મીઠાઈ ન વહેંચી શકાઈ તેનું કારણ શોધતાં એમ જોવામાં આવ્યું કે, મીઠાઈ વહેંચવાની છે એ જાણવાથી અમદાવાદના ભિખારીઓ ત્યાં આવી પહોંચ્યા હતા, ને તેમણે કતારો તોડી મીઠાઈ ઝડપવાના પ્રયત્નો કરેલા. આ કરુણરસ હતો.

આ દેશ ભૂખમરાથી એવો પીડાય છે કે, ભિખારીઓની સંખ્યા વધતી જાય છે ને તેઓ ખાવાનું મેળવવાને સારુ સામાન્ય મર્યાદાનો લોપ કરે છે. ધનિક લોકો વગરવિચારે, આવા ભિખારીઓને સારુ કામ શોધી આપવાને બદલે, તેમને ભિક્ષા આપી પોષે છે.

## ૨૩

# ખેડામાં સત્યાગ્રહ

મજૂરોની હડતાળ પૂરી થયા પછી મને દમ લેવાનો વખત પણ ન રહ્યો ને મારે ખેડા જિલ્લાના સત્યાગ્રહનું કામ હાથ ધરવું પડ્યું. ખેડા જિલ્લામાં દુષ્કાળ જેવી સ્થિતિ હોવાથી મહેસૂલ માફ કરાવવાને સારુ ખેડાના પાટીદારો મથી રહ્યા હતા. આ બાબત શ્રી. અમૃતલાલ ઠક્કરે તપાસ કરી રિપોર્ટ કર્યો હતો. હું કંઈ પણ ચોક્કસ સલાહ આપું તે પહેલાં કમિશનરને મળ્યો. શ્રી. મોહનલાલ પંડ્યા અને શ્રી. શંકરલાલ પરીખ અથાગ મહેનત કરી રહ્યા હતા. સ્વ. ગોકળદાસ કહાનદાસ પારેખ અને શ્રી. વિઠ્ઠલભાઈ પટેલની મારફતે ધારાસભામાં તેઓ હિલચાલ કરી રહ્યા હતા. સરકાર પાસે ડેપ્યુટેશનો ગયાં હતાં.

આ વખતે હું ગુજરાત સભાનો પ્રમુખ હતો. સભાએ કમિશનર ને ગવર્નરને અરજીઓ કરી, તારો કર્યા, અપમાનો સહન કર્યાં. તેમની ધમકીઓ સભા પી ગઈ. એ વખતનો અમલદારોનો દોર આ વખતે તો હાસ્યજનક લાગે છે. અમલદારોની એ વેળાની છેક હલકી વર્તણૂક અસંભવિત જેવી લાગે છે.

લોકોની માગણી એવી સાફ ને એવી હળવી હતી કે એને સારુ લડત લડવાપણું હોય જ નહિ. જો પાક ચાર જ આની કે તેથી ઓછો હોય તો તે વર્ષને સારુ મહેસૂલ માફ થવું જોઈએ એવી જાતનો ધારો હતો. પણ સરકારના અમલદારોની આંકણી ચાર આની કરતાં વધારે હતી. લોકો

તરફથી પુરવાર કરવામાં આવતું હતું કે આંકણી ચાર આનીથી નીચે હોવી જોઈએ. સરકાર માને જ શાને? લોકો તરફથી પંચ નીમવાની માગણી થઈ. સરકારને તે અસહ્ય લાગી. જેટલી વીનવણી થઈ શકે તેટલી કર્યા બાદ ને સાથીઓની સાથે મસલત કર્યા બાદ સત્યાગ્રહ કરવાની મેં સલાહ આપી.

સાથીઓમાં ખેડા જિલ્લાના સેવકો ઉપરાંત મુખ્યત્વે શ્રી. વલ્લભભાઈ પટેલ, શ્રી. શંકરલાલ બેંકર, શ્રી. અનસૂયાબહેન, શ્રી. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, શ્રી. મહાદેવ દેસાઈ. વગેરે હતા. વલ્લભભાઈ પોતાની મોટી ને વધતી જતી વકીલાતનો ભોગ આપી આવ્યા હતા. ત્યાર પછીથી તે ઠરી બેસીને વકીલાત કરી જ શક્યા નથી એમ કહીએ તો ચાલે.

અમે નડિયાદ અનાથાશ્રમમાં વાસ કર્યો. અનાથાશ્રમમાં વાસ કરવામાં કોઈ વિશેષતા ન માને. નડિયાદમાં એના જેવું કોઈ બીજું એટલા બધા માણસોને સંઘરી શકે એવું છૂટું મકાન નહોતું. છેવટે નીચે પ્રમાણેની પ્રતિજ્ઞામાં દસ્તક લેવાયા :

"અમારા ગામનો પાક ચાર આનીથી ઓછો થયો છે, એમ અમે જાણીએ છીએ. અમે તેટલા કારણસર મહેસૂલ વસૂલ કરવાનું આવતા વર્ષ સુધી મુલતવી રાખવાની સરકારને અરજ કરી, છતાં બંધ કરવામાં આવ્યું નથી. તેથી અમે નીચે સહી કરનાર પ્રતિજ્ઞા કરીએ છીએ કે, અમે સરકારની મહેસૂલ આ વર્ષની પૂરી કે જે બાકી રહી હોય તે નહિ ભરીએ; પણ તે વસૂલ કરવા સરકારને જે કાયદેસર પગલાં ભરવાં હશે તે ભરવા દઈશું અને તેથી થતાં દુઃખ સહન કરીશું. અમારી જમીન ખાલસા થશે તોપણ અમે થવા દઈશું. પણ અમારે હાથે પૈસા ભરીને જૂઠા ઠરી સ્વમાન નહિ ગુમાવીએ. જો ના. સરકાર બીજો હપતો બાકી રહેલી બધી જગાએ મુલતવી રાખે તો અમારામાં જે શક્તિમાન હોઈશું તે પૂરી અગર બાકી રહેલી મહેસૂલ ભરવા તૈયાર છીએ. અમારામાંનાં

જે શક્તિમાન છે તેઓને મહેસૂલ ન ભરવાનું કારણ એ છે કે. જો શક્તિમાન ભરે તો અશક્તિમાન ગભરાટમાં પોતાની ગમે તે ચીજ વેચીને કે કરજ કરીને મહેસૂલ ભરે અને દુઃખ ભોગવે. એવી હાલતમાંથી ગરીબોનો બચાવ કરવો એ શક્તિમાનની ફરજ છે એવી અમારી માન્યતા છે."

આ લડતને હું વધારે પ્રકરણો નહિ આપી શકું. તેથી ઘણાં મીઠાં સ્મરણો છોડવાં પડશે. જેઓ આ મહત્ત્વની લડતનો ઊંડો અભ્યાસ કરવા ઇચ્છે તેમને શ્રી. શંકરલાલ પરીખે લખેલો ખેડાની લડતનો સવિસ્તર સત્તાવાર ઇતિહાસ વાંચી જવાની મારી ભલામણ છે.

## ૨૪

# ‘ડુંગળીચોર’

ચંપારણ હિંદુસ્તાનના એવા ખૂણામાં આવ્યું હતું ને ત્યાંની લડતને છાપાં બહાર એવી રીતે રાખી શકાઈ હતી કે ત્યાં બહારથી જોનારા આવતા નહોતા. ખેડાની લડત છાપે ચડી ચૂકી હતી. ગુજરાતીઓને આ નવી વસ્તુમાં રસ સારી પેઠે આવતો હતો. તેઓ ધન લૂંટાવવા તૈયાર હતા. સત્યાગ્રહની લડત ધનથી નથી ચાલી શકતી, તેને ધનની ઓછામાં ઓછી આવશ્યકતા રહે છે, એ વાત તેમને ઝટ સમજવામાં નહોતી આવતી. રોકતાં છતાં પણ મુંબઈના શેઠિયાઓએ જોઈએ તેના કરતાં વધારે પૈસા આપ્યા હતા ને લડતને અંતે તેમાંથી કંઈક રકમ બચી હતી.

બીજી તરફથી સત્યાગ્રહી સેનાને પણ સાદાઈનો નવો પાઠ શીખવાનો રહ્યો હતો. પૂરો પાઠ શીખી શક્યા એમ તો ન કહી શકું, પણ તેમણે પોતાની રહેણીમાં ઘણોક સુધારો તો કરી લીધો હતો.

પાટીદારોને સારુ પણ આ જાતની લડત નવી હતી. ગામેગામ ફરીને તેનું રહસ્ય સમજાવવું પડતું. અમલદારો પ્રજાના શેઠ નથી પણ નોકર છે, પ્રજાના પૈસામાંથી તેઓ પગાર ખાનાર છે, એ સમજાવી તેમનો ભય દૂર કરવાનું કામ મુખ્ય હતું. અને નિર્ભય થતાં છતાં વિનય જાળવવાનું બતાવવું ને ગળે ઉતારવું લગભગ અશક્ય જેવું લાગતું હતું. અમલદારોનો ડર છોડ્યા પછી તેમણે કરેલાં અપમાનોનો બદલો વાળવાનું મન કોને ન થાય? છતાં સત્યાગ્રહી અવિનયી થાય એ તો

દૂધમાં ઝેર પડ્યા સમાન ગણાય. વિનયનો પાઠ પાટીદારો પૂરો નહોતો ભણી શક્યા એ પાછળથી હું વધારે સમજ્યો. અનુભવે જોઉં છું કે, વિનય સત્યાગ્રહનો કઠિનમાં કઠિન અંશ છે. વિનય એટલે માનપૂર્વક વચનઉચ્ચારણ એટલો જ અર્થ અહીં નથી. વિનય એટલે વિરોધી પ્રત્યે પણ મનમાં આદર, સરળ ભાવ, તેના હિતની ઇચ્છા ને તે પ્રમાણે વર્તન.

પ્રથમના દિવસોમાં લોકોની હિમ્મત ખૂબ જોવામાં આવતી હતી. પ્રથમના દિવસોમાં સરકારી પગલાં પણ મોળાં હતાં. પણ જેમ લોકોની દૃઢતા વધતી જણાઈ તેમ સરકારને વધારે ઉગ્ર પગલાં ભરવાનું મન થયું. જપ્તીદારોએ લોકોનાં ઢોર વેચ્યાં, ઘરમાંથી ગમે તે માલ ઘસડી ગયા. ચોથાઈની નોટિસો નીકળી. કોઈ ગામનો આખો પાક જપ્ત થયો. લોકોમાં ગભરાટ છૂટ્યો. કેટલાકે મહેસૂલ ભર્યું. બીજા પોતાનો માલ જપ્ત કરીને અમલદારો મહેસૂલ વસૂલ કરી લે તો છૂટ્યા એમ મનમાં ઇચ્છવા લાગ્યા. કેટલાક મરણિયા પણ નીકળ્યા.

આવામાં શંકરલાલ પરીખની જમીનનું મહેસૂલ તેમની જમીન ઉપર રહેતા માણસે ભર્યું. તેથી હાહાકાર થયો. શંકરલાલ પરીખે તે જમીન કોમને આપી દઈ પોતાના માણસથી થયેલા દોષનું પ્રાયશ્ચિત્ત કર્યું. તેમની પ્રતિષ્ઠા જળવાઈ. બીજાઓને દાખલો બેઠો.

ડરી ગયેલાઓને પ્રોત્સાહન દેવા સારુ, એક અયોગ્ય રીતે જપ્ત થયેલા ખેતરનો તૈયાર થયેલો ડુંગળીનો પાક હતો, તે મોહનલાલ પંડ્યાની આગેવાની નીચે ઉતારવાની મેં સલાહ આપી. મારી દૃષ્ટિએ તેમાં કાયદાનો ભંગ થતો નહોતો. પણ જો થતો હોય તોયે, જરા જેટલી મહેસૂલને સારુ આખા ઊભા પાકની જપ્તી એ કાયદેસર હોય છતાં, નીતિવિરુદ્ધ છે ને ચોખ્ખી લૂંટ છે ને તેવી રીતે થયેલી જપ્તીનો અનાદર કરવાનો ધર્મ છે, એમ મેં સૂચવ્યું. તેમ કરવામાં જેલ જવાનું

ને દંડ થવાનું જોખમ હતું તે લોકોને સ્પષ્ટ કરી બતાવ્યું હતું. મોહનલાલ પંડયાને તો એ જ જોઈતું હતું. સત્યાગ્રહથી અવિરોધી એવી રીતે કોઈના જેલ ગયા વિના ખેડાની લડત પૂરી થાય એ તેમને ન ગમતી વાત હતી. તેમણે આ ખેતરની ડુંગળી ઉતારવાનું બીડું ઝડપ્યું. તેમને સાતઆઠ જણે સાથ આપ્યો.

સરકાર તેમને પકડયા વિના કેમ રહે? મોહનલાલ પંડયા ને તેમના સાથીઓ પકડાયા એટલે લોકોનો ઉત્સાહ વધ્યો. જ્યાં લોકો જેલ ઇત્યાદિને વિષે નિર્ભય બને છે ત્યાં રાજદંડ લોકોને દબાવવાને બદલે તેમને શૌર્ય આપે છે. કચેરીમાં લોકોનાં ટોળાં કેસ જોવા ઊભરાયાં. પંડયાને અને તેમના સાથીઓને ટૂંકી જેલ થઈ. હું માનું છું કે કોર્ટનો ઠરાવ ભુલભરેલો હતો. ડુંગળી ઉપાડવાની ક્રિયા ચોરીની કાનૂની વ્યાખ્યામાં નહોતી સમાતી. પણ અપીલ કરવાની કોઈની વૃત્તિ જ નહોતી.

જેલીઓને વળાવવા સરઘસ ગયું, ને તે દિવસથી મોહનલાલ પંડયા 'ડુંગળીચોર'નો માનીતો ઇલકાબ લોકો પાસેથી પામ્યા તે આજ લગી તેઓ ભોગવે છે.

આ લડતનો કેવો અને કઈ રીતે અંત આવ્યો એ વર્ણવીને ખેડાપ્રકરણ પૂરું કરીશું.

## ૨૫

# ખેડાની લડતનો અંત

આ લડતનો અંત વિચિત્ર રીતે આવ્યો. લોકો થાકયા હતા એ સ્પષ્ટ હતું. મક્કમ રહેલાને છેવટ લગી ખુવાર થવા દેવામાં સંકોચ થતો હતો. સત્યાગ્રહીને યોગ્ય લાગે એવો કોઈ અંતનો શોભાયમાન માર્ગ મળે તો તે લેવા તરફ મારું વલણ હતું. એવો ઉપાય અણધાર્યો આવી પડ્યો. નડિયાદ તાલુકાના મામલતદારે કહેણ મોકલ્યું કે, જો સ્થિતિવાળા પાટીદારો મહેસૂલ ભરી આપે તો ગરીબનું મહેસૂલ મુલતવી રહે. આ બાબત મેં લેખિતવાર કબૂલત માગી તે મળી. મામલતદાર પોતાના તાલુકાને સારુ જ જવાબદારી લઈ શકે, આખા જિલ્લાની જવાબદારી કલેકટર જ લઈ શકે, તેથી મેં કલેકટરને પૂછ્યું. તેમનો ઉત્તર ફરી વળ્યો કે મામલતદારે કહ્યું એવો હુકમ તો નીકળી જ ચૂકયો છે. મને આવી ખબર નહોતી, પણ તે હુકમ નીકળ્યો હોય તો લોકોની પ્રતિજ્ઞાનું પાલન થયું ગણાય. પ્રતિજ્ઞામાં એ જ વસ્તુ હતી, તેથી એ હુકમથી સંતોષ માન્યો.

આમ છતાં એ અંતથી અમે કોઈ રાજી ન થઈ શકયા. સત્યાગ્રહની લડત પાછળ મીઠાશ હોય તે આમાં નહોતી. કલેકટર જાણે તેણે કંઈ જ નવું નથી કર્યું. ગરીબ લોકોને છોડવાની વાત થતી, પણ તેઓ ભાગ્યે જ બચ્યા. ગરીબમાં કોણ એ કહેવાનો અધિકાર પ્રજા અજમાવી ન શકી. પ્રજામાં એ શક્તિ રહી નહોતી એનું મને દુ:ખ હતું. તેથી અંતનો ઉત્સવ મનાયો, છતાં તે મને આ દૃષ્ટિએ નિસ્તેજ લાગ્યો.

સત્યાગ્રહનો શુદ્ધ અંત એ ગણાય કે, જ્યારે આરંભ કરતાં અંતમાં પ્રજામાં વધારે તેજ ને શક્તિ જોવામાં આવે. આ હું ન જોઈ શક્યો.

એમ છતાં આ લડાઈનાં જે અદૃશ્ય પરિણામો આવ્યાં તેમનો લાભ તો આજે પણ જોઈ શકાય છે, ને લેવાઈ રહ્યો છે. ખેડાની લડતથી ગુજરાતના ખેડૂતવર્ગની જાગૃતિનો, તેની રાજ્યપ્રકરણી કેળવણીનો આરંભ થયો.

વિદુષી ડા. બેસંટની 'હોમરૂલ'ની પ્રતિભાશાળી ચળવળે તેનો સ્પર્શ અવશ્ય કર્યો હતો, પણ ખેડૂતજીવનમાં શિક્ષિત વર્ગનો, સ્વયંસેવકોનો ખરો પ્રવેશ તો આ લડતથી જ થયો એમ કહી શકાય. સેવકો પાટીદારના જીવનમાં ઓતપ્રોત થયા હતા. સ્વયંસેવકોને પોતાના ક્ષેત્રની મર્યાદા આ લડતમાં જડી, તેમની ત્યાગશક્તિ વધી. વલ્લભભાઈએ પોતાને આ લડતમાં ઓળખ્યા એ એક જ જેવું તેવું પરિણામ નહોતું, એમ આપણે ગયે વર્ષે સંકટનિવારણ વખતે અને આ વર્ષે બારડોલીમાં જોઈ શક્યા. ગુજરાતના પ્રજાજીવનમાં નવું તેજ આવ્યું, નવો ઉત્સાહ રેડાયો. પાટીદારને પોતાની શક્તિનું જ્ઞાન થયું તે કદી ન ભુલાયું. સહુ સમજ્યા કે પ્રજાની મુક્તિનો આધાર પોતાની ઉપર છે, ત્યાગશક્તિ ઉપર છે. સત્યાગ્રહે ખેડાની મારફતે ગુજરાતમાં જડ ઘાલી. એટલે, જોકે લડાઈના અંતથી હું રાજી ન થઈ શક્યો, પણ ખેડાની પ્રજાને તો ઉત્સાહ હતો, કેમકે તેણે જોઈ લીધું હતું કે શક્તિ પ્રમાણે બધું મળ્યું, ને ભવિષ્યનો રાજદુઃખનિવારણનો માર્ગ તેને મળી ગયો. આટલું જ્ઞાન તેના ઉત્સાહને સારુ બસ હતું.

પણ ખેડાની પ્રજા સત્યાગ્રહનું સ્વરૂપ પૂરું નહોતી સમજી શકી, તેથી તેને કેવા કડવા અનુભવો કરવા પડ્યા એ આપણે હવે પછી જોઈશું.

## ૨૬

# ઐકયની ઝંખના

ખેડાનું પ્રકરણ ચાલતું હતું તે વખતે યુરોપનું મહાયુદ્ધ પણ ચાલતું જ હતું. તેને અંગે વાઇસરૉયે દિલ્હીમાં આગેવાનોને નોતર્યા હતા. તેમાં હાજર રહેવાનો મને આગ્રહ કર્યો હતો. લૉર્ડ ચેમ્સફર્ડની સાથે મારો મૈત્રીનો સંબંધ હતો એ હું જણાવી ગયો છું.

મેં આમંત્રણ કબૂલ રાખ્યું ને હું દિલ્હી ગયો. પણ આ સભામાં ભાગ લેવામાં મને એક સંકોચ તો હતો જ. મુખ્ય કારણ તો એ કે તેમાં અલીભાઈઓ, લોકમાન્ય અને બીજા નેતાઓને નોતરવામાં આવ્યા નહોતા. તે વેળા અલીભાઈઓ જેલમાં હતા. તેમને હું એકબે વાર જ મળ્યો હતો. તેમને વિષે ઘણું સાંભળ્યું હતું. તેમની સેવાવૃત્તિ અને તેમની બહાદુરીની સ્તુતિ સહુ કરતા હતા. હકીમસાહેબના પ્રસંગમાં પણ હું નહોતો આવ્યો. તેમનાં વખાણ સ્વ. આચાર્ય રુદ્ર અને દીનબંધુ ઍંડ્રુઝને મોઢેથી બહુ સાંભળ્યાં હતાં. કલકત્તાની મુસ્લિમ લીગની બેઠક વખતે મેં શ્વેબ કુરેશી અને બારિસ્ટર ખ્વાજાની મુલાકાત કરી હતી. ડા. અનસારી તથા ડા. અબદુર રહેમાનની સાથે પણ સંબંધ બંધાઈ ચૂક્યો હતો. સારા મુસલમાનોની સોબત હું શોધતો હતો, ને જે પવિત્ર અને દેશભક્ત ગણાય તેમના સંબંધમાં આવી તેમની લાગણી જાણવાની મને તીવ્ર ઇચ્છા હતી. તેથી મને તેઓ તેમના સમાજમાં જ્યાં લઈ જાય ત્યાં કંઈ ખેંચતાણ કરાવ્યા વિના જતો.

હિંદુમુસલમાન વચ્ચે ખરી મિત્રાચારી નથી એ તો હું દક્ષિણ આફ્રિકામાં જ સમજી ગયો હતો. બંનેની વચ્ચેની ખટાશ મટે તેવો એક પણ ઉપાય હું ત્યાં જતો ન કરતો. ખોટી ખુશામત કરી કે સ્વત્વ ગુમાવી તેમને કે કોઈને રીઝવવા એ મારા સ્વભાવમાં નહોતું. પણ ત્યાંથી જ હું સમજતો આવ્યો હતો કે, મારી અહિંસાની કસોટી ને તેનો વિશાળ પ્રયોગ આ ઐક્યને અંગે થવાનાં છે. હજુ પણ મારો એ અભિપ્રાય કાયમ છે. મારી કસોટી ઈશ્વર પ્રતિક્ષણ કરી રહેલ છે. મારો પ્રયોગ ચાલુ જ છે.

આવા વિચારો લઈને હું મુંબઈ બંદરે ઊતર્યો હતો, એટલે મને મજકૂર ભાઈઓનો મેળાપ ગમ્યો. અમારો સ્નેહ વધતો ગયો. અમારી ઓળખાણ થયા પછી તુરત અલીભાઈઓને તો સરકારે જીવતા દફન કર્યા હતા. મૌલાના મહમદઅલીને રજા મળતી ત્યારે એ મને લાંબા કાગળ બેતુલ જેલથી કે છિંદવાડાથી લખતા. તેમને મળવા જવાની મેં સરકાર પાસે માંગણી કરેલી તે ન મળી શકી.

અલીભાઈઓને જપ્ત કર્યા પછી કલકત્તા મુસ્લિમ લીગની સભામાં મને મુસલમાન ભાઈઓ લઈ ગયા હતા. ત્યાં મને બોલવાનું કહેલું. હું બોલ્યો. અલીભાઈઓને છોડાવવાનો મુસલમાનોનો ધર્મ સમજાવ્યો.

આ પછી તેઓ મને અલીગઢ કૉલેજમાં પણ લઈ ગયા હતા. ત્યાં મેં દેશને સારુ ફકીરી લેવા મુસલમાનોને નોતર્યા.

અલીભાઈઓને છોડાવવાને સારુ મેં સરકારની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેને અંગે એ ભાઈઓની ખિલાફત વિષેની પ્રવૃત્તિનો અભ્યાસ કર્યો. મુસલમાનો જોડે ચર્ચા કરી. મને લાગ્યું કે, જો હું મુસલમાનોનો સાચો મિત્ર થવા માગું તો મારે અલીભાઈઓને છોડાવવામાં ને ખિલાફતનો પ્રશ્ન ન્યાયપુરઃસર ઉકેલાય તેમાં પૂરી મદદ દેવી જોઈએ.

ખિલાફતનો પ્રશ્ન મારે સારુ સહેલો હતો. તેના સ્વતંત્ર ગુણદોષ મારે જોવાપણું નહોતું. મુસલમાનોની તેને વિષેની માગણી જો નીતિ વિરુદ્ધ ન હોય તો મારે મદદ દેવી જોઈએ એમ મને લાગ્યું. ધર્મના પ્રશ્નમાં શ્રદ્ધા સર્વોપરી હોય છે. સૌની શ્રદ્ધા એક જ વસ્તુને વિષે એકસરખી હોય તો જગતમાં એક જ ધર્મ હોય. ખિલાફત વિષેની માગણી મને નીતિ વિરુદ્ધ ન જણાઈ, એટલું જ નહિ પણ, એ જ માગણીનો સ્વીકાર બ્રિટિશ પ્રધાન લૉઈડ જ્યૉર્જે કર્યો હતો, એટલે મારે તો તેમના વચનનું પાલન કરાવવા પૂરતો જ પ્રયત્ન કરવાનું રહ્યું હતું. વચન એવા સ્પષ્ટ શબ્દોમાં હતું કે મર્યાદિત ગુણદોષ તપાસવાનું કામ કેવળ મારા અંતરાત્માને પ્રસન્ન કરવા ખાતર કરવાનું હતું.

ખિલાફતના પ્રશ્નમાં મેં મુસલમાનોને સાથ દીધો તે વિષે મિત્રોએ અને ટીકાકારોએ મને ઠીક ટીકાઓ સંભળાવી છે. એ બધાનો વિચાર કરતાં છતાં, જે અભિપ્રાયો મેં બાંધ્યા ને જે મદદ દીધી દેવડાવી તેને વિષે મને પશ્ચાત્તાપ નથી, તેમાં મારે કશું સુધારવાપણું નથી. આજે પણ એવો પ્રશ્ન ઊઠે તો મારી વર્તણૂક એવા જ પ્રકારની હોય એમ મને ભાસે છે.

આવી જાતના વિચારો ભર્યો હું દિલ્હી ગયો. મુસલમાનોના દુઃખ વિષેની ચર્ચા મારે વાઇસરૉય સાથે કરવાની જ હતી. ખિલાફતના પ્રશ્ને હજુ પોતાનું પૂર્ણ સ્વરૂપ પકડ્યું નહોતું.

દિલ્હી પહોંચતાં દીનબંધુ ઍંડ્રુઝે એક નૈતિક પ્રશ્ન ઊભો કર્યો. એ જ અરસામાં ઇટાલી ને ઇંગ્લંડ વચ્ચેના છૂપા કરારો વિષેની ચર્ચા અંગ્રેજી અખબારોમાં થયેલી તેની દીનબંધુએ મને વાત કરીને કહ્યું : 'જો આમ છૂપા કરારો ઇંગ્લંડે કોઈ સત્તાની સાથે કર્યા હોય તો તમારાથી આ સભામાં કેમ મદદગાર ભાગ લેવાય?' હું આ કરારો વિષે કંઈ જાણતો

નહોતો. દીનબંધુનો શબ્દ મારે સારુ બસ હતો. આવા કારણને અંગે સભામાં ભાગ લેવાની આનાકાની કરનારો પત્ર મેં લૉર્ડ ચેમ્સફર્ડને લખ્યો. તેમણે મને ચર્ચા કરવા બોલાવ્યો. તેમની સાથે ને પછી મિ. મેફીની સાથે મને લાંબી ચર્ચા થઈ. તેનો અંત એ આવ્યો કે મેં સભામાં ભાગ લેવાનું સ્વીકાર્યું. વાઇસરૉયની દલીલ ટૂંકામાં આ હતી: 'તમે એમ તો નથી માનતાને કે બ્રિટિશ કૅબિનેટ જે કંઈ કરે તેની વાઇસરૉયને જાણ હોવી જોઈએ? બ્રિટિશ સરકાર કોઈ દિવસ ભૂલ ન જ કરે એવો દાવો હું નથી કરતો, કોઈ કરતું નથી. પણ જો તેની હસ્તી જગતને કલ્યાણકારી છે એમ તમે કબૂલ કરો, જો તેની પ્રવૃત્તિથી આ દેશને એકંદરે લાભ થયો છે એમ તમે માનો, તો દરેક શહેરીનો તેની આપત્તિને સમયે તેને મદદ દેવાનો ધર્મ છે એમ તમે કબૂલ નહિ કરો? છૂપા કરારને વિષે જે તમે છાપામાં જોયું છે તે મેં પણ જોયું છે. એથી વિશેષ હું નથી જાણતો એ હું તમને ખાતરીપૂર્વક કહી શકું છું. છાપામાં કેવી ગપો આવે છે એ તો તમે જાણો જ છો. શું છાપામાં આવેલી એક નિંદક વાતથી તમે સલ્તનતનો આવે સમયે ત્યાગ કરી શકો છો? લડાઈ પૂરી થઈ ગયા પછી તમારે જેટલા નીતિના પ્રશ્નો ઉઠાવવા હોય એટલા ઉઠાવી શકો છો, ને જેટલી વઢવાડ કરવી હોય એટલી કરી શકો છો.'

આ દલીલ નવી નહોતી. જે અવસરે ને જેવી રીતે તે મુકાઈ તેથી મને નવી જેવી જણાઈ ને મેં સભામાં જવાનું કબૂલ કર્યું. ખિલાફત બાબત મારે વાઇસરૉયને કાગળ લખી મોકલવો એમ ઠર્યું.

## ૨૭

# રંગરૂટની ભરતી

સભામાં હું હાજર થયો. વાઇસરૉયની તીવ્ર ઇચ્છા હતી કે મારે સિપાહીની મદદના ઠરાવને ટેકો આપવો. મેં હિંદી-હિંદુસ્તાનીમાં બોલવાની માગણી કરી. વાઇસરૉયે તે સ્વીકારી, પણ સાથે જ અંગ્રેજીમાં બોલવાનું સૂચવ્યું. મારે ભાષણ તો કરવું જ નહોતું. હું જે બોલ્યો તે આટલું જ હતું: 'મને મારી જવાબદારીનું પૂરતું ભાન છે, ને તે જવાબદારી સમજતો છતો હું આ ઠરાવને ટેકો આપું છું.'

મને હિંદુસ્તાનીમાં બોલવા સારુ ઘણાએ ધન્યવાદ આપ્યા. તેઓ કહેતા હતા કે, વાઇસરૉયની સભામાં આ કાળમાં હિંદુસ્તાનીમાં બોલવાનો આ પહેલો દાખલો હતો. ધન્યવાદ અને પહેલો દાખલો હોવાની ખબર ખૂચ્યાં. હું શરમાયો. આપણા જ દેશમાં, દેશને લગતા કામની સભામાં દેશની ભાષાનો બહિષ્કાર કે તેની અવગણના એ કેવી દુઃખની વાત! અને મારા જેવો કોઈ હિંદુસ્તાનીમાં એક કે બે વાકચો બોલે તો તેમાં ધન્યવાદ શા? આવા પ્રસંગો આપણી પડતી દશાનું ભાન કરાવનારા છે. સભામાં બોલેલાં વાકચમાં મારે સારુ તો બહુ વજન હતું. એ સભા કે એ ટેકો મારાથી ભુલાય તેમ નહોતાં. મારી એક જવાબદારી તો મારે દિલ્હીમાં જ આટોપી લેવાની હતી. વાઇસરૉયને કાગળ લખવાનું કામ મને સહેલું ન લાગ્યું. સભામાં જવાની મારી આનાકાની, તેનાં કારણો, ભવિષ્યની આશાઓ વગેરેની ચોખવટ મારે સારુ, સરકારને સારુ ને પ્રજાને સારુ કરવાની મને આવશ્યકતા લાગી.

મેં વાઇસરૉયને કાગળ લખ્યો તેમાં લોકમાન્ય તિલક, અલીભાઈઓ વગેરે નેતાઓની ગેરહાજરી વિષે મારો શોક જાહેર કર્યો, લોકોની રાજ્યપ્રકરણી માગણીનો ને લડાઈમાંથી ઉત્પન્ન થતી મુસલમાનોની માગણીઓનો ઉલ્લેખ કર્યો. આ કાગળ છાપવાની મેં રજા માગી તે વાઇસરૉયે ખુશીથી આપી.

આ કાગળ સિમલા મોકલવાનો હતો, કેમકે સભા પૂરી થતાં વાઇસરૉય તો સિમલા પહોંચી ગયા હતા. ત્યાં ટપાલ મારફતે કાગળ મોકલવો એમાં ઢીલ થતી હતી. મારે મન કાગળ મહત્ત્વનો હતો. વખત બચાવવાની જરૂર હતી. ગમે તેની સાથે કાગળ મોકલવાની ઇચ્છા નહોતી. કોઈ પવિત્ર માણસની મારફત કાગળ જાય તો સારું એમ મને લાગ્યું. દીનબંધુ અને સુશીલ રુદ્રે ભલા રેવ. આયરલૅંડનું નામ સૂચવ્યું. તેમણે કાગળ વાંચી તે તેમને શુદ્ધ લાગે તો તે લઈ જવાનું કબૂલ કર્યું. કાગળ ખાનગી નહોતો જ. તેમણે વાંચ્યો, તેમને ગમ્યો ને લઈ જવા રાજી થયા. મેં બીજા વર્ગનું રેલભાડું આપવાનું કર્યું. પણ તે લેવાનો તેમણે ઇનકાર કર્યો ને રાત્રીની મુસાફરી છતાં ઇન્ટરની ટિકિટ જ લીધી. તેમની સાદાઈ, સરળતા અને સ્પષ્ટતા ઉપર હું મોહિત થયો. આમ પવિત્ર હાથે અપાયેલા કાગળનું પરિણામ મારી દૃષ્ટિએ સારું જ આવ્યું. મારો માર્ગ તેથી સાફ થયો.

મારી બીજી જવાબદારી રંગરૂટની ભરતી કરવાની હતી. હું આ યાચના ખેડામાં નહિ તો ક્યાં કરું? મારા સાથીઓને પ્રથમ ન નોતરું તો કોને નોતરું? ખેડા પહોંચતાં જ વલ્લભભાઈ ઇત્યાદિની સાથે મસલત કરી. તેમનામાંના કેટલાકને તુરત ઘૂંટડો ન ઊતર્યો. જેમને વાત ગમી તેમને કાર્યની સફળતા વિષે શંકા આવી. જે વર્ગમાંથી ભરતી કરવી હતી તે વર્ગને સરકાર પ્રત્યે કશું વહાલ નહોતું. સરકારના અમલદારોનો થયેલો કડવો અનુભવ હજુ તાજો જ હતો.

છતાં કાર્યારંભ કરવાની તરફેણમાં બધા થયા. આરંભ કર્યો કે તુરત મારી આંખ ઊઘડી. મારો આશાવાદ પણ કંઈક ઢીલો થયો. ખેડાની લડતમાં લોકો પોતાની ગાડી મફત આપતા, એક સ્વયંસેવકની હાજરીની જરૂર હોય ત્યાં ત્રણચાર મળી રહે. હવે ગાડી પૈસા આપતાં પણ દોહ્યલી થઈ પડી. પણ એમ અમે કોઈ નિરાશ થઈએ તેવા નહોતા. ગાડીને બદલે પગપાળા મુસાફરી કરવાનું ઠરાવ્યું. રોજ વીસ માઈલની મજલ કરવાની હતી. ગાડી ન મળે તો ખાવાનું ક્યાંથી જ મળે ? માગવું એ પણ બરોબર નહિ. તેથી પ્રત્યેક સ્વયંસેવક પોતાના ખાવા પૂરતું પોતાના દફતરમાં લઈને નીકળે એમ નક્કી કર્યું. મોસમ ઉનાળાની હતી એટલે ઓઢવાનું કંઈ સાથે રાખવાની આવશ્યકતા નહોતી.

જે જે ગામ જતા ત્યાં સભા ભરતા. લોકો આવતા, પણ ભરતીમાં નામ તો માંડ એકબે મળે. 'તમે અહિંસાવાદી કેમ અમને હથિયાર લેવાનું કહો છો?' 'સરકારે હિંદનું શું ભલું કર્યું છે કે તમે તેને મદદ દેવાનું કહો છો?' આવા અનેક જાતના પ્રશ્નો મારી આગળ મુકાતા.

આમ છતાં ધીમે ધીમે અમારા સતત કાર્યની અસર લોકો ઉપર થવા લાગી હતી. નામો પ્રમાણમાં ઠીક નોંધાવા લાગ્યાં, ને જો પહેલી ટુકડી નીકળી પડે તો બીજાને સારુ માર્ગ ખુલ્લો થશે એમ અમે માનતા થયા. રંગરૂટ નીકળી પડે તેમને ક્યાં રાખવા વગેરે ચર્ચા હું કમિશનરની સાથે કરતો થઈ ગયો હતો. કમિશનરો ઠેકાણે ઠેકાણે દિલ્હીના નમૂના ઉપર સભાઓ ભરવા લાગ્યા હતા. તેવી ગુજરાતમાં પણ ભરાઈ. તેમાં મને અને સાથીઓને જવાનું આમંત્રણ હતું. અહીં પણ હું હાજર થયો હતો. પણ જો દિલ્હીમાં હું ઓછો શોભતો જણાયો તો અહીં તેથી પણ વધારે ઓછો શોભતો મને લાગ્યો. હાજીહાના વાતાવરણમાં મને ચેન નહોતું પડતું.

અહીં હું જરા વિશેષ બોલ્યો હતો. મારા બોલવામાં ખુશામત જેવું તો નહોતું જ, પણ બે કડવાં વેણ પણ હતાં.

રંગરૂટની ભરતીને અંગે મેં પત્રિકા કાઢી હતી તેમાં ભરતીમાં આવવાના નિમંત્રણમાં એક દલીલ હતી તે કમિશનરને ખૂંચી હતી. તેનો સાર આ હતો: 'બ્રિટિશ રાજ્યનાં ઘણાં અપકૃત્યોમાં આખી પ્રજાને શસ્ત્રરહિત કરવાના કાયદાને ઇતિહાસ તેનું કાળામાં કાળું કામ ગણશે. આ કાયદો રદ કરાવવો હોય અને શસ્ત્રનો ઉપયોગ શીખવો હોય તો આ સુવર્ણતક છે. રાજ્યની આપત્તિને કાળે મધ્યમ વર્ગ સ્વેચ્છાએ મદદ કરશે તો અવિશ્વાસ દૂર થશે, અને જેને શસ્ત્ર ધારણ કરવાં હશે તે સુખેથી ધારણ કરી શકશે.' આને ઉદ્દેશીને કમિશનરને કહેવું પડ્યું હતું કે, તેમની ને મારી વચ્ચે મતભેદ છતાં તેમને સભામાં મારી હાજરી પ્રિય હતી. મારે પણ મારા મતનું સમર્થન બની શક્યું તેટલા મીઠા શબ્દોમાં કરવું પડ્યું હતું.

ઉપર જે કાગળનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો સાર નીચે આપવામાં આવે છે:

યુદ્ધ પરિષદમાં હાજરી આપવા વિષે મને આનાકાની હતી, પણ એ આપને મળ્યા પછી દૂર થઈ, અને તેનું એક કારણ એ અવશ્ય હતું કે, આપના પ્રત્યે મને બહુ આદર છે. ન આવવાનાં કારણોમાં મજબૂત કારણ એ હતું કે, તેમાં લોકમાન્ય તિલક, મિસિસ બેસંટ અને અલીભાઈઓને નિમંત્રણ નહોતું. એમને હું લોકોના બહુ શક્તિશાળી નાયક ગણું છું. મને તો લાગે છે કે, તેમને નિમંત્રણ ન આપવામાં સરકારે ગંભીર ભૂલ કરી છે, અને હું હજુ સૂચવું છું કે પ્રાંતિક પરિષદો ભરવામાં આવે તેમાં તેમને નિમંત્રણ મોકલાય. મારો નમ્ર અભિપ્રાય છે કે, આવા પ્રૌઢ નાયકોને, તેઓની સાથે ગમે તેવો મતભેદ હોય છતાં કોઈ સલ્તનત અવગણી શકે નહિ. આ સ્થિતિમાં હું સભાની સમિતિઓમાં હાજર ન રહી શક્યો, અને સભામાં ટેકો આપીને સંતુષ્ટ રહ્યો. સરકારને કરેલી સૂચના કબૂલ થાય કે તુરત મારા ટેકાનો અમલ કરવાની હું આશા રાખું છું.

જે સલ્તનતમાં ભવિષ્યમાં અમે સંપૂર્ણતાએ ભાગીદાર થવાની આશા રાખીએ છીએ તેમાં તેને આપત્તિકાળે પૂરી મદદ દેવાનો અમારો ધર્મ છે. પણ મારે એમ તો કહેવું જોઈએ કે, તેની સાથે એ આશા રહેલી છે કે એ મદદને લીધે અમારા ધ્યેયને અમે વહેલા પહોંચી વળશું. તેથી લોકોને આટલું માનવાનો અધિકાર છે કે, જે સુધારાઓ તુરતમાં થવાની આશા આપના ભાષણમાં આપવામાં આવેલી છે, તે સુધારામાં મહાસભા અને મુસ્લિમ લીગની મુખ્ય માગણીઓનો સમાવેશ થશે. મારાથી બની શકતું હોય તો હું આવે ટાણે હોમરૂલ વગેરેનું ઉચ્ચારણ સરખું ન કરત. પણ સામ્રાજ્યની અણીને વખતે બધા શક્તિશાળી હિંદીઓને તેના રક્ષણને અર્થે મૂંગે મોઢે હોમાઈ જવા પ્રેરત. એટલું કરવાથી જ અમે સામ્રાજ્યના મોટામાં મોટા અને આદરણીય ભાગીદાર બની જાત અને રંગભેદ તથા દેશભેદ ભૂંસાઈ જાત.

પણ શિક્ષિત વર્ગે એથી ઓછો અસરકારક માર્ગ લીધો છે જનસમાજમાં એની વગ ઘણી છે. હું હિન્દુસ્તાનમાં આવ્યો છું ત્યારથી જ જનસમાજના ગાઢ સંબંધમાં આવતો રહ્યો છું. અને હું આપને જણાવવા ઇચ્છું છું કે, હોમરૂલની ધગશ તેનામાં પણ પેઠી છે, હોમરૂલ વિના લોકોને કદી સંતોષ થવાનો નથી. તેઓ સમજે છે કે હોમરૂલ મેળવવાને સારુ જેટલો ભોગ અપાય તેટલો ઓછો છે. તેથી જોકે સામ્રાજ્યને સારુ જેટલા સ્વયંસેવકો આપી શકાય તેટલા આપવા જોઈએ, પણ આર્થિક મદદને વિષે હું એમ નથી કહી શકતો. લોકોની સ્થિતિને જાણીને હું કહી શકું છું કે, હિંદુસ્તાન જે મદદ આપી ચૂક્યું છે તે તેના ગજા ઉપરવટ છે. પણ હું આટલું સમજું છું કે, સભામાં જેમણે ટેકો આપ્યો છે તેમણે મરણ પર્યંત મદદ આપવાનો નિશ્ચય કર્યો છે. પણ અમારી સ્થિતિ કફોડી છે. અમે કંઈ એક પેઢીના ભાગીદાર નથી. અમારી મદદનો પાયો ભવિષ્યની આશા ઉપર બંધાયેલો છે, અને એ આશા કઈ છે એ જરા વિશેષે કહેવાની જરૂર છે. હું સાટું કરવા નથી ઇચ્છતો. પણ મારે આટલું તો કહેવું જોઈએ કે, તેને વિષે નિરાશા ઊપજે તો સામ્રાજ્યને વિષેની આજ લગીની માન્યતા ભ્રમણામાં ગણાશે. આપે ઘરના કંકાસ ભૂલી જવાનું સૂચવ્યું છે; તેનો અર્થ જો એમ હોય કે જુલમો અને અમલદારોનાં અપકૃત્યો સહન કરવાં, તો એ અસંભવિત છે. સંગઠિત

જુલમની સામે બધું બળ વાપરવું એ હું ધર્મ સમજું છું, તેથી અમલદારોને આપે સૂચવવું ઘટે છે કે એક પણ જીવને તેઓ ન અવગણે અને પૂર્વે નથી આપેલું એટલું માન લોકમતને આપે. ચંપારણમાં સૈકાના જુલમની સામે થતાં બ્રિટિશ ન્યાયનું સર્વોપરીપણું મેં સિદ્ધ કરી બતાવ્યું છે. ખેડાની રૈયતે જોઈ લીધું છે કે, જ્યારે તેનામાં સત્યને સારુ દુઃખ વેઠવાની શક્તિ હોય ત્યારે ખરી સત્તા તે રાજ્યસત્તા નથી પણ લોકસત્તા છે; અને તેથી જે સલ્તનતને તે પ્રજા શાપ આપતી હતી તેને વિષે તેની કડવાશ ઓછી થઈ છે, અને જે રાજ્યસત્તાએ સવિનય કાનૂનભંગને સહન કરી લીધો તે સત્તા લોકમતને છેક અવગણનારી નહિ હોય એવી તેની ખાતરી થઈ છે. તેથી મારી માન્યતા એવી છે કે, ચંપારણ અને ખેડામાં મેં જે કામ કર્યું તે આ લડાઈ પરત્વેની મારી સેવા છે. એવી જાતનું મારું કામ બંધ કરવાનું જો મને કહો તો મારો શ્વાસ રૂંધવાનું આપે કહ્યું એમ હું માનું. જો આત્મબળને એટલે પ્રેમબળને, શસ્ત્રબળને બદલે, લોકપ્રિય કરી મૂકવામાં હું સફળ થાઉં, તો હું જાણું છું કે, હિંદુસ્તાન આખા જગતની કરડી નજર થાય તો તેની સામે પણ ઝૂઝી શકે. તેથી દરેક વખતે આ દુઃખ સહન કરવાની સનાતન નીતિ મારા જીવનમાં વણવાને સારુ હું મારા આત્માને કસ્યા કરીશ, અને એ નીતિનો સ્વીકાર કરવા બીજાઓને નોતર્યા કરીશ; અને જો હું કોઈ બીજી પ્રવૃત્તિમાં ભાગ લઉં છું તો તેનો હેતુ પણ માત્ર એ જ નીતિની અદ્વિતીય ઉત્તમતા સિદ્ધ કરવાને સારુ છે.

છેવટમાં, મુસલમાન રાજ્યો વિષે ચોકસ ખાતરી આપવાનું બ્રિટિશ પ્રધાનમંડળને સૂચવવા હું આપને વીનવું છું. આપ જાણો છો કે, તેને વિષે દરેક મુસલમાનને ચિંતા રહે છે. પોતે હિંદુ હોઈને હું તેમની લાગણી વિષે બેદરકાર નથી રહી શકતો. તેમનું દુઃખ તે અમારું હોય જ. આ મુસલમાન રાજ્યોના હકને જાળવવામાં, તેમનાં ધર્મસ્થાનોને વિષેની તેમની લાગણીને માન આપવામાં, અને હિંદુસ્તાનની હોમરૂલ વિષેની માગણીના સ્વીકારામાં સામ્રાજ્યની સહીસલામતી રહેલી છે. આ કાગળ મેં લખ્યો છે કેમકે હું અંગ્રેજોને ચાહું છું, અને જે વફાદારી અંગ્રેજમાં હોય તે જ વફાદારી દરેક હિંદીમાં જગાવવા હું ઇચ્છું છું.

૨૮

# મરણપથારીએ

રંગરૂટની ભરતી કરતાં મારું શરીર ઠીક ઘસાયું. એ વખતે મારો ખોરાક મુખ્યત્વે ભૂંજેલી અને ખાંડેલી ભોંયસીંગ અને ગોળની મેળવણી, કેળાં ઇત્યાદિ ફળ અને બેત્રણ લીંબુનું પાણી એ હતો. સીંગ વધારે પ્રમાણમાં લેવાય તો નુકસાન કરે એમ હું જાણતો હતો. એમ છતાં એ વધારે ખવાઈ. તેથી સહેજ મરડો થયો. મારે વખતોવખત આશ્રમમાં આવવાનું તો થતું જ. આ મરડો મને ગણકારવા જેવો ન લાગ્યો. રાત્રીએ આશ્રમે પહોંચ્યો. દવાઓ એ વખતે હું ભાગ્યે જ કરતો. એક વખત ખાવાનું છોડી દઈશ એટલે મટશે એમ વિશ્વાસ હતો. બીજે દિવસે સવારે કંઈ નહોતું ખાધું, એટલે દરદ લગભગ શાંત થયું હતું. પણ હું જાણતો હતો કે, મારે ઉપવાસ લંબાવવો જોઈએ, અથવા ખાવું જ જોઈએ તો ફળના રસ જેવી કંઈક વસ્તુ ખવાય.

આ દિવસ કોઈ તહેવારનો હતો. બપોરના પણ હું નહિ જમું એમ મેં કસ્તુરબાઈને કહી દીધું હતું એવું સ્મરણ છે. પણ તેણે મને લલચાવ્યો અને હું લાલચમાં પડ્યો. આ સમયે હું કોઈ પણ પશુનું દૂધ નહોતો લેતો, તેથી ઘીછાશનો પણ ત્યાગ હતો. એટલે મારે સારુ તેલમાં ભરડેલા ઘઉંની લાપસી બનાવી હતી એ અને આખા મગ મારે સારુ ખાસ રાખી મૂક્યા છે એમ મને કહ્યું. અને હું સ્વાદને વશ થઈ પીગળ્યો. પીગળતાં છતાં ઇચ્છા તો એવી હતી કે, કસ્તુરબાઈને રાજી રાખવા પૂરતું થોડુંક જ ખાઈશ, સ્વાદ પણ લઈશ અને શરીરની રક્ષા પણ કરીશ. પણ શેતાન પોતાનો લાગ જોઈને

બેસી જ રહ્યો હતો. ખાવા બેઠો અને જરાક ખાવાને બદલે મેં પેટ ભરીને ખાધું. સ્વાદ તો પૂરો લીધો, પણ સાથે જ યમરાજાને આમંત્રણ મોકલી દીધું. ખાધાને કલાક પણ નહિ થયો હોય ને સખત મરડો ઊપડી આવ્યો.

રાત્રીના નડિયાદ તો પાછું જવાનું હતું જ. સાબરમતી સ્ટેશન સુધી ચાલતો ગયો, પણ એ સવા માઈલનો રસ્તો કાપવો કઠણ લાગ્યો. અમદાવાદ સ્ટેશને વલ્લભભાઈ જોડાવાના હતા. એ જોડાયા ને મારો વ્યાધિ વર્તી ગયા હતા, છતાં એ વ્યાધિ અસહ્ય હતો એમ મેં તેમને કે બીજા સાથીઓને ન જાણવા દીધું.

નડિયાદ પહોંચ્યા. ત્યાંથી અનાથાશ્રમ પહોંચવાનું અર્ધો માઈલથી અંદર હતું, છતાં દસ માઈલ જેટલું લાગ્યું. ઘણી મુશ્કેલીથી ઘરભેળો થયો. પણ આંકડી વધતી જતી હતી. પાયખાનાની હાજત પા પા કલાકે થાય. છેવટે હું હાર્યો. મારી અસહ્ય વેદના જાહેર કરી અને પથારી લીધી. આશ્રમને સામાન્ય પાયખાને જતો તેને બદલે મેડી ઉપર પેટી મંગાવી. શરમ તો બહુ આવી, પણ લાચાર થયો. ફૂલચંદ બાપુજી વીજળીને વેગે પેટી લઈ આવ્યા. ચિંતાતુર થઈ સાથીઓ મારી આસપાસ વીંટળાઈ ગયા. તેમણે પ્રેમથી મને નવડાવ્યો, પણ મારા દુઃખમાં એ બિચારા શું ભાગ લઈ શકે? મારી હઠનો પાર નહોતો. દાક્તરને બોલાવવાની મેં ના પાડી. દવા તો નહિ જ લઉં, કરેલા પાપની સજા ભોગવીશ. સાથીઓએ આ બધું વીલે મોંએ સહન કર્યું. ચોવીસ કલાકમાં ત્રીસ ચાળીસ હાજતો થઈ હશે. ખાવાનું તો મેં બંધ જ કર્યું હતું અને પહેલા દિવસોમાં તો ફળના રસો પણ ન લીધા. લેવાની રુચિ મુદ્દલ નહોતી.

જે શરીરને હું આજ લગી પથ્થર જેવું માનતો તે શરીર ગારા જેવું થઈ ગયું. શક્તિ હણાઈ ગઈ. દાક્તર કાનૂગા આવ્યા.

તેમણે દવા લેવા વીનવ્યો. મેં ના પાડી. તેમણે પિચકારી આપવાનું સૂચવ્યું. એ પણ મેં ના પાડી. પિચકારીને વિષેનું એ વખતનું મારું અજ્ઞાન હાસ્યજનક હતું. હું એમ જ માનતો કે, પિચકારી એટલે કોઈ પણ પ્રકારની રસી હશે. પાછળથી હું સમજ્યો કે, આ તો નિર્દોષ વનસ્પતિની ઔષધિની પિચકારી હતી. પણ જ્યારે સમજ આવી ત્યારે અવસર વીતી ગયો હતો. હાજતો તો જારી જ હતી. ઘણા પરિશ્રમને લીધે તાવ આવ્યો અને બેશુદ્ધિ પણ આવી. મિત્રો વિશેષ ગભરાયા. બીજા દાક્તરો પણ આવ્યા. પણ જે દરદી તેમનું માને નહિ તેને સારુ તેઓ શું કરી શકે?

શેઠ અંબાલાલ અને તેમનાં ધર્મપત્ની નડિયાદ આવ્યાં. સાથીઓની સાથે મસલત કરી મને તેઓ તેમના મીરજાપુરને બંગલે ઘણી જ સંભાળપૂર્વક લઈ ગયાં. આ માંદગીમાં જે નિર્મળ, નિષ્કામ સેવા હું પામ્યો તેનાથી વધારે સેવા તો કોઈ ન પામી શકે એટલું તો હું અવશ્ય કહી શકું છું. ઝીણો તાવ વળગ્યો. શરીર ક્ષીણ થતું ચાલ્યું. મંદવાડ સારી પેઠે લંબાશે, કદાચ હું બિછાનાથી નહિ ઊઠી શકું, એમ પણ મને થયું. અંબાલાલ શેઠના બંગલામાં પ્રેમથી વીંટળાયેલો છતાં હું અશાન્ત બન્યો, અને મને આશ્રમમાં લઈ જવાને તેમને વીનવ્યા. મારો અતિશય આગ્રહ જોઈને તેઓ મને આશ્રમમાં લઈ ગયા.

આશ્રમમાં હું પીડાઈ રહ્યો હતો તેટલામાં વલ્લભભાઈ ખબર લાવ્યા કે, જર્મનીની પૂરી હાર થઈ છે અને રંગરૂટની ભરતી કરવાની કશી આવશ્યકતા નથી એમ કમિશનરે કહેવડાવ્યું છે. એટલે ભરતીની ચિંતામાંથી હું મુક્ત થયો ને તેથી શાંતિ થઈ.

હવે પાણીના ઉપચાર કરતો અને તેથી દેહ ટકી રહ્યો હતો. દરદ શમ્યું હતું, પણ શરીર કેમે ભરાઈ શકાતું નહોતું.

વૈદમિત્રો અને દાક્તરમિત્રો અનેક પ્રકારની સલાહ આપતા, પણ હું કંઈ દવા પીવાને તૈયાર ન થયો. બે ત્રણ મિત્રોએ દૂધનો બાધ હોય તો માંસનો સેરવો લેવાની ભલામણ કરી અને ઔષધિ તરીકે માંસાદિ ગમે તે વસ્તુ લઈ શકાય એવાં આયુર્વેદનાં પ્રમાણ ટાંકયાં. એકે ઈંડાં લેવાની ભલામણ કરી. પણ તેમાંની કોઈ સલાહ હું સ્વીકારી ન શકયો. મારો જવાબ એક જ હતો.

ખાદ્યાખાદ્યનો નિર્ણય મારે સારુ કેવળ શાસ્ત્રોના શ્લોકની ઉપર આધાર નહોતો રાખતો, પણ મારા જીવનની સાથે સ્વતંત્ર રીતે ઘડાયેલો હતો. ગમે તે ખાઈને અને ગમે તે ઉપચારથી જીવવાનો મને મુદ્દલ લોભ નહોતો. જે ધર્મનો અમલ મેં મારા પુત્રોને વિષે કર્યો, સ્ત્રીને વિષે કર્યો, સ્નેહીઓને વિષે કર્યો, તે ધર્મનો ત્યાગ મારે વિષે કેમ કરું ?

આમ મારી આ બહુ લંબાયેલી અને જીવનમાં પહેલી આટલી મોટી માંદગીમાં મને ધર્મનિરીક્ષણ કરવાનો, તેની કસોટી કરવાનો અલભ્ય લાભ મળ્યો. એક રાત્રે તો મેં તદ્દન હાથ ધોઈ નાંખ્યા. મને લાગ્યું કે મૃત્યુ નજીક જ છે. શ્રીમતી અનસૂયાબહેનને ખબર કહેવડાવ્યા. તે આવ્યાં. વલ્લભભાઈ આવ્યા. દાક્તર કાનૂગા આવ્યા. દાક્તર કાનૂગાએ નાડી જોઈ અને કહ્યું : 'મરવાનાં હું પોતે કંઈ ચિહ્ન જોતો જ નથી. નાડી સાફ છે. તમને કેવળ નબળાઈને લીધે માનસિક ગભરાટ છે.' પણ મારું મન ન માન્યું. રાત્રી તો વીતી. હું તે રાત્રીએ ભાગ્યે ઊંઘી શકયો હોઈશ.

સવાર પડી. મૃત્યુ ન આવ્યું. છતાં જીવવાની આશા તે વખતે ન બાંધી શકયો, અને મરણ સમીપ છે એમ સમજી જેટલો સમય બની શકે તેટલો સમય સાથીઓની પાસે ગીતાપાઠ સાંભળવામાં ગાળવા લાગ્યો. કંઈ કામકાજ કરવાની શક્તિ તો નહોતી જ. વાચન કરવા જેટલી પણ શક્તિ નહોતી. કોઈની સાથે વાત કરવાનું પણ મન થાય નહિ. થોડી વાત

કરું તો મગજ થાકી જાય. તેથી જીવવામાં કશો રસ નહોતો. જીવવાને ખાતર જીવવું મને કદી પસંદ જ નથી પડ્યું. કંઈ કામકાજ કર્યાં વિના સાથીઓની સેવા લઈને ક્ષીણ થતા જતા દેહને લંબાવ્યા જ કરવો એ મહા કંટાળાભર્યું લાગતું હતું.

આમ મરવાની રાહ જોઈ બેઠો હતો તેટલામાં દાક્તર તળવળકર એક વિચિત્ર પ્રાણી લાવ્યા. એ મહારાષ્ટ્રી છે. તેમને હિંદુસ્તાન ઓળખતું નથી. પણ એ મારા જેવા 'ચક્રમ' છે એટલે હું તેમને જોતાં સમજી શક્યો. એ પોતાના ઉપચાર મારી ઉપર અજમાવવાને આવ્યા હતા. દા. તળવળકર જેમને ભલામણ ખાતર લાવ્યા તેમણે દાક્તરીનો અભ્યાસ ગ્રૅંટ મેડિકલ કૉલેજમાં કર્યો હતો, પણ દ્વારકાની છાપ નહોતા પામ્યા. પાછળથી જાણ્યું કે તે બ્રાહ્મસમાજી છે. તેમનું નામ કેળકર. સ્વભાવે બહુ સ્વતંત્ર છે. તેઓ બરફના ઉપચારના ભારે હિમાયતી છે. મારા દરદ વિષે સાંભળવાથી તે બરફના ઉપચાર મારી ઉપર અજમાવવાને આવ્યા ત્યારથી અમે તેમને 'આઇસ દાક્તર'ના ઉપનામથી ઓળખીએ છીએ. પોતાના અભિપ્રાયને વિષે તેઓ અતિશય આગ્રહી છે. છાપવાળા દાક્તરોથી પણ તેમણે કેટલીક વધારે સારી શોધો કરેલી છે એમ તેમને વિશ્વાસ છે. તેમનો વિશ્વાસ એ મારામાં પેદા નથી કરી શક્યા એ તેમને અને મને બન્નેને દુઃખની વાત રહેલી છે. અમુક હદ સુધી તેમના ઉપચારોને હું માનું છું; પણ મને લાગ્યું છે કે, કેટલાંક અનુમાનો બાંધવામાં તેમણે ઉતાવળ કરી છે.

પણ તેમની શોધો યોગ્ય હો કે અયોગ્ય, મેં તેમને મારા શરીર ઉપર અખતરાઓ કરવા દીધા. બાહ્ય ઉપચારોથી સાજા થવાય તો મને ગમે, ને તે પણ બરફના એટલે પાણીના. એટલે તેમણે મારે આખે શરીરે બરફ ઘસવાનું શરૂ કર્યું. તેથી તે માને છે એટલું પરિણામ જોકે મારે વિષે ન આવ્યું,

છતાં રોજ મરણની વાટ જોઈને હું બેઠો હતો તેને બદલે હવે કંઈક જીવવાની આશા બાંધવા લાગ્યો. કંઈક ઉત્સાહ આવ્યો. મનના ઉત્સાહની સાથે શરીરમાં પણ ઉત્સાહ અનુભવ્યો. કંઈક વધારે ખાવા લાગ્યો. પાંચ દશ મિનિટ રોજ ફરતો થયો. 'જો તમે ઈંડાંનો રસ પીઓ તો તમને આવ્યો છે તેના કરતાં વધારે ઉત્સાહ આવે એવી હું તમને ખોળાધરી આપી શકું છું. અને ઈંડાં દૂધના જેટલો જ નિર્દોષ પદાર્થ છે, એ માંસ તો નથી જ. દરેક ઈંડામાંથી મુરઘી થાય જ એવો નિયમ નથી. જેમાંથી મુરઘી ન જ થાય એવાં નિર્બીજ ઈંડાં સેવવામાં આવે છે. એ હું તમારી પાસે પુરવાર કરી શકું છું.' પણ એવાં નિર્બીજ ઈંડાં લેવાને માટુયે હું તૈયાર ન થયો. છતાં મારું ગાડું કંઈક આગળ ચાલ્યું. અને હું આસપાસનાં કામોમાં થોડો થોડો રસ લેવા લાગ્યો.

૨૯

# રોલેટ ઍક્ટ અને મારું ધર્મસંકટ

માથેરાન જવાથી શરીર ઝટ વળશે એવી મિત્રોની સલાહ મળતાં માથેરાન ગયો. પણ ત્યાંનું પાણી ભારે હોવાથી મારા જેવા દરદીને રહેવું મુશ્કેલ થઈ પડ્યું. મરડાને અંગે ગુદાદ્વાર ખૂબ આળું થઈ ગયું હતું, અને ત્યાં ચીરા પડેલા હોવાથી મળત્યાગ વેળા ખૂબ વેદના થતી, એટલે કંઈ પણ ખાતાં ડર લાગે. એક અઠવાડિયામાં માથેરાનથી પાછો ફર્યો. મારી તબિયતની રખેવાળી પણ શંકરલાલે હાથમાં લીધી હતી. તેમણે દાક્તર દલાલની સલાહ લેવાનો આગ્રહ કર્યો. દાક્તર દલાલ આવ્યા. તેમની તાત્કાલિક નિર્ણય કરવાની શક્તિએ મને મોહિત કર્યો. તે બોલ્યા:

'તમે દૂધ ન લો ત્યાં લગી તમારું શરીર હું વાળી નહિ શકું. તે વાળવાને સારુ તમારે દૂધ લેવું જોઈએ ને લોખંડ ને સોમલની પિચકારી લેવી જોઈએ. આટલું કરો તો તમારું શરીર બરોબર ફરી બાંધવાની હું 'ગૅરંટી' આપું.'

'પિચકારી આપો પણ દૂધ ન લઉં,' એમ મેં જવાબ વાળ્યો.

'તમારી દૂધની પ્રતિજ્ઞા શી છે?' દાક્તરે પૂછ્યું.

'ગાયભેંસ ઉપર ફુક્કાની ક્રિયા થાય છે એ જાણ્યા પછી દૂધની ઉપર મને તિરસ્કાર થયો, ને તે મનુષ્યનો ખોરાક નથી એમ તો હું સદાય માનતો, એટલે મેં દૂધનો ત્યાગ કર્યો.'

'ત્યારે તો બકરીનું દૂધ લેવાય,' એમ કસ્તુરબાઈ જે ખાટલાની પાસે જ ઊભી હતી તે બોલી ઊઠી.

'બકરીનું દૂધ લો એટલે મારું કામ પત્યું,' દાક્તર વચ્ચે બોલ્યા.

હું પડ્યો. સત્યાગ્રહની લડાઈના મોહે મારામાં જીવવાનો લોભ પેદા કર્યો, ને મેં પ્રતિજ્ઞાના અક્ષરના પાલનથી સંતોષ માની તેના આત્માને હણ્યો. દૂધની પ્રતિજ્ઞા વખતે જોકે મારી સામે ગાયભેંસ જ હતાં, છતાં મારી પ્રતિજ્ઞા દૂધમાત્રની ગણાવી જોઈએ; અને જ્યાં લગી હું પશુનાં દૂધમાત્રને મનુષ્યના ખોરાક તરીકે નિષિદ્ધ માનું, ત્યાં લગી મને તે લેવાનો અધિકાર નથી, એમ હું જાણતો છતો બકરીનું દૂધ લેવા તૈયાર થયો. સત્યના પૂજારીએ સત્યાગ્રહની લડાઈને સારુ જીવવાની ઇચ્છા રાખીને પોતાના સત્યને ઝાંખપ લગાડી.

મારા આ કાર્યનો ડંખ હજુ રુઝાયો નથી, અને બકરીનું દૂધ છોડવાને સારુ મારું ચિંતવન તો ચાલુ જ છે. બકરીનું દૂધ પીતાં રોજ દુઃખ અનુભવું છું. પણ સેવા કરવાનો મહાસૂક્ષ્મ મોહ મારી પૂંઠે લાગેલો મને છોડતો નથી. અહિંસાની દૃષ્ટિએ ખોરાકના મારા પ્રયોગો મને પ્રિય છે. તેમાં મને આનંદ મળે છે, તે મારો વિનોદ છે. પણ મને બકરીનું દૂધ એ દૃષ્ટિએ અત્યારે નથી ખૂંચતું, તે મને સત્યની દૃષ્ટિએ ખૂંચે છે. અહિંસાને હું ઓળખી શક્યો છું તેના કરતાં સત્યને વધારે ઓળખું છું એમ મને ભાસે છે. જો સત્યને છોડું તો અહિંસાની ભારે ગૂંચવણો હું કદી ન જ ઉકેલી શકું એવો મારો અનુભવ છે. સત્યનું પાલન એટલે લીધેલા વ્રતનાં શરીર અને આત્માની રક્ષા, શબ્દાર્થ અને ભાવાર્થનું પાલન. અહીં મેં આત્માને—ભાવાર્થને હણ્યો છે એ મને રોજ ખૂંચે છે. આ જાણતો છતો, મારા વ્રત પરત્વે મારો ધર્મ શો છે એ હું જાણી શક્યો નથી, અથવા

કહો કે મને તેના પાલનની હિમ્મત નથી. બન્ને એક જ વસ્તુ છે, કેમકે શંકાના મૂળમાં શ્રદ્ધાનો અભાવ હોય છે. ઓ ઈશ્વર, મને તું શ્રદ્ધા દે.

બકરીનું દૂધ શરૂ કર્યા પછી થોડે દહાડે દા. દલાલે ગુદાદ્વારમાં ચીરા હતા તે ઉપર શસ્ત્રક્રિયા કરી ને તે બહુ સફળ નીવડી.

પથારીમાંથી ઊઠવાની કંઈક આશા બાંધી રહ્યો હતો ને છાપાં વગેરે વાંચતો થયો હતો, તેવામાં રોલેટ કમિટીનો રિપોર્ટ મારા હાથમાં આવ્યો. તેની ભલામણો જોઈ હું ચમક્યો. ભાઈ ઉમર અને શંકરલાલે કાંઈ ચોક્કસ પગલું ભરાવું જોઈએ એવી માગણી કરી. એકાદ માસમાં હું અમદાવાદ ગયો. વલ્લભભાઈ લગભગ રોજ મને જોવા આવતા. તેમને મેં વાત કરી ને આ વિષે કંઈક થવું જોઈએ એમ સૂચવ્યું. 'શું થાય?' એના જવાબમાં મેં કહ્યું: 'જો થોડા માણસો પણ આ બાબતમાં પ્રતિજ્ઞા લેનારા મળી આવે તો, ને કમિટીની ભલામણ પ્રમાણે કાયદો થાય તો, આપણે સત્યાગ્રહ આદરવો જોઈએ. પથારીવશ ન હોઉં તો હું એકલો પણ ઝૂઝું ને બીજાઓ મળી રહેવાની પછી આશા રાખું. મારી લાચાર સ્થિતિમાં એકલા ઝૂઝવાની મારી શક્તિ મુદ્દલ નથી.'

આ વાતચીતને પરિણામે મારા ઠીક ઠીક પ્રસંગમાં આવેલા માણસોની એક નાનકડી સભા બોલાવવાનો નિશ્ચય થયો. રોલેટ કમિટીને મળેલ પુરાવા ઉપરથી તેણે ભલામણ કરેલા કાયદાની મુદ્દલ જરૂર નથી એમ મને તો સ્પષ્ટ લાગ્યું. તેવો કાયદો કોઈ પણ સ્વમાન જાળવનારી પ્રજા કબૂલ ન કરી શકે એ પણ મને એટલું જ સ્પષ્ટ લાગ્યું.

પછી સભા ભરાઈ. તેમાં ભાગ્યે વીસ માણસોને નોતરવામાં આવ્યાં હતાં. મને યાદ આવે છે તે પ્રમાણે, વલ્લભભાઈ ઉપરાંત તેમાં શ્રીમતી સરોજિની નાઇડુ, મિ. હોર્નિમેન, સ્વ.

ઉમર સુબાની, શ્રી. શંકરલાલ બૅંકર, શ્રી. અનસૂયાબહેન, વગેરે હતાં.

પ્રતિજ્ઞાપત્ર ઘડાયું ને તેમાં હાજર રહેલાં બધાંએ સહી કરી એવું મને સ્મરણ છે. આ વખતે હું છાપું તો નહોતો ચલાવતો. પણ વખતોવખત છાપામાં લખતો તેમ મેં લખવાનું શરૂ કર્યું, ને શંકરલાલ બૅંકરે ખૂબ ચળવળ ઉપાડી. તેમની કામ કરવાની અને સંગઠન કરવાની શક્તિનો મને આ વખતે ખૂબ અનુભવ થયો.

ચાલતી કોઈ પણ સંસ્થા સત્યાગ્રહ જેવું નવું શસ્ત્ર ઉપાડી લે એમ બનવું મેં અશક્ય માન્યું. તેથી સત્યાગ્રહ-સભાની સ્થાપના થઈ. તેમાં મુખ્ય નામો મુંબઈમાં જ ભરાયાં. મથક મુંબઈ રાખવામાં આવ્યું. પ્રતિજ્ઞાઓમાં ખૂબ સહીઓ થવા માંડી ને ખેડાની લડતની જેમ પત્રિકાઓ નીકળી તથા ઠેકાણે ઠેકાણે સભાઓ થઈ.

આ સભામાં હું પ્રમુખ બન્યો હતો. મેં જોયું કે શિક્ષિત વર્ગ અને મારી વચ્ચે બહુ મેળ નહિ જામી શકે. સભામાં ગુજરાતી ભાષાના ઉપયોગના મારા આગ્રહે ને મારી બીજી કેટલીક પદ્ધતિએ તેમને મૂંઝવ્યા. છતાં મારી પદ્ધતિને નિભાવી લેવાની ઘણાએ ઉદારતા બતાવી એમ મારે કબૂલ કરવું જોઈએ. પણ આરંભમાં જ મેં જોયું કે આ સભા લાંબો કાળ નહિ નભી શકે. વળી, સત્ય અને અહિંસા ઉપરનો મારો ભાર કેટલાકને અપ્રિય થઈ પડ્યો. છતાં, પ્રથમના કાળમાં આ નવું કામ તો ધમધોકાર ચાલ્યું.

## ૩૦

# એ અદ્‌ભુત દૃશ્ય !

રૉલેટ કમિટીના રિપોર્ટ સામે એક તરફથી આંદોલન વધતું ચાલ્યું, બીજી તરફથી સરકાર કમિટીની ભલામણોનો અમલ કરવા મક્કમ થતી ચાલી. રૉલેટ બિલ પ્રગટ થયું. હું એક જ વાર ધારાસભાની બેઠકમાં ગયો છું. રૉલેટ બિલની ચર્ચા સાંભળવા ગયો. શાસ્ત્રીજીએ પોતાનું ધગધગતું ભાષણ કર્યું, સરકારને ચેતવણી આપી. શાસ્ત્રીજીનો વચન-પ્રવાહ ચાલી રહ્યો હતો ત્યારે વાઇસરૉય તેમના સામું તાકી રહ્યા હતા. મને તો લાગ્યું કે, આ ભાષણની તેમના મન ઉપર અસર થઈ હશે. શાસ્ત્રીજી લાગણીથી ઊભરાઈ જતા હતા.

પણ ઊંઘતાને માણસ જગાડી શકે; જાગતો ઊંઘે તેના કાનમાં ઢોલ વગાડો તોયે તે શાને સાંભળે ? ધારાસભામાં બિલો ચર્ચવાનું ફારસ તો કરવું જ જોઈએ. સરકારે તે ભજવ્યું. પણ તેને જે કામ કરવું હતું તેનો નિશ્ચય તો થઈ જ ચૂકયો હતો, એટલે શાસ્ત્રીજીની ચેતવણી નિરર્થક નીવડી.

મારી તૂતીનો અવાજ તો કોણ જ સાંભળે ? મેં વાઇસરૉયને મળીને ખૂબ વીનવ્યા, ખાનગી કાગળો લખ્યા, જાહેર કાગળો લખ્યા. સત્યાગ્રહ સિવાય મારી પાસે બીજો માર્ગ નથી એ તેમાં સ્પષ્ટ જણાવ્યું. પણ બધું ફોગટ ગયું.

હજુ બિલ ગૅઝેટમાં નહોતું આવ્યું. મારું શરીર તો નબળું હતું, પણ મેં લાંબી મુસાફરીનું જોખમ ખેડયું. મારામાં ઊંચે સાદે બોલવાની શક્તિ નહોતી આવી. ઊભા રહીને બોલવાની શક્તિ ગઈ તે પાછી હજુ લગી નથી આવી. ઊભાં ઊભાં જરાક વાર બોલતાં આખું શરીર કંપે ને છાતીમાં ને પેટમાં મૂંઝારો થઈ આવે. પણ મદ્રાસથી આવેલા

આમંત્રણને સ્વીકારવું જ જોઈએ એમ મને લાગ્યું. દક્ષિણ પ્રાંતો તે વખતે પણ મને ઘર જેવા લાગતા. દક્ષિણ આફ્રિકાના સંબંધને લીધે તામિલ, તેલુગુ વગેરે દક્ષિણ પ્રાંતના લોકોની ઉપર મને કંઈ હક છે એમ માનતો આવ્યો છું, ને તે માન્યતામાં જરાયે મેં ભૂલ કરી છે એવું હજુ લગી લાગ્યું નથી. આમંત્રણ સદ્‌ગત કસ્તુરી રંગા આયંગાર તરફથી હતું. તે આમંત્રણની પાછળ રાજગોપાલાચાર્ય હતા એ મને મદ્રાસ જતાં માલૂમ પડ્યું. આ મારો રાજગોપાલાચાર્યનો પહેલો પરિચય ગણી શકાય. હું તેમને દીઠે ઓળખી શકતો આ વખતે જ થયો.

જાહેર કામમાં વધારે ભાગ લેવાના ઇરાદાથી ને શ્રી. કસ્તુરી રંગા આયંગાર ઇત્યાદિ મિત્રોની માગણીથી તેઓ સેલમ છોડી મદ્રાસમાં વકીલાત કરવાના હતા. મારો ઉતારો તેમને ત્યાં ગોઠવ્યો હતો. મને એક દિવસ પછી જ ખબર પડી કે હું તેમને ઘેર ઊતર્યો હતો. બંગલો કસ્તુરી રંગા આયંગારનો હોવાથી મેં એમ જ માનેલું કે હું તેમનો પરોણો હતો. મહાદેવ દેસાઈએ મારી ભૂલ સુધારી. રાજ-ગોપાલાચાર્ય ખસતા જ રહેતા. પણ મહાદેવે તેમને સારી પેઠે ઓળખી લીધા હતા. 'તમારે રાજગોપાલાચાર્યનો પરિચય કરી લેવો જોઈએ,' મહાદેવે મને ચેતવ્યો.

મેં પરિચય કર્યો. તેમની સાથે રોજ લડત ગોઠવવાની મસલત કરું. સભાઓ ઉપરાંત મને કંઈ જ બીજું નહોતું સૂઝતું. રોલેટ બિલ જો કાયદો થાય તો તેનો સવિનય ભંગ કેમ થાય? તેનો સવિનય ભંગ કરવાનો લાગ જ સરકાર આપે ત્યારે મળે. બીજા કયા કાયદાનો સવિનય ભંગ થાય? તેની મર્યાદા ક્યાં અંકાય? આવી ચર્ચા થાય.

શ્રી. કસ્તુરી રંગા આયંગારે એક નાનકડી આગેવાનોની સભા પણ બોલાવી. તેમાં પણ ખૂબ ચર્ચા થઈ. તેમાં શ્રી.

વિજયરાઘવાચાર્ય પૂરો ભાગ લેતા. ઝીણામાં ઝીણી સૂચનાઓ લખી સત્યાગ્રહનું શાસ્ત્ર લખી કાઢવાની તેમણે સૂચના કરી. આ કામ મારા ગજા ઉપરવટનું હતું એમ મેં જણાવ્યું.

આમ ગડમથલ ચાલતી હતી તેવામાં ખબર આવ્યા કે બિલ કાયદા તરીકે ગેઝેટમાં પ્રગટ થયું. આ ખબર પછીની રાતે વિચાર કરતો હું સૂતો. સવારના વહેલો ઊઠી નીકળ્યો. અર્ધનિદ્રા હશે ને મને સ્વપ્નામાં વિચાર સૂઝ્યો. સવારના પહોરમાં મેં રાજગોપાલાચાર્યને બોલાવ્યા ને વાત કરી :

'મને રાતની સ્વપ્નાવસ્થામાં વિચાર આવ્યો કે, આ કાયદાના જવાબમાં આપણે આખા દેશને હડતાળ પાડવાનું સૂચવવું. સત્યાગ્રહ આત્મશુદ્ધિની લડત છે. એ ધાર્મિક લડત છે. ધર્મકાર્ય શુદ્ધિથી શરૂ કરવું ઠીક લાગે છે. તે દિવસે સહુ ઉપવાસ કરે ને કામધંધો બંધ કરે. મુસલમાન ભાઈઓ રોજા ઉપરાંત વધારે ઉપવાસ નહિ રાખે, એટલે ઉપવાસ ચોવીસ કલાકના રાખવાની ભલામણ કરવી. આમાં બધા પ્રાંતો ભળશે કે નહિ એ તો કહી ન શકાય. મુંબઈ, મદ્રાસ, બિહાર, ને સિંધની તો મને આશા છે જ. આટલી જગ્યાએ બરોબર હડતાળ પડે તો આપણે સંતોષ માનવો જોઈએ.'

આ સૂચના રાજગોપાલાચાર્યને ખૂબ ગમી. પછી બીજા મિત્રોને તુરત જણાવી. સહુએ વધાવી લીધી. એક નાનકડી નોટિસ મેં ઘડી કાઢી. પ્રથમ ૧૯૧૯ના માર્ચની ૩૦મી તારીખ નાંખવામાં આવી હતી, પછી ૬ઠ્ઠી એપ્રિલ કરવામાં આવી. લોકોને ખબર ઘણા જ થોડા દિવસની આપવામાં આવી હતી. કાર્ય તુરત કરવાની આવશ્યકતા માનવાથી તૈયારીને સારુ લાંબી મુદત આપવાનો વખત જ નહોતો.

પણ કોણ જાણે કેમ, આખું ગોઠવાઈ ગયું ! આખા હિંદુસ્તાનમાં — શહેરોમાં ને ગામડાંમાં હડતાળ પડી. આ દૃશ્ય ભવ્ય હતું.

## ૩૧

# એ સપ્તાહ !

### ૧

દક્ષિણમાં થોડી મુસાફરી કરી એપ્રિલની ચોથીએ હું મુંબઈ પહોંચ્યો. છઠ્ઠી ઊજવવા માટે મુંબઈ હાજર રહેવું એવો શ્રી. શંકરલાલ બેંકરનો તાર હતો.

પણ તે પહેલાં દિલ્હીમાં તો હડતાળ ૩૦મી માર્ચે ઊજવાઈ હતી. દિલ્હીમાં સ્વ. શ્રદ્ધાનંદજી અને મરહૂમ હકીમસાહેબ અજમલખાનની આણ ચાલતી હતી. છઠ્ઠી તારીખ સુધી હડતાળની મુદત લંબાયાના ખબર દિલ્હી મોડા પહોંચ્યા હતા. દિલ્હીમાં તે તારીખે હડતાળ પડી તેવી કદી પૂર્વે પડી જ નહોતી. હિંદુ અને મુસલમાન બન્ને એકદિલ થવા લાગ્યા. શ્રદ્ધાનંદજીને જુમામસ્જિદમાં નોતરવામાં આવ્યા હતા ને ત્યાં તેમને ભાષણ કરવા દેવામાં આવ્યું હતું. આ બધું સત્તાવાળાઓ સહન નહોતા કરી શક્યા. સરઘસ રેલવે સ્ટેશન તરફ જતું હતું તેને પોલીસે રોક્યું. પોલીસે ગોળીબાર કરેલા. કેટલાક લોકો જખમી થયા, કંઈ ખૂન થયાં. દિલ્હીમાં દમનનીતિ શરૂ થઈ. શ્રદ્ધાનંદજીએ મને દિલ્હી બોલાવ્યો. મેં છઠ્ઠી ઊજવી તરત દિલ્હી જવા વિષે તાર કર્યો હતો.

જેમ દિલ્હી તેમ જ લાહોર અમૃતસરનું હતું. અમૃતસરથી ડા. સત્યપાલ અને કીચલુના તાર મને ચાંપીને બોલાવવાના હતા. આ બે ભાઈઓને હું તે વેળા મુદ્દલ જાણતો નહોતો. પણ ત્યાંયે દિલ્હી થઈ જવાનો નિશ્ચય જણાવ્યો હતો.

છઠ્ઠીએ મુંબઈમાં સવારના પહોરમાં હજારો લોકો ચોપાટીમાં સ્નાન કરવા ગયા ને ત્યાંથી ઠાકુરદ્વાર જવા સરઘસ નીકળ્યું. તેમાં સ્ત્રીઓ અને બચ્ચાં પણ હતાં. સરઘસમાં મુસલમાનોએ પણ સારી સંખ્યામાં ભાગ લીધો હતો. આ સરઘસમાંથી અમને મુસલમાન ભાઈઓ એક મસ્જિદે લઈ ગયા. ત્યાં શ્રી. સરોજિની દેવી પાસે ને મારી પાસે ભાષણ કરાવ્યાં. અહીં શ્રી. વિઠ્ઠલદાસ જેરાજાણીએ સ્વદેશીની અને હિંદુમુસલમાન ઐક્યની પ્રતિજ્ઞા લેવરાવવાની સૂચના કરી. મેં એવી ઉતાવળથી પ્રતિજ્ઞા લેવરાવવાની ના પાડી. જેટલું થઈ રહ્યું હતું એટલેથી સંતોષ માનવાની સલાહ આપી. પ્રતિજ્ઞા લીધા પછી ન તૂટે. સ્વદેશીનો અર્થ આપણે સમજવો જોઈએ. હિંદુમુસલમાન ઐક્યની જોખમદારીનો ખ્યાલ રહેવો જોઈએ વગેરે કહ્યું, ને સૂચવ્યું કે જેને પ્રતિજ્ઞા લેવાનો વિચાર હોય તે ચોપાટીના મેદાન ઉપર ભલે બીજી સવારે હાજર થાય.

મુંબઈની હડતાળ સંપૂર્ણ હતી.

અહીં કાયદાના સવિનય ભંગની તૈયારી કરી મૂકી હતી. ભંગ થઈ શકે એવી બે ત્રણ વસ્તુઓ હતી. જે કાયદાઓ રદ થવા લાયક હતા એવા અને જેમનો ભંગ બધા સહેલાઈથી કરી શકે એવા હતા તેમાંથી એકનો જ ઉપયોગ કરવો એવો ઠરાવ હતો. મીઠાના કરને લગતો કાયદો અળખામણો હતો. તે કર નાબૂદ થવા સારુ ઘણા પ્રયત્ન થઈ રહ્યા હતા. એટલે બધા પરવાના વિના મીઠું પોતાના ઘરમાં પકાવે એવી એક સૂચના મેં કરી હતી. બીજી સૂચના સરકારે પ્રસિદ્ધ થતાં અટકાવેલાં પુસ્તકો છપાવવા વેચવા બાબત હતી. આવાં બે પુસ્તકો મારાં જ હતાં : 'હિંદ સ્વરાજ' અને 'સર્વોદય.' આ પુસ્તકો છપાવવાં વેચવાં સહુથી સહેલો સવિનય ભંગ લાગ્યો. તેથી એ છપાવ્યાં ને સાંજનો ઉપવાસ છૂટયા પછી ને ચોપાટીની જંગી સભા વિસર્જન થયા પછી વેચવાનો પ્રબંધ થયો.

સાંજના ઘણા સ્વયંસેવકો આ પુસ્તકો વેચવા નીકળી પડ્યા. એક મોટરમાં હું નીકળ્યો ને એકમાં શ્રી. સરોજિની નાયડુ નીકળ્યાં. જેટલી નકલો છપાવી હતી તેટલી ખપી ગઈ. આની કિંમત વસૂલ થાય તે લડતના ખર્ચમાં જ વપરાવાની હતી. દરેક નકલની કિંમત ચાર આના રાખવામાં આવી હતી. પણ મારા હાથમાં કે સરોજિની દેવીના હાથમાં ભાગ્યે કોઈએ ચાર આના મૂક્યા હોય. પોતાના ખીસામાં જે હોય તે ઠલવીને નકલો લેનારા ઘણા નીકળી પડ્યા. કોઈ દશ રૂપિયાની ને કોઈ પાંચની નોટ પણ આપતા. રૂપિયા ૫૦ની નોટ સુધી પણ એક નકલના મળ્યાનું મને સ્મરણ છે. લોકોને સમજાવવામાં આવ્યું હતું કે, લેનારને પણ જેલનું જોખમ છે. પણ ઘડીભર લોકોએ જેલનો ભય છોડ્યો હતો.

સાતમી તારીખે માલૂમ પડ્યું કે, જે ચોપડીઓ વેચવાનો સરકારે પ્રતિબંધ કર્યો હતો તે સરકારની દૃષ્ટિએ વેચાઈ ન ગણાય. જે વેચાઈ તે તો તેની બીજી આવૃત્તિ ગણાય. જપ્ત થયેલી ચોપડીઓમાંની તે ન ગણાય. એટલે આ નવી આવૃત્તિ છાપવા, વેચવા, ખરીદવામાં કંઈ ગુનો ન ગણાય એમ સરકાર તરફથી કહેવામાં આવ્યું. આ ખબર સાંભળી લોકો નિરાશ થયા.

આ તારીખે ચોપાટી ઉપર સવારે સ્વદેશી વ્રતને સારુ ને હિંદુમુસ્લિમ વ્રતને સારુ લોકોને એકઠા થવાનું હતું. વિઠ્ઠલદાસ જેરાજાણીનો આ પહેલો અનુભવ થયો કે, ઊજળું એટલું દૂધ નથી. લોકો ઘણા ઓછા ભેળા થયા. આમાં બેચાર બહેનોનાં નામ મારી આગળ તરી આવે છે. પુરુષો પણ થોડા હતા. મેં વ્રત ઘડી રાખ્યાં હતાં. તેનો અર્થ હાજર રહેલાંને ખૂબ સમજાવી તેમને લેવા દીધાં. થોડી હાજરીથી મને આશ્ચર્ય ન થયું, દુઃખ પણ ન થયું. પણ ધાંધલિયા કામની વચ્ચે ને ધીમા રચનાત્મક કામની વચ્ચેનો ભેદ અને

પહેલાનો પક્ષપાત અને બીજાનો અણગમો ત્યારથી હું અનુભવતો આવ્યો છું.

પણ આ વિષયને નોખું પ્રકરણ આપવું પડશે.

સાતમીની રાતે હું દિલ્હી અમૃતસર જવા નીકળ્યો. આઠમીએ મથુરા પહોંચતાં કંઈ ભણકાર આવ્યો કે કદાચ મને પકડશે. મથુરા પછી એક સ્ટેશને ગાડી ઊભી રહેતી હતી ત્યાં આચાર્ય ગિદવાણી મળ્યા. તેમણે હું પકડાવાનો છું એવા વિશ્વાસપાત્ર ખબર આપ્યા ને પોતાની સેવાની જરૂર હોય તો આપવા કહ્યું. મેં ઉપકાર માન્યો ને જરૂર પડ્યે સેવા લેવા નહિ ભૂલું એમ જણાવ્યું.

પલવલ સ્ટેશન આવે તે પહેલાં પોલીસ અમલદારે મારા હાથમાં હુકમ મૂક્યો. 'તમારા પંજાબમાં પ્રવેશ કરવાથી અશાંતિ વધવાનો ભય છે, તેથી તમારે પંજાબની સરહદમાં દાખલ ન થવું,' આવી જાતનો હુકમ હતો. હુકમ આપી મને ઊતરી જવા પોલીસે કહ્યું. મેં ઊતરવાની ના પાડી ને કહ્યું: 'હું અશાંતિ વધારવા નહિ પણ આમંત્રણ મળવાથી અશાંતિ ઘટાડવા જવા માગું છું, એટલે હું દિલગીર છું કે, આ હુકમને મારાથી માન નહિ આપી શકાય.'

પલવલ આવ્યું. મહાદેવ મારી સાથે હતા. તેમને દિલ્હી જઈ શ્રદ્ધાનંદજીને ખબર આપવા ને લોકોને શાંત રાખવાનું કહ્યું. હુકમનો અનાદર કરી જે સજા હશે તે વહોરી લેવાનો નિશ્ચય કર્યો છે એમ કહે, અને સજા થતાં છતાં લોકોના શાંત રહેવામાં જ આપણી જીત છે એમ સમજાવે, એમ મહાદેવને કહ્યું.

પલવલ સ્ટેશન ઉપર મને ઉતારી લીધો ને પોલીસને હવાલે કર્યો. દિલ્હીથી આવતી કોઈ ટ્રેનના ત્રીજા વર્ગના ડબ્બામાં મને બેસાર્યો, સાથે પોલીસની પાર્ટી બેઠી. મથુરા પહોંચતાં મને પોલીસ બૅરેકમાં લઈ ગયા. મારું શું થશે ને ક્યાં લઈ

જવાનો છે એ કંઈ અમલદાર મને કહી ન શક્યો. સવારના ચાર વાગ્યે મને ઉઠાડ્યો ને માલની ગાડી મુંબઈ તરફ જતી હતી તેમાં મને લઈ ગયા. બપોરના સવાઈમાધુપુર ઉતારી મૂક્યો. ત્યાં મુંબઈની મેલ ટ્રેનમાં લાહોરથી ઇન્સ્પેક્ટર બોરિંગ આવ્યા. તેમણે મારો કબજો લીધો.

હવે મને પહેલા વર્ગમાં ચડાવ્યો. સાથે સાહેબ બેઠા. અત્યાર લગી હું સામાન્ય કેદી હતો, હવે 'જેંટલમેન કેદી' ગણાવા લાગ્યો. સાહેબે સર માઇકલ ઓડવાયરનાં વખાણ શરૂ કર્યાં. તેમને મારી સામે તો કંઈ જ નથી, પણ મારા પંજાબમાં જવાથી તેમને અશાંતિનો પૂરો ભય છે વગેરે કહી, મારી મેળે પાછા જવા ને ફરી પંજાબની સરહદ ન ઓળંગવા વીનવ્યો. મેં તેમને કહી દીધું કે, મારાથી હુકમનો અમલ નહિ થઈ શકે ને સ્વેચ્છાએ હું પાછો જવા તૈયાર નથી. એટલે સાહેબે લાચારીથી કાયદાનો અમલ કરવાની વાત કરી. 'પણ મારું શું કરવા ધારો છો એ કહેશો?' મેં પૂછ્યું. તો કહે, 'મને ખબર નથી. મને બીજા હુકમ મળવા જોઈએ. હમણાં તો તમને હું મુંબઈ લઈ જાઉં છું.'

સુરત આવ્યા એટલે કોઈ બીજા અમલદારે મારો કબજો લીધો. રસ્તામાં મને કહ્યું: 'તમે છૂટા છો, પણ તમારે સારુ મરીન લાઇન્સ સ્ટેશન પાસે ગાડી થોભાવીશ ને તમે ત્યાં ઊતરો તો વધારે સારું. કોલાબા ઉપર વધારે ભીડ થવાનો સંભવ છે.' મેં તેને અનુકૂળ થવા ખુશી બતાવી. તે રાજી થયો ને ઉપકાર માન્યો. મરીન લાઇન્સ ઊતર્યો. ત્યાં કોઈ ઓળખીતાની ઘોડાગાડી જોઈ. તે મને રેવાશંકર ઝવેરીને ઘેર મૂકી ગયા. તેમણે મને ખબર આપ્યા: 'તમારા પકડાવાના ખબર મળવાથી લોકો ગુસ્સામાં આવી ગયા છે ને ગાંડા જેવા બની ગયા છે. પાયધૂની પાસે હુલ્લડનો ભય છે. મૅજિસ્ટ્રેટ અને પોલીસ ત્યાં પહોંચી ગયા છે.'

હું ઘેર પહોંચ્યો તેવામાં ઉમર સોબાની અને અનસૂયાબહેન મોટરમાં આવ્યાં ને મને પાયધૂની લઈ જવા કહ્યું: 'લોકો અધીરા થઈ ગયા છે ને ઉશ્કેરાયા છે. અમારા કોઈથી શાંત રહે તેમ નથી. તમને જોશે તો જ શાંત થશે.'

હું મોટરમાં બેસી ગયો. પાયધૂની પહોંચતાં જ રસ્તામાં મોટી મેદની જોવામાં આવી. લોકો મને જોઈને હર્ષઘેલા થયા. હવે સરઘસ બન્યું. 'વન્દે માતરમ્' 'અલ્લાહો અકબર'ના અવાજથી આકાશ ચિરાયું. પાયધૂની ઉપર ઘોડેસવારોને જોયા. ઉપરથી ઈંટોના વરસાદ વરસતા હતા. હું લોકોને શાંત થવા હાથ જોડીને વીનવતો હતો. પણ અમે પણ આ ઈંટના વરસાદમાંથી બચીએ એમ ન લાગ્યું.

અબ્દુર રહેમાન ગલીમાંથી ક્રૉફર્ડ માર્કેટ તરફ જતાં સરઘસને અટકાવવા સારુ ઘોડેસવારોની ટુકડી સામેથી આવી પહોંચી. સરઘસને કોટ તરફ જતું અટકાવવા તેઓ મથતા હતા. લોકો માતા નહોતા. લોકોએ પોલીસની લાઈનને ચીરીને આગળ ધસારો કર્યો. મારો અવાજ સંભળાય તેમ નહોતું. આ ઉપરથી ઘોડેસવારની ટુકડીના ઉપરીએ ટોળાને વિખેરવાનો હુકમ કર્યો, ને ભાલા ઉગામતી આ ટુકડીએ એકદમ ઘોડાને છોડી મૂક્યા. તેમાંનું ભાલું અમારો પણ નિકાલ કરે તો નવાઈ નહિ એવો મને ભય લાગ્યો. પણ એ ભયમાં વજૂદ નહોતું. પડખે થઈને બધાં ભાલાં રેલગાડી વેગે સરી જતાં હતાં. લોકોના ટોળામાં ભંગાણ પડ્યું. દોડાદોડ મચી. કોઈ કચરાયા, કોઈ ઘવાયા. ઘોડેસવારને નીકળવા સારુ મારગ નહોતો. લોકોને આસપાસ વીખરાવાનો મારગ નહોતો. તેઓ પાછા ફરે તોયે પાછળ હજારો ચસોચસ ભરાયા હતા. બધો દેખાવ ભયંકર લાગ્યો. ઘોડેસવારો અને લોકો બન્ને ગાંડા જેવા લાગ્યા. ઘોડેસવારો કંઈ જોતા કે જોઈ શકતા નહોતા. તેઓ તો વાંકા વળી ઘોડાને દોડાવી

રહ્યા હતા. જેટલી ક્ષણ આ હજારોનાં ટોળાંને ચીરવામાં ગઈ તેટલી ક્ષણ લગી તેઓ કંઈ દેખી જ ન શકે એમ મેં જોયું.

લોકોને આમ વિખેર્યા ને રોકયા. અમારી મોટરને આગળ જવા દીધી. મેં કમિશનરની ઓફિસ આગળ મોટર રોકાવી ને હું તેની પાસે પોલીસની વર્તણૂકને સારુ ફરિયાદ કરવા ઊતર્યો.

૩૨

## એ સપ્તાહ!

### ૨

કમિશનર ગ્રિફિથ સાહેબની ઓફિસે ગયો. તેમના દાદરની પાસે જ્યાં જોઉં ત્યાં હથિયારબંધ સોલ્જરો બેઠા હતા, કેમ જાણે લડાઈને સારુ તૈયાર થઈ રહ્યા હોય નહિ! વરંડામાં પણ ધાંધલ મચી રહી હતી. હું ખબર આપી ઓફિસમાં પેઠો તો કમિશનરની પાસે મિ. બોરિંગને બેઠેલા જોયા.

કમિશનરની પાસે મેં જોયેલું દૃશ્ય વર્ણવ્યું. તેમણે ટૂંકામાં જવાબ આપ્યો: 'મારે સરઘસને ફોર્ટ તરફ જવા નહોતું દેવું. ત્યાં જાય તો તોફાન થયા વિના ન રહે. અને મેં જોયું કે લોકો વાળ્યા વળે એમ નહોતા. એટલે ધસારો કર્યા વિના છૂટકો નહોતો.'

'પણ તેનું પરિણામ તો તમે જાણતા હતા. લોકો ઘોડાની નીચે છૂંદાયા વિના ન રહે. ઘોડેસવારની ટુકડી મોકલવાની જરૂર જ નહોતી એમ મને તો લાગે છે,' હું બોલ્યો.

'એની તમને ખબર ન પડે. લોકોની ઉપર તમારા શિક્ષણની અસર કેવી થઈ છે તેની ખબર અમને પોલીસને તમારા કરતાં વધારે પડે. અમે પહેલેથી સખત ઉપાયો ન લઈએ તો વધારે નુકસાન થાય. હું તમને કહું છું કે, લોકો તમારા કબજામાં પણ રહેવાના નથી. કાયદાના ભંગની વાત તેઓ ઝટ સમજશે, શાંતિની વાત તેમના ગજા ઉપરાંત છે.

તમારા હેતુ સારા છે, પણ તમારા હેતુ લોકો નહિ સમજે. તેઓ તો પોતાના સ્વભાવને અનુસરશે,' સાહેબ બોલ્યા.

'પણ તમારી ને મારી વચ્ચે ભેદ જ અહીં છે. લોકો સ્વભાવે લડાક નથી, પણ શાંતિપ્રિય છે,' મેં ઉત્તર દીધો.

અમે દલીલમાં ઊતર્યા.

છેવટે સાહેબ બોલ્યા, 'વારુ, ત્યારે જો લોકો તમારું શિક્ષણ નથી સમજ્યા એની તમને ખાતરી થાય તો તમે શું કરો?'

મેં જવાબ દીધો, 'જો એવું મને સિદ્ધ થાય તો આ લડત હું મુલતવી રાખું.'

'મુલતવી રાખો એટલે શું? તમે તો મિ. બોરિંગને કહ્યું છે કે, તમે છૂટા થાઓ એટલે તુરત પાછા પંજાબ જવા માગો છો!'

'હા, મારો ઇરાદો તો વળતી ટ્રેને જ પાછા જવાનો હતો. તે હવે આજ તો ન જ બને.'

'તમે ધીરા રહેશો તો તમને વધારે ખબર પડી રહેશે. તમે જાણો છો કે, અમદાવાદમાં શું ચાલી રહ્યું છે? અમૃતસરમાં શું થયું છે? લોકો બધે ગાંડા જેવા થઈ ગયા છે. મને પણ પૂરી ખબર નથી. કેટલીક જગ્યાએ તાર પણ તૂટ્યા છે. હું તો તમને કહું છું કે, આ બધાં તોફાનની જવાબદારી તમારે શિર છે.'

હું બોલ્યો, 'મારી જવાબદારી જ્યાં હશે ત્યાં હું ઓઢ્યા વિના નહિ રહું. અમદાવાદમાં લોકો કંઈ પણ કરે તો મને આશ્ચર્ય અને દુઃખ થાય. અમૃતસરનું હું કંઈ ન જાણું. ત્યાં તો હું કદી ગયો જ નથી, મને કોઈ જાણતુંયે નથી. પણ હું એટલું જાણું છું કે, પંજાબની સરકારે મને ત્યાં જતો ન રોક્યો હોત તો હું શાંતિ જાળવવામાં મોટો હિસ્સો લઈ શકત. મને રોકીને તો સરકારે લોકોને છંછેડ્યા છે.'

આમ અમારી વાતો ચાલી. અમારા મતનો મેળ મળે તેમ નહોતું. ચોપાટી ઉપર સભા ભરવાનો ને લોકોને શાંતિ જાળવવાનું સમજાવવાનો મારો ઇરાદો જાહેર કરી હું છૂટો પડ્યો.

ચોપાટી ઉપર સભા ભરાઈ. મેં માણસોને શાંતિ વિષે ને સત્યાગ્રહની મર્યાદા વિષે સમજ પાડી ને જણાવ્યું, 'સત્યાગ્રહ ખરાનો ખેલ છે. જો લોકો શાંતિ ન જાળવે તો મારાથી સત્યાગ્રહની લડત કદી ન લડી શકાય.'

અમદાવાદથી શ્રી. અનસૂયાબહેનને પણ ખબર મળી ચૂકી હતી કે ત્યાં હુલ્લડ થયું છે. કોઈએ અફવા ઉડાવી હતી કે તેઓ પણ પકડાયાં હતાં, તેથી મજૂરો ઘેલા બની ગયા હતા, તેમણે હડતાળ પાડેલી ને તોફાન પણ કર્યાં હતાં, અને એક સિપાઈનું ખૂન પણ થયું હતું.

હું અમદાવાદ ગયો. મને ખબર થઈ કે, નડિયાદની પાસે રેલના પાટા ઉખેડી કાઢવાનો પ્રયત્ન પણ થયો હતો, વીરમગામમાં એક સરકારી નોકરનું ખૂન થયું હતું. અમદાવાદ પહોંચ્યો તો માર્શલ લૉ ચાલતો હતો. લોકોમાં ત્રાસ વર્તી રહ્યો હતો. લોકોએ કર્યું તેવું ભર્યું ને તેનું વ્યાજ પણ મેળવ્યું.

સ્ટેશન ઉપર મને કમિશનર મિ. પ્રૅટની પાસે લઈ જવાને માણસ હાજર હતો. હું તેમની પાસે ગયો. તેઓ ખૂબ ગુસ્સામાં હતા. મેં શાંતિથી તેમને ઉત્તર આપ્યો. થયેલાં ખૂનને સારુ મારી દિલગીરી જાહેર કરી. માર્શલ લૉની અનાવશ્યકતા પણ સૂચવી ને શાંતિ પાછી ફેલાય તેને સારુ જે ઉપાયો લેવા ઘટે તે લેવાની મારી તૈયારી જણાવી. મેં જાહેર સભા ભરવાની માગણી કરી. તે સભા આશ્રમની જમીન ઉપર ભરવાની મારી ઇચ્છા પ્રગટ કરી. આ તેમને ગમી. મને યાદ છે તે પ્રમાણે, મેં ૧૩મીને રવિવારે સભા ભરી. માર્શલ લૉ પણ તે જ દિવસે કે બીજે દિવસે રદ થયો.

આ સભામાં મેં લોકોને પોતાના દોષનું દર્શન કરાવવા પ્રયત્ન કર્યો. મેં ત્રણ દિવસના ઉપવાસ પ્રાયશ્ચિત્તરૂપે કર્યા, ને લોકોને એક દિવસનો ઉપવાસ કરવાની સલાહ આપી. જેમણે ખૂન વગેરેમાં ભાગ લીધો હોય તેમને પોતાના ગુના કબૂલ કરવાની સૂચના કરી.

મારો ધર્મ મેં સ્પષ્ટ જોયો. જે મજૂરો વગેરેની વચ્ચે મેં આટલો સમય ગાળ્યો હતો, જેમની મેં સેવા કરી હતી અને જેમને વિષે હું સારાની આશા રાખતો હતો, તેમણે હુલ્લડમાં ભાગ લીધો એ મને અસહ્ય લાગ્યું, ને એમના દોષમાં મને મેં ભાગીદાર ગણ્યો.

જેમ લોકોને પોતાના ગુના કબૂલ કરવાનું સૂચવ્યું તેમ સરકારને ગુના માફ કરવાનું પણ સૂચવ્યું. મારી વાત એમાંથી એકેએ ન સાંભળી. ન લોકોએ ગુના કબૂલ કર્યા, ન સરકારે માફ કર્યા.

સ્વ. રમણભાઈ વગેરે શહેરીઓ મારી પાસે આવ્યા ને સત્યાગ્રહ મુલતવી રાખવા મને વીનવ્યો. મને વીનવવાપણું રહ્યું નહોતું. જ્યાં લગી શાંતિનો પાઠ લોકો ન શીખી લે ત્યાં સુધી સત્યાગ્રહ મુલતવી રાખવાનો નિશ્ચય મેં કરી જ લીધો હતો. આથી તેઓ રાજી થયા.

કેટલાક મિત્રો નારાજ પણ થયા. તેમને લાગ્યું કે, જો હું બધેય શાંતિની આશા રાખું ને એ સત્યાગ્રહની શરત હોય, તો મોટા પાયા ઉપર સત્યાગ્રહ કદી ચાલી જ ન શકે. મેં મારો મતભેદ જણાવ્યો. જે લોકોમાં કામ કર્યું હોય, જેમની મારફતે સત્યાગ્રહ કરવાની આશા રખાતી હોય, તેઓ જો શાંતિ ન જાળવે તો જરૂર સત્યાગ્રહ ન જ ચાલે. આટલી મર્યાદિત શાંતિ જાળવવાની શક્તિ સત્યાગ્રહી નેતાઓએ મેળવવી જોઈએ એવી મારી દલીલ હતી. આ વિચારોને આજે પણ ફેરવી નથી શક્યો.

## ૩૩

# 'પહાડ જેવડી ભૂલ'

અમદાવાદની સભા પછી તરત હું નડિયાદ ગયો. 'પહાડ જેવડી ભૂલ' નામે શબ્દપ્રયોગ જે પ્રસિદ્ધિ પામ્યો છે તે મેં પહેલો નડિયાદમાં કર્યો. અમદાવાદમાં જ મને મારી ભૂલ જણાવા લાગી હતી. પણ નડિયાદમાં ત્યાંની સ્થિતિનો વિચાર કરતાં, ખેડા જિલ્લાના ઘણાય માણસોને પકડાયેલા સાંભળતાં, જે સભામાં હું થયેલા બનાવો ઉપર ભાષણ કરી રહ્યા હતો, ત્યાં મને એકાએક થઈ આવ્યું કે, ખેડા જિલ્લાના અને એવા બીજા લોકોને કાયદાનો સવિનય ભંગ કરવા નોતરવામાં મેં ઉતાવળ કરવાની ભૂલ કરી હતી, અને તે મને પહાડ જેવડી જણાઈ.

આવી કબૂલાત મેં કરી તેથી મારી હાંસી સારી પેઠે થઈ, છતાં એ સ્વીકાર કરવાને સારુ મને પશ્ચાત્તાપ કદી નથી થયો. મેં હમેશાં એમ માન્યું છે કે, બીજાના ગજ જેવડા દોષોને આપણે રજ જેવડા કરી જોઈએ ને પોતાના રાઈ જેવડા લાગતા દોષોને પહાડ જેવડા જોતાં શીખીએ, ત્યારે જ આપણને પોતાના ને પારકા દોષોનું ઠીક ઠીક પ્રમાણ મળી રહે. મેં એમ પણ માન્યું છે કે, આ સામાન્ય નિયમનું પાલન સત્યાગ્રહી થવા ઇચ્છનારે તો ઘણી વધારે સૂક્ષ્મતાથી કરવું જોઈએ.

તે પહાડ જેવડી લાગતી ભૂલ શી હતી તે જોઈએ. કાયદાનો સવિનય ભંગ તે જ માણસોથી થઈ શકે જેમણે કાયદાને વિનયપૂર્વક સ્વેચ્છાએ માન આપ્યું હોય. ઘણે ભાગે

આપણે કાયદાના ભંગને સારુ થતી સજાના ડરને લીધે તેનું પાલન કરીએ છીએ. વળી આ વાત, જેમાં નીતિઅનીતિનો પ્રશ્ન નથી હોતો, તેવા કાયદાને વિશેષે લાગુ પડે છે. કાયદા હો કે ન હો, પણ સારા ગણાતા માણસ એકાએક ચોરી નહિ કરે; છતાં રાત પડ્યે બાઇસિકલ ઉપર બત્તી સળગાવવાના નિયમમાંથી છટકી જતાં સારા માણસને પણ ક્ષોભ નહિ થાય. અને આવા નિયમ પાળવાની સલાહ માત્ર કોઈ આપે તો તેનું પાલન કરવા સારા માણસ પણ ઝટ તૈયાર નહિ થાય. પણ જ્યારે તેને કાયદામાં સ્થાન મળે છે, ને તેના ભંગને સારુ દંડ થવાનો ભય લાગે છે. ત્યારે દંડ આપવાની અગવડમાંથી બચવાને સારુયે તેઓ રાત પડ્યે બાઇસિકલ ઉપર બત્તી સળગાવશે. નિયમના આવા પાલનને સ્વેચ્છાએ કરેલું પાલન ન ગણી શકાય.

પણ સત્યાગ્રહી તો સમાજના જે કાયદાને માન આપશે તે માન સમજપૂર્વક, સ્વેચ્છાએ, માન આપવાનો ધર્મ જાણી આપશે. આમ જેણે સમાજના નિયમોનું ઇરાદાપૂર્વક પાલન કર્યું છે, તેને જ સમાજના નિયમોની નીતિઅનીતિનો ભેદ કરવાની શક્તિ આવે છે, ને તેને મર્યાદિત સંજોગોમાં અમુક નિયમોનો ભંગ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. આવો અધિકાર લોકોએ પ્રાપ્ત કર્યા પહેલાં તેમને મેં સવિનય ભંગ કરવા નોતર્યા એ મારી ભૂલ મને પહાડ જેવડી લાગી. અને ખેડા જિલ્લામાં પ્રવેશ કરતાં મને ખેડાની લડતનું સ્મરણ થયું ને મને લાગી આવ્યું : હું ભીંત ભૂલ્યો. મને લાગ્યું કે, લોકો સવિનય ભંગ કરવાને લાયક બને તે પહેલાં તેના ઊંડા રહસ્ય વિષે તેમને જ્ઞાન થવું જોઈએ. જેમણે કાયદાઓને રોજ મનથી તોડ્યા હોય, જેઓ છૂપી રીતે ઘણીયે વાર કાયદાનો ભંગ કરતા હોય, તેઓ એકાએક સવિનય ભંગને કેમ ઓળખી શકે? તેની મર્યાદા કેમ જાળવી શકે?

મજકૂર આદર્શ સ્થિતિને હજારો કે લાખો લોકો ન પહોંચી શકે એ તો સહેજે સમજાય. પણ જો એમ હોય તો સવિનય ભંગ કરાવતા પહેલાં લોકોને સમજૂતી આપનારા અને તેમને પ્રતિક્ષણ દોરનારા શુદ્ધ સ્વયંસેવકોનું દળ પેદા થવું જોઈએ, ને આવા દળને સવિનય ભંગની ને તેની મર્યાદાની સમજ પૂરેપૂરી પડેલી હોવી જોઈએ.

આવા વિચારો ભર્યો હું મુંબઈ પહોંચ્યો ને સત્યાગ્રહ સભા મારફતે સત્યાગ્રહી સ્વયંસેવકોનું દળ ઊભું કર્યું. તેની મારફતે લોકોમાં સવિનય ભંગની સમજ આપવાની તાલીમનો આરંભ કર્યો, ને સમજ આપનારી પત્રિકાઓ કાઢી.

આ કામ ચાલ્યું તો ખરું, પણ મેં જોયું કે તેમાં હું બહુ રસ પેદા ન કરી શક્યો. સ્વયંસેવકોનો દરોડો ન પડ્યો. જે ભરતીમાં આવ્યા તેમણે બધાએ નિયમિત તાલીમ લીધી એમ ન કહી શકાય. ભરતીમાં નામ નોંધાવનાર પણ, દિવસો જવા માંડ્યા તેમ, દૃઢ બનવાને બદલે ખરવા માંડ્યા. હું સમજ્યો કે સવિનય ભંગનું ગાડું ધાર્યા કરતાં ધીમું ચાલશે.

## ૩૪

# 'નવજીવન' ને 'યંગ ઇંડિયા'

ગમે તેવી ધીમી તોપણ શાંતિ જાળવનારી હિલચાલ એક તરફથી થઈ રહી હતી, ત્યારે બીજી તરફથી સરકારની દમનનીતિ પૂરજોરમાં ચાલી રહી હતી. પંજાબમાં તેની અસરનો સાક્ષાત્કાર થયો. ત્યાં લશ્કરી કાયદો એટલે જોહુકમી શરૂ થઈ. આગેવાનોને પકડ્યા. ખાસ અદાલતો તે અદાલતો નહોતી, પણ એક સૂબાનો હુકમ ઉઠાવનારી વસ્તુ થઈ રહી. તેણે પુરાવા ને પ્રમાણ વિના સજાઓ કરી. લશ્કરી સિપાહીઓએ નિર્દોષ લોકોને કીડાની જેમ પેટે ચલાવ્યા. આની આગળ જાલિયાંવાલા બાગની ઘોર કતલ તો મારી આગળ કંઈ વિસાતની નહોતી, જોકે પ્રજાનું અને દુનિયાનું ધ્યાન તો એ કતલે જ ખેંચ્યું.

પંજાબમાં ગમે તેમ કરીને પ્રવેશ કરવાનું મારી ઉપર દબાણ થયું. મેં વાઇસરૉયને કાગળો લખ્યા, તાર કર્યા, પણ પરવાનગી ન મળે. પરવાનગી વિના જાઉં એટલે અંદર તો જવાય નહિ, પણ માત્ર સવિનય ભંગ કર્યાનો જ સંતોષ મળે. આ ધર્મસંકટમાં મારે શું કરવું એ વિકટ પ્રશ્ન મારી પાસે આવી પડ્યો. હું મનાઈહુકમનો અનાદર કરીને પ્રવેશ કરું તો તે વિનયી અનાદર ન ગણાય, એમ મને લાગ્યું. શાંતિની જે પ્રતીતિ હું ઇચ્છતો હતો તે હજુ મને નહોતી થઈ. પંજાબની નાદિરશાહીએ લોકોની અશાંત વૃત્તિને વધારી હતી. આવે સમયે મારો કાનૂનભંગ બળતામાં ઘી હોમવા જેવો થાય એમ મને લાગ્યું, ને મેં સહસા પંજાબમાં પ્રવેશ

કરવાની સૂચનાને માન ન આપ્યું. આ નિર્ણય મારે સારુ કડવો ઘૂંટડો હતો. રોજ પંજાબથી ગેરઇન્સાફના ખબર આવે, ને રોજ મારે તે સાંભળવા ને દાંત પીસી બેસી રહેવું!

આટલામાં મિ. હૉર્નિમૅન, જેમણે 'ક્રૉનિકલ'ને એક પ્રચંડ શક્તિ બનાવી મૂક્યું હતું, તેમને પ્રજાને સૂતી મૂકી સરકાર ચોરી ગઈ. આ ચોરીમાં જે ગંદકી હતી તેની બદબો મને હજુયે આવ્યા કરે છે. હું જાણું છું કે મિ. હૉર્નિમૅન અંધાધૂંધી નહોતા ઇચ્છતા. મેં સત્યાગ્રહ સમિતિની સલાહ વિના પંજાબ સરકારના હુકમનો ભંગ કર્યો તે તેમને નહોતું ગમ્યું. સવિનય ભંગ મુલતવી રાખ્યો તેમાં તે પૂરા સંમત થયા હતા. મુલતવી રાખવાનો ઇરાદો મેં પ્રગટ કર્યો તેના પહેલાં જ મુલતવી રાખવાની સલાહનો તેમનો કાગળ મને મોકલાયો હતો, તે મારો ઇરાદો પ્રગટ થયા પછી અમદાવાદ ને મુંબઈ વચ્ચેના અંતરને લીધે મને મળી શક્યો. એટલે તેમના દેશનિકાલથી મને જેટલું આશ્ચર્ય થયું તેટલું જ દુઃખ થયું.

આમ થવાથી 'ક્રૉનિકલ'ના વ્યવસ્થાપકોએ તે ચલાવવાનો બોજો મારી ઉપર મૂક્યો. મિ. બ્રેલ્વી તો હતા જ, એટલે મારે બહુ કરવાપણું નહોતું રહેતું. છતાં મારા સ્વભાવ પ્રમાણે મારે આ જવાબદારી બહુ થઈ પડી હતી.

પણ મારે તે જવાબદારી લાંબો સમય વેઠવી ન પડી. સરકારની મહેરબાનીથી તે બંધ થયું.

જેઓ 'ક્રૉનિકલ'ના વહીવટમાં કર્તાહર્તા હતા તેઓ જ 'યંગ ઇંડિયા'ના વહીવટ ઉપર અંકુશ રાખતા — ઉમર સોબાની અને શંકરલાલ બૅંકર. આ બન્ને ભાઈઓએ 'યંગ ઇંડિયા'ની જવાબદારી ઓઢવાનું મને સૂચવ્યું. ને 'યંગ ઇંડિયા'ને 'ક્રૉનિકલ'ની ખોટ કંઈક હળવી કરવા સારુ અઠવાડિયાના એક વખતને બદલે બે વખત કાઢવાનું

તેમને ને મને ઠીક લાગ્યું. સત્યાગ્રહનું રહસ્ય સમજાવવાની મને હોંશ હતી. પંજાબ વિષે હું કંઈ નહિ તોપણ યોગ્ય ટીકા કરી શકતો હતો, અને તેની પાછળ સત્યાગ્રહરૂપી શક્તિ પડી છે એમ તો સરકારને ખબર હતી. તેથી આ મિત્રોની સૂચનાનો મેં સ્વીકાર કર્યો.

પણ અંગ્રેજી મારફતે પ્રજાને સત્યાગ્રહની તાલીમ કેમ આપી શકાય? ગુજરાતમાં મારા કાર્યનું મુખ્ય ક્ષેત્ર હતું. ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક એ વેળા તે જ ટોળીમાં હતા. તેમના હાથમાં માસિક 'નવજીવન' હતું. તેનું ખર્ચ પણ પેલા મિત્રો પૂરું પાડતા. આ છાપું ભાઈ ઇન્દુલાલે અને તે મિત્રોએ મને સોંપ્યું, ને ભાઈ ઇન્દુલાલે તેમાં કામ કરવાનું પણ માથે લીધું. આ માસિકને સાપ્તાહિક કર્યું.

દરમ્યાન 'ક્રૉનિકલ' સજીવન થયું, એટલે 'યંગ ઇંડિયા' ફરી સાપ્તાહિક થયું, ને મારી સૂચનાથી તેને અમદાવાદમાં લઈ ગયા. બે છાપાં નોખે નોખે ઠેકાણે ચાલે તેમાં ખર્ચ વધારે થાય ને મને અગવડ વધારે થાય. 'નવજીવન' તો અમદાવાદમાં જ નીકળતું હતું. આવાં છાપાંને સ્વતંત્ર છાપખાનું જોઈએ એ તો મેં 'ઇંડિયન ઓપીનિયન'ને વિષે જ અનુભવ્યું હતું. વળી અહીંના તે વખતના છાપાના કાયદા પણ એવા હતા કે, મારે જે વિચારો પ્રગટ કરવા હોય તે વ્યાપારદૃષ્ટિએ ચાલતા છાપખાનાવાળા છાપતાં સંકોચાય. એ પણ છાપખાનું વસાવવાનું પ્રબળ કારણ હતું. અને તે અમદાવાદમાં જ સહેલાઈથી થઈ શકે તેમ હતું, એટલે 'યંગ ઇંડિયા' અમદાવાદમાં લઈ ગયા.

આ છાપાં મારફત મેં સત્યાગ્રહની તાલીમ પ્રજાને આપવાનો યથાશક્તિ આરંભ કર્યો. બંને છાપાંની નકલો જૂજ ખપતી હતી તે વધતી વધતી ૪૦,૦૦૦ ની આસપાસ પહોંચી હતી. 'નવજીવન'ની ઘરાકી એકદમ વધી, જ્યારે

'યંગ ઇંડિયા'ની ધીમે ધીમે વધી. મારા જેલ જવા બાદ તેમાં ઓટ થયો ને આજે બંનેની ઘરાકી આઠ હજારની નીચે ચાલી ગઈ છે.

આ છાપાંમાં જાહેરખબર ન લેવાનો મારો આગ્રહ અસલથી જ હતો. તેથી કશો ગેરલાભ થયો નથી એવી મારી માન્યતા છે, અને છાપાંની વિચારસ્વતંત્રતા જાળવવામાં આ પ્રથાએ બહુ મદદ કરી છે.

આ છાપાંની મારફતે હું મારી શાંતિ મેળવી શક્યો. કેમકે જોકે તુરત મારાથી સવિનય ભંગનો આરંભ ન કરી શકાયો, પણ હું મારા વિચારો છૂટથી પ્રગટ કરી શક્યો: જેઓ સલાહસૂચના માટે મારા તરફ જોઈ રહ્યા હતા તેમને આશ્વાસન આપી શક્યો. ને મને લાગે છે કે, બન્ને છાપાંએ તે અણીને સમયે પ્રજાની ઠીક સેવા કરી અને લશ્કરી કાયદાના જુલમને હળવો કરવામાં ફાળો ભર્યો.

## ૩૫

# પંજાબમાં

પંજાબમાં જે કંઈ થયું તેને સારુ સર માઈકલ ઓડવાયરે મને ગુનેગાર ઠરાવ્યો હતો, તો ત્યાંના કોઈ નવજવાનો લશ્કરી કાનૂનને સારુ પણ મને ગુનેગાર ઠરાવતાં અચકાતા નહોતા. મેં જો સવિનય કાનૂનભંગ મુલતવી ન રાખ્યો હોત તો જલિયાંવાલા બાગની કતલ કદી ન થાત, લશ્કરી કાયદો કદી ન થાત, એવી દલીલ આવા ક્રોધાવેશમાં આવેલા નવજવાનોની હતી. કોઈએ તો ધમકીઓ પણ આપી હતી કે, પંજાબમાં હું જાઉં તો મને લોકો ઠાર માર્યા વિના ન જ છોડે.

પણ મને લાગતું હતું કે, મારું પગલું એટલું બધું યોગ્ય હતું કે સમજુ માણસોમાં ગેરસમજ થવાનો સંભવ જ નથી. પંજાબમાં જવા હું અધીરો થઈ રહ્યો હતો. મેં પંજાબ કદી જોયું નહોતું. પણ મારી નજરે જે કંઈ જોવાનું મળે તે જોવાની તીવ્ર ઇચ્છા હતી, અને મને બોલાવનારા ડૉ. સત્યપાલ, ડૉ. કિચલુ, પં. રામભજદત્ત ચૌધરીને જોવા ઇચ્છતો હતો. તેઓ જેલમાં હતા, પણ મને પૂર્ણ વિશ્વાસ હતો કે, તેમને સરકાર જેલમાં લાંબી મુદત નહિ જ રાખી શકે. મુંબઈમાં જ્યારે જ્યારે જતો ત્યારે મને પુષ્કળ પંજાબીઓ મળી જતા. તેમને હું પ્રોત્સાહન આપતો તે લઈ જઈ તેઓ રાજી થતા. મારો આત્મવિશ્વાસ એ વેળા પુષ્કળ હતો.

પણ મારું જવાનું લંબાયાં કરતું હતું. વાઇસરૉય 'હજુ વાર છે' એમ લખાવ્યા કરતા હતા.

દરમ્યાન હંટર કમિટી આવી. તેને લશ્કરી કાયદા દરમ્યાન પંજાબના અમલદારોએ કરેલાં કૃત્યો વિષે તપાસ કરવાની હતી. દીનબંધુ ઍંડ્રુઝ ત્યાં પહોંચી ગયા હતા. તેમના કાગળોમાં હૃદયદ્રાવક વર્ણનો હતાં. છાપામાં જે છપાતું તેના કરતાં પણ લશ્કરી કાયદાનો જુલમ વધારે હતો, એવો તેમના કાગળનો ધ્વનિ હતો. મને પંજાબમાં પહોંચવાનો આગ્રહ હતો. બીજી તરફથી માલવીયજીના પણ તાર આવી રહ્યા હતા કે, મારે પંજાબ પહોંચવું જોઈએ. આ ઉપરથી મેં ફરી વાઇસરૉયને તાર કર્યો. જવાબ આવ્યો: ફલાણી તારીખે તમે જઈ શકો છો. મને તારીખ બરાબર યાદ નથી, પણ ઘણું કરીને ૧૭મી ઑક્ટોબર હતી.

હું લાહોર પહોંચ્યો ત્યારે મેં જે દૃશ્ય જોયું તે કદી ભુલાય તેમ નહોતું. કેમ જાણે ઘણાં વર્ષોના વિયોગ પછી કોઈ પ્રિયજન આવતો હોય ને તેને મળવાને સગાં આવતાં હોય, તેમ સ્ટેશન ઉપર માણસોની મેદની ભરાઈ ગઈ હતી. લોકો હર્ષઘેલા થઈ ગયા હતા.

પંડિત રામભજદત્ત ચોધરીને ત્યાં મારો ઉતારો હતો. શ્રી. સરલાદેવી ચોધરાણી જેમને હું પૂર્વે ઓળખતો હતો તેમની ઉપર મને સંઘરવાનો બોજો આવી પડ્યો હતો. હું 'સંઘરવો' શબ્દ ઇરાદાપૂર્વક વાપરું છું, કેમકે હાલની જેમ ત્યારે પણ જ્યાં હું ઊતરું ત્યાં ઘરધણીનું ઘર ધર્મશાળા જેવું થઈ પડતું હતું.

પંજાબમાં મેં જોયું કે, ઘણા પંજાબી નેતાઓ જેલમાં હોવાથી મુખ્ય નેતાઓની જગ્યા પંડિત માલવીયજી, પંડિત મોતીલાલજી ને સ્વ. સ્વામી શ્રદ્ધાનંદજીએ લીધી હતી. માલવીયજી અને શ્રદ્ધાનંદજીના પ્રસંગમાં તો હું સારી પેઠે આવી ચૂક્યો હતો, પણ પંડિત મોતીલાલજીના નિકટ પ્રસંગમાં તો લાહોરમાં જ આવ્યો. આ નેતાઓ તેમ જ બીજા સ્થાનિક

નેતાઓ જેમને જેલનું માન નહોતું મળ્યું તેમણે મને તુરત પોતાનો કરી મૂક્યો. હું ક્યાંયે અજાણ્યા જેવો ન લાગ્યો.

હંટર કમિટીની પાસે પુરાવો ન દેવાનો નિશ્ચય અમે બધાએ એકમતે કર્યો. એનાં કારણો બધાં તે વેળા પ્રગટ થયેલાં હતાં, એટલે એમાં અહીં ઊતરતો નથી. એ કારણો સબળ હતાં ને કમિટીનો બહિષ્કાર યોગ્ય હતો એમ આજે પણ મને લાગે છે.

પણ જો કમિટીનો બહિષ્કાર થાય તો લોકો તરફથી એટલે મહાસભા તરફથી એક કમિટી હોવી જોઈએ એમ નિશ્ચય થયો. તેમાં પંડિત મોતીલાલ નહેરુ, સ્વ. ચિત્તરંજનદાસ, શ્રી. અબ્બાસ તૈયબજી, શ્રી. જયકર અને મને પંડિત માલવીયજીએ આ કમિટી ઉપર નીમ્યા. અમે જુદે જુદે ઠેકાણે તપાસ કરવા વીખરાઈ ગયા. આ કમિટીની વ્યવસ્થાનો બોજો સહેજે મારી ઉપર આવી પડ્યો હતો, અને વધારેમાં વધારે ગામોની તપાસ મારે ભાગે આવવાથી, મને પંજાબ અને પંજાબનાં ગામડાં જોવાનો અલભ્ય લાભ મળ્યો.

આ તપાસ દરમ્યાન પંજાબની સ્ત્રીઓને તો જાણે હું યુગોથી ઓળખતો હોઉં તેમ મળ્યો. જ્યાં જાઉં ત્યાં તેમનાં ટોળાં મળે, અને મારી પાસે પોતે કાંતેલા સૂતરના ઢગલા કરે. પંજાબ ખાદીનું મહાન ક્ષેત્ર થઈ શકે એ હું આ તપાસ દરમ્યાન અનાયાસે જોઈ શક્યો.

લોકોની ઉપર થયેલા જુલમની તપાસ કરતાં જેમ જેમ હું ઊંડો ઊતરતો ગયો, તેમ તેમ હું નહોતો ધારતો એટલી સરકારી અરાજકતા, અમલદારોની નાદીરશાહી, તેમની આપખુદીની વાતો સાંભળી આશ્ચર્ય થયું ને દુઃખ પામ્યો. પંજાબ કે જ્યાંથી સરકારને વધારેમાં વધારે સિપાહીઓ મળે છે ત્યાં લોકો કેમ આટલો બધો જુલમ સહન કરી શક્યા, એ મને ત્યારે આશ્ચર્ય પમાડનારું લાગ્યું ને આજે પણ લાગે છે.

આ કમિટીનો રિપોર્ટ ઘડવાનું કામ પણ મને સોંપવામાં આવ્યું હતું. પંજાબમાં કયા પ્રકારના જુલમ થયા એ જેને જાણવું હોય તેણે એ રિપોર્ટ વાંચવો જ જોઈએ. એ રિપોર્ટને વિષે આટલું કહી શકું છું કે, એમાં ઇરાદાપૂર્વક એક પણ જગ્યાએ અતિશયોક્તિ નથી. જેટલી હકીકત આપી છે તેને સારુ તેમાં જ પુરાવો રજૂ કર્યો છે. એ રિપોર્ટમાં જેટલો પુરાવો આપ્યો છે તેના કરતાં ઘણો વધારે કમિટી પાસે હતો. જેને વિષે જરા પણ શંકા હોય એવી એક પણ હકીકત એ રિપોર્ટમાં મૂકવામાં નથી આવી. આમ કેવળ સત્યને જ આગળ ધરીને લખાયેલા રિપોર્ટ ઉપરથી વાંચનાર જોઈ શકશે કે બ્રિટિશ રાજ્ય પોતાની સત્તા કાયમ રાખવાને સારુ કેટલી હદ સુધી જઈ શકે છે, કેવાં અમાનુષી કાર્યો કરી શકે છે. એ રિપોર્ટમાંની એક પણ વાત આજ લગી મારી જાણ પ્રમાણે ખોટી નથી ઠરી.

# ૩૬

# ખિલાફત બદલે ગોરક્ષા?

પંજાબના હત્યાકાંડને થોડો વખત હવે છોડીએ.

પંજાબની ડાયરશાહીની મહાસભા તરફથી તપાસ ચાલતી હતી, તેટલામાં મારા હાથમાં એક જાહેર આમંત્રણ આવ્યું. તેમાં મરહૂમ હકીમસાહેબ અને ભાઈ અસફઅલીનાં નામ હતાં. શ્રદ્ધાનંદજી હાજર રહેવાના છે એમ પણ ઉલ્લેખ હતો. મને ખ્યાલ તો એવો રહ્યો છે કે, તેઓ ઉપપ્રમુખ હતા. આ આમંત્રણ દિલ્હીમાં ખિલાફત સંબંધી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિનો વિચાર કરનારી અને સુલેહની ઉજવણીમાં ભાગ લેવો કે ન લેવો તેનો નિર્ણય કરવાને હિંદુમુસલમાનની એકઠી થનારી સભામાં હાજર રહેવાનું હતું. આ સભા નવેમ્બર માસમાં હતી એવું મને સ્મરણ છે.

આ નિમંત્રણપત્રિકામાં એવો ઉલ્લેખ હતો કે, તેમાં ખિલાફતનો પ્રશ્ન ચર્ચાશે, એટલું જ નહિ પણ ગોરક્ષાનો પ્રશ્ન પણ ચર્ચાશે, ને ગોરક્ષા સાધવાનો આ સરસ અવસર છે. મને આ વાક્ય કડક્યું. આ નિમંત્રણપત્રિકાનો ઉત્તર આપતાં મેં હાજર રહેવાનો પ્રયત્ન કરવાનું લખ્યું, ને સાથે જ લખ્યું કે, ખિલાફત અને ગોરક્ષાને સાથે ભેળવી તેને અરસપરસ અદલાબદલાનો સવાલ ન કરી મૂકતાં દરેકને તેના ગુણદોષ ઉપર તપાસવો જોઈએ.

સભામાં હું હાજર રહ્યો. સભામાં ઠીક હાજરી હતી. પાછળથી જેમ હજારો માણસો ઊભરાતાં એના જેવું દસ્ય આ નહોતું. આ સભામાં શ્રદ્ધાનંદજી હાજર હતા. તેમની સાથે ઉપરના વિષય ઉપર મેં વાતચીત કરી લીધી. તેમને મારી દલીલ ગમી, ને તે રજૂ કરવાનું તેમણે મારી ઉપર

મૂક્યું. હકીમસાહેબની સાથે પણ વાત કરી લીધી હતી. મારી દલીલ એ હતી કે, બંને પ્રશ્નોને પોતપોતાના ગુણદોષ ઉપર વિચારવા જોઈએ. જો ખિલાફતના પ્રશ્નમાં વજૂદ હોય, તેમાં સરકાર તરફથી ગેરઇન્સાફ થતો હોય, તો હિંદુઓએ મુસલમાનોને સાથ દેવો જોઈએ; અને એની સાથે ગોરક્ષાને જોડી દેવાય નહિ. અને જો હિંદુઓ એવી કંઈ શરત કરે તો તે ન શોભે. મુસલમાનો ખિલાફતમાં મળતી મદદને બદલે ગોવધ બંધ કરે એ તેમને ન શોભે. પડોશી અને એક જ ભૂમિના હોવાને લીધે અને હિંદુઓની લાગણીને માન આપવાને ખાતર તેઓ સ્વતંત્ર રીતે ગોવધ બંધ કરે એ તેમને શોભે, એ તેમની ફરજ છે; અને એ નોખો પ્રશ્ન છે. જો એ ફરજ હોય ને તેઓ ફરજ સમજે, તો હિંદુ ખિલાફતમાં મદદ દે અથવા ન દે તોપણ, મુસલમાને ગોવધ બંધ કરવો ઘટે. આમ બન્ને પ્રશ્નોને સ્વતંત્ર રીતે તપાસવા જોઈએ, ને તેથી સભામાં તો માત્ર ખિલાફતનો જ પ્રશ્ન ચર્ચાય એ બરોબર છે, એમ મેં મારી દલીલ રજૂ કરી. સભાને તે ગમી. ગોરક્ષાનો પ્રશ્ન સભામાં ન ચર્ચાયો. પણ મૌલાના અબદુલ બારી સાહેબે તો કહ્યું: 'હિંદુઓની ખિલાફતમાં મદદ હો યા ન હો, આપણે એક મુલકના હોઈ મુસલમાનોએ હિંદુઓની લાગણીની ખાતર ગોવધ બંધ કરવો જોઈએ.' એક વખતે તો એમ જ લાગ્યું કે મુસલમાનો ખરે જ ગોવધ બંધ કરશે.

કેટલાકની સૂચના એવી હતી કે, પંજાબના સવાલને પણ ખિલાફત સાથે ભેળવવો. મેં આ બાબત મારો વિરોધ બતાવ્યો. પંજાબનું કારણ સ્થાનિક છે, પંજાબનાં દુઃખને કારણે આપણે સલ્તનતને લગતી સુલેહની ઉજવણીમાંથી અલગ નથી રહી શકતા, ખિલાફતના સવાલ સાથે પંજાબને આ સંબંધમાં ભેળવવાથી આપણે અવિવેકનો આરોપ વહોરી લઈશું, એવી મારી દલીલ હતી. એ સૌને પસંદ પડી.

આ સભામાં મૌલાના હસરત મોહાની હતા. તેમની ઓળખાણ તો મને થઈ જ હતી. પણ તે કેવા લડવૈયા છે એ તો મેં અહીં જ અનુભવ્યું. અમારી વચ્ચે મતભેદ અહીંથી જ થયો તે અનેક વાતોમાં છેવટ લગી રહ્યો.

ઘણા ઠરાવોમાં એક ઠરાવ હિંદુમુસલમાન બધાએ સ્વદેશી વ્રતનું પાલન કરવું, ને તે અર્થે વિદેશી કાપડનો બહિષ્કાર કરવો, એમ હતો. ખાદીનો પુનર્જન્મ હજુ થઈ ચૂક્યો નહોતો. હસરતસાહેબને આ ઠરાવ ગળે ઊતરે તેમ નહોતો. તેમને તો અંગ્રેજી સલ્તનત જો ખિલાફતની બાબતમાં ઇન્સાફ ન કરે તો વેર લેવું હતું. તેથી તેમણે બ્રિટિશ માલમાત્રનો યથાસંભવ બહિષ્કાર સૂચવ્યો. મેં બ્રિટિશ માલમાત્રના બહિષ્કારની અશક્યતા ને અયોગ્યતા વિષે મારી હવે જાણીતી થઈ ગઈ છે તે દલીલો રજૂ કરી. મારી અહિંસાવૃત્તિનું પણ મેં પ્રતિપાદન કર્યું. સભાની ઉપર મારી દલીલોની ઊંડી અસર પડી એમ મેં જોયું. હસરત મોહાનીની દલીલો સાંભળતાં લોકો એવા હર્ષનાદ કરતા હતા કે મને લાગ્યું કે, આમાં મારી તૂતીનો અવાજ કોઈ નહિ સાંભળે. પણ મારે મારો ધર્મ ન ચૂકવો, ન સંતાડવો જોઈએ, એમ સમજી હું બોલવા ઊઠ્યો. લોકોએ મારું ભાષણ ખૂબ ધ્યાનથી સાંભળ્યું. પ્લેટફૉર્મ ઉપર તો મને સંપૂર્ણ ટેકો મળ્યો, ને મારા ટેકામાં એક પછી એક ભાષણો થવા લાગ્યાં. આગેવાનો જોઈ શક્યા કે બ્રિટિશ માલના બહિષ્કારના ઠરાવથી એક પણ અર્થ સરે તેમ નહોતો, હાંસી પુષ્કળ થાય તેમ હતી. આખી મિજલસમાં ભાગ્યે કોઈ એવો માણસ જોવામાં આવે તેમ હતું કે જેના શરીર ઉપર કંઈક બ્રિટિશ વસ્તુ ન હોય. જે વસ્તુ સભામાં હાજર રહેલા લોકો પણ કરવા અસમર્થ હતા તે વસ્તુ કરવાના ઠરાવમાં લાભને બદલે હાનિ જ થાય એટલું ઘણા જોઈ શક્યા.

'અમને તમારા વિદેશી વસ્ત્રના બહિષ્કારથી સંતોષ

થાય એમ જ નથી. ક્યારે આપણે જોઈતું બધું કાપડ પેદા કરી શકીએ, ને ક્યારે વિદેશી વસ્ત્રનો બહિષ્કાર થાય ? અમારે તો બ્રિટિશ લોકો ઉપર તાત્કાળિક અસર થાય એવું કંઈક જોઈએ. તમારો બહિષ્કાર ભલે રહે, પણ એથી વધારે જલદ વસ્તુ તમારે બતાવવી જોઈએ.' આમ મૌલાના પોતાના ભાષણમાં બોલ્યા. આ ભાષણ હું સાંભળી રહ્યો હતો. વિદેશી વસ્ત્રના બહિષ્કાર ઉપરાંત કંઈક બીજું ને નવું બતાવવું જોઈએ એમ મને લાગ્યું. વિદેશી વસ્ત્રનો બહિષ્કાર તુરત ન થઈ શકે એમ મને તે વખતે તો સ્પષ્ટ હતું. ખાદી સંપૂર્ણ ઉત્પન્ન કરવાની આપણી શક્તિ ઇચ્છીએ તો આપણામાં છે એમ જે હું પાછળથી જોઈ શક્યો, તે હું એ વેળા નહોતો જાણતો. એકલી મિલ તો દગો દે એ મને ત્યારે પણ ખબર હતી. મૌલાના સાહેબે પોતાનું ભાષણ પૂરું કર્યું ત્યારે હું જવાબ દેવા તૈયાર થઈ રહ્યો હતો.

મને ઉર્દૂ હિંદી શબ્દ તો હાથ ન લાગ્યો. આવા ખાસ મુસલમાનોના જલસામાં દલીલોવાળાં ભાષણ કરવાનો આ મારો પહેલો અનુભવ હતો. કલકત્તામાં મુસ્લિમ લીગમાં હું બોલ્યો હતો તે થોડી મિનિટનું ને હૃદયસ્પર્શ કરનારું જ ભાષણ હતું. પણ અહીં મારે વિરુદ્ધ મતવાળા સમાજને સમજાવવાનું હતું. પણ મેં શરમ છોડી હતી. દિલ્હીના મુસલમાનોની પાસે મારે શુદ્ધ ઉર્દૂમાં છટાદાર ભાષણ નહોતું કરવાનું, પણ મારા કહેવાની મતલબ મારે તૂટીફૂટી હિંદીમાં સમજાવવાની હતી. એ કામ હું સારી રીતે કરી શક્યો. હિંદી-ઉર્દૂ જ રાષ્ટ્રભાષા બને એનો આ સભા પ્રત્યક્ષ પુરાવો હતી. જો મેં અંગ્રેજીમાં ભાષણ કર્યું હોત તો મારું ગાડું આગળ ચાલત નહિ; અને મૌલાના સાહેબે જે હાકલ કરી તે કરવાનો વખત ન આવ્યો હોત, અને આવત તો મને જવાબ જડત નહિ.

ઉર્દૂ કે ગુજરાતી શબ્દ હાથ ન આવ્યો તેથી શરમાયો, પણ જવાબ તો આપ્યો. મને 'નૉન-કોઑપરેશન' શબ્દ હાથ આવ્યો. મૌલાના ભાષણ કરતા હતા ને મને થયા કરતું હતું કે, તે પોતે ઘણી બાબતમાં જે સરકારને સાથ દઈ રહેલા છે તે સરકારના વિરોધની વાત કરે છે એ ફોગટ છે. તરવારથી વિરોધ નથી કરવો એટલે સાથ ન દેવામાં જ ખરો વિરોધ છે એમ મને લાગ્યું, ને મેં 'નૉન-કોઑપરેશન' શબ્દનો પહેલો ઉપયોગ આ સભામાં કર્યો. મારા ભાષણમાં મેં તેના સમર્થનમાં મારી દલીલો આપી. આ વેળા એ શબ્દમાં શું શું સમાઈ શકે તેનું મને ભાન નહોતું. તેથી હું વિગતોમાં ન ઊતરી શક્યો. મેં તો આટલું કહ્યું એમ યાદ છે:

'મુસલમાન ભાઈઓએ એક બીજો પણ મહત્ત્વનો નિશ્ચય કર્યો છે. ઈશ્વર તેવું ન કરે, પણ કદાચ જો સુલેહની શરતો તેમની વિરુદ્ધ જાય, તો તેઓ સરકારને સહાયતા આપતા અટકશે. મને લાગે છે કે, આ પ્રજાનો હક છે. સરકારના ખિતાબો રાખવા કે સરકારી નોકરી કરવા આપણે બંધાયેલા નથી. જ્યારે સરકારને હાથે ખિલાફત જેવા મહા અગત્યના ધાર્મિક સવાલને વિષે આપણને નુકસાન પહોંચે, ત્યારે આપણે તેને સહાય કેમ કરીએ? તેથી ખિલાફતનો ચુકાદો આપણી વિરુદ્ધ જાય તો સહાય ન કરવાનો આપણને હક છે.'

પણ ત્યારબાદ તે વસ્તુનો પ્રચાર થવાને ઘણા માસ વીત્યા. એ શબ્દ કેટલાક માસ લગી તો એ સભામાં જ દટાયેલો રહ્યો. એક માસ પછી અમૃતસરમાં મહાસભા મળી ત્યાં મેં સહકારના ઠરાવને ટેકો આપ્યો ત્યારે મેં તો એ જ આશા રાખેલી હતી કે, હિંદુમુસલમાનોને અસહકારનો અવસર ન આવે.

## ૩૭

# અમૃતસરની મહાસભા

લશ્કરી કાયદાના અમલમાં જે સેંકડો નિર્દોષ પંજાબીઓને નામની અદાલતોએ નામના પુરાવા લઈ નાનીમોટી મુદતની જેલમાં ગોંધી દીધા હતા, તેમને પંજાબની સરકાર સંઘરી ન શકી. આ હડહડતા ગેરઇન્સાફની સામે એટલો બધો પોકાર ચોમેર ચાલ્યો હતો કે, સરકાર આ કેદીઓને જેલમાં વધારે મુદત રાખી શકે એમ ન રહ્યું. એટલે મહાસભા ભરાય તે પહેલાં ઘણા કેદી છૂટી ગયા. લાલા હરકિસનલાલ વગેરે આગેવાનો બધા છૂટી ગયા. અને મહાસભા ચાલતી હતી તે દરમ્યાન અલીભાઈઓ પણ છૂટીને આવ્યા. એટલે લોકોના હર્ષનો પાર જ ન રહ્યો. પંડિત મોતીલાલ નેહરુ, જેમણે પોતાનો ધંધો કોરે મૂકીને પંજાબમાં જ થાણું કર્યું હતું, તે મહાસભાના પ્રમુખ હતા. સ્વામી શ્રદ્ધાનંદજી સ્વાગત-મંડળના સભાપતિ હતા.

આજ લગી મહાસભામાં મારો ભાગ હિંદીમાં મારું નાનું-સરખું ભાષણ કરી, હિંદીને સારુ વકીલાત કરવા પૂરતો ને સંસ્થાનવાસી હિંદીઓનો કેસ રજૂ કરવા પૂરતો હતો. અમૃતસરમાં મારે આથી વિશેષ કંઈક કરવું પડશે એવું મેં નહોતું ધાર્યું. પણ જેમ મારે વિષે પૂર્વે બન્યું છે તેમ જવાબદારી એકાએક આવી પડી.

બાદશાહનું નવા સુધારા વિષેનું ફરમાન પ્રગટ થયું હતું. તે મને પૂર્ણ સંતોષ આપે એવું તો નહોતું જ, બીજા કોઈને તો નહોતું જ ગમ્યું. પણ સદરહુ ફરમાનમાં સૂચવેલા સુધારા ખામીભર્યા છતાં તે સ્વીકારી શકાય એવા છે, એમ મેં તે વેળા માન્યું. બાદશાહી ફરમાનમાં મેં લોર્ડ સિંહનો હાથ જોયો હતો.

તેની ભાષામાં આશાનાં કિરણો તે વેળાની મારી આંખ જોતી હતી. પણ અનુભવી લોકમાન્ય, ચિત્તરંજન દાસ ઇત્યાદિ યોદ્ધાઓ માથું હલાવતા હતા. ભારતભૂષણ માલવીયજી મધ્યસ્થ હતા.

મારો ઉતારો તેમણે પોતાની જ કોટડીમાં રાખ્યો હતો. તેમની સાદાઈની ઝાંખી મને કાશીમાં વિશ્વવિદ્યાલયના પાયાને વખતે થઈ હતી. પણ આ વખતે તો તેમણે પોતાની કોટડીમાં જ મને સંઘર્યો, એટલે તેમની દિનચર્યા આખી હું જોઈ શક્યો ને મને સાનંદાશ્ચર્ય થયું. તેમની કોટડી એટલે ગરીબની ધર્મશાળા. તેમાં ક્યાંયે મારગ રહેવા નહોતો દીધો. જ્યાં ત્યાં માણસો પડ્યા જ હોય. ત્યાં નહોતી મોકળાશ, નહોતી એકાંત. ગમે તે માણસ ગમે તે વખતે આવે ને તેમનો ગમે તેટલો વખત લઈ જાય. આ ધોલકના એક ખૂણામાં મારો દરબાર એટલે ખાટલો હતો.

પણ મારે આ પ્રકરણ માલવીયજીની રહેણીના વર્ણનને નથી આપવાનું, એટલે વિષય ઉપર આવું.

આ સ્થિતિમાં માલવીયજીની જોડે રોજ સંવાદ થાય. તે મને બધાના પક્ષ મોટો ભાઈ નાનાને સમજાવે તેમ પ્રેમપૂર્વક સમજાવે. મેં મારો ધર્મ સુધારા વિષેના ઠરાવમાં ભાગ લેવાનો ભાળ્યો. પંજાબના મહાસભાના રિપોર્ટની જવાબદારીમાં મારો ભાગ હતો. પંજાબને વિષે સરકાર પાસેથી કામ લેવાનું હતું; ખિલાફતનું તો હતું જ. મોંટેગ્યુ હિંદને દગો નહિ દેવા દે એમ પણ મેં માન્યું હતું. કેદીઓના અને તેમાંયે અલીભાઈઓના છુટકારાને મેં શુભ ચિહ્ન માન્યું હતું. એટલે મને લાગ્યું કે, ઠરાવ સુધારા કબૂલ રાખવાનો હોવો જોઈએ, ચિત્તરંજન દાસનો દૃઢ અભિપ્રાય હતો કે, સુધારાને છેક અસંતોષકારક ને અધૂરા ગણી તેમને અવગણી નાંખવા જોઈએ. લોકમાન્ય કંઈક તટસ્થ હતા, પણ દેશબંધુ જે ઠરાવ પસંદ કરે તેની તરફ પોતાનું વજન મૂકવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

આવા રીઢા થયેલા, કસાયેલા સર્વમાન્ય લોકનાયકોથી મારો મતભેદ મને પોતાને અસહ્ય લાગ્યો. બીજી તરફથી મારો અંતર્નાદ સ્પષ્ટ હતો. મેં મહાસભાની બેઠકમાંથી ભાગવાનો પ્રયત્ન કર્યો. પંડિત મોતીલાલ નેહરુને અને માલવીયજીને સૂચવ્યું કે, મને ગેરહાજર રહેવા દેવાથી બધા અર્થ સરશે, ને હું મહાન નેતાઓની સાથેના મતભેદનું પ્રદર્શન કરવામાંથી ઊગરી જઈશ.

આ સૂચના આ બન્ને વડીલોને ગળે ન ઊતરી. લાલા હરકિસનલાલને કાને જતાં તેમણે કહ્યું: 'એ કદી બને જ નહિ. પંજાબીઓની ઉપર ભારે આઘાત પહોંચે.' લોકમાન્ય સાથે, દેશબંધુ સાથે મસલત કરી. મિ. ઝીણાને મળ્યો. કેમેય રસ્તો ન નીકળે. મારી વેદના મેં માલવીયજી આગળ મૂકી: 'સમાધાન થાય એવું હું જોતો નથી. જો મારે મારો ઠરાવ રજૂ કરવો જ પડે તો છેવટે મત તો લેવાશે જ. પણ અહીં મત લઈ શકાય એવી વ્યવસ્થા હું જોતો નથી. આજ લગી આપણે ભરી સભામાં હાથો ઊંચા કરાવ્યા છે. પ્રેક્ષકો અને સભ્યોની વચ્ચે હાથ ઊંચા થતી વેળા ભેદ નથી રહેતો. મતો ગણવાની ગોઠવણ આવી વિશાળ સભામાં આપણી પાસે નથી હોતી. એટલે મારે મારા ઠરાવને સારુ મત લેવરાવવા હોય તોયે સગવડ નથી.'

લાલા હરકિસનલાલે એ સગવડ સંતોષકારક રીતે કરી આપવાનું બીડું ઝડપ્યું. તેમણે કહ્યું: 'પ્રેક્ષકોને મત લેવાને દહાડે નહિ આવવા દઈએ, માત્ર સભ્યો જ આવશે. અને તેમાં મતો ગણાવી દેવાનું મારું કામ. પણ તમારાથી મહાસભાની બેઠકમાં ગેરહાજર ન જ રહેવાય.'

છેવટે હું હાર્યો. મેં મારો ઠરાવ ઘડ્યો. બહુ સંકોચની સાથે તે રજૂ કરવાનું મેં કબૂલ કર્યું. મિ. ઝીણા અને માલવીયજી ટેકો આપવાના હતા. ભાષણો થયાં. હું જોઈ

શકતો હતો કે, જોકે અમારા મતભેદમાં ક્યાંયે કડવાશ નહોતી, ભાષણોમાં પણ કેવળ દલીલો સિવાય કંઈ જ નહોતું, છતાં સભા મતભેદમાત્ર સહન નહોતી કરી શકતી, ને આગેવાનોના મતભેદથી તેને દુઃખ થતું હતું. સભાને તો એકમત જોઈતો હતો.

ભાષણો ચાલતાં હતાં ત્યારે પણ માંચડા ઉપર ભેદ બુઝાવવાના પ્રયત્નો ચાલી રહ્યા હતા. ચિઠ્ઠીઓ એકબીજાની વચ્ચે પસાર થઈ રહી હતી. માલવીયજી તો ગમે તેમ કરીને સાંધવાની મહેનત કરી રહ્યા હતા. એટલામાં જયરામદાસે મારા હાથમાં પોતાની સૂચના મૂકી, ને અતિ મધુર શબ્દોમાં મતો આપવાના સંકટમાંથી સભ્યોને ઉગારી લેવા મને વીનવ્યો હતો. મને તેમની સૂચના ગમી. માલવીયજીની નજર તો ચોમેર આશાને સારુ ફરી જ રહી હતી. મેં કહ્યું: 'આ સૂચના બન્નેને ગમે એવી લાગે છે.' લોકમાન્યને મેં તે બતાવી. તેમણે કહ્યું: 'દાસને પસંદ પડે તો મારો વાંધો નથી.' દેશબંધુ પીગળ્યા. તેમણે બિપિનચંદ્ર પાલ સામું જોયું. માલવીયજીને પૂરી આશા બંધાઈ. તેમણે ચિઠ્ઠી ઝૂંટવી લીધી. હજુ 'હા'ના પૂરા શબ્દો દેશબંધુના મોંમાંથી નથી નીકળ્યા તેવામાં તેઓ બોલી ઊઠ્યા: 'સજ્જનો, તમે જાણીને રાજી થશો કે સમાધાની થઈ ગઈ છે.' પછી શું જોઈએ? તાળીઓના અવાજથી મંડપ ગાજી ઊઠ્યો, અને લોકોના ચહેરા ઉપર ગંભીરતા હતી તેને બદલે ખુશાલી ચમકી ઊઠી.

એ ઠરાવ શું હતો એમાં ઊતરવાની અહીં જરૂર નથી. એ ઠરાવ કેમ થયો એટલું જ એને અંગે બતાવવું આ પ્રયોગોનો વિષય છે.

સમાધાનીએ મારી જવાબદારી વધારી.

## ૩૮

# મહાસભામાં પ્રવેશ

મહાસભામાં મારે ભાગ લેવો પડ્યો એને હું મારો મહાસભામાં પ્રવેશ નથી માનતો. તેના પહેલાંની મહાસભાની બેઠકોમાં હું ગયો તે માત્ર વફાદારીની નિશાની દાખલ. નાનામાં નાના સિપાહીના કામ સિવાય મારું ત્યાં બીજું કંઈ કાર્ય હોય એવો બીજી આગલી સભાઓને વિષે મને આભાસ નથી આવ્યો, નથી ઇચ્છા થઈ.

અમૃતસરના અનુભવે બતાવ્યું કે, મારી એક શક્તિનો ઉપયોગ મહાસભાને છે. પંજાબ સમિતિના કામથી લોકમાન્ય, માલવીયજી, મોતીલાલજી, દેશબંધુ વગેરે રાજી થયા હતા એ હું જોઈ શક્યો હતો. તેથી મને તેમણે પોતાની બેઠકો ને મસલતોમાં બોલાવ્યો. એટલું તો મેં જોયું હતું કે, વિષય-વિચારિણી સમિતિનું ખરું કામ એવી બેઠકોમાં થતું હતું. અને એવી મસલતોમાં નેતાઓ જેમની ઉપર ખાસ વિશ્વાસ કે આધાર રાખતા હોય તેઓ હતા ને બીજા ગમે તે નિમિત્તે ઘૂસી જનારા.

આગામી વર્ષને સારુ કરવાનાં બે કામોમાં મને રસ હતો, કેમ કે તેમાં મારી ચાંચ ખૂડતી હતી.

એક હતું જલિયાંવાલા બાગની કતલનું સ્મારક. એને વિષે ઘણા દમામની સાથે મહાસભાએ પ્રસ્તાવ પસાર કર્યો હતો. તેને સારુ પાંચેક લાખ રૂપિયાની રકમ ઉઘરાવવાની હતી. તેમાં રક્ષકોમાં મારું નામ હતું. દેશમાં પ્રજાકાર્યને સારુ ભિક્ષા માગવાની ભારે શક્તિ ધરાવનારાઓમાં પ્રથમ પદ

માલવીયજીનું હતું, ને છે. હું જાણતો હતો કે, મારો દરજ્જો તેમનાથી બહુ દૂર નહિ આવે. મારી એ શક્તિ મેં દક્ષિણ આફ્રિકામાં ભાળી લીધી હતી. રાજામહારાજાઓની પાસેથી જાદુ કરી લાખો મેળવવાની શક્તિ મારી પાસે નહોતી, આજે નથી. એમાં માલવીયજીની સાથે હરીફાઈ કરનાર મેં કોઈને જોયો જ નથી. જલિયાંવાલા બાગના કામમાં તેમની પાસેથી દ્રવ્ય મગાય નહિ એમ હું જાણતો હતો. એટલે આ સ્મારકને સારુ પૈસા ઉઘરાવવાનો મુખ્ય બોજો મારી ઉપર પડશે એમ હું રક્ષકનું પદ સ્વીકારતી વેળા સમજી ગયો હતો. થયું પણ એમ જ. એ સ્મારકને સારુ મુંબઈના ઉદાર શહેરીઓએ પેટ ભરીને દ્રવ્ય આપ્યું, ને આજે પ્રજાની પાસે તેને સારુ જોઈએ તેટલા પૈસા છે. પણ એ હિંદુ, મુસલમાન ને શીખના મિશ્રિત ખૂનથી પાક થયેલી જમીન ઉપર કઈ જાતનું સ્મારક કરવું, એટલે પડેલા પૈસાનો શો ઉપયોગ કરવો એ વિકટ પ્રશ્ન થઈ પડ્યો છે. કેમકે ત્રણેની વચ્ચે, કહો કે બેની વચ્ચે, દોસ્તીને બદલે આજે દુશ્મનાઈ હોય એવું ભાસે છે.

મારી બીજી શક્તિ લહિયાનું કામ કરવાની હતી, જેનો ઉપયોગ મહાસભા લઈ શકે તેમ હતું. લાંબી મુદતના અભ્યાસથી, ક્યાં શું અને કેટલા ઓછા શબ્દોમાં અવિનયરહિત ભાષામાં લખવું એ હું જાણતો હતો, એમ નેતાઓ સમજી ગયા હતા. મહાસભાને સારુ તે વેળા જે બંધારણ હતું તે ગોખલેએ મૂકેલી પૂંજી હતી. તેમણે કેટલાક ધારા ઘડી કાઢ્યા હતા. તેમને આધારે મહાસભાનું કામ ચાલતું હતું. તે ધારા કેમ ઘડાયા તેનો મધુર ઇતિહાસ મેં તેમને જ મોઢેથી જાણ્યો હતો. પણ હવે મહાસભા તેટલા જ ધારાથી ચલાવાય નહિ એમ સહુને જણાતું હતું. તેને સારુ બંધારણ ઘડવાની ચર્ચાઓ દરેક વર્ષે ચાલતી. પણ મહાસભાની પાસે એવી વ્યવસ્થા જ નહોતી કે જેથી આખું વર્ષ તેનું કાર્ય ચાલ્યા કરે, અથવા

ભવિષ્યના વિચાર કોઈ કરે. તેના ત્રણ મંત્રીઓ રહેતા, પણ ખરું જોતાં કાર્યવાહક મંત્રી તો એક જ રહેતો. એક મંત્રી ઑફિસ ચલાવે કે ભવિષ્યના વિચાર કરે કે ભૂતકાળમાં મહાસભાએ લીધેલી જવાબદારીઓ ચાલુ વર્ષમાં અદા કરે? એટલે આ પ્રશ્ન આ સાલમાં સહુની દૃષ્ટિએ વધારે અગત્યનો થઈ પડ્યો. મહાસભામાં હજારોની ભીડ થાય તેમાં પ્રજાનું કાર્ય કેમ ચાલે? પ્રતિનિધિઓની સંખ્યાની હદ નહોતી. હરકોઈ પ્રાંતમાંથી ગમે તેટલા આવી શકતા હતા. પ્રતિનિધિ ગમે તે થઈ શકતા હતા. તેથી કંઈક પ્રબંધ થવાની અત્યાવશ્યકતા સહુને જણાઈ. બંધારણ ઘડી કાઢવાનો ભાર ઊંચકવાનું મેં માથે લીધું. મારી એક શરત હતી. જનતા ઉપર બે નેતાઓનો કાબૂ હું જોઈ રહ્યો હતો. તેથી મેં મારી જોડે તેમના પ્રતિનિધિઓની માગણી કરી. તે પોતે નિરાંતે બેસી બંધારણ ઘડવાનું કામ ન કરી શકે એમ હું સમજતો હતો. તેથી લોકમાન્યની પાસેથી ને દેશબંધુની પાસેથી તેમના વિશ્વાસનાં બે નામો માગ્યાં. આ ઉપરાંત બીજો કોઈ પણ બંધારણસમિતિમાં ન જોઈએ એમ મેં સૂચવ્યું. એ સૂચના કબૂલ રહી. લોકમાન્યે શ્રી. કેળકરનું ને દેશબંધુએ શ્રી. આઈ. બી. સેનનું એમ નામ આપ્યાં. આ બંધારણસમિતિ સાથે મળીને એક દિવસ પણ ન બેઠી, છતાં અમે અમારું કામ એકમતે ઉકેલ્યું. પત્રવ્યવહારથી અમારું કામ ચલાવી લીધું. એ બંધારણને વિષે મને કંઈક અભિમાન છે. હું માનું છું કે, એને અનુસરીને કામ લઈ શકાય તો આજે આપણો બેડો પાર થાય. એ તો થાય ત્યારે ખરો. પણ એ જવાબદારી લઈને મેં મહાસભામાં ખરો પ્રવેશ કર્યો એવી મારી માન્યતા છે.

૩૯

# ખાદીનો જન્મ

સન ૧૯૦૮ સુધીમાં રેંટિયો કે સાળ મેં જોયાં હોય એવું મને સ્મરણ નથી. છતાં 'હિંદ સ્વરાજ'માં રેંટિયાની મારફતે હિંદુસ્તાનની કંગાલિયત મટે એમ મેં માન્યું. ને જે રસ્તે ભૂખમરો ભાગે તે રસ્તે સ્વરાજ મળે એ તો સહુ સમજી શકે એવી વાત ગણાય. સન ૧૯૧૫માં દક્ષિણ આફ્રિકાથી દેશમાં આવ્યો ત્યારે પણ મેં રેંટિયાનાં દર્શન તો ન જ કર્યાં. આશ્રમ ખોલ્યું એટલે સાળ વસાવી. સાળ વસાવતાં પણ મને બહુ મુસ્કેલી આવી. અમે બધા અણજાણ, એટલે સાળ મેળવ્યે સાળ ચાલે તેમ નહોતું. અમે બધા કલમ ચલાવનાર કે વેપાર કરી જાણનાર ભેળા થયા હતા; કોઈ કારીગર નહોતા. એટલે સાળ મેળવ્યા પછી વણાટકામ શીખવનારની જરૂર હતી. કાઠિયાવાડ અને પાલણપુરથી સાળ મળી ને એક શીખવનાર આવ્યો. તેણે પોતાનો બધો કસબ ન બતાવ્યો. પણ મગનલાલ ગાંધી લીધેલું કામ ઝટ છોડે તેવા નહોતા. તેમના હાથમાં કારીગરી તો હતી જ, એટલે તેમણે વણવાના હુન્નરને પૂરો જાણી લીધો, ને એક પછી એક એમ આશ્રમમાં નવા વણકરો તૈયાર થયા.

અમારે તો અમારાં કપડાં તૈયાર કરીને પહેરવાં હતાં. તેથી મિલનાં કપડાં પહેરવાનું હવે બંધ કર્યું, ને હાથસાળમાં દેશી મિલના સૂતરમાંથી વણાયેલું કાપડ પહેરવાનો આશ્રમવાસીઓએ ઠરાવ કર્યો. આમ કરવામાં અમને ઘણું શીખવાનું મળ્યું. હિંદુસ્તાનના વણકરોના જીવનની, તેમની પેદાશની,

તેમને સૂતર મળવામાં પડતી મુશ્કેલીની, તેમાં તેઓ કેમ છેતરાતા હતા તેની, ને છેવટે તેઓ દિવસે દિવસે કેમ કરજદાર થતા હતા તેની ખબર પડી. અમે પોતે તુરત અમારું બધું કાપડ વણી શકીએ એવી સ્થિતિ તો નહોતી જ, તેથી બહારના વણકરોની પાસે અમારે જોઈતું કપડું વણાવી લેવાનું હતું. કેમકે દેશી મિલના સૂતરનું હાથે વણાયેલું કપડું વણકરો પાસેથી ઝટ મળે તેમ નહોતું. વણકરો સારું કપડું બધું વિલાયતી સૂતરનું જ વણતા હતા. કેમકે આપણી મિલો ઝીણું સૂતર નહોતી કાંતતી. આજ પણ પ્રમાણમાં ઝીણું સૂતર તે ઓછું જ કાંતે છે, બહુ ઝીણું તો કાંતી જ શકતી નથી. મહા પ્રયત્ને કેટલાક વણકરો હાથ આવ્યા, જેમણે દેશી સૂતરનું કાપડ વણી આપવાની મહેરબાની કરી. આ વણકરોને દેશી સૂતરનું વણેલું કાપડ ખરીદી લેવાની આશ્રમ તરફથી બોળાધરી આપવી પડી હતી. આમ ખાસ તૈયાર કરાવેલું કાપડ વણાવી અમે પહેર્યું ને મિત્રોમાં તેનો પ્રચાર કર્યો. અમે તો કાંતનારી મિલોના બિનપગાર એજંટ બન્યા. મિલોના પરિચયમાં આવતાં તેમના વહીવટની, તેમની લાચારીની માહિતી મળી. અમે જોયું કે, મિલોનું ધ્યેય પોતે કાંતીને પોતે વણવાનું હતું. તેઓ હાથસાળની ઇચ્છાપૂર્વક મદદગાર નહોતી, પણ અનિચ્છાએ હતી.

આ બધું જોઈને અમે હાથે કાંતવા અધીરા થયા. હાથે ન કાંતીએ ત્યાં લગી અમારી પરાધીનતા રહેવાની એમ અમે જોયું. મિલોના એજંટ બનવાથી અમે દેશસેવા કરીએ છીએ એમ ન લાગ્યું.

પણ ન મળે રેંટિયો ને ન મળે રેંટિયો ચલાવનાર. કોકડાં વગેરે ભરવાના રેંટિયા તો અમારી પાસે હતા, પણ તેમની ઉપર કાંતી શકાય એવું તો ભાન જ નહોતું. એક વેળા એક બાઈને કાળિદાસ વકીલ શોધી લાવ્યા. તે કાંતી બતાવશે એમ તેમણે કહ્યું. તેની પાસે એક આશ્રમવાસી, જે

નવાં કામો શીખી લેવામાં બહુ પ્રવીણ હતા, તેમને મોકલ્યા; પણ કસબ હાથ ન લાગ્યો.

વખત તો વહેવા લાગ્યો. હું અધીરો બન્યો હતો. ખબર આપી શકે એવા જે આશ્રમમાં ચડી આવે તેમને હું પૂછું. પણ કાંતવાનો ઇજારો તો સ્ત્રીનો જ હતો. એટલે ખૂણેખાંચરે કાંતવાનું જાણનારી સ્ત્રી તો સ્ત્રીને જ મળે.

ભરૂચ કેળવણી પરિષદમાં મને ગુજરાતી ભાઈઓ સન ૧૯૧૭ની સાલમાં ઘસડી ગયા હતા. ત્યાં મહાસાહસી વિધવા બહેન ગંગાબાઈ હાથ લાગ્યાં. તેમનું ભણતર બહુ નહોતું, પણ તેમનામાં હિમ્મત ને સમજણ ભણેલી બહેનોમાં સામાન્ય રીતે હોય છે તેના કરતાં વિશેષ હતાં. તેમણે પોતાના જીવનમાંથી અસ્પૃશ્યતાની જડ કાઢી નાંખી હતી, ને તે બેધડક રીતે અંત્યજોમાં ભળતાં ને તેમની સેવા કરતાં. તેમની પાસે દ્રવ્ય હતું, પણ પોતાની હાજતો ઓછી જ હતી. શરીર કસાયેલું હતું, ને ગમે ત્યાં એકલાં જતાં મુદ્દલ સંકોચ પામે તેવાં નહોતાં. ઘોડાની સવારી કરવાને પણ તે તૈયાર રહેતાં. આ બહેનનો વિશેષ પરિચય ગોધરાની પરિષદમાં કર્યો. મારું દુઃખ મેં તેમની પાસે મૂક્યું, ને દમયંતી જેમ નળની પાછળ ભમી હતી તેમ રેંટિયાની શોધમાં ભમવાનું પણ લઈ મારો ભાર તેમણે હળવો કર્યો.

## ૪૦

# મળ્યો

ગુજરાતમાં સારી પેઠે ભટક્યા પછી ગાયકવાડના વિજાપુરમાં ગંગાબહેનને રેંટિયો મળ્યો. ઘણાં કુટુંબોની પાસે રેંટિયો હતો તે તેમણે મેડે ચડાવી મેલ્યો હતો. પણ જો તેમનું સૂતર કોઈ લે તો ને તેમને પૂણી પૂરી પાડવામાં આવે તો તેઓ કાંતવા તૈયાર હતાં. ગંગાબહેને મને ખબર આપ્યા, ને મારા હર્ષનો પાર ન રહ્યો. પૂણી પહોંચાડવાનું કામ અઘરું લાગ્યું. મરહૂમ ભાઈ ઉમર સોબાનીને વાત કરતાં તેમણે પોતાની મિલમાંથી પૂણીનાં ભૂંગળાં પૂરાં પાડવાનું માથે લીધું. મેં તે ભૂંગળાં ગંગાબહેનને મોકલ્યાં ને સૂતર એટલા વેગથી તૈયાર થવા લાગ્યું કે હું થાક્યો.

ભાઈ ઉમર સોબાનીની ઉદારતા બહોળી હતી, છતાં તેને હદ હતી. પૂણીઓ વેચાતી લેવાનો નિશ્ચય કરતાં મને સંકોચ થયો. વળી મિલની પૂણીઓ લઈ કંતાવવામાં મને બહુ દોષ લાગ્યો. જો મિલની પૂણીઓ લઈએ તો સૂતરમાં શો દોષ? પૂર્વજોની પાસે મિલની પૂણીઓ ક્યાં હતી? એ કઈ રીતે પૂણીઓ તૈયાર કરતા હશે? પૂણીઓ બનાવનારને શોધવાનું મેં ગંગાબહેનને સૂચવ્યું. તેમણે તે કામ માથે લીધું. પીંજારાને શોધી કાઢ્યો. તેને દર માસે રૂ. ૩૫ના કે એથી મોટા પગારથી રોક્યો. પૂણી બનાવતાં બાળકોને શીખવ્યું. મેં રૂની ભિક્ષા માગી. ભાઈ યશવંતપ્રસાદ દેસાઈએ રૂની ગાંસડીઓ પૂરી પાડવાનું માથે લીધું. ગંગાબહેને કામ એકદમ વધાર્યું. વણકરો વસાવ્યા ને કંતાયેલું સૂતર વણાવવાનું શરૂ કર્યું. વિજાપુરની ખાદી પંકાઈ.

બીજી તરફથી આશ્રમમાં હવે રેંટિયો દાખલ થતાં વાર ન લાગી. મગનલાલ ગાંધીની શોધકશક્તિએ રેંટિયામાં સુધારા કર્યા, ને રેંટિયા તથા ત્રાકો આશ્રમમાં બન્યાં. આશ્રમની ખાદીના પહેલા તાકાનું ખર્ચ વારના સત્તર આના પડ્યું. મેં મિત્રો પાસેથી જાડી કાચા સૂતરની ખાદીના એક વારના સત્તર આના લીધા તે તેમણે હોંશે આપ્યા.

મુંબઈમાં હું પથારીવશ હતો. પણ સૌને પૂછ્યા કરતો. ત્યાં બે કાંતનારી બહેનો હાથ લાગી. તેમને એક શેર સૂતરનો એક રૂપિયો આપ્યો. હું ખાદીશાસ્ત્રમાં હજુ આંધળોભીંત જેવો હતો. મારે તો હાથે કાંતેલું સૂતર જોઈતું હતું, કાંતનારી જોઈતી હતી. ગંગાબહેન જે ભાવ આપતાં હતાં તેની સરખામણી કરતાં જોયું કે હું છેતરાતો હતો. બાઈઓ ઓછું લેવા તૈયાર નહોતી, તેથી તેમને છોડવી પડી. પણ તેમનો ઉપયોગ હતો. તેમણે શ્રી. અવંતિકાબાઈ, રમીબાઈ કામદાર, શ્રી. શંકરલાલ બેંકરનાં માતુશ્રી અને શ્રી. વસુમતીબહેનને કાંતવાનું શીખવ્યું, ને મારી ઓરડીમાં રેંટિયો ગુંજ્યો. એ યંત્ર મને માંદાને સાજો કરવામાં ફાળો ભર્યો એમ કહું તો અતિશયોક્તિ નથી. આ માનસિક સ્થિતિ છે એ ખરું. પણ મનનો હિસ્સો મનુષ્યને સાજોમાંદો કરવામાં ક્યાં ઓછો છે? રેંટિયાને મેં પણ હાથ લગાડ્યો. આનાથી આગળ આ વેળા હું નહોતો જઈ શક્યો.

અહીં હાથની પૂણીઓ ક્યાંથી લાવવી? શ્રી. રેવાશંકર ઝવેરીના બંગલાની પાસેથી રોજ તાંતનો અવાજ કરતો પીંજારો પસાર થતો. તેને મેં બોલાવ્યો. તે ગાદલાનું રૂ પીંજતો. તેણે પૂણીઓ તૈયાર કરી આપવાનું કબૂલ કર્યું. ભાવ આકરો માગ્યો તે મેં આપ્યો. આમ તૈયાર થયેલું સૂતર મેં વૈષ્ણવોને પવિત્રાં કરવા સારુ દામ લઈ વેચ્યું. ભાઈ શિવજીએ મુંબઈમાં રેંટિયાવર્ગ કાઢ્યો. આ પ્રયોગોમાં

દ્રવ્યનું ખર્ચ ઠીક થયું. શ્રદ્ધાળુ દેશભક્તોએ પૈસો આપ્યો ને મેં ખરચ્યો. એ ખરચ વ્યર્થ નથી ગયું એવો મારો નમ્ર અભિપ્રાય છે. તેમાંથી ઘણું શીખવાનું મળ્યું. મર્યાદાનું માપ મળ્યું.

હવે હું કેવળ ખાદીમય થવા અધીરો થયો. મારું ધોતિયું દેશી મિલના કાપડનું હતું. જે ખાદી વિજાપુરમાં ને આશ્રમમાં થતી હતી તે બહુ જાડી અને ૩૦ ઇંચ પનાની થતી હતી. મેં ગંગાબહેનને ચેતવણી આપી કે, જો ૪૫ ઇંચ પનાનું ખાદીનું ધોતિયું એક માસની અંદર પૂરું ન પાડે, તો મારે જાડી ખાદીનું અડધિયું પહેરી નિભાવ કરવો પડશે. આ બહેન અકળાયાં, મુદત ઓછી લાગી, પણ હાર્યાં નહિ. તેમણે મહિનાની અંદર મને પચાસ ઇંચનો ધોતીજોટો પૂરો પાડ્યો ને મારું દારિદ્ર્ય ફિટાડ્યું.

એ જ અરસામાં ભાઈ લક્ષ્મીદાસ લાઠીથી અંત્યજ ભાઈ રામજી અને તેમનાં પત્ની ગંગાબહેનને આશ્રમમાં લાવ્યા, ને તેમની મારફતે મોટા પનાની ખાદી વણાવી. ખાદીપ્રચારમાં આ દંપતીનો હિસ્સો જેવોતેવો ન કહેવાય. તેમણે ગુજરાત અને ગુજરાતની બહાર હાથસૂતર વણવાનો કસબ બીજાઓને શીખવ્યો છે. આ નિરક્ષર પણ સંસ્કારી બહેન જ્યારે સાળ ચલાવે છે ત્યારે તેમાં એટલાં લીન થાય છે કે, આમતેમ જોવાની કે કોઈની સાથે વાત કરવાની ફુરસદ પોતાને સારુ રાખતાં નથી.

## ૪૧

# એક સંવાદ

જે વેળાએ સ્વદેશીને નામે ઓળખાતી આ પ્રવૃત્તિ ચાલવા માંડી, ત્યારે મિલમાલિકો તરફથી મને ઠીક ટીકા મળવા લાગી. ભાઈ ઉમર સોબાની પોતે બાહોશ મિલમાલિક હોવાથી તે પોતાના જ્ઞાનનો ઉપયોગ મને આપતા જ હતા, પણ બીજાઓના અભિપ્રાયની ખબર પણ મને આપતા રહેતા હતા. તેમનામાંના એકની દલીલની અસર તેમની ઉપર પણ પડી, અને મને તેમની પાસે લઈ જવાની તેમણે સૂચના કરી. મેં તે વધાવી લીધી. અમે તેમની પાસે ગયા. તેમણે આરંભ કર્યો:

'તમારી સ્વદેશી ચળવળ પહેલી જ નથી એ તો તમે જાણો છો ના?'

મેં જવાબ આપ્યો: 'હા, જી.'

'તમે જાણો છો કે, બંગાળાના ભાગલા વખતે સ્વદેશી ચળવળે ખૂબ જોર પકડ્યું હતું તેનો અમે મિલોએ ખૂબ લાભ ઉઠાવ્યો, ને કાપડનાં દામ વધાર્યાં? કેટલુંક ન કરવાનું પણ કર્યું?'

'મેં એ વાત સાંભળી છે, ને સાંભળીને દિલગીર થયો છું.'

'તમારી દિલગીરી હું સમજું છું. પણ તેને સારુ કારણ નથી. અમે કંઈ પરોપકાર કરવાને સારુ અમારો વેપાર નથી કરતા. અમારે તો રળવું છે. અમારે શેરહોલ્ડરોને જવાબ દેવો છે. વસ્તુની કિંમત તેની માગણી ઉપર આધાર રાખે છે એ નિયમની સામે કોણ થઈ શકે? બંગાળીઓએ

જાણવું જ જોઈતું હતું કે, તેમની ચળવળથી સ્વદેશી કાપડનું દામ વધશે જ.'

'એ બીચારા મારા જેવા વિશ્વાસુ એટલે તેમણે માની લીધું કે, મિલમાલિકો છેક સ્વાર્થી નહિ બને, દગો તો નહિ જ દે, સ્વદેશીને નામે પરદેશી કાપડ તો નહિ જ વેચે.'

'આમ તમે માનો છો એમ હું જાણતો હતો, તેથી જ મેં તમને ચેતવવા ધાર્યું ને અહીં આવવાની તસ્દી આપી, કે જેથી તમે પણ ભોળા બંગાળીની જેમ ભૂલમાં ન રહો.' આમ કહી શેઠે પોતાના વાણોતરને નમૂના લાવવાનો ઇશારો કર્યો. ચૂંથામાંથી બનેલી કામળના એ નમૂના હતા. તે લઈ તેમણે કહ્યું: 'જુઓ, આ માલ અમે નવો બનાવ્યો છે. તેની સારી ખપત છે. ચૂંથામાંથી બનાવ્યો છે એટલે સોંઘો તો પડે જ. આ માલ અમે છેક ઉત્તર લગી પહોંચાડીએ છીએ. અમારા એજંટો ચોમેર પથરાયેલા છે. એટલે તમે જુઓ છો કે, અમને તમારા જેવા એજંટની જરૂર નથી રહેતી. ખરું તો એ છે કે, જ્યાં તમારા જેવાનો અવાજ સરખોયે ન પહોંચે ત્યાં અમારા એજંટો ને અમારો માલ પહોંચે છે. વળી તમારે એમ પણ જાણવું જોઈએ કે, હિંદુસ્તાનને જોઈએ એટલો માલ અમે ઉત્પન્ન કરતા પણ નથી. તેથી સ્વદેશીનો સવાલ તે મુખ્યત્વે ઉત્પન્નનો છે. જ્યારે અમે જોઈતા પ્રમાણમાં કાપડ પેદા કરી શકીશું ત્યારે, ને જાતમાં સુધારો કરી શકીશું ત્યારે, પરદેશી કાપડ આવતું તેની મેળે બંધ થઈ જશે. તેથી મારી સલાહ તો તમને એ છે કે, તમે જે રીતે ચલાવો છો તે રીતે તમારી સ્વદેશી ચળવળ ન ચલાવો, ને નવી મિલો કાઢવા તરફ ધ્યાન આપો. આપણે ત્યાં સ્વદેશી માલ ખપાવવાની ચળવળની જરૂર નથી, પણ ઉત્પન્ન કરવાની છે.'

'ત્યારે હું એ જ કામ કરતો હોઉં તો તો તમે આશીર્વાદ આપો ના?' હું બોલ્યો.

'એ કેવી રીતે? તમે જો મિલ ખોલવાનો પ્રયત્ન કરતા હો તો તમને ધન્યવાદ ઘટે છે.'

'એ તો હું નથી કરતો. પણ હું તો રેંટિયાપ્રવૃત્તિમાં રોકાયો છું.'

'એ શું?'

મેં રેંટિયાની વાત કહી સંભળાવી ને ઉમેર્યું:

'તમારા વિચારને હું મળતો આવું છું. મારે મિલોની એજન્સી ન કરવી જોઈએ. તેથી ફાયદાને બદલે નુકસાન જ છે. મિલોનો માલ કંઈ પડ્યો નથી રહેતો. મારે તો ઉત્પન્ન કરવામાં ને જે કાપડ ઉત્પન્ન થાય તે ખપાવવામાં રોકાવું જોઈએ. અત્યારે તો હું ઉત્પન્નમાં જ રોકાયો છું. આ પ્રકારના સ્વદેશીમાં હું માનું છું કેમકે તે વાટે હિંદુસ્તાનનાં ભૂખે મરતાં, અરધા ધંધા વિનાનાં બૈરાંને કામ આપી શકાય. તેઓ કાંતે તે સૂતર વણાવવું ને તે ખાદી લોકોને પહેરાવવી એ મારી વૃત્તિ છે ને એ ચળવળ છે. રેંટિયાપ્રવૃત્તિ કેટલી સફળ થશે એ તો હું નથી જાણતો. હજુ તો માત્ર તેનો આરંભકાળ છે. પણ મને તેમાં પૂરો વિશ્વાસ છે. ગમે તેમ હોય પણ તેમાં નુકસાન તો નથી જ. હિંદુસ્તાનમાં ઉત્પન્ન થતા કાપડમાં જેટલો વધારો આ ચળવળથી થાય એટલો લાભ જ છે. એટલે આ પ્રયત્નમાં તમે કહો છો તે દોષ તો નથી જ.'

'જો એ રીતે તમે ચળવળ ચલાવતા હો તો મારે કંઈ કહેવાનું નથી. આ યુગમાં રેંટિયો ચાલે કે નહિ એ જુદી વાત છે. હું તો તમને સફળતા જ ઇચ્છું છું.'

## ૪૨

# અસહકારનો પ્રવાહ

ખાદીની પ્રગતિ હવે પછી કેમ થઈ એનું વર્ણન આ પ્રકરણોમાં ન આપી શકાય. તે તે વસ્તુઓ પ્રજાની આગળ કેમ આવી એટલું બતાવ્યા પછી તેના ઇતિહાસમાં ઊતરવાનું આ પ્રકરણોનું ક્ષેત્ર નથી. ઊતરવા જતાં તે વિષયોનું પુસ્તક થઈ પડે. સત્યની શોધ કરતાં વસ્તુઓ મારા જીવનમાં એક પછી એક અનાયાસે કેમ આવી રહી એટલું જ બતાવવાનો અહીં આશય છે.

એટલે હવે અસહકારને વિષે થોડું કહેવાનો સમય આવ્યો ગણાય. ખિલાફતની બાબત અલીભાઈઓનું જબરદસ્ત આંદોલન તો ચાલી જ રહ્યું હતું. મરહૂમ મૌલાના અબદુલ બારી વગેરે ઉલેમાઓની સાથે આ વિષયમાં ખૂબ ચર્ચા થઈ. મુસલમાન શાંતિને, અહિંસાને ક્યાં લગી પાળી શકે એ વિષે વિવેચનો થયાં; ને છેવટે નક્કી થયું કે અમુક હદ લગી યુક્તિ તરીકે તેને પાળવામાં બાધ હોય નહિ, અને એક વાર અહિંસાની પ્રતિજ્ઞા કરી હોય તો તે પાળવા તે બંધાયેલ છે. છેવટે અસહકારનો ઠરાવ ખિલાફત પરિષદમાં મુકાયો, ને તે ઘણી ચર્ચાઓ પછી પસાર થયો. મને યાદ છે કે અલ્લાહાબાદમાં એક વખત આને સારુ આખી રાત લગી સભા ચાલી હતી. હકીમસાહેબને શાંતિમય અસહકારની શક્યતા વિષે શંકા હતી. પણ તેમની શંકા દૂર થયા પછી તેઓ તેમાં ભળ્યા, ને તેમની મદદ અમૂલ્ય થઈ પડી.

ત્યારબાદ ગુજરાતમાં પરિષદ થઈ તેમાં હું અસહકારનો ઠરાવ લાવ્યો. તેમાં વિરોધ કરનારની પ્રથમ દલીલ એ હતી કે જ્યાં લગી મહાસભા અસહકારનો ઠરાવ ન કરે ત્યાં લગી પ્રાંતિક પરિષદોને ઠરાવ કરવાનો અધિકાર નહોતો. મેં સૂચવ્યું કે પ્રાંતિક પરિષદો પાછું પગલું ન હઠી શકે; આગળ પગલાં ભરવાનો બધી પેટાસંસ્થાઓને અધિકાર છે, એટલું જ નહિ પણ તેમને હિંમત હોય તો તેમનો ધર્મ છે. તેમાં મુખ્ય સંસ્થાનું ભૂષણ વધે છે. ગુણદોષ ઉપર પણ સારી ને મીઠી ચર્ચા થઈ. મતો ગણાયા, ને મોટી બહુમતીથી અસહકારનો ઠરાવ પસાર થયો. આ ઠરાવ પસાર કરવામાં અબ્બાસ તૈયબજી તથા વલ્લભભાઈનો મોટો ફાળો હતો. અબ્બાસસાહેબ પ્રમુખ હતા અને તેમનું વલણ અસહકારના ઠરાવ તરફ જ ઢળતું હતું.

મહાસમિતિએ આ પ્રશ્નનો વિચાર કરવા મહાસભાની ખાસ બેઠક કલકત્તામાં ૧૯૨૦ના સપ્ટેમ્બર માસમાં ભરવાનો નિશ્ચય કર્યો. તૈયારીઓ બહુ મોટા પ્રમાણમાં થઈ. લાલા લજપતરાય પ્રમુખ ચૂંટાયા હતા. ખિલાફત સ્પેશિયલ ને કોંગ્રેસ સ્પેશિયલ મુંબઈથી છૂટી. કલકત્તામાં સભ્યોનો ને પ્રેક્ષકોનો બહુ મોટો સમુદાય એકઠો થયો.

મૌલાના શૌકતઅલીની માગણીથી મેં અસહકારના ઠરાવનો મુસદ્દો રેલગાડીમાં તૈયાર કર્યો. આજલગી મારા મુસદ્દાઓમાં 'શાંતિમય' શબ્દ ઘણેભાગે નહોતો આવતો. હું મારાં ભાષણોમાં એ શબ્દનો ઉપયોગ કરતો. કેવળ મુસલમાન ભાઈઓની સભાઓમાં 'શાંતિમય' શબ્દથી મારે સમજાવવાનું હું સમજાવી નહોતો શકતો. તેથી મૌલાના અબુલ કલામ આઝાદની પાસેથી મેં બીજો શબ્દ માગ્યો. તેમણે 'બાઅમન' શબ્દ આપ્યો, અને અસહકારને સારુ 'તર્કે મવાલાત' શબ્દ આપ્યો.

આમ હજુ ગુજરાતીમાં, હિંદીમાં, હિંદુસ્તાનીમાં અસહકારની ભાષા મારા મગજમાં ઘડાઈ રહી હતી તેવામાં મહાસભાને સારુ ઠરાવ ઘડવાનું ઉપર પ્રમાણે મારે હાથ આવ્યું. તેમાંથી 'શાંતિમય' શબ્દ રહી ગયો. મેં ઠરાવ ઘડીને ટ્રેનમાં જ મૌલાના શૌકતઅલીને આપી દીધો. મને રાતના સૂઝ્યું કે મુખ્ય શબ્દ 'શાંતિમય' તો રહી ગયો છે. મેં મહાદેવને દોડાવ્યા અને કહેવડાવ્યું કે 'શાંતિમય' શબ્દ છાપવામાં ઉમેરે. મને એવો ખ્યાલ છે કે એ શબ્દ ઉમેરાય તે પહેલાં ઠરાવ છપાઈ ગયો હતો. વિષયવિચારિણી સભા તે જ રાત્રે હતી, એટલે તેમાં તે શબ્દ પાછળથી મારે ઉમેરાવવો પડ્યો હતો. મેં જોયું કે જો હું ઠરાવ લઈને તૈયાર ન થયો હોત તો બહુ મુશ્કેલી પડત.

મારી સ્થિતિ દયાજનક હતી. કોણ સામે થશે ને કોણ ઠરાવ પસંદ કરશે એની મને ખબર નહોતી. લાલાજીના વલણ વિષે હું કશું જાણતો નહોતો. રીઢા થઈ ગયેલા યોદ્ધાઓ કલકત્તામાં હાજર થયા હતા. વિદુષી એની બેસંટ, પંડિત માલવીયજી, વિજયરાઘવાચાર્ય, પંડિત મોતીલાલજી, દેશબંધુ, વગેરે તેઓમાં હતા.

મારા ઠરાવમાં ખિલાફત અને પંજાબના અન્યાય પૂરતી જ અસહકારની વાત હતી. શ્રી. વિજયરાઘવાચાર્યને એમાં રસ ન આવ્યો. એ કહે: 'જો અસહકાર કરવો તો અમુક અન્યાયને સારુ જ શો? સ્વરાજ્યનો અભાવ એ મોટામાં મોટો અન્યાય છે, ને તેને સારુ અસહકાર થાય.' મોતીલાલજીને પણ એ દાખલ કરવું હતું. મેં તરત જ સૂચનાનો સ્વીકાર કર્યો, ને સ્વરાજ્યની માગણી પણ ઠરાવમાં દાખલ કરી. વિસ્તારપૂર્વક ગંભીર ને કંઈક તીખી ચર્ચાઓ પછી અસહકારનો ઠરાવ પસાર થયો.

મોતીલાલજી તેમાં પ્રથમ જોડાયા. મારી સાથેની તેમની મીઠી ચર્ચા મને હજુ યાદ છે. કંઈક શબ્દફેરની તેમણે સૂચના કરેલી તે મેં સ્વીકારી. દેશબંધુને મનાવવાનું બીડું તેમણે ઝડપ્યું હતું. દેશબંધુનું હૃદય અસહકાર તરફ હતું, પણ તેમની બુદ્ધિ એમ સૂચવતી હતી કે અસહકારને પ્રજા નહિ ઝીલે. દેશબંધુ અને લાલાજી અસહકારમાં પૂરા તો નાગપુરમાં આવ્યા. આ ખાસ બેઠક વેળા મને લોકમાન્યની ગેરહાજરી બહુ દુઃખદાયક થઈ પડી હતી. મારો અભિપ્રાય આજ લગી એવો છે કે તેઓ જીવતા હોત તો કલકત્તાના પ્રસંગને વધાવી લેત. પણ તેમ ન થાત ને તેઓ વિરોધ કરત તોયે તે મને ગમત. હું એમાંથી શીખત. તેમની સાથે મારે મતભેદો હમેશાં રહેતા. પણ તે બધા મીઠા હતા. અમારી વચ્ચે નિકટ સંબંધ હતો એમ મને તેમણે હમેશાં માનવા દીધું હતું. આ લખતી વેળા જ તેમના અવસાનનો ચિતાર મારી સામે ખડો થાય છે. મધરાત્રે મને અવસાનનો ટેલિફોન મારા સાથી પટવર્ધને કર્યો હતો. તે જ વખતે મેં સાથીઓની પાસે ઉદ્ગાર કાઢેલા : ‘મારી પાસે ભારે ઓથ હતી તે તૂટી પડી.’ આ વેળા અસહકારનું આંદોલન પૂરજોરથી ચાલી રહ્યું હતું. તેમની પાસેથી હૂંફ મેળવવાની હું આશા રાખતો હતો. છેવટે જ્યારે અસહકાર પૂરો મૂર્તિમંત થયો ત્યારે તેઓ કયું વલણ લેત એ તો દૈવ જાણે, પણ એટલું હું જાણું છું કે પ્રજાના ઇતિહાસની આ ભારે ઘડીને વખતે સહુને તેમની હાજરીનો અભાવ સાલતો હતો.

## ૪૩

# નાગપુરમાં

મહાસભાની ખાસ બેઠકમાં થયેલ અસહકારના ઠરાવને નાગપુરમાં ભરાયેલી વાર્ષિક બેઠકે બહાલ રાખવાનો હતો. જેમ કલકત્તામાં તેમ નાગપુરમાં અસંખ્ય માણસો એકઠા થયા હતા. હજુ પ્રતિનિધિઓની સંખ્યા અંકાઈ નહોતી, એટલે મને યાદ છે તે પ્રમાણે ચૌદ હજાર પ્રતિનિધિઓ હાજર થયા હતા. લાલાજીના આગ્રહથી વિદ્યાલયો વિષેના ઠરાવમાં એક નાનો ફેરફાર મેં કબૂલ રાખ્યો. દેશબંધુએ પણ કંઈક ફેરફાર કરાવ્યો હતો. અને છેવટે શાંતિમય અસહકારનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

આ જ બેઠકમાં મહાસભાના બંધારણનો ઠરાવ પસાર કરવાનો હતો. એ બંધારણ મેં ખાસ બેઠકમાં રજૂ તો કર્યું જ હતું. તેથી તે પ્રગટ થઈ ચર્ચાઈ ગયું હતું. શ્રી. વિજયરાઘવાચાર્ય આ બેઠકના પ્રમુખ હતા. બંધારણમાં વિષયવિચારિણી સભાએ એક જ મહત્ત્વનો ફેરફાર કર્યો. મેં તો પ્રતિનિધિઓની સંખ્યા ૧,૫૦૦ કલ્પી હતી, તેને બદલે વિષયવિચારિણી સભાએ ૬,૦૦૦ કરી. મારી માન્યતા પ્રમાણે આ વગરવિચાર્યું પગલું હતું. આટલાં વર્ષના અનુભવે પણ મને એ જ લાગે છે. ઘણા પ્રતિનિધિઓથી વધારે સારું કાર્ય થાય અથવા પ્રજાતત્ત્વ વધારે સચવાય એ કલ્પના હું છેક ભૂલભરેલી માનું છું. પંદરસો પ્રતિનિધિઓ જો ઉદાર મનના, પ્રજાહકરક્ષક ને પ્રામાણિક હોય તો છ હજાર આપખુદ પ્રતિનિધિઓ કરતાં પ્રજાતત્ત્વની વધારે સારી રક્ષા

કરે. પ્રજાતત્ત્વ સાચવવાને સારુ પ્રજામાં સ્વતંત્રતાની, સ્વમાનની અને ઐક્યની ભાવના અને સારા ને સાચા જ પ્રતિનિધિઓને પસંદ કરવાનો આગ્રહ હોવો જોઈએ. પણ સંખ્યા ઉપર મોહિત થયેલી વિષયવિચારિણી સભાને તો છ હજારથી પણ વધારે પ્રતિનિધિઓ જોઈતા હતા. એટલે છ હજારથી માંડ પત્યું.

મહાસભામાં સ્વરાજના ધ્યેય ઉપર ચર્ચા થઈ હતી. બંધારણની કલમમાં સામ્રાજ્યમાં અથવા તેની બહાર જેમ મળે તેમ સ્વરાજ મેળવવાનું હતું. સામ્રાજ્યમાં રહીને જ સ્વરાજ મેળવવું એવો પક્ષ પણ મહાસભામાં હતો. તે પક્ષનું સમર્થન પંડિત માલવીયજી તથા મિ. ઝીણાએ કર્યું, પણ તેમને ઘણા મત ન મળી શક્યા. શાંતિ ને સત્યરૂપ સાધનો દ્વારા જ સ્વરાજ્ય મેળવવું એ બંધારણની કલમ હતી. તે શરતનો પણ વિરોધ થયો હતો. મહાસભાએ તેનો અસ્વીકાર કર્યો ને આખું બંધારણ મહાસભામાં સુંદર ચર્ચા થયા પછી પસાર થયું. મારો અભિપ્રાય છે કે આ બંધારણનો અમલ પ્રામાણિકપણે ને હોંશથી લોકોએ કર્યો હોત તો તેથી પ્રજા ભારે કેળવણી પામત ને તેના અમલમાં સ્વરાજનું મળવાપણું હતું. પણ એ વિષય અહીં પ્રસ્તુત નથી.

આ જ સભામાં હિંદુમુસ્લિમ ઐક્ય વિષે, અંત્યજ વિષે ને ખાદી વિષે પણ ઠરાવો થયા. અને ત્યારથી અસ્પૃશ્યતા દૂર કરવાનો ભાર મહાસભાના હિંદુ સભ્યોએ ઉપાડ્યો છે, ને ખાદી વડે મહાસભાએ પોતાનું અનુસંધાન હિંદુસ્તાનનાં હાડપિંજરની સાથે કર્યું છે. ખિલાફતના સવાલને અંગે અસહકાર એ જ હિંદુમુસ્લિમ ઐક્ય સાધવાનો મહાસભાનો મહાન પ્રયાસ હતો.

# પૂર્ણાહુતિ

પણ હવે આ પ્રકરણો બંધ કરવાનો સમય આવી પહોંચ્યો છે.

હવેનું મારું જીવન એટલું બધું જાહેર થયું કે કશું પ્રજા નથી જાણતી એવું ભાગ્યે જ હોય. વળી ૧૯૨૧ની સાલથી હું મહાસભાના આગેવાનોની સાથે એટલો બધો ઓતપ્રોત થઈને રહ્યો છું કે એક પણ કિસ્સાનું વર્ણન નેતાઓના સંબંધને તેમાં લાવ્યા વિના હું યથાર્થ ન જ કરી શકું. આ સંબંધો હજુ તાજા છે. શ્રદ્ધાનંદજી, દેશબંધુ, લાલાજી અને હકીમસાહેબ આપણી પાસે નથી, છતાં સદ્‌ભાગ્યે બીજા ઘણા નેતાઓ હજુ મોજૂદ છે. મહાસભાના મહાપરિવર્તન પછીનો ઇતિહાસ હજુ ઘડાઈ રહ્યો છે. મારા મુખ્ય પ્રયોગો મહાસભાની મારફતે થયા છે, એટલે તે પ્રયોગોનું વર્ણન કરવામાં નેતાઓના સંબંધોને વચ્ચે લાવવા અનિવાર્ય છે. એ હું વિનયને ખાતર પણ હાલ તો ન જ લાવી શકું. છેવટમાં, હાલ ચાલતા પ્રયોગોને વિષે મારા નિર્ણયો નિશ્ચયાત્મક ન ગણી શકાય. એટલે આ પ્રકરણોને હાલ તો બંધ કરવાં એ મારું કર્તવ્ય જણાય છે. મારી કલમ જ આગળ ચાલવાની ના કહે છે એમ કહું તો ચાલે.

વાંચનારની રજા લેતાં મને આઘાત પહોંચે છે. મારા પ્રયોગોની મારી પાસે બહુ કિંમત છે. તેમને હું યથાર્થ વર્ણવી શક્યો છું કે નહિ એ હું નથી જાણતો. યથાર્થ વર્ણવવામાં મેં કચાશ નથી રાખી. સત્યને મેં જેવું જોયું છે, જે માર્ગે જોયું છે તે બતાવવાનો મેં સતત પ્રયત્ન કર્યો છે, ને વાંચનારને તે વર્ણનો આપતાં ચિત્તશાંતિ ભોગવી છે. કેમકે

તેમાંથી વાંચનારને સત્ય અને અહિંસાને વિષે વધારે આસ્થા બેસે એવી મેં આશા રાખી છે.

સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે, એમ આ પ્રકરણોને પાને પાને ન દેખાયું હોય તો આ પ્રયત્ન વ્યર્થ સમજું છું. પ્રયત્ન વ્યર્થ હો, પણ વચન વ્યર્થ નથી. મારી અહિંસા સાચી તોયે કાચી છે, અપૂર્ણ છે. તેથી મારી સત્યની ઝાંખી હજારો સૂરજને એકઠા કરીએ તોપણ જે સત્યરૂપી સૂરજના તેજનું પૂરું માપ ન મળી શકે એવા સૂરજના એક કિરણમાત્રના દર્શનરૂપ જ છે. એનું સંપૂર્ણ દર્શન સંપૂર્ણ અહિંસા વિના અશક્ય છે, એટલું તો હું મારા આજ લગીના પ્રયોગોને અંતે અવશ્ય કહી શકું છું.

આવા વ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે. અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો. તેથી જ સત્યની મારી પૂજા મને રાજ્યપ્રકરણમાં ખેંચી ગઈ છે. ધર્મને રાજ્યપ્રકરણની સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતા નથી એમ કહેતાં મને સંકોચ નથી થતો, એમ કહેવામાં હું અવિનય નથી કરતો.

આત્મશુદ્ધિ વિના જીવમાત્રની સાથે ઐક્ય ન જ સધાય. આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનું પાલન સર્વથા અસંભવિત છે. અશુદ્ધાત્મા પરમાત્માનાં દર્શન કરવા અસમર્થ છે, એટલે જીવનમાર્ગનાં બધાં ક્ષેત્રોમાં શુદ્ધિની આવશ્યકતા છે. એ શુદ્ધિ સાધ્ય છે, કેમકે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટ સંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઈ પડે છે. અને વ્યક્તિગત પ્રયત્ન કરવાની શક્તિ સત્યનારાયણે સહુને જન્મથી જ આપી છે.

પણ આ શુદ્ધિનો માર્ગ વિકટ છે એમ હું તો પ્રતિક્ષણ અનુભવું છું. શુદ્ધ થવું એટલે મનથી, વચનથી ને કાયાથી નિર્વિકાર થવું, રાગદ્વેષાદિરહિત થવું. એ નિર્વિકારતાને પહોંચવાને પ્રતિક્ષણ મથતા છતાં હું પહોંચ્યો નથી, તેથી લોકોની સ્તુતિ મને ભોળવી શકતી નથી, એ સ્તુતિ ઘણી વેળા ડંખે છે. મનના વિકારોને જીતવા જગતને શસ્ત્રયુદ્ધથી જીતવા કરતાંયે મને કઠિન લાગે છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ હું મારામાં સંતાઈ રહેલા વિકારોને જોઈ શક્યો છું, શરમાયો છું, પણ હાર્યો નથી. સત્યના પ્રયોગો કરતાં મેં રસ લૂટ્યો છે, આજે લૂટી રહ્યો છું. પણ હું જાણું છું કે મારે હજુ વિકટ માર્ગ કાપવાનો છે. તેને સારુ મારે શૂન્યવત્ બનવાનું છે. મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો ન મૂકે ત્યાં લગી તેની મુક્તિ નથી. અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે. અને એ નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે. એ નમ્રતાની પ્રાર્થના કરતો, તેમાં જગતની મદદ યાચતો અત્યારે તો આ પ્રકરણોને બંધ કરું છું.

# સૂચિ

# ગાંધીજીનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| ખરી કેળવણી | ૦–૧૨–૦ |
| કેળવણીનો કોયડો | ૧–૦–૦ |
| ધર્મમંથન | ૦–૧૨–૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦–૧૪–૦ |
| અહિંસા | ૦–૮–૦ |
| વર્ણવ્યવસ્થા | ૦–૬–૦ |
| અનાસક્તિયોગ | ૦–૨–૦ |
| गीतापदार्थकोष | ૦–૪–૦ |
| મંગળપ્રભાત | ૦–૧–૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦–૨–૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧ | ૦–૧૨–૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૨ | ૧–૦–૦ |
| યેરવડાના અનુભવ | ૦–૧૨–૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં ખાદીનું પૂઠું) | ૧–૧૨–૦ |
| (સાદું પૂઠું) | ૧–૪–૦ |
| ગાંધીજીનું નવજીવન (ચાર ભાગ) | ૧૧–૦–૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦–૪–૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો (સુધારાવધારાવાળી નવી આવૃત્તિ) | ૦–૧૨–૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**

**અમદાવાદ**

# કાકા કાલેલકરનાં પુસ્તકો

| | |
|---|---|
| જીવનવિકાસ | ૨—૮—૦ |
| (કેળવણીનાં અંગોની ચર્ચા) | |
| જીવનનો આનંદ | ૧—૮—૦ |
| (કલા અને કુદરતવિષયક લેખો) | |
| જીવનભારતી | ૨—૮—૦ |
| (સાહિત્યવિવેચન) | |
| જીવનસંસ્કૃતિ | ૨—૮—૦ |
| (સામાજિક અને સંસ્કૃતિ વિષયક લેખો) | |
| હિમાલયનો પ્રવાસ | ૧—૦—૦ |
| (આર્ય સંસ્કૃતિનું રહસ્ય ચર્ચતો) | |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦—૨—૦ |
| (કેવળ મુસાફરીની દૃષ્ટિએ) | |
| સ્મરણયાત્રા | ૧—૮—૦ |
| (કિશોર અવસ્થાના રમૂજી અનુભવો) | |
| જીવતા તહેવારો | ૦—૧૨—૦ |
| (ધાર્મિક જીવનનું કાવ્ય) | |
| લોકમાતા | ૦—૪—૦ |
| (ભારતની નદીઓનું રસિક વર્ણન) | |
| નક્ષત્રમાળા | ૦—૧—૦ |
| (રાજા ભર્તૃહરિના સહેલા સંસ્કૃત શ્લોકો) | |
| કાલેલકરના લેખો | ૩—૦—૦ |
| (અનેક વિષયો ચર્ચતા) | |